# કવિતા અને સાહિત્ય.

## વૉલ્યુમ ૧ લું.

( કાવ્ય ચર્ચા )

ગુ. મ. સાલાઘટા.

# કવિતા અને સાહિત્ય.

## વૉલ્યુમ ૧ લું.

( કાવ્ય ચર્ચા. )


કર્ત્તા,

રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

અમદાવાદ.



પ્રકાશક,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.

આસિ. સેક્રેટરી, અમદાવાદ.

આવૃત્તિ બીજી. પ્રત ૧૫૦૦

સન ૧૯૨૬. સંવત ૧૯૮૨

કીમત રૂ. એક.

# નિવેદન.

સન ૧૯૦૩ માં "કવિતા અને સાહિત્ય" એ નામથી રા. બ. રમણભાઈના કાવ્ય અને સાહિત્યની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ બહાર પડેલો. તે પછી, કેટલાક સમયથી એ પુસ્તક અપ્રાપ્ય થઈ પડેલું અને ગુજરાત વિદ્યાપીઠ, મુંબાઈ યુનિવરસિટિ અને મહિલા પાઠશાળા વગેરેમાં, ગુજરાતીના અભ્યાસને પ્રાધાન્ય અપાયાથી, પાઠ્યપુસ્તક તરીકે એ પુસ્તકની વારંવાર માગણી થવા લાગી.

પ્રસ્તુત લેખ સંગ્રહ બહાર પડયા પછી રા. બ. રમણભાઈએ બીજા સંખ્યાબંધ લેખો, ગુજરાતી ભાષાનું બંધારણ અને ઇતિહાસ, સમાલોચના વિષે, લખ્યા છે અને તે બધાનો પણ એકસામટો સંગ્રહ થવાની જરૂર હતી.

તેથી રા. બ. રમણભાઈને એ બધા લેખોનો સંગ્રહ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી બહાર પાડવાની વિનંતિ થતાં, તેમ કરવાની તેમણે ખુશીથી રજા આપી; જે બદલ સોસાઇટી એઓનો આભાર માને છે.

એમના લેખોનો સંગ્રહ પૂર્વવત્ હતો તેમ નહિ છપાવતાં. એ લેખોની કાવ્ય, સમાલોચના, ભાષા વગેરે વિભાગોમાં વહેંચણી કરી નાંખી છે; તે પ્રમાણે કાવ્યચર્ચાને લગતા લેખો પહેલા વૉલ્યુમમાં આપવામાં આવ્યા છે. બીજા ભાગો પણ સત્વર બહાર પાડવા વ્યવસ્થા થઇ છે.

અમારી ખાત્રી છે કે ગુજરાતી સાહિત્યના અભ્યાસી વર્ગને આ નવી આવૃત્તિ ઉપકારક થશે.

ગુ. વ. સોસાઇટી.
અમદાવાદ.
તા. ૧૦ મી જુન ૧૯૨૬

આસિ૦ સેક્રેટરી.

# પ્રસ્તાવના.

## (પહેલી આવૃત્તિ.)

આ પુસ્તકમા કવિતાના લક્ષણ વિશે, કેટલાક ગદ્ય પદ્ય ગ્રન્થો વિશે અને સામાન્ય સાહિત્ય વિશે મેં લખેલા નિબન્ધોનો સંગ્રહ પ્રકટ કર્યો છે. એ નિબન્ધો ગયા પંદર વર્ષની દરમ્યાન લખાયેલા છે. તેમાના બે બુદ્ધિપ્રકાશમા અને દસ જ્ઞાનસુધામા "મકરન્દ" ની સહીથી કકડે કકડે છપાયેલા છે અને બાકીના બે નિબન્ધ બીજી રીતે છુટક પ્રસિદ્ધ થયેલા છે. આ સંગ્રહમાં ગોઠવણ એવી કરી છે કે પ્રથમ કવિતા તથા કાવ્યગ્રન્થો વિશેના નિબન્ધ અંક ૧ થી ૧૦ સુધીના મુકયા છે, અને તે પછી ગદ્ય ગ્રન્થો તથા સામાન્ય સાહિત્ય વિશેના બાકીના ચાર નિબન્ધ મુકયા છે; અને, આ બે વિભાગમાંના દરેકમા નિબન્ધો અસલ પ્રસિદ્ધ થયાના ક્રમમાં ગોઠવ્યા છે.

આ પુસ્તકમાના પહેલા નિબન્ધ વિશે ઉપોદ્ઘાતરૂપે કેટલીક હકીકત કહેવાની રજા લઉં છું. મુંબાઇની એલ્ફિન્સ્ટન કોલેજમા હું અભ્યાસ કરતો હતો ત્યારે ત્યાંની ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા આગળ તા. ૨૪ મી જુલાઇ સને ૧૮૮૭ ના રોજ " કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ " એ વિષય ઉપર મેં ભાષણ કર્યું હતું. કોલેજ છોડયા પછી કવિતા વિશે વિસ્તારી ચર્ચા કરવાની ઇચ્છા થયાથી એ ભાષણના પાયા ઉપર બુદ્ધિપ્રકાશ માસિકમા " કવિતા " એ નામનો નિબન્ધ મેં કકડે કકડે લખવા માડયો. કેટલાંક કારણોને લીધે એ સ્વરૂપમા એ નિબન્ધ પુરો થઇ શકયો નહિ. પાછળથી જ્ઞાનસુધા માસિકમા કવિતાના વિવિધ અંગ વિશે નિબન્ધ લખતા અને કેટલાક કાવ્ય-ગ્રથોનું અવલોકન કરતા કવિતા વિશેની ચર્ચા મેં આગળ ચલાવી. આ વિષયનો મારો અભ્યાસ વધારવાનો મને એ રીતે લાભ મળ્યો, પરંતુ, કવિતા વિશે એકજ રચનાવાળો આખો ગ્રન્થ થવાને બદલે

કવિતાને લગતી જુદી જુદી બાબતો ઉપરના વિચાર છુટક છુટક નિબન્ધોમાં વહેંચાઇ ગયા, અને અવલોકનોમાં પ્રસંગવશાત્ કવિતા વિશેની સામાન્ય ચર્ચા દાખલ કરવી પડી. દરેક નિબન્ધમાં તેની પહેલાં પ્રસિદ્ધ થયેલા નિબન્ધમાં કરેલી ચર્ચા આધાર રૂપે લઇ સામાન્ય નિરૂપણ આગળ વધાર્યું છે, અને આ સંગ્રહમા મૂકેલા ક્રમમાં એ નિબન્ધો વાચવાની વાંચનારને મારી વિનંતિ છે.

આમાના કેટલાક નિબન્ધોમા બીજા લેખકો સાથે વાદવિવાદ કે ઉત્તરપ્રત્યુત્તર રૂપની ચર્ચા છે, તેમા જ્યા કોઇ ઠેકાણે ટીકાનાં સખત વચનો છે ત્યા તે વચનો હવે બદલી શકાયાં હોત તો મને આનન્દ થાત. પરંતુ, ચર્ચા સાથે ટીકા ઐતિહાસિક સંબન્ધમા જોડાયેલી હોવાથી એ ફેરફાર થઇ શકયો નથી.

**રમણભાઈ મહીપતરામ નીલકંઠ.**

અમદાવાદ.

તા. ૩૦ અકટોબર, ૧૯૦૪.

---

## ( બીજી આવૃત્તિ. )

" કવિતા અને સાહિત્ય " ની પહેલી આવૃત્તિ ખપી જવાથી બીજી આવૃત્તિ કાઢવાની વર્નાક્યુલર સોસાઇટીએ ઇચ્છા દર્શાવ્યાથી આ આવૃત્તિ સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થઈ છે.

પહેલી આવૃત્તિમાં નહિં પ્રસિદ્ધ થયેલા એવા મારા કેટલાક નિબંધ આ આવૃત્તિમાં દાખલ કર્યા છે.

વાંચનારની અનુકૂળતા ખાતર આ આવૃત્તિમાં પુસ્તકના જુદા જુદા ભાગ પ્રસિદ્ધ કર્યા છે. તેની ગોઠવણ નીચે પ્રમાણે છે:—

ભાગ ૧. કાવ્યચર્ચા.

ભાગ ૨. સમાલોચના.

ભાગ ૩. ગુજરાતી ભાષાનું બંધારણ અને ઇતિહાસ.
ભાગ ૪. સામાન્ય.

પ્રથમ આવૃત્તિમાં જે કેટલાક બીજા નિબંધમાંના વિવેચન તથા ચર્ચા " કાવ્યાનન્દ " ના નિબન્ધમાં ઉદ્દિષ્ટ કરેલાં હતાં તે નિબન્ધો "કાવ્યાનન્દ" થી આ આવૃત્તિમાં જુદા ભાગમાં પ્રસિદ્ધ થયા છે. તેથી ઉદ્દિષ્ટ ભાગ આ આવૃત્તિમાં પહેલા ભાગના પરિશિષ્ટરૂપે પ્રસિદ્ધ કર્યા છે કે એ ભાગ વાંચનારને સુગમતા થાય.

અમદાવાદ,
તા. ૬૨ મી જુન ૧૯૨૬. } રમણભાઈ મહીપતરામ નીલકંઠ.



# સ્મરણાંક.



વિચારપ્રદેશમાં અને લેખનકળામાં જેમણે કૃપા કરી મને
પ્રવેશ કરાવ્યો તે પૂજ્ય પિતાના સ્મરણથી આ
પુસ્તક અંકિત કરૂં છું. મારી કૃતજ્ઞતા
પુણ્યધામના નિવાસમાં તેમની
સેવાકારિણી થાઓ એવી
મારી ઉત્કંઠા છે.



# અનુક્રમણિકા.





# કવિતા અને સાહિત્ય.

## ૧.

## કવિતા.*

'કવિતા તે શું' એ વિષય પર ચર્ચા ગુજરાતી પુસ્તકસમૂહમા સમૂળગી છે જ નહિં એમ કહેવું એ કંઈ ખોટું નથી. એ ચર્ચાની જરૂર છે એમાં કંઈ સંદેહ નથી. બીજી ભાષાઓ પેઠે ગુજરાતીમાં પણ કવિતા પ્રધાન પદવી ધરાવે છે. પુસ્તક લખનાર વર્ગમાથી ઘણાને કવિતા રચવાની અને કવિ થવાની આકાક્ષા હોય છે. પુસ્તકસમૂહના આ મુખ્ય ભાગ વિશે વિવેચન થાય નહિં ત્યાં સુધી ભાષાની ઉન્નતિ થઈ શકે નહિ. ગુજરાતી વાચનાર વર્ગને આ ખોટ નથી લાગવા માડી એમ નથી. દરેક ચોપાનીઆમા અને ઘણી ચોપડીઓમા કવિતાને નામે પદ્ય છપાય છે; ઘણા કાવ્ય કહેવાતા ગ્રંથો છપાય છે, ઘણા પોતાને કવિ કહેવડાવે છે અને બીજા કવિ ન કહેવાય એમ ઇચ્છે છે. ઘણાને મ્હોડે સાભળીએ છીએ કે 'કવિતા તે શું' તે ઘણા સમજતા નથી. કવિતાને નામે ચાલતા પદ્યમાથી કેટલી કવિતા છે, કવિનું નામ ધરનારામાથી કેટલા કવિ છે અને બીજા પર કવિતાના સ્વરૂપના અજ્ઞાનનો આરોપ મૂકનારામાંથી કેટલા પોતે જ એ વિષય બરાબર સમજે છે, એ ચર્ચાની ઉત્કંઠા પુસ્તકો વાચનારને થાય એ સ્વાભાવિક છે. ઇંગ્રેજી અને સંસ્કૃત કવિતા વાચનારને ગુજરાતીમા કવિતા સર્વોત્તમ રૂપે બહુ થોડી છે એ લાગ્યા વિના રહેતુ નથી. એ ખોટ પૂરી પાડવી એ ઇશ્વરદત્ત બુદ્ધિશક્તિવાળાનું કામ છે. એ બુદ્ધિપ્રભાવ પારખવો એ દરેક

---

* સને ૧૮૮૮ ના જાન્યુઆરી માસમાં અને તે પછી "બુદ્ધિપ્રકાશ" માં પ્રસિદ્ધ થયેલો નિબંધ.

સંસ્કાર પામેલા વાંચનારનો ધર્મ છે. ગુજરાતી કવિતા વાંચનારામાંથી ઘણો ભાગ એ કવિતામાં ચર્ચેલા વિષય કે વાર્તા અથવા તેમાં વાપરેલા શબ્દ માટે વાચે છે. રસગ્રહણ, ગુણદોષની પરીક્ષા, કે એક બીજા સાથે મુકાબલા માટે વાચનારા ઘણા થોડા છે. કવિતાનો સૂક્ષ્મ રીતે વિચાર અને અભ્યાસ થવા માડશે ત્યારે જ ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ શરૂ થશે. એ સૂક્ષ્મ અભ્યાસ માટે કવિતાનું ધોરણ નક્કી કરવું એ આ નિબંધનો અલ્પમતિ યત્ન છે.

સામાન્ય રીતે કવિતાનું સ્વરૂપ બધી ભાષામાં એનું એ જ છે. સંગીતશાસ્ત્ર, ચિત્રવિદ્યા, વગેરે માટે જુદી જુદી પ્રજાના અભિપ્રાયના મૂળતત્ત્વ એના એ જ છે પણ તેના વિવેચનમા ફેર પડે છે કવિતામાં પણ તેમ જ છે. જુદા જુદા દેશના લોકોના પહેરવેશ. રીતભાત, ખોરાક, રીવાજ, રંગ, કદ. ટેવ, વગેરેમાં ફેર હોય છે, તેમ તેમની કવિતામા પણ ફેર હોય છે. પણ તેમનું સર્વનું મનુષ્યત્વ એક જ અને મનુષ્યની એક જ વ્યાખ્યા સર્વને લાગુ પડે છે. તે જ પ્રમાણે કવિતાનું પણ એક જ લક્ષણ હોય.

તે માટે પહેલાં અમે કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ નક્કી કરીશુ અને પછી તે ધોરણ ગુજરાતી કવિતાને લાગુ પાડીશું. તેમાં પ્રસંગ પ્રમાણે જૂના અને નવા કવિઓની કવિતા પર ટીકા કરવી પડશે. તેમા અનુકૂલ અથવા પ્રતિકૂલ મત કોઇ કવિને પોતાને માટે નહિં પણ તેની કવિતા માટે જ છે એ વાચનારે ધ્યાનમા રાખવું; એ અમારી વિનંતિ છે. અમે પણ સ્નેહ કે દ્વેષની વૃત્તિ વિના માત્ર નિષ્પક્ષપાત ટીકાકારનો હક લક્ષમા રાખીશું.

દરેક પ્રજાની ભાષામા ગદ્ય કરતા પદ્ય પહેલાં લખાય છે. ગ્રીક ભાષામા સહુથી પહેલું નિબંધન પદ્યમા છે. ભારતવર્ષમાં આર્યોનું સહુથી પહેલું નિબંધન વેદ પદ્યમા છે. વેદાદિ બાદ કરતાં ગ્રંથકારોમા પહેલા વાલ્મીકિ ગણાય છે. તેમનુ નિબંધન રામાયણ પદ્યમાં છે. આ ગ્રંથો કવિતા નથી એમ કહેનાર કોઇ નથી. આથી આટલું સિદ્ધ થશે કે

માણસમાં કવિત્વશક્તિ સ્વાભાવિક છે અને તે જ્ઞાનથી એટલે યત્ન કરીને સંપાદન કરેલા જ્ઞાનથી ઉત્પન્ન થતી નથી. જે કાળમાં હાલ કરતાં સંપાદન કરેલાં જ્ઞાન અને અનુભવ થોડાં હતાં તે કાળમાં કવિતા હાલ કરતાં ઉતરતી નહોતી. મેકોલે[1] તો એટલે સુધી કહે છે કે જેમ પ્રજાના આચારવિચારમાં સુધારો થતો જાય તેમ તેની કવિતા ઉતરતી પંક્તિની થતી જાય એવો નિયમ છે. સૃષ્ટિજ્ઞાન ( Science ) આગળ ઘણું થોડું હતું અને હાલ ઘણું વધારે છે. પણ સંગીતશાસ્ત્ર, ચિત્રકળા, કે શિલ્પ વિદ્યાના જ્ઞાનમાં તેમ નથી એવો તેનો અભિપ્રાય છે. તે કહે છે કે " માણસને પહેલું ઇંદ્રિયગોચર જ્ઞાન થાય છે અને ત્યાર પછી પૃથક્ સવિકલ્પક જ્ઞાન થાય છે. સમસ્ત પ્રજાના જ્ઞાનનો પણ આવોજ ક્રમ છે. મનુષ્યના જ્ઞાનની વૃદ્ધિ સારૂ અનુભવથી થયેલું સામાન્ય જ્ઞાન અવશ્ય છે. પણ કલ્પના વડે નવી સૃષ્ટિ કરવામાં તો સામાન્ય થવા નહિં પામેલા વિશેષ જ્ઞાન વિના ચાલે જ નહિ. જેમ મનુષ્યનું જ્ઞાન વધતું જાય છે અને તે વધારે વિચાર કરતો થાય છે તેમ વિશેષ જ્ઞાન તરફ તેનું લક્ષ ઓછું જાય છે. ઉપર કહ્યું તેમ કવિતા માટે વિશેષ જ્ઞાનની જરૂર છે, તેથી મનુષ્યના જ્ઞાન અને વિચારશક્તિની વૃદ્ધિ થાય તેમ કવિતાશક્તિ ઘટતી જાય." મેકોલેના આ મતમાં સત્યતા કેટલી છે તે અગાડી તપાસીશું. હાલ આટલું જ નક્કી કરીશું કે કવિતાની ઉત્પત્તિ માટે જ્ઞાન અવશ્ય નથી. જ્ઞાન હોય તો કવિતા બગડે કે સુધરે તેનો વિચાર અગાડી જતાં કરીશું.

કવિતા માણસમાં સ્વાભાવિક છે પણ તે માણસના કિયા સ્વભાવની ઉત્પત્તિ છે ? માણસનું મન જુદે જુદે પ્રસંગે જુદી જુદી અવસ્થામાં આવે છે, તેમાંથી કયી અવસ્થામાં આવીને તે કવિત્વશક્તિ ધારણ કરે છે ? કવિત્વશક્તિને અનુકૂળ માણસનો કિયો સ્વભાવ

૧ આ અને બીજા ઇંગ્રેજી લખનારના મત ઉતારતાં તેમનાં નામ જોડે 'નામે ઇંગ્રેજી લખનાર' એ પદ સમજી લેવાનું વાંચનારને જ શિર સોંપ્યું છે.

છે એ માટે વિદ્વાનોમા મતફેર છે. એરિસ્ટોટલ કહે છે કે માણસમાં અનુકરણ ( Imitation ) કરવાનો સ્વભાવ છે, અને કવિતા તેનું ફળ છે. સૃષ્ટિમાં જે નજરે પડે છે તેના જ જેવું પોતાની મેળે ઉત્પન્ન કરવાનો માણસનો સ્વભાવ છે. આ અનુકરણ કરવાની ઇચ્છાથી કવિતા થાય છે. બેકન એથી ઉલટો વિચાર દર્શાવે છે. તે કહે છે કે માણસ પોતાના તર્ક અને કલ્પના ( Imaginaton ) થી સૃષ્ટિમા ન હોય તેવું ઉત્પન્ન કરે છે, અને તેનું નામ કવિતા. સૃષ્ટિમા જે નજરે પડે છે તેથી માણસના મનને સંતોષ થતો નથી. નિયમોથી બંધાઈ ગયેલી સૃષ્ટિ તેની રુચિને અનુસરતી નથી આવતી. તેથી સૃષ્ટિના નિયમ સુધારીને વાજબી ન્યાય પ્રમાણે પોતાને પસંદ પડે એવી નવી સૃષ્ટિ તે કલ્પનાવડે ઉત્પન્ન કરે છે. એરિસ્ટોટલના મત પ્રમાણે કવિતામાં અનુકરણ અને સત્ય આવે; જેવું સૃષ્ટિમા હોય તેવું માણસ પોતાના મનમા ઉત્પન્ન કરે. બેકનના મત પ્રમાણે કવિતા અનુકરણ નથી કરતી પણ નવું ઉત્પન્ન કરે છે. સત્ય વાત નથી સ્વીકારતી પણ કલ્પિત ભાવ દાખલ કરે છે.

એક મત પ્રમાણે માણસના સ્વભાવમા સૃષ્ટિમાં નજરે પડે તેનું અનુકરણ કરવાની વૃત્તિ છે. બધી કળાઓ અનુકરણ કરે છે અને જુદા જુદા સાધનથી અનુકરણ કરે છે. ચિત્રવિદ્યા દૃષ્ટિગોચર અનુકરણ દર્શાવે છે. કવિતા ઉચ્ચાર કરેલી વાણીથી અથવા તો છંદ ઉમેરીને ઉન્નત અને સુશોભિત ભાષાથી અનુકરણ કરે છે. સામા મત પ્રમાણે માણસને સૃષ્ટિમા જે નજરે પડે છે તે પોતાના મનની રુચિ પ્રમાણે ન હોવાથી તે પોતાને સંતોષ થાય તેવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. સૃષ્ટિમા જે હોય તે લઈને પોતાની ઇચ્છા અને કલ્પના પ્રમાણે તેને ફરીથી ઘડે છે અને જ્યાં કુદરતી સૃષ્ટિમાં વાજબી યોજના ન લાગે ત્યા ન્યાય્ય યોજના કરે છે કે તેથી પોતાને આનંદ થાય. સર્વ ઠેકાણે તે સદ્ગુણીનો જય કરે છે અને દુર્ગુણીનો પરાભવ કરે છે. સૃષ્ટિમા હમેશ તેમ થતું નથી.

ડેવિડ મેસન કહે છે કે વાસ્તવિક રીતે કવિતા વિશે ( ઉત્પત્તિ વિચારતાં ) બધા પક્ષની તકરારનું મૂળ અનુકરણવાદ કે કલ્પનાવાદની તકરારમા છે. અમે અગાડી જતા દર્શાવીશું કે કવિતાની ઉત્પત્તિનાં આ બે સિવાય બીજાં મૂળ છે. તો પણ કવિતાના વર્ણન સંબંધે ઘણાક મતનું પૃથક્કરણ કરતા અનુકરણવાદ કે કલ્પનાવાદ કોઈ રીતે આવે છે એમા સંશય નથી. મહા કવિ વર્ડ્સ્વર્થના મત પ્રમાણે હૃદયનું આકર્ષણ અથવા ઉદ્દીપન કરે એવા ખરેખરી સૃષ્ટિના બનાવોને વાસ્તવિક રીતે વપરાતી ભાષામા દર્શાવવા એ કવિનું કામ છે. આ એરિસ્ટોટલનું અનુકરણમત છે, કેમકે એ પ્રમાણે કવિતામા સત્ય વાત જ આવશે. કોલેરિજ વર્ડ્સ્વર્થની કવિતા પરથી મત બાધતો તે છતા બેકનનું મત ખરૂ માનતો. તે કહેતો કે ખરેખરો વિરોધ ગદ્ય અને કવિતા વચ્ચે નથી પણ કવિતા અને સૃષ્ટિવિજ્ઞાન (Science) વચ્ચે છે. સૃષ્ટિવિજ્ઞાનનું કામ સૃષ્ટિમાં વાસ્તવિક રીતે બનતુ હોય તે વર્ણવવાનું છે. તેથી ઉલટું, કવિતા સૃષ્ટિમા ન બનતુ હોય તે દર્શાવે છે; એટલે બેકનના મત પ્રમાણે મનની ઇચ્છા પ્રમાણે કૃત્રિમ વસ્તુ કલ્પવી તે કવિતાનું કામ છે. લી હંટ પણ આ મત સ્વીકારે છે કવિતા તે કલ્પનાશીલ મનોરાગ છે એવો તેનો અભિપ્રાય છે ડેલાસ કવિતાની કલ્પનાશીલ આનંદ એવી વ્યાખ્યા આપે છે. ડેલાસ પોતે એરિસ્ટોટલ, બેકન, વગેરેની વ્યાખ્યાને ખોટી કહે છે. પણ તેની પોતાની વ્યાખ્યા બેકનની વ્યાખ્યાનું જ રૂપ છે. કવિતા નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે એ સહુથી વધારે સ્પષ્ટ રીતે મમ્મટે જણાવ્યું છે. કવિતાના ગુણ ગાતા તે કહે છે કે, " પ્રકૃતિના—નક્કી કરેલા નિયમોના બંધનથી છૂટી, આનંદ માત્રથી ભરેલી, પરતંત્રતા વિનાની, નવ રસવાળી અને રુચિર આવી નવી સૃષ્ટિ ધારણ કરનારી કવિની વાણીનો જય—વાસ્તવિક સૃષ્ટિમાં તો અમુક નિયમ પ્રમાણે જ થાય, કવિતામાં તેવું કાંઈ નહિં. ખરી દુનિયામા સુખ, દુઃખ અને મોહ એ ત્રણે આવે, કવિની દુનિયામાં આનંદ માત્ર આવે. વિધાતાને

સૃષ્ટિ સૃજતા અમુક કારણો પર આધાર રાખવો પડે, કવિને તેવું કંઈ નહિં. ખરી સૃષ્ટિમા છ રસ છે, કવિની સૃષ્ટિમાં નવ રસ છે. ખરી સૃષ્ટિ હમેશ રુચિર નથી હોતી. કવિની સૃષ્ટિ તો રુચિરતા જ જાણે છે. સર્વ રીતે કવિની બનાવેલી સૃષ્ટિ વાસ્તવિક સૃષ્ટિ કરતા જુદી જ જાતની અને વધારે આનંદ આપનારી છે. " આ સૃષ્ટિ કલ્પના વડે જ થઈ શકે એટલે મમ્મટનું આ મત પણ બેકન તરફનું છે. " જ્યા ન પહોંચે રવિ ત્યા પહોચે કવિ " એ વચન પણ સૃષ્ટિના નિયમ ઉલ્લંઘીને નવી કલ્પના યોજવી એ કવિતાનું કામ છે એમ જણાવે છે.

અનુકરણશીલ રાગ અને કલ્પનાશીલ રાગની આ હરીફાઇ એકલી કવિતામા નથી. વર્ડ્સ્વર્થે કવિતામા તેમ રેફેલે ચિત્રવિદ્યામા નવો ફેરફાર કર્યો છે. રેયનોલ્ડ્સના પક્ષકારો બેકનના કલ્પનામત પ્રમાણે ચિત્રવિદ્યાનું વિવેચન કરે છે. ડિકન્સના 'નોવેલ' (વાર્તાગ્રન્થ) કલ્પનામય હતાં. હમણા ઇંગ્લાડમા થેકરીના 'નોવેલ' વધારે પસંદ થાય છે. થેકરીએ વાસ્તવિક રીતે દુનિયામા બને છે તે વર્ણવ્યું છે. બાગની રચનામાં પહેલાં વાડ અને ઝાડના કલ્પનામય વિચિત્ર આકારો પસંદ થતા. હાલ લોકની રુચિ સૃષ્ટિમાં ઉગે તેવા જ ઝાડ અને વાડ રાખવા તરફ છે.

ત્યારે આમાંથી ખરૂં શું ? કવિતા અનુકરણ કરે છે કે કલ્પના કરે છે ? એમ કહીએ કે કવિતાનું કામ અનુકરણ કરવાનું છે તો પછી અદ્દભુત વાત પર થયેલી બધી કવિતાને ક્યાં નાખીશું ? હંસે નળને દમયંતીનું વર્ણન આપ્યું તે હંસ ક્યારે બોલવા ગયો હતો ? દિલીપ અને કામધેનુને અથવા સિંહને વાત થઇ તે ક્યારે વાસ્તવિક રીતે બન્યું હતું ? એવું સૃષ્ટિમા ક્યાં બને છે કે તેનું અનુકરણ થાય ? તે માટે એમ કહેવું કે વ્યાસ અને કાલિદાસ કવિ નહોતા ? હનુમાને પુંછડા પર ચીંથરાં બાધીને લંકા બાળી તે સૃષ્ટિના ક્રિયા બનાવનું અનુકરણ છે ? અનિરુદ્ધ રિપુ ઉત્પન્ન થયો અને બાણાસુરનો કેતુદંડ

તૂટી પડ્યો એવો ચમત્કાર હમેશ સૃષ્ટિ બતાવી શકશે ? ડેવિડ મેસન એક બીજો વધારે વિશેષ જણાવે છે. ગદ્ય મૂકીને પદ્ય થયું ત્યાંથી જ નવો માર્ગ ગ્રહણ થયો. દેવદમની અને ભોજ રાજાને ચોપાઇ દોહરામા વાત નહિં થઈ હોય. ઓખાએ અનિરુદ્ધને અસુર સાથે યુદ્ધ ન કરવાની વિનંતિ રાગ મારુ કે રાગ મેવાડામા નહિં કરી હોય. અજે ઇન્દુમતીના મરણ પછી વૈતાલીય છંદમા વિલાપ નહિં કર્યો હોય. આ પરથી એમ લાગશે કે કવિતાનું કામ સૃષ્ટિના બનાવોનું અનુકરણ કરવાનું નથી, પણ અનુકરણ ઉલંઘવાનું છે. અંગ્રેજી શબ્દ Poetry નું મૂળ Poieo=I make છે એટલે કાંઈ નવું ઉત્પન્ન કરવું એ કવિતા.

બીજા પક્ષવાળા કહેશે કે કવિતાનું કામ નવી કલ્પના કરવાનું છે એમ કહેશો તો પછી કવિતાની શરૂઆત ક્યા અને છેડો ક્યા ? જે કાંઈ અદ્ભુત વાત, જે કાંઇ અસંભવિત કલ્પના, જે કાંઇ તરેહવાર ગપ માણસના મગજમા આવે તે બધી કવિતા ? " કહોડ કહોડ ચણો આપ " એ વાત પણ કવિતા ? સૃષ્ટિના નિયમથી ઉલટું કલ્પાય તે કવિતા ત્યારે જાદુના પ્રયોગ એક ચોપડીમાં લખ્યા હોય તો તે કવિતા ? ગમે તેવા કઢંગા વિકરાળ સ્વરૂપના રાક્ષસની કલ્પનાને કવિતા માનવી એ કેવું પરુષ લાગશે ? અજના અથવા રતિના વિલાપમાં શી નવી કલ્પના છે ? એ અવસ્થામાં આવેલું આદમી જેમ ધારે ને બોલે તેમ એમાં લખ્યું છે એ વિચારી આપણે એ કવિતાને વખાણીએ છીએ. યક્ષની સ્થિતિમા આવેલો આદમી જેવો સંદેશો કહાવે તેવો જ મેઘદૂતમાં છે માટે મેઘદૂતને શ્રેષ્ઠ કાવ્ય ગણીએ છીએ. વનમાં એકલી પડેલી દમયંતીની સ્થિતિ કલ્પિત માનવાથી મનને આનંદ થતો નથી પણ એ સ્થિતિમાં એમજ બને તેથી એ અનુકરણ છે એમ માનવાથી સંતોષ થાય છે. **લી હંટે** કવિતાની કલ્પનાશીલ રાગ એવી વ્યાખ્યા આપી છે, પણ તે પોતે જ અગાઢી કહે છે કે " કવિતામાં લાવણ્ય અને સત્ય એકરૂપ થઈ જાય છે.

કવિએ પોતાના મનને બીજું બધું મૂકીને પ્રેમ અને સત્યનો અભ્યાસ પાડવો; અને ક્ષણભંગુર અને અસત્ય વાતને દૂર જ રાખવી." આ મતનો સાર એ કે કવિતામાં સત્ય જોઇએ, કલ્પના નહિ.

ત્યારે, આ તકરારનો નિવેડો કઈ રીતે આણવો? બન્ને પક્ષ ખરા અને બન્ને પક્ષ ખોટા લાગે છે. કલ્પનાવાદ સત્ય ભાસે છે તેમ જ અનુકરણવાદ અસત્ય નથી દીસતો. આમા જ બધો જવાબ આવી રહ્યો છે. કવિતા કલ્પના કરે છે પણ તે અનુકરણ કરીને કલ્પના કરે છે. કવિતા કૃત્રિમ બનાવો ઉત્પન્ન કરે છે પણ તેમને સૃષ્ટિના નિયમ પ્રમાણે ઉત્પન્ન કરે છે, અને ઉત્પન્ન કર્યા પછી તેમને સૃષ્ટિના નિયમમાં રાખે છે. તે જ પ્રમાણે કવિતા અનુકરણ કરે છે. પણ કલ્પના સારૂ અનુકરણ કરે છે. અનુકરણમા કલ્પના દાખલ કરે છે. કલ્પના વિના અનુકરણ કરે તો તેમા કાંઈ ચમત્કાર આવે નહિં પણ અનુકરણ વિના ન ચાલે. કલ્પના કરીને રાક્ષસ આણ્યો તો તે પણ પ્રહારથી કે અપમાનથી ગુસ્સે જ થાય છે, ખુશી થતો નથી તેને પણ સૃષ્ટિના મનુષ્યના જેવા જ વિકાર છે. તે પણ મૃત્યુથી ડરે છે. ટૂંકામા કવિતાનું અનુકરણ કલ્પવાનુ છે. કોઈ ઢાલને બે તરફ જુદા જુદા રંગ હોય તો તેને બન્ને તરફથી નિહાળવાથી જ તેનું ખરૂં સ્વરૂપ માલમ પડે.

ડેવિડ મેસનનો આથી જુદો અભિપ્રાય છે. તે તો બેકનનો કલ્પનાવાદ જ સ્વીકારે છે. તે કહે છે કે કવિત્વની અથવા કલ્પનાની શક્તિ તે બુદ્ધિ વડે નવા અથવા કૃત્રિમ પદાર્થ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય. તે પોતાના મતના સમર્થન માટે ગેટીનો અભિપ્રાય ઉતારે છે કે કલાનો અર્થ જ એ કે કુદરતથી કંઈ જુદું. કવિતા પણ એક કલા છે માટે તે કુદરતી સૃષ્ટિથી જુદી જ હોવી જોઇએ. આનો ઉત્તર એ આપીશું કે કલા કુદરતથી જુદી જ છે પણ તેનો હેતુ કુદરતની ખોટ પૂરી પાડવાનો છે. કલા કુદરતનું અનુકરણ ન કરી શકે તો કલા નિષ્ફળ થયેલી ગણાય. તેથી કવિતા

કલા છતાં તેને સત્ય સ્વીકારવું જ પડે.

આ સિવાય બેકન અને ડેવિડ મેસનની વ્યાખ્યામાં એક બીજી ખામી છે. મનને આનંદ આપે એવી કલ્પના વડે કરેલી નવી સૃષ્ટિ, અથવા બુદ્ધિ વડે ઉત્પન્ન કરેલા નવા અથવા કૃત્રિમ પદાર્થ,–આ વ્યાખ્યામા એકલી કવિતા નહિં આવે. ચિત્રવિદ્યા અને શિલ્પકલા એ પણ કલ્પના વડે મનને આનંદ આપે એવી નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે. તેથી આ બે કલા પણ કવિતાની ઉપલી વ્યાખ્યાઓમા આવી જશે. એક વિદ્વાને તો આ બે કલાને કવિતા જ ગણી છે. ત્રણે કલા વચ્ચે સંબંધ છે તો પણ ભેદ એટલો સ્પષ્ટ છે કે કોઈ પણ ભૂલ ન કરે. આ દોષ દૂર કરવા માટે 'ઉચ્ચારમય વાણી વડે કલ્પના' એટલું કવિતાની વ્યાખ્યામાં કેટલાક ઉમેરે છે. સામા પક્ષમાં 'ઉચ્ચારમય વાણી વડે અનુકરણ' એ વ્યાખ્યા ચાલે. પણ અમે પહેલેથી જ કહ્યું છે કે કલ્પના અને અનુકરણ સિવાય કવિતાનાં બીજાં મૂળ છે.

હજી સુધીના કવિતાની કલા તરીકેના વિવેચનથી એમ લાગશે કે કવિતાની ઉત્પત્તિ રચનારની ઇચ્છાને આધીન છે. પણ વાસ્તવિક રીતે કવિતા સ્વયંભૂ અને સ્વચ્છંદ છે. કવિતા મનને પરમ આનંદ આપે છે એ તો સત્ય છે, પણ, આનંદ આપે એવું કંઈ ઉત્પન્ન કરવું એ કવિનું કામ,–એ લક્ષણથી કવિતા કૃત્રિમ અને પરતંત્ર સ્વરૂપે માલમ પડે છે. કદાચ એમ કહીએ તો ચાલે કે પરમ આનંદ આપે એવું જેના લખાણમાં ઘણું હોય તે કવિ. આ પરમ આનંદ તે શું અને તે આપી શકે એવુ લખાણ તે કયું તેનો વિચાર કવિતાના સ્વરૂપના વિવેચનમા કરીશું. હાલ સ્વયંભૂ તરીકે કવિતાને નિરખતાં તેનું મૂળ શોધીએ. વર્ડ્સવર્થે કહ્યું છે કે "કવિતા તે મનની શાંતિના સમયમાં સંભારેલો ચિત્તક્ષોભ છે." એટલે કોઈ વખતે કવિને ચિત્તક્ષોભ થાય, તેના મનમાં કંઇ ભાવ ઉછળી આવે, અને ચિત્ત શાંત થયા પછી કોઈ વખતે તે ક્ષોભના સ્મરણથી જે લખાય તે

કવિતા. પાણીને ધક્કો લાગ્યા વિના તે ઉછળતું નથી તેમ મનને કંઈ વિકાર કે લાગણી થયાં વિના તેને ક્ષોભ થતો નથી. મનની લાગણી થયા વિના, મનને કંઈ લાગ્યા વિના, તે કવિતા કરવાની વૃત્તિમા આવતું જ નથી. 'ચલો, કવિતા કરવા બેસીએ,' એમ ધારી કદી કવિતા કરાતી નથી. કવિઓનો કવિ અને અંતર્ભાવની પ્રેરણા ગાનારનો શિરોમણિ શેલી કહે છે કે " કવિતા તે કંઈ વિચારશક્તિ જેવી નથી કે તેને મનની ઇચ્છા પ્રમાણે વાપરી શકાય. કોઇ માણસ એમ ન કહી શકે કે હું કવિતા રચીશ. મહોટામા મહોટો કવિ હોય તે પણ એમ ન કહી શકે; કેમકે કવિતા રચવાની ક્રિયામાં ગુંથાયેલું મન હોલવાઇ જતા અંગારા જેવું છે; અસ્થિર પવન માફક કોઈ અદૃશ્ય બળ આવી આ અંગારા જેવા મનને ક્ષણભર ઉજ્જ્વલિત કરે છે; ફૂલ જેમ ખિલતું જાય તેમ તેનો રંગ જતો જાય અને બદલાતો જાય; આ રંગ અંદરથી નિકળે છે તેમ મનને ઉજ્જ્વલિત કરનાર આ શક્તિ પણ અંદરથી નિકળે છે; આ શક્તિ આવે કે જાય તે જ્ઞાનેંદ્રિયોને માલમ પણ નથી પડતુ. " વાચનાર ધ્યાનમાં રાખશે કે આ ચિત્તક્ષોભ અથવા અંતર્ભાવ કવિત્વશક્તિ કે જેને કોલેરિજ દિવ્ય શક્તિ કહે છે તેનાથી જુદી જ છે. મમ્મટ કહે છે તેમ એ શક્તિ કવિત્વના બીજરૂપ એક જાતનો સંસ્કાર છે; તેના વિના કવિતા થાય જ નહિં અને થાય તો હસવા સરખી થાય. આ એટલું સ્પષ્ટ છે કે આ વિષય પર વિશેષ વિચાર નહિં કરનારા પણ તે જાણે છે. બુલાખીરામ કહે છે કે " કોટી કાલે કવિ તેમ કિધેલો થતો નથી." ખરેખર, નથી જ થતો. આશ્ચર્ય એટલું જ છે કે આ જ્ઞાન છતાં ઘણા કવિ થવા યત્ન કરે છે. કવિતા રચવાને આ ઇશ્વિરદત્ત શક્તિની જરૂર છે એ સર્વને માન્ય છે તેથી તે વિશે વધારે વિવેચનની જરૂર નથી. વધારે ધ્યાનમાં રાખવાનું એ છે કે આ શક્તિવાળા પણ હરકોઈ વખતે અને હરકોઈ વિષય પર કવિતા કરી શકતા નથી. કવિતાનું ઉત્પન્ન થવું અને કવિતાનું શબ્દમાં

રચાવું એ બે જુદા જુદા કામ છે. શેલીનું કહેવું સત્ય છે કે "કવિતા તે ઉત્તમ અને સહુથી ધન્ય મનોનો ઉત્તમ અને સહુથી ધન્ય ક્ષણોનો હેવાલ છે." પ્રથમ તો કવિતા સારૂ ઉત્તમ અને ધન્ય મન જોઇએ. આવા મન હમેશ નહિં પણ કોઇ શ્રેષ્ઠ ભાગ્યશાળી ક્ષણમા જે કરે તે કવિતા. કવિ કોઇ ફલ જુવે, કોઈ સુદર રૂપ જુવે, કોઇ સૃષ્ટિનો દેખાવ જુવે, કોઈ જગામા થઇ ગયેલો ફેરફાર જુવે, કોઈ ઠેકાણે ઇશ્વરની ચમત્કૃતિ ભાળે, કોઈ અસરકારક વાત કે વિચિત્ર ધ્વનિ સાભળે, કોઇ રમ્ય ગંધ સુંઘે, કોઈ થઈ ગયેલી, થતી કે થવાની બિનાનો વિચાર કરે, ત્યારે મનમા કાંઈ લાગણી થાય અને તેથી કાંઈ જોસ્સો થઈ આવે. એ લાગણીથી કલ્પાય અને જોસ્સાથી રચાય તે કવિતા, બીજી બધી તો વેશધારી. મન પર આવી રીતે થયેલી અસર કે લાગણીથી જે ચિત્તક્ષોભ થાય તે જ કવિતાનું મૂળ. કલ્પના અને અનુકરણ એ તો સાધનભૂત છે. આ ચિત્તક્ષોભ કંઈ બોલાવેલો આવતો નથી. એક ફૂલ લઇને કોઈ કવિ વિચાર કરે કે 'એના પર હું કાઈ કવિતા કરૂં' તો તે ન કરાય. છંદ ગમે એટલા રચે; પણ તેનામાં કવિત્વશક્તિ હોય તો પણ તે ક્ષણે મનની લાગણી અથવા અંતર્ભાવ વિના કવિતા ક્યાંથી ઉત્પન્ન થાય? થીઓડર વોટ્સનું કહેવું સ્વીકારવા યોગ્ય છે કે "કવિતા ઉત્પન્ન કરવા સારૂ આત્માએ ઉત્પન્ન કરવાની ઘડીએ

દુઃખે ઊઠગો ચમકિ, અથવા તેમ લાગ્યું મને ત્યા;  
સત્કાર્યોમાં દૃઢ મતિ કરી, યત્ન ઉચ્ચારવાનો  
કીધો; મ્હોટો કદિ મગજમાં કોઈ આવ્યાથિ તર્ક  
જેવી થાયે સ્થિતિ, વળિ બને ગાલ બે લાલ લાલ.

આ લીટીઓમાં દર્શાવી છે તેવી ઉન્નતિની અને જ્ઞાનેંદ્રિયથી અ-ગોચર સ્થિતિએ પહોંચવું જોઇએ. પોતાની કલામાં કવિ ગમે એટલો પ્રવીણ હોય તો પણ આવી વૃત્તિમાં આવ્યા વિના તેનાથી એકે ખરેખરી કવિત્વવાળી લીટી લખાય નહિં." ઉપર કહ્યું તેમ જે

ઘડીએ કવિતા ઉત્પન્ન થાય તે ઘડીએ જ તે શબ્દમાં રચાવી જોઇએ એવો નિયમ નથી. લાગણીથી ક્ષોભ થાય ત્યારે કવિતા ઉત્પન્ન થાય. એ કવિતાને વાણીમાં રચવી એ કવિની કલા. વર્ડ્ઝ્વર્થ કહે છે તેમ ઘણી વખત ચિત્ત શાંત થયા પછી લાગણીને ફરી ચિત્ત અગાડી પ્રત્યક્ષ કરી કવિ કવિતા રચે છે. અલબત્ત, લાગણીનો સંસ્કાર તો મનમાં રહેલો જ હોય. અંતક્ષોભ મૂળથી એક વાર કવિતાનો છોડ ઉગે તો પછી રચના કરવાના મહાવરાથી કલામાં જે નિપુણતા આવી હોય તે વડે તેને સુશોભિત કરાય. મૂળ વિના છોડ જ ન ઉગે. પછી બધી કલા શા કામમાં આવે ?

કલ્પના અને અનુકરણને અંતક્ષોભના સાધનભૂત કહ્યાં છે. કારણ, કલ્પના અને અનુકરણ એ કવિતા ઉત્પન્ન કરતાં નથી. પણ કવિતા રચવાની કલાનાં અંગ છે. કલાના વ્યાપાર એ તો મનની ઇચ્છાને આધીન છે, બોલાવેલા આવે છે અને કાઢી મુકેલા જાય છે. અંતક્ષોભ તો સ્વતંત્ર છે. ત્યારે કોઈ પ્રશ્ન કરશે કે ‘ મનની સત્તાથી સ્વતંત્ર રાગથી જ કવિતા થાય અને બીજા કશાથી કેમ નહિં ? કેટલાક લોકનો વિચાર એવો છે માટે તેજ સત્ય એમ કેમ કહેવાય ? ’ આનો ઉત્તર એ કે, પ્રથમ તો સર્વ માન્ય કરશે કે ઇશ્વરદત્ત શક્તિ વિના કવિ થવાય જ નહિં. એ શક્તિ અભ્યાસથી આવતી નથી. આ ઇશ્વરદત્ત શક્તિનું ઉત્સ્ફુરણ માત્ર ‘ ઇશ્વરદત્ત પળે ’ થાય તો જ એ દાન સાર્થક થાય. આ ઇશ્વરદત્ત પળમાં ચિત્તને જે લાગે, જે તર્ક આવે, તેનું નામ લાગણી, અને તે જ ચિત્તમાં ક્ષોભ કરી કવિત્વ–શક્તિને સફળ કરે. આ રીતે ઇશ્વરદત્ત પળ તે જ અંતઃક્ષોભની ઘડી. આવી ધન્ય ક્ષણે થતી વૃત્તિ સ્વેચ્છાધીન નથી એ ‘ઇશ્વરદત્ત શક્તિ’ અને ‘ઇશ્વરદત્ત પળ’ આ નામ જ સિદ્ધ કરી આપે છે. વળી, જે કારણથી કવિતા આપણને સ્વીકાર્ય થાય છે, જે કારણથી કવિતા આપણું આકર્ષણ કરે છે તેનું પૃથક્કરણ કરીશું તો જણાશે કે કવિતા હૃદયનો સ્પર્શ

કરે છે. લાગણીને જગાડી રુચિ ઉત્પન્ન કરે છે અને એ રીતે આનંદ આપે છે. તત્ત્વજ્ઞાન, ગણિત, પદાર્થવિજ્ઞાન, વગેરે બુદ્ધિની તીક્ષ્ણતાના વિષયોથી કવિતા જુદી જ રીતે મનને ગ્રહણ કરે છે. અર્થાત્ કવિતા વિચારવિષયક નહિં પણ વિકારવિષયક છે. વિકાર એટલે મનનું બદલાવું, હૃદયમાં લાગણી થવી, ભાવનું ઉત્પન્ન થવું. વિકાર મનના પ્રયાસથી, ચિત્તે ઇચ્છા કર્યાથી ઉત્પન્ન થતા નથી પણ હૃદયની કોઈ સ્થિતિને લીધે આપોઆપ ઉદ્ભૂત થાય છે. હૃદયને વિકારયોગ્ય સ્થિતિમાં બુદ્ધિ લાવી શકતી નથી, વિકાર માટે ઇચ્છા કર્યાથી વિકાર થતા નથી. આવા વિકાર સત્ય, ઉદારતા, સૌન્દર્ય, અદ્ભુતતા. ઉચ્ચતા વગેરે ભાવનાવાળા હોય છે ત્યારે તે કવિત્વમય બને છે.

ઉપર બતાવ્યું તેમ પ્રેરણાથી મનમા કવિતા ઉત્પન્ન થયા પછી તેને વિસ્તારથી પ્રગટ કરતાં ઘણી વખત કલ્પના અને અનુકરણનો કવિ ઉપયોગ કરે છે. આ બે અંગની મદદ વિના એકલી પ્રેરણાથી રચેલી કવિતા, પ્રેરણામા આ બે અંગ ઉમેરી રચેલી કવિતા, અને પ્રેરણા વિના માત્ર આ બે અંગથી રચેલી કવિતા, આ સર્વનો મુકાબલો હવે પછી કરવાનું રાખી લાગણીથી થયેલી પ્રેરણાથી— અંતઃર્ભાવ કે ચિત્તક્ષોભથી થાય તે જ ખરી કવિતા એટલો હાલ નિર્ણય કરીશું.

આ કવિતા ગુજરાતી સાહિત્યમા છે ? અફસોસ. હજારમાથી એક ભાગ જેટલી પણ નથી! ગદ્યને બદલે પદ્યમા રચવાની કલાને કવિતા ગણવાનો ખોટો માર્ગ એટલા વખતથી પડ્યો છે, કે સર્વ તે જ ચીલે ચાલ્યા જાય છે. બુલાખીરામ પદપૂર્તિના વિષયમા "કર્યું ભગાના જેવું," "પેટ કરાવે વેઠ," "બકરૂં કાઢતા પેસે ઊંટ," "રાણીનો સાળો," એવાં એક પછી એક પદ લઇને તેની પૂર્તિ કરી તેના સંગ્રહને "કાવ્ય કૌસ્તુભ" નો કિતાબ આપે છે.

"માથામાં મગરૂબી રાખી ઠાઠ રચે છે ઠાલો,
દૈવતનું તો દિંટ મળે નહી એ રાણીનો સાળો."

" ઘ્રત માખણને દહિં બને બહુ દૂધ દે બેશ,
પાડો પુત્ર પ્રગટ જણે અક્કલ બડિ કે ભેંશ. "
" ગોળ મળે જો ગંડુને નાક કપાવવા નાજ.
કદિ કહે નહિ મુખ થકી નાગાને શી લાજ. "

કોણ કહેશે કે લાગણી થઈ આવ્યાથી આ લીટીઓ લખાઈ હશે ? એક પદ લઇને બેઠા અને તેના મુઝે એટલા દાખલા લખી કાઢયા એ કદિ અંતઃક્ષોભથી થાય ? દિવ્ય શક્તિ હશે તો એ તે આ રચવામાં કામ લાગી હશે ? આ રચતી વખતની પળને કોણ ઈશ્વર-દત્ત કહેશે ? આવી લીટીઓને કવિતા જ ન કહી તો કંઇ નુકસાન છે ?

રા. દલપતરામ વિજયવિનોદમાં વર્ણવ્યું છે કે રાજાની સભામા કોઈ કવિને એક જણે પૂછ્યુ કે ખેડુત કેવો હોય તે શોભે ? બીજાએ પૂછ્યું કે ઘોડો કેવો હોય તો શોભે ? ત્રીજાએ પૂછ્યું કે ખાટલો કેવો હોય તો શોભે ? ચોથાએ પૂછ્યું કે નિશાળીઓ કેવો હોય તો શોભે ? પાચમાએ પૂછ્યુ કે સરદાર કેવો હોય તો શોભે ? આ પાંચ જણની તર્કશક્તિ કેવી હશે તેનો વિચાર કરવાની આ જગા નથી. પણ તેવા જ છકાને કવિનું નામ આપી તેના જવાબને કવિતા કહેવી એટલે સુધી કવિતાનું માનભંગ ! એ પાચ જણને એ પ્રશ્નો પુછવાની ઇચ્છા થઇ આવી તો ખેર, પણ કવિને એ પાંચે વિષય પર સામટી લાગણી થઇ આવી ને એકદમ જવાબ દઇ દીધો કે

ખેડુ ઘોડો ખાટલો, નિશાળિઓ સરદાર,
સારા શોભે હોય જો, પંડે પાટીદાર.

દોહરામાં પાંચ જ આવી શક્યા માટે પાચ મૂક્યા; પચાસ આવી શકતા હોત તો પચાસ જણા પ્રશ્ન પુછત અને કવિને પણ પચાસ વિષય પર સામટી લાગણી થઈ આવત !

નર્મદાશંકર 'ઋતુવર્ણન'ની પ્રસ્તાવનામાં લખે છે કે " આ ગ્રંથમા ( સૃષ્ટિના ) બ્હારના દેખાવોનો આબેહુબ ચિતાર આપી તેના સરખો અથવા ઉલટા દિલના જોસ્સાનો પણ આબેહુબ ચિતાર આપેલો

છે. અને એજ આ ગ્રંથની ખુબી છે. અલંકાર પણ નવા છે, કોઇને શક ઉપજશે કે કુદરતના દેખાવ સંબંધી વિચારો મારા પોતાના અનુભવના નથી પણ સંસ્કૃત અંગ્રેજી ચોપડીમાના હશે. પણ એમ નથીજ. કુદરતના દેખાવની છાપ મારા મન ઉપર મારા બાળપણમાં-થીજ સારી પેઠે પડી હતી; અલબત્ત ઝાંખી તો ખરી. એ ઝાંખી છાપો જ્યારે હું સુરતમાં ત્રણ વરસ રેહ્યો હતો ને ગામડાઓમાં ફરતો હતો ત્યારે ચિત્રરૂપે થવા આવી હતી તે, કવિતા શરૂ કર્યાં પછી પ્રસંગ તથા વિચારને જોરે આપોઆપ આબેહુબ ચિત્રરૂપે બહાર નીકળી પડી છે." અંતઃક્ષોભપ્રેરિત કવિતા આ જ પ્રમાણે થાય. મન ઉપર પડેલી છાપ અને દિલમાં ઉઠેલો જોસ્સો એ જ લાગણી અને અંતઃક્ષોભ. એ જોસ્સો સૃષ્ટિના દેખાવના સરખો એ હોય અને તેથી ઉલટો એ હોય. સૃષ્ટિની સુખમય રચના જોઈ કવિને પોતાનું કે મનુષ્ય જાતનું સુખ સાંભરે. વળી કોઈ વખત પક્ષીના સુખી જોડાને જોઈ કવિને પોતાનું દુઃખ કે વિરહ સાંભરે. આ વિચારો કોઈ ચોપડીમાથી લીધા હોય તો પછી ત્યા છાપ કે જોસ્સો શાના હોય ? પોતાના મન પરની છાપથી એ વિચારો ઉત્પન્ન થવા જોઇએ. એ છાપ હૃદયમાં પડે તે જ વખતે તેનો જોસ્સો ચિત્રરૂપ બહાર પડે એ કાંઈ જરૂરનું નથી એ અગાડી જણાવ્યું છે. બાળપણમાં છાપ પડી હોય અને ફરી એવી લાગણીનો પ્રસંગ આવતા તેનો આવિર્ભાવ ઘણા વર્ષ પછી થાય એથી કાંઇ કવિતામાં હાનિ ન આવે. અલબત્ત, એ છાપનો જોસ્સો આપોઆપ જ બહાર આવે. તે જ માટે અલંકાર નવા હોય, અલંકાર જોસ્સાથી નહિં પણ કલ્પનાથી થાય છે. પણ નવા જોસ્સામાં નવી કલ્પના સાધનરૂપ થાય એ કવિતાની ખૂબી છે. ઘણી વખત બીજા કવિઓની કલ્પના ઉપયોગ સારૂ ખોળતા પોતાની લાગણી કોરે જ રહી જાય એ સ્વાભાવિક છે. કવિતાની ઉત્પત્તિનું ઉપલું વર્ણન તો આબેહુબ છે. પણ 'ઋતુવર્ણન'ની બધી કવિતા એ પ્રમાણે થઈ છે એ શક ભરેલું

છે. વળી, કુદરતના દેખાવથી થયેલી પુરુષ અને સ્ત્રીની લાગણી સરખી જ હોય તે ઠેકાણે ઋતુવર્ણનનો ચિતાર અંતઃક્ષોભપ્રેરિત હોઇ શકે ખરો. પણ જ્યાં નાયિકાની લાગણી સ્ત્રીજાતિને લગતી વિશેષ જાતની હોય ત્યા તેમ ન જ હોય એ દેખાઇતુ છે. આવા પ્રસંગની કવિતા સ્વચિત્તક્ષોભની પ્રેરણાથી નહિં પણ અન્યચિત્તક્ષોભની સૂક્ષ્મ પરીક્ષાથી થઈ હોય તો તે ખુબીદાર ગણાય કે નહિં તે વિચારવાનું હજી બાકી છે. કવિતાનું એ મૂળ આ પ્રકરણ પૂરૂં કરી શોધીશું. ઉપર બતાવ્યા તે સિવાય અંતઃક્ષોભ વિનાના ઋતુવર્ણનમા ઘણા પ્રસંગ છે. કેટલેક ઠેકાણે લાબાં લાબાં સાવયવ રૂપક અને તેવી જ ઉપમા એટલા ક્લિષ્ટ છે કે તેની કલ્પના યત્ન કરી બેસાડેલી છે એ તરત માલમ પડે છે.

‘ નાળા નદીનું જળ જેમ પીધું, સૂર્યે વિયોગે નુર ચૂસિ લીધું;
ખારે ભરી હું ખડિયાં સ્વરૂપે, ખૂંચૂં સગાને ઘણિ હૂનિ ધૂપે.
અત્યંત તાપે તપિ ખાર ભૂમિ, મારે મૃગોને લલચાવિ ખૂની;
જાણી સુવાણી રસ જે પિવાવે, તેને ભુંડી આ બતરીસિ ચાવે. ’

આવી લીટીઓ સમજાવતા લાબી લાંબી ટીકા આપવી પડી છે અને કોઈ કોઈ ઠેકાણે તો બબ્બે રીતે અલંકાર બેસાડયા છે એ જ બતાવી આપે છે કે એમા અંતઃકરણનું સ્વાભાવિક ઉત્સ્ફોટન નથી. વળી, કેટલેક ઠેકાણે એવા હલકા પ્રસંગ લીધા છે કે તે કવિતામા શોભતા જ નથી.

‘ મોરો ખર્યાં ને પસરી અળાઇ.’

‘ સાથે ન કાફી પિધિ ચાહ સારી
હુંનાં જમ્યા ના દુધપાક ધારી. ’

આ લખવાની અંતઃક્ષોભથી પ્રેરણા થાય તો ચાહ કાફી પીવાની અને દૂધપાક ખાવાની કેમ પ્રેરણા ન થાય ?

શીઘ્રકવિત્વ માટે પણ એ જ પ્રમાણે કહેવું પડશે. એક કાંકરી ઉંચી નાખી તે પાછી પડે તેટલામા અમુક વિષય પર કવિતા રચવી

એ ચાલતા સંપ્રદાયમા મહા કવિત્વશક્તિ ગણાય છે. એટલા વખતમાં કવિનું મન તે વિષય ગ્રહણ કરે, તે પર વિચાર કરે, તેના અંતરાત્મામાં ક્ષોભ થાય અને તે રૂપ લઇ બહાર નિકળે, એ બધું કદાચ બની શકે, પણ કવિ ઇચ્છે તે ઘડીએ તે કેમ થાય ? કોઇની આજ્ઞાથી કે કવિની ઇચ્છાથી અંતઃક્ષોભ કેમ થાય ? કવિની શક્તિ તે શું પાણીનો બમ્બો છે કે હલાવવા માડ્યો એટલે તરત કવિતા નીકળવા માડે ? ચતુરાઇથી પદ્ય ગમે તેટલા જોડી કહડાય પણ તે અંતઃક્ષોભથી થયેલી કવિતા તો ન જ હોય. પૂર્વનો સંસ્કાર કામ ન લાગે કેમકે આમાં તો વિષય પણ નવો જ આપેલો હોય, અને હૃદયની વિરલ ધન્ય ક્ષણ વિના સર્વ શુષ્કતા હોય. કવિ એકલી કલ્પના કરે તો એ તે એટલા વખતમા ઘણી નીરસ અને ક્ષુદ્ર કલ્પના કરી શકે. તે માટે અમે તો 'શીઘ્ર કવિતા' એ શબ્દવિરોધ જ ગણીએ છીએ. દુષ્ટ પવિત્રતા કે ક્રૂર દયા હોય, તો શીઘ્ર કવિતા હોય. આ માટે 'ફાર્બસ વિલાસ' માનાં પુછતાં વારને જોડી કાઢેલા 'મુબાઈ વિષે,' 'દિવાળી વિષે,' 'આગગાડી વિષે.' 'નિંદા કરનાર વિષે', 'આળસુ વિષે', 'વ્યભિચારી વિષે', ના એક પછી એક આવતાં સંબંધ વગરના પદ્યોને કવિતા કહેવાની ના પાડીએ તો અમને ક્ષમા મળવી જોઇએ.

'ફાર્બસ વિલાસ'ના કરતા 'ફાર્બસ વિરહ'મા કવિત્વનો અંશ ઘણો વધારે છે તેનું કારણ જ એ કે પહેલામા કહેવાતુ શીઘ્રકવિત્વ દેખાડવા, શબ્દરચના બેસાડવા, ચતુરાઈ દર્શાવવા, કોઇના વખાણ કરવા કે કોઇની આજ્ઞા પાળવા મનને ભાડે ફેરવ્યું છે, અને બીજામા તેને ઘણુંખરૂં સ્વચ્છંદ દોડવા દીધું છે.

શહર મુબઇ જ મોટાથિ મોટું,
જહાં છાપરું એક નહિ છેક છોટું;
શેઠિયા સર્વ જ્યાં મોટા મોટા વસે.
કોટિ નાણા તણું થાય કોટું. (ફાર્બસ વિલાસ).

અને

તે મુજ મિત્ર ગયો તદનંતર, અંતર દુઃખ નિરંતર આવે,
જાતું રહ્યું સુખ તો શત જોજન, ભોજન ભાવ ભલે નવ ભાવે;
તેનિ ઝબીજ તરે નજરે, કદિ એક કલાક ન છેક છુપાવે,
કષ્ટ કથા દલપત્ત કહે, કહું કોણ કને દુઃખ કોણ કપાવે.
( ફાર્બસ વિરહ )

આ બેમાથી કયાને કવિતા કહ્યાથી કવિતાનું માન રહે એમ છે તે પારખવું અઘરૂં નથી. અનુપ્રાસ આણવાનો કે પ્રબંધ જોડવાનો યત્ન કર્યા વિના કવિએ પોતાની લાગણીને જ બહાર પડવા દીધી હોત તો 'ફાર્બસ વિરહ' છે તેથી એ સરસ થાત.

અષ્ટાવધાન, શતાવધાન, કે લક્ષાવધાન, અદ્દભુત સ્મરણશક્તિના પ્રયોગ માટે ગમે એટલા ચમત્કારી હોય પણ તેમા રચેલા પદ્ય તો શીઘ્ર ( અને તેથી ) અકવિતાના વર્ગમાં પ્રથમ પદવીએ આવે. અમારૂં તો માનવું છે કે કોઈ કવિ પોતાની ઇશ્વિરદત્ત શકિતને આવા પ્રયોગમા વાપરવા યત્ન કરે તો તેની તે શક્તિને હાનિ થાય. કુલ-વધૂને નટના ખેલ કરવા નિકળવાનું કહ્યાથી અપમાન લાગે તેમ અષ્ટાવધાનમાં વાપરવા કાઢયાથી દિવ્ય શકિત પણ રીસાઈ જાય.

ચિત્તક્ષોભની પ્રેરણાની ખોટને લીધે યુક્તિની અને ચતુરાઇની કવિતા તથા શીઘ્ર કવિતા તે કવિતા નહિ એમ ઉપર દર્શાવ્યુ. આ પ્રેરણા ઉન્મત્ત થયેલાના પ્રલાપ કે વિષયાન્ધના મનોવિકારના ઉચ્ચા-રણથી બહુ જ જુદી જાતની છે. ઉન્મત્ત થયેલાનું ચિત્ત ભમી ગયેલું હોય, અને વિષયાન્ધનું મન ઘણી અધમતાને પામ્યુ હોય, પણ કવિત્વથી પ્રેરિત હૃદય તો ઘણી ઉન્નતિ અને ઉદારતાની સ્થિતિએ પહોચ્યુ હોય છે, તથા સત્યનાં ઊંડા તત્ત્વનું દર્શન કરે છે. જ્ઞાન-શાસ્ત્રથી કવિના જુદે જ રસ્તે જાય છે તેથી પંડિતના વચનમા અને કવિના વચનમા ઘણો ફેર છે. ઉન્મત્ત કે વિષયાન્ધના વચન પણ પંડિતનાં વચનથી જુદી જાતના હોય. પણ કવિ જે વિચિત્ર વસ્તુસ્થિતિ

કલ્પે તે સત્યગ્રાહી, ચમત્કારી અને પરમ આનંદ આપનારી હોય. ઉન્મત્તનું બકવું અને વિષયાન્ધનો જોસ્સો તે મૂર્ખત્વથી ભરેલા. હસવા સરખાં અને બીભત્સ હોય તે માટે, નર્મદાશંકરની "શા આ તગતગતી તસવીર તાકતા તીર, તીરવા રંગે" એ લાવણીને અને એવાં બીજાં પદ્યને કવિતાનો ઇલકાબ ઘટતો નથી. બીજાને વર્ણન કરવાને અયોગ્ય અથવા બીજા વર્ણન કરતા શરમાય તેવી સ્થિતિનું વર્ણન કરવાનું કવિનું કામ નથી. કવિની શક્તિ તો જે વર્ણન બીજાથી ન થઈ શકે, જે વર્ણન કરવા બીજા અશક્ત હોય તે વર્ણન કરવામા હોય છે. પ્રેરિત ચિત્તની સ્થિતિ જ્ઞાનેન્દ્રિયોથી અગોચર હોય છે, એ લાવણીમાં વર્ણવેલી સ્થિતિ તો જ્ઞાનથી ભ્રષ્ટ છે. કવિતા અને નીતિના સંબંધનું વધારે સ્પષ્ટ વિવેચન અગાડી જતાં કરીશું. કવિના મનને બાળકના મન જેવું કેટલાકે કહ્યું છે તે એટલા માટે કે બાળકનું મન ભ્રાંતિથી કે વિષયના જોસ્સાથી મલિન થયેલુ નથી હોતું, અને તેથી પંડિત પેઠે બુદ્ધિના પ્રયાસ કર્યા વિના દિવ્ય સત્યોનાં તત્ત્વો સ્વાભાવિક શક્તિથી પ્રેરણાકાળે તે ગ્રહણ કરી લે છે. એ જ માટે બાળકમા સ્વર્ગીય અંશ વધારે છે એમ વર્ડ્સ્વર્થને લાગતું.

વર્ડ્સ્વર્થના મતને અનુસરી ચિત્તક્ષોભથી થયેલી કવિતાને જ ખરી કવિતા કહ્યાથી કદાચ શંકા ઉઠશે કે એકલી કલ્પનાથી રચાયેલી કવિતા તે ખરી કવિતા નહિં? કાવ્યસાહિત્યનો ઘણો ભાગ અંતઃક્ષોભપ્રેરિત નથી, પણ સુંદર અને ઉન્નત કલ્પનાની ઉત્પત્તિ છે એ ખોટું નથી. ફક્ત ચિત્તમાં લાગણીથી થયેલા ક્ષોભથી ઉત્પન્ન થયેલી કવિતા ઘણી થોડી છે અને તે ઘણી થોડી જ હોય. ઇશ્વરદત્ત પળો ઘડી ઘડી નથી આવતી અને આવે ત્યારે બહુ વાર ટકતી નથી. આથી અંતર્ભાવ પ્રેરિત કાવ્યો ઘણાં લાંબાં નથી હોતા અને કોઈ વખત લાંબાં થઇ જાય છે ત્યારે અંદર અકવિત્વનો કંઈક અંશ આવી જાય છે. આ વિષયનો અનુભવી શેલી કહે છે કે "કવિત્વશક્તિને

જાગૃત કરનારૂં અદૃશ્ય બળ આવતી વેળાના જેવું જ શુદ્ધ અને સમર્થ રહે તો પરિણામ કેવાં મ્હોટાં નિપજે તે કળી નથી શકાતું; પણ કવિતા રચાવા માંડે એટલામાં તો પ્રેરણાને ક્ષય શરૂ થયો હોય છે. લોકને નિવેદિત થયેલી કવિતામાંથી પરમ કીર્તિવાળી લઇએ તો તે પણ કવિના મૂળ ભાવની મંદ છાયા હશે. હાલના મ્હોટામાં મ્હોટા કવિઓને હું પુછુંછુ કે ઉત્કૃષ્ટ કાવ્યો અભ્યાસ અને શ્રમથી થાય છે એમ કહેવું ભૂલભરેલું છે કે નહિ? ટીકાકારો મ્હેનત લેવાની અને વિલંબ કરવાની શીખામણ આપે છે તેનો ખરો અર્થ એ જ કે પ્રેરણાની પળો પર સંભાળથી લક્ષ રાખવું અને પ્રેરણાની છુટક છુટક સૂચનાઓ વચ્ચે સાંકેતિક પદોના ગ્રન્થન વડે કૃત્રિમ સંબંધ બેસાડી દેવો. કવિત્વશક્તિ જાતે ઘણી ઓછી છે તેથી આમ કરવાની જરૂર પડે છે. 'પેરેડાઇસ લોસ્ટ'નો સમગ્ર ભાવ મનમાં થયા પછી મિલ્ટને તેને વિસ્તારથી વિભાગ પાડી કાવ્ય રચ્યું." આનું તાત્પર્ય એ કે ઇશ્વરદત્ત પળે પ્રેરણાથી કાંઇ ભાવ કવિને થઈ આવે તેમાં કલ્પના ઉમેરી વિસ્તારથી લાંબો કાવ્યનો ગ્રંથ થાય. આ કારણથી શુદ્ધ પ્રેરણામય કાવ્યો ઘણાં ટુંકાં હોય છે. લાંબાં કાવ્યોમાં પ્રેરણાનો ભાગ ઘણો થોડો હોય અને કલ્પના પ્રધાન હોય છે. પણ ખરા કવિને પહેલી ઉશ્કેરણી લાગણીથી થયેલા પ્રેરણાથી થાય. કાલિદાસ કહે છે કે રઘુવંશ લખવાને હું 'चापलाय प्रणोदित' થયો છું. ચપળ થઈ કંઈ રચવું એવી તેને પ્રેરણા થઈ. એ પોતે જ લખે છે કે આ સ્વેચ્છાધીન નહિ હતું. કલ્પનાઓને કાવ્યસાહિત્યમાં વપરાતા શબ્દો વડે ગુંથીને આગળ થયેલી પ્રેરણાઓને તે વડે તેણે સંબંધમાં લીધી. રઘુવંશના પાંચમા સર્ગમાંનું નર્મદામાંથી નિકળતા હાથીનું વર્ણન, કે તેરમા સર્ગમાંનું ગંગા યમુનાના સંગમનું વર્ણન અનુભવેલા ભાવમાં કલ્પના ઉમેરી રચ્યાં છે એ જણાઈ આવે છે. આ પ્રમાણે પ્રસંગ આવે તેમ કવિ પોતાના અંતર્ભાવ વચ્ચે વચ્ચે મૂકતો જાય. મ્હોટા ગ્રંથમાં બહુધા કલ્પના જ હોય. આથી સિદ્ધ

થશે કે ખરી કવિતા તે શુદ્ધ અંતર્ભાવપ્રેરિત હોય તે જ. આવી ઘણી થોડી હોય. કલ્પનામય કવિતા સાધનભૂત અને ઉતરતી પંક્તિની છે. કલ્પના આમ સાધનભૂત છે પણ, તે એ મહાકવિમાં વિશેષ મહત્ત્વવાળી હોય છે. અંતર્ભાવનું પણ તેમ જ સમજવું. ચિત્તક્ષોભ તો દરેક મનુષ્યને થાય છે અને કલ્પના પણ દરેક મનુષ્યને હોય છે; પણ કવિમા તે વિશેષ જાતનાં હોય છે. સરસ વાણીમા તેમનું ઉચ્ચારણ કરવાની કલા એ વિશેષ તો આ ઉપરાત. પ્રિય બાંધવના મૃત્યુથી ચિત્તક્ષોભ તો દરેક મનુષ્યને થાય પણ તે પરથી કવિતા તો ઈશ્વરદત્ત શક્તિવાળા જ કરે. સૂર્યોદયને નિહાળી દરેકના મનમાં કંઈ કલ્પના આવે પણ ઉત્તમ કલ્પના તો કવિની જ હોય. આમાથી સાધારણ અને ઉન્નતનો ભેદ પાડવો એ ઘણું કઠણ કામ છે. આ પરીક્ષાનો આધાર કવિત્વના વિષય અને વિચારના સરળપણા તથા મહત્ત્વ પર રહેલો છે. ચિત્તક્ષોભ તે નીરસ ઉચ્ચત્વહીન ઉદ્‌ગાર નથી. 'ફાર્બસ વિલાસ'માંની

'આ તે આગગાડી છે કે ગણીએ ગરૂડગાડી
નિરમી નિરંજને, છે જનમનરંજની;
... ... ... ... ... ... ...
કહે દલપત્ત, મહીસાગરને કુદી જાય,
ઇંજન કહું કે હનુમાનની મા અંજની.'

આ લીટીઓ કવિની પ્રેરણાવાળી ન કહેવાય. તેમ જ કલ્પના તે

'પીલતણી પંચાતથી, દુનિયા રીઝે દીલ;
ફરે કરેલો ફેંસલો, એ તો જાણ અપીલ.'

એવી ચતુરાઈ, કે

'વાહરે વાહ રસાળિ મહીજ, જંહી મળિ સાર હવા રે હવા;'

આવી યુક્તિ નહિં; પણ, રા. હરિલાલના

'પેલો ઊંચો ગિરિવર અહા! એકલો અભ્ર લેખે!
ઝાંખો જેવો દુર વરસતા બંધુ–શ્રીએ ઉવેખ્યે!

હા! શા ચીરા હૃદય પડિયા વજ્ર–ઘાયે હું પેક '
એ લોહી કે ઝરણુ ઝરપે! દુઃખ વ્યાપ્યુ શુ દેહ?'

આ શ્લોકમા કરી છે તેવી સુંદર, મહાન અને હૃદય પર અસર કરે એવી શોભા, ભારતવર્ષમા અમે ઉપર બતાવ્યુ તે જ પ્રમાણે કવિતા પહેલી ઉત્પન્ન થઈ છે. વેદની ઋચાઓમાં સૃષ્ટિના દેખાવ જોઈ ચિત્તમાં ઉઠેલી ઊર્મિઓનો જ આવિર્ભાવ છે. અનુપ્રાસ આણવા કે અલંકાર બેસાડવા પોતાના મનને ન લાગ્યા હોય તેવા કૃત્રિમ ભાવ લખવા એ તે વખતના કવિઓ જાણતા નહોતા. વેદ મૂકી આદિ કવિ વાલ્મીકિ કહેવાય છે. વાલ્મીકિએ સભામાં ચતુરાઈ દેખાડવા કે કોઈની આજ્ઞાને અનુસરવા કવિતા કરવા નહોતી માંડી. વનમા ફરતા ક્રૌંચ પક્ષીના જોડામાથી એકને કોઈ પારધીએ મારી નાખેલુ જોઈ તેના મનમા લાગણી થઈ તેનો ઉભરો આ પ્રમાણે નિકળી આવ્યો:

**मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।**
**यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥**

શોકાર્દ્રહૃદય કવિની વાણી નિકળી કે 'પારધી' ક્રૌંચ પક્ષીના જોડામાથી કામથી મોહિત થયેલા એકને તેં માર્યું તો તું કોઈ પણ કાળે પ્રતિષ્ઠા ન પામતો!' સંસ્કૃત ભાષામાં આ સહુથી પહેલો જ શ્લોક કહેવાય છે. એમાં ઝડઝમક, ગતાગત ભેદ કે કોઈ પ્રબંધ નથી. માત્ર હૃદયનો જ ઉભરો છે. આ શ્લોકમા કવિતાના કેટલા વિષયોનો સમાવેશ થયો છે તે લક્ષમા લેવા જોગ છે. પ્રથમ તો શોકની લાગણી એ આ કવિતાનું મૂળ છે. વળી કીર્તિ ( प्रतिष्ठा ), આનન્ત્ય ( शाश्वतीः ), કાલ ( समाः ), પક્ષી, તેનું જોડું. મૃત્યુ ( अवधीः ), કામ, અને મોહ એટલા વિષયો એમાં આવ્યા છે. અંતર્ભાવની પ્રેરણાથી થયેલી કવિતામાંની ઘણીખરી આ વિષયો પર જ થઈ છે. વળી આ કવિતા સંબોધન છે. એ લક્ષણ પણ પ્રેરણામય કવિતામા ઘણી વાર જોવામા આવે છે. એક બીજો વિશેષ આ

શ્લોકમાં છે. 'मा अगमः' એ પ્રયોગ વ્યાકરણના નિયમથી વિરુદ્ધ છે. लुङ् 'अगमः' સાથે 'मा' આવતા लोट् ના અર્થમા 'मा गमः' એવો પ્રયોગ થવો જોઇએ. વ્યાકરણના નિયમથી કવિતાને કંઈ છુટ મળી છે તેનો આ પટો છે એમ કહીએ તો ચાલે. અમારો કહેવાનો અર્થ એવો નથી કે વાલ્મીકિએ આ ભૂલ જાણી જોઈને કરી છે, કે વાલ્મીકિએ આ ભૂલ કરી તેથી જ તેમ કરવાનો હક બીજાને મળ્યો છે. સંસ્કૃત સાહિત્યમા તો આને દોષ ગણ્યો છે અને તે કરવાની રજા જ નથી. આ હકનો ગમે તેમ નિર્મર્યાદ ઉપયોગ કરવો એ પણ અમારો અભિપ્રાય નથી. વિષયોનો શ્લોકમા થયેલો સમાવેશ જે ઉપર બતાવ્યો તે માત્ર અકસ્માત છે. કવિની ઇચ્છા તેમ કરવાની હતી એ અમારૂં કહેવું નથી. બાળપણથી અદ્ભુત કવિ કીટ્સ કહે છે તેમ કવિના હાથનો ચમત્કાર તો અકસ્માત જ થઈ જાય. કવિને પણ માલમ ન પડે કે મારી કવિતામાં ચમત્કાર આવી ગયો.

અંતર્ભાવપ્રેરિત કવિતાની તૃષાથી ગુજરાતી સાહિત્યમા ફરતા બધે જલશૂન્ય રણ દેખી નિરાશ થયેલા મનને આશ્વાસન આપનારી, હર્ષમા લાવનારી એક જ નદી હમણા કોઈ પર્વતમાથી નિકળી છે. નહાના નહાનાં ખાબોચીયા કોઇ કોઈ ઠેકાણે હશે પણ વિસ્તારથી વહેતી ખરેખરા લક્ષણવાળી કાવ્યસરિતા તો 'કુસુમમાળા' જ છે. સૂકા અરણ્યમા એ લીલું કુંજધામ દેખી કોનું મન આનંદમાં આવી ઉપકાર નહિં માને ! કુસુમમાળા ગળામાં પહેરવી એ તો ધન્ય સહૃદયના ભાગ્યમા હોય. તેની સુગંધ લેતાં અમે ઝટ ધરાઈ ન રહીયે તો વાંચનારે કૃપા દૃષ્ટિથી જોવું. કુસુમમાળા પર વધારે વિસ્તારથી વિવેચન કરતાં કાળ વ્યર્થ નથી ગુમાવ્યો એ એની મેળે જ માલમ પડશે એવી અમને આશા છે. કુસુમમાળા કેવી પ્રેરણાથી લખાઈ છે તે એમાંના પહેલા જ કાવ્યમાંની સહસ્રલિંગ તળાવ કાંઠે ઉભા રહી અનેભવેલી

'ગૂજરાતનો પૂત રહી ઊભો આ સ્થળમા,
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહિં જળમા !'

આ બે લીટીઓ પરથી જ જણાઈ આવશે. પણ સવિસ્તર વિવેચનમાં ઉતર્યા પહેલાં એક બીજો અગત્યનો વિચાર કરવા યોગ્ય ધારીએ છીએ. રા. નરસિંહરાવે પોતાનાં કાવ્યોને 'સંગીતકાવ્યો' એ નામ આપ્યું છે. 'સંગીતકાવ્ય' એવો એમણે અંગ્રેજી શબ્દ Lyric નો અર્થ કર્યો છે. Lyre એટલે વીણા પરથી થયાથી Lyric શબ્દ સંગીત સંબંધે વપરાય છે ખરો પણ કવિતાના સંબંધમા જે અર્થમા એ શબ્દ વિશેષ વપરાય છે, અને, પાલ્ગ્રેવની 'ગોલ્ડન ટ્રેઝરી'મા અને રા. નરસિંહરાવની કુસુમમાળામાં એ શબ્દથી જે વિશેષાધાન, જે વિશેષ લક્ષણનું સૂચન થાય છે તે એકલા 'સંગીતકાવ્ય' શબ્દથી બરોબર નથી થઈ રહેતું. હૃદય પરની અસરથી પ્રેરાયેલી, અંતર્ભાવદર્શક,—એ અર્થ આ ગ્રંથોના લક્ષણમા વિશેષ દાખેલો છે. અસલના વખતમાં કવિઓ પોતાના ભાવ સંગીતમા કહાડતા, અને ગાયનની પેઠે કવિતા હૃદયમાંથી નિકળી આવે છે એનો આભાસ 'સંગીત' શબ્દથી થાય છે તેની અમે ના નથી પાડતા. પણ એ આભાસ ઝાંખો અને તે એ સૂક્ષ્મદૃષ્ટિએ વિચારવાથી જ થાય છે. 'સંગીત' કરતાં આ અર્થ માટે વધારે યોગ્ય શબ્દ 'રાગ' છે. સંગીતના અર્થની સાથે આ શબ્દ 'હૃદયના ભાવ' એ અર્થનો પણ વાચક છે: Lyricની જ માફક કાંઈક શ્લેષથી અને કાંઈક સ્વભાવથી, વસ્તુસ્થિતિથી. 'રાગ' શબ્દમા 'હૃદયપર અસર' આટલું ગર્ભિત છે માટે જ તેનો એ અર્થ થાય છે. તેથી, Lyric શબ્દનો અર્થ 'રાગધ્વનિકાવ્ય' આ શબ્દથી ઘણી સારી રીતે સમજાશે; રાગનું કે હૃદયભાવનું જ આવિષ્કરણ 'રાગધ્વનિ' નામના કાવ્યમા આવે એ વાત સ્પષ્ટ થશે. વૈયાકરણો પરથી અલંકારશાસ્ત્રમા 'ધ્વનિ' શબ્દ લીધો છે તેમ એ શબ્દ લેવાથી અવાચ્ય રાગ રૂપી સ્ફોટનો કાંઈક અંશે ધ્વાન —આ અર્થ યથાયોગ્ય જ થશે. વળી સંસ્કૃત સાહિત્યમાં ઉત્તમ કાવ્યને

'ધ્વનિ ' નામ આપ્યુ છે તેની સાથે વિરોધ ન આવતાં Lyric ને પણ ઉત્તમ કાવ્ય કે ધ્વનિકાવ્ય છે એ બતાવવું સહેલું પડશે. આ કારણો માટે 'સંગીતકાવ્ય' કરતા 'રાગધ્વનિકાવ્ય' એ વધારે યોગ્ય પદ છે એમ અમારૂં માનવું છે. આ પદ કુસુમમાળાના કાવ્યોને ન ઘટે તો બીજા કોને ઘટે એ સમજવું અઘરૂ છે.

હવે સંસ્કૃત અલંકારશાસ્ત્રનું ધ્વનિકાવ્ય એ પદ આ રાગધ્વનિકાવ્યને અપાય, એટલે રાગધ્વનિકાવ્યમા એ ધ્વનિકાવ્યનાં લક્ષણ છે એ બતાવવું જોઇએ. આ બતાવવાનો યત્ન પાશ્ચાત્ય કવિતાનાં વખાણ કરવા માટે કે સંસ્કૃત ગ્રંથકારોમાં હોય ન હોય પણ ગમે તે રીતે શ્રેષ્ઠતા સિદ્ધ કરી આપવા માટે નહિં પણ અમારા અભિપ્રાયમાં વસ્તુસ્થિતિ તેવી જ છે તે માટે કરીએ છીએ. આનંદવર્ધને અને મમ્મટે જે કાવ્યમા વાચ્ય અર્થ કરતા વ્યંગ અર્થ ચઢીઆતો હોય તેને ધ્વનિકાવ્ય કહ્યુ છે. વાચતા વારને તરત માલમ પડે તે વાચ્ય અર્થ. અંદર ગૂઢ રહેલો, તરત માલમ ન પડી આવે પણ જરા ઉંડા ઉતર્યાથી સહૃદયને. કાવ્યની ખુબીની પરીક્ષા કરવાના અનુભવવાળાને માલમ પડે તેવો અર્થ તે વ્યંગ્ય કહેવાય. કોઈ કાવ્યમાં આવો અર્થ હોય અને તે ઉપરના વાચ્ય અર્થથી સરસ હોય, વધારે ચમત્કારી હોય ત્યારે તે કાવ્ય 'ધ્વનિ' કહેવાય.

ધ્વનિ કાવ્યમાં આ જે વ્યંગ્ય હોય તે જ રસ. અલંકારશાસ્ત્રમા વ્યંગ્ય તે રસાદિ અને બીજા ધ્વનિ એમ કહ્યું છે, અને રસાદિના વર્ગમાં એકલો રસ નહિં પણ તેની જોડે ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાન્તિ, ભાવોદય, ભાવસંધિ અને ભાવશબલત્વ, એટલાં આવે; પણ આ વિશે વિવેચન અમે હજી સુધી કર્યુ નથી માટે હાલ રસ જ લઇએ છીએ. રસ સંજ્ઞા એ સાધારણ રીતે સર્વને માલમ છે. તેમ જ આ સર્વમાં એ રસ મુખ્ય છે. પંડિતરાજ જગન્નાથ 'રસગંગાધર' માં કહે છે કે ' ઉત્તમોત્તમ જે ધ્વનિકાવ્ય તેના અસંખ્ય ભેદ છે. તેના પાંચ ભેદ પાડતાં તેમાં

પરમ રમણીય રસધ્વનિ છે. આ રસધ્વનિનો આત્મા રસ છે.' આ રસની ઉત્પત્તિ કેમ થાય છે તે જોઇએ. હ્રદયમા રતિ, શોક, ક્રોધ, વિસ્મય, વગેરે કેટલાક ભાવો વાસનારૂપે રહેલા હોય છે, એટલે આ ભાવોનો અનુભવ થયાથી મનમા તેમનો સંસ્કાર હમેશ રહે છે. આ ભાવોને સ્થાયી ભાવ કહે છે. પૂર્વે થનારા કેટલાક કારણ, પછી થનારા કેટલાક કાર્ય, અને સાથે જ થનારા કેટલાક સહકારીથી આ સ્થાયી ભાવ વ્યક્ત થાય છે એટલે બહાર માલમ પડી ગોચર થાય છે ત્યારે તે સ્થાયી ભાવ રસ કહેવાય છે. સાહિત્યદર્પણકાર વિશ્વનાથ કહે છે કે 'દુધનું રૂપ બદલાઈ તે દહિં કહેવાય છે તેમ સ્થાયી ભાવ તે જાતે જ રસ થાય છે.' સ્થાયી ભાવ રસ તરીકે ગોચર થતા તે પૂર્વે થનારા કારણોને વિભાવ કહે છે. વિભાવના બે પ્રકાર છે, આલમ્બન અને ઉદ્દીપન દાખલો લીધાથી વધારે સ્પષ્ટતા આવશે. શૃંગારરસનો સ્થાયી ભાવ રતિ છે. મનુષ્યના હ્રદયમાં રતિની હમેશ વાસના રહેલી હોય છે. (વાસના જેમને ન હોય તે રસ ગ્રહણ ન કરી શકે. મહેશ્વર કહે છે તેમ, રસિક નાટક થતું હોય ત્યા આ વાસના વગરના- મા અને રંગભૂમિના થાભલા કે ભીંતમા ફેર નથી પડતો.) રતિની પૂર્વે થતા વિભાવમાં આલમ્બન તે સ્ત્રી કે પુરુષ છે, અને ઉદ્દીપન તે ચાંદની, વસંત કે સુંદર બાગ વગેરે છે. પુરુષને સ્ત્રી સંબંધે તથા સ્ત્રીને પુરુષ સંબંધે (રતિનો) શૃંગારરસ થાય છે. આ રસનું ઉદ્દીપન ચાંદની જોવાથી, વસન્તનો બહાર નિહાળવાથી, બાગની શોભા નજરે પડવાથી, કે એવા કોઈ કારણથી થાય. આ રસમા નિમગ્ન થયેલો પુરુષ રસની આલમ્બનભૂત પ્રિયાનું મુખ જોયા કરે, તેના ગુણનું કીર્તન કર્યાં કરે ત્યારે રસની પછીથી થતા આ મનના ભાવ અનુ- ભાવ કહેવાય છે. પછીથી થાય માટે આ સાત્ત્વિક અનુભાવ કાર્ય કહેવાય છે. શૃંગારની જોડે જ સ્મૃતિ, ચિન્તા, વગેરે કેટલાક ભાવ થાય છે. તેમને સહકારી કે વ્યભિચારી ભાવ કહે છે. આ રીતે વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવથી વ્યક્ત થતો સ્થાયી ભાવ રસ કહે-

વાય છે. રસની આ રીતે ઉત્પત્તિ થાય છે, તે વિચારતાં માલમ પડશે કે રસધ્વનિકાવ્ય અને રાગધ્વનિકાવ્યમા કંઇ ફેર નથી. રાગધ્વનિકાવ્ય અંતર્ભાવપ્રેરિત હોય છે એ અગાડી દર્શાવ્યું છે. તેમ જ રસની નિષ્પત્તિ પણ ભાવથી જ થાય છે. રાગધ્વનિનો ચિત્તક્ષોભ તે જ રસધ્વનિમા વિભાવથી થતુ ઉદ્દીપન, રસધ્વનિમા રસની પછીથી થતા અનુભાવ નામના સાત્ત્વિક એટલે મનના ભાવ અને રસની જોડે આવતા ચિન્તા, મોહ, સ્મૃતિ, હર્ષ વગેરે વ્યભિચારી ભાવ આવે છે. રાગધ્વનિ આ જ ભાવના બહાર પડવાથી થાય. પંડિતરાજ જગન્નાથે આપેલો કરુણરસનો દાખલો લઇએ:

'તજી દઇ સહુ બાન્ધવની ચિન્તા, છોડિને ગુરૂતણો પ્રણય;
રે તનય વિનયવાળા ! કેમ જ પરલોક ચાલ્યો તું ?'

મૃત્યુ પામેલો પુત્ર તે અહી આલમ્બન છે. મૃત્યુ સમયે બાન્ધવોનું દર્શન તે ઉદ્દીપન. રડવું તે અનુભાવ. દીનતા તે વ્યભિચારી ભાવ. એમ રસની નિષ્પત્તિથી આ રસધ્વનિકાવ્ય છે. તેમ જ પુત્રના મૃત્યુ સમયે બાન્ધવોને જોઇ મનમાં દીનતા થઈ અને રડવું આવ્યું, આ ભાવ દર્શાવ્યો છે માટે આ રાગધ્વનિકાવ્ય છે. આલમ્બન તે ચિત્તવૃત્તિનો વિષય, ઉદ્દીપનનું નિમિત્ત તે કવિની ગોચરતામાં આવતી વસ્તુઓ. વ્યભિચારી કે સહકારી ભાવ તે લાગણી કે છાપ, અને અનુભાવ તે અંતઃક્ષોભ કે જોસ્સો.

આ પ્રમાણે રાગધ્વનિ કે રસધ્વનિ કાવ્ય આ બેનુ ઐક્ય છતાં Lyric માટે અમે રાગધ્વનિ શબ્દ વધારે પસંદ કરીએ છીએ તે એટલા જ માટે કે 'રાગ'મા સંગીતનો પણ અર્થ આવે છે. ઉત્પત્તિનું વિવેચન કરતાં રાગ શબ્દ રસ કરતાં વધારે સૂચક લાગે છે. સ્વરૂપ વિચારતા રસ શબ્દ વધારે વાપરીશું.

હવે રાગધ્વનિ કે રસધ્વનિ તે શું તે મનમા રાખી કુસમમાળા તરફ વળીએ. પ્રસ્તાવનામા રા. નરસિંહરાવે કવિતાનું ખરૂં સ્વરૂપ શું તેના શુષ્ક વિવેચનની ચર્ચા કરવા કરતાં તેનાં ઉદાહરણ આપવા

એ વધારે ઉચ્ચગ્રાહી ઉદ્દેશ છે એમ કહ્યું છે. ટીકાકાર કરતા કવિનો ઉદ્દેશ બહુ વધારે ઉન્નત છે તે સત્ય છે; પણ કસોટી વિના સુવર્ણની કિમ્મત પરખાતી નથી અને સુવર્ણના ગુણથી અજાણ્યા સુવર્ણ માટે ઇચ્છા કરતા નથી અને તેમા શ્રેષ્ઠતા માનતા નથી. વળી કવિત્વ માટે ઇશ્વરદત્ત શક્તિની જરૂર છે. આ કારણ માટે અમારૂ 'શુષ્ક' વિવેચન છેક નિરર્થક નહિં ગણાય એવી આશા રાખીએ છીએ.

આ દેશની કવિતાની પદ્ધતિથી પાશ્ચાત્ય દેશની કવિતાની પદ્ધતિ કંઇ જુદી જ છે એ ખોટું નથી. આપણા હાલના સાહિત્યમા અન્તર્ભાવ-પ્રેરિત કવિતાની ખોટ છે તે અમે બતાવ્યું છે. પણ રસધ્વનિ કાવ્યના વિવેચનથી સ્પષ્ટ થાય છે કે એ કવિતાની ઉત્તમતા સંસ્કૃત અલંકા-રશાસ્ત્રજ્ઞોના જાણ્યામા નહોતી એમ નહિ. પ્રેરણાનું મહત્ત્વ જોઇએ તેટલું તેમણે ચર્ચ્યુ નથી પણ એ માર્ગ તેમણે દેખાડ્યો છે ખરો. અમે અગાડી કહી ગયા છીએ કે કવિતાનું સામાન્ય લક્ષણ સર્વ દેશમા એક જ હોય અને તેની ઉત્પત્તિ એક જ રીતે થાય. તેથી રા. મણિ-લાલે 'પ્રિયંવદા' મા કરેલી "છુટા છુટાં કાવ્યકુસુમની માલા રચવામા જે કારીગરી વપરાઇ છે, તે હાલમા સર્વને મોહ પમાડનાર પાશ્ચાત્ય રીતિની છે, છતા સસાર છે, એ વિશેષ ચમત્કૃતિ" આ ટીકા નદન અપ્રસ્તુત અને અયુક્ત છે. હાલમા ભૂલભરેલે રસ્તે ચઢેલા સ્વદેશા-ભિમાનનો જે વા વાય છે તેની આ અસર છે. રાગધ્વનિ કાવ્ય છૂટા છૂટા જ હોય એ અમે ઉપર બતાવ્યું છે. સંસ્કૃત કવિતાસાહિત્યમા પ્રેરણાનું મહત્ત્વ વિશેષ ચર્ચાયું નથી તેથી તેમાં છૂટાં છૂટાં કાવ્યોની માલા ઘણી થોડી છે. માટે એ રચવામા વધારે કેળવાયેલી પાશ્ચાત્ય કારીગરી પર દોષૈકદૃષ્ટિથી જોવું એ સ્વદેશાભિમાન કહેવાતું હોય તો ભલે, પણ સાહિત્યના વિષયમા તો એ ઉપપત્તિવિરોધ કે અયોગ્યના જ ગણાય. પંડિતરાજ જગન્નાથનો ભામિનીવિલાસ અન્તર્ભાવની પ્રેરણાથી રચાયલો છે. એમાંના શ્લોક છૂટા છૂટાં કાવ્યો જ છે. મહાકવિ કાલિદાસનું મેઘદૂત અન્તર્ભાવપ્રેરિત છે અને તેથી એ

કાવ્ય ઘણું નાનું છે અને તેનું વૃત્તાન્ત ઘણું ટૂંકું છે. તેથી, આ પાશ્ચાત્ય કવિતાનું વિશેષ લક્ષણ નથી પણ ઉત્તમોત્તમ કવિતાનું અવશ્ય વિશેષ લક્ષણ છે. 'પાશ્ચાત્ય કાવ્યકુસુમો પ્રાયશ: રસરૂપગંધ વર્જિત છે' આ વાક્ય રા. મણિલાલનું પાશ્ચાત્ય કવિતાનું જ્ઞાન કેટલું છે તે બતાવી આપે છે. આથી ઉપર બતાવેલી એમની ભૂલનું કાંઈ કારણ મળે છે ખરૂં. પણ પાશ્ચાત્ય હોય એટલું બધું અસાર એવો દુરાગ્રહ એ એનું વિશેષ કારણ છે અને તે જ માટે એ અન્યાય વધારે શોચનીય છે. 'પાશ્ચાત્ય સાહિત્યમા કેવલ રસ એ જ કાવ્યનું પ્રાણપદ લક્ષણ એમ નિર્બંધ નથી.' આ સ્વેચ્છાથી સ્વીકારેલું અજ્ઞાન પણ ઉપરના જ કારણોનું ફલ છે. મિલ્ટને કહ્યું છે કે કવિતા રાગમયી (એટલે ઉપર બતાવ્યું તેમ રસમયી) હોવી જ જોઇએ. લી હંટનું પણ કહેવું છે કે કવિતા રસમયી છે કેમકે કવિ ચિત્તવૃત્તિમાં જ અનુરાગ લઇ તેને આધીન થઇ જાય છે. પંડિતરાજ જગન્નાથે પણ રસને કે તેના સ્થાયીભાવને 'ચિત્તવૃત્તિ' કહ્યા છે. આ રીતે પાશ્ચાત્ય ટીકાકારો અને આ દેશના અલંકારશાસ્ત્રકારોના મનમા કાઇ ભેદ નથી. રસ એ કાવ્યનો આત્મા છે તે આ સર્વ ટીકાકારો અને કવિઓએ કબુલ કર્યું છે. વળી, પાશ્ચાત્ય સાહિત્યમા 'વર્ણનાત્મક કાવ્ય' એ ઉત્તમ કવિતા નથી ગણાતી. ગોલ્ડન ટ્રેઝરીની પ્રસ્તાવનામા પાલ્ગ્રેવ લખે છે કે 'આ પુસ્તકમાં રાગધ્વનિકાવ્યોનો સમૂહ છે માટે એમા વર્ણનાત્મક કવિતા દાખલ નથી કરી.' સંગીત (રાગધ્વનિ) કાવ્ય તે ઉત્તમ કવિતા છે એટલું ગર્ભિત રાખી રા. નરસિંહરાવે પણ વર્ણનમયી કવિતાને 'વર્ણનાત્મક કાવ્ય' એ પદ આપ્યું છે અને 'વર્ણનાત્મક સંગીત' એ પદ નથી આપ્યું અને તે યથાયોગ્ય છે. કેમકે, વર્ણનાત્મક કાવ્ય કલ્પનાથી જ થાય છે; અન્તર્ભાવની પ્રેરણા એમા બહુ જ થોડી જોવામા આવે છે. સૃષ્ટિસૌન્દર્ય જોઇ હૃદયમાં જે ઊર્મિ થાય તેનું ચિત્ર આપનારી કવિતા ઉત્તમ ખરી, પણ સૃષ્ટિના એ દેખાવનું વર્ણન જ કરે તે કવિતામા આ ખુબી ન હોય.

કુસુમમાળામા વર્ણનાત્મક કવિતા બહુ થોડી છે અને તે જ માટે તે માળા વિશેષ ચમત્કારવાળી છે. ' સરોવરમા ઉભેલો બગ ', ' કોયલનો ટહુકો ' આવા વિષયો પરની કવિતા એ બનાવોનું વર્ણન નથી કરતી પણ તે જોઈ કે અનુભવી થયેલી ઊર્મિઓ બતાવે છે.

' તે મૂકીને પારવ નજર બગ નાખે લાંબી,
કરિને ઉંચી ડોક, જુવે જ્યહાં ભૂમિ વિરામી,
ને વળિ ત્હેની પારવ ઉડાં નભમાહિ નિહાળે,
નવ લેખે નિજ છાય પડી જે જળમા મ્હાલે.
હું પણ આ જગરાન મહી ઊભો રહિ ઝાંખું
જીવનકેરૂ ક્ષિતિજ, દૃષ્ટિ વળિ ઊંડી નાંખું.
નાખિ નિરખું જે દૂર સિન્ધુ પડિયો ફેલાઈ,
ને ન ગણું નિજ છાય પડી જે આ સ્થળમાહિ.

અહી ઉદ્દેશ સરોવરમા ઉભેલા બગનું વર્ણન કરવાનો નથી પણ તે જોઈ થતા ભાવનું ચિત્ર આપવાનો છે. આ કાવ્યમા અદ્‌ભુત રસ છે. આલમ્બન તે જીવન, બગનું ઉંચી ડોક કરી દૂર દૃષ્ટિ નાખવું એ ઉદ્દીપન છે, એટલે એથી હૃદયમા ભાવ ઉછળી આવ્યો છે. કવિની પોતાની સ્થિતિની સ્મૃતિ એ સાહકારીભાવ છે. ' ને ન ગણું નિજ છાય પડી જે આ સ્થળ માહિ, ' આ સાત્ત્વિક ભાવ અનુભાવ છે. પાશ્ચાત્ય પદ્ધતિની આ કવિતા આમ રસવાળી છે ત્યારે પાશ્ચાત્ય પદ્ધતિને નિંદવી શુ કામ? ચમત્કારી દેખાવ જોઈ આવી કવિતા સર્વ ગુજરાતી કવિઓ લખતા હોય તો વાંચનારના આનન્દની સીમા જ ન રહે. આ આનંદ કમલપ્રબન્ધ કે નાગપાશપ્રબન્ધ આપી શકે? આ અન્તઃક્ષોભ કે અનુભાવદર્શક કવિતા સાથે ચાલતા સંપ્રદાયની રા. દલપતરામની આવા જ વિષય પરની કવિતા લઇએ. એમના 'સાયંકાળ વર્ણન'મા વર્ણવ્યું છે કે,

' અજાતણા વૃંદ દિઠા પછી એ,
બધાં ઉચારે મુખ શબ્દ એ બે;

જાણે થશે ભાવિક તે ભણે છે,
અંતે જિવોની ગતિ કામ એ છે.'

અહી ઉદ્દીપન છે એમ ગણીએ તો તે શાથી થયું છે? બકરાંનું બે' બે' બોલવું સાભળી! ગુજરાતી ભાષામા સંખ્યાવાચક 'બે' શબ્દ છે માટે બકરા ને 'બે" ને બદલે 'બે' બોલતા કરવાં પડ્યા. દુનિયાના બધાં બકરાને ગુજરાતી ભાષા બોલતાં કરી લીધેલો આ અનુભાવ, સરોવરમા ઉભેલા બગને જોઇ થયેલા અનુભાવ આગળ કેટલો નીરસ લાગે છે! કૃત્રિમ અને સ્વયંભૂ કવિતામાં આટલો ફેર છે. 'સાયંકાળ વર્ણન' અને 'પ્રભાત વર્ણન'મા દરેક શ્લોકમા તે સમયે બનતો એકેક બનાવ આપ્યો છે અને તેની જ જોડે એકેક ઉપમા, રૂપક કે ઉત્પ્રેક્ષા લગાડ્યા છે; તેથી જાણે કુદરતને ઘેર જપ્તી બેસાડીને ઘરમાથી નીકળતા બધા સામાન પર તેના મૂલ્યની ચિઠ્ઠી ચોઢી હોય એમ લાગે છે. અને તેથી જ,

'સ્ત્રિયો દિવાની દિવટચો કરે છે,
હાથેળિયો બે વચમા ધરે છે,'

આવું આવું પણ વર્ણવવું પડ્યુ છે. જપ્તી બેસે ત્યારે તો ઘરમાં કોડિયુ હોય તે એ હરાજ થાય. વર્ણનાત્મક કવિતાનો જ આ દોષ છે. અન્તર્ભાવપ્રેરિત કવિતામા કવિની લાગણી ઉશ્કેરે એવા જ બનાવ લેવાય અને કેવળ વર્ણનાત્મકમા તો કંઇ મૂકી દેવાય નહિ અને તેને કવિતામા ખપાવવા તેની જોડે ગમે તેવો કૃત્રિમ ભાવ દાખલ કરવો પડે.

**નર્મદાશંકરે** પણ 'ઋતુવર્ણન'ને પુષ્પવિદ્યાનો ગ્રંથ બનાવવા ઘણે ઠેકાણે આ જ રીતે યત્ન કર્યો છે.

'ગુલાલા ગૂલાલ મુચકુંદ જાઇ, પારીજાતે કેવડે વાડિ છાઇ;
જૂઇ ચાંપા મોગરો ને બકૂલો, બાળે ફુંકી વાસને અબ્જ ફુલો.
ફલો શોભે છે કરમ્દીકડાનાં, કેસૂડાના સાગ સામેરકેરાં;
ખૂલે રાતાં આ બપોર્યા કરેણા, ખૂણે મારે તો રડે છે ધરેણાં.'

રા. નરસિંહરાવનું કાવ્ય કુસુમની જ માળા છે પણ તે કુસુમો કવિના ગુંથેલા છે, માળીના નહિ. તેથી રા. મણિલાલે કુસુમમાલામાં સર્વ વર્ણનાત્મક કાવ્ય છે એમ જે દોષનો આરોપ મૂક્યો છે તે નદન ગેરવાજબી છે, કુસુમમાલા તો રસથી ઉભરાઈ જાય છે. "માડવા તળે એકએકની ડાળી ગુંચવી રહેલા બે ઝાડ" જોઈ નીકળેલા ભાવના ચિત્રને કોણ વર્ણનાત્મક કાવ્ય કહેશે?

'ગુંથી ડાળી ડાળી ભિડિ સજડ આલિંગન ત્હમે
રહ્યા છો વીટાઈ, નહિ અલગ થાશો વળિ કદમે;
ભલે ગાજે ઘૂમે પવન કરિ તોફાન ઉપરે,
ત્હમે ર્‌હેશો ભેટ્યાં તદપિ રહિ આ મંડપ તળે.'

અહીં શૃંગાર રસ સાથે કંઇ અદ્‌ભુત રસ માલમ પડે છે. દરેક રસમા અદ્‌ભુતની છાપ તો હોય જ. વિશ્વનાથ પોતાના પડદાદા નારાયણનો અભિપ્રાય કહે છે કે 'રસનો સાર ચમત્કાર છે, અને દરેક રસમા તેનો અનુભવ થાય છે. સર્વ ઠેકાણે ચમત્કારનો પ્રાણ અદ્‌ભુત રસ છે.' ભાવનું ઉદ્દીપન થાય ત્યા અદ્‌ભુત રસ તો હોય જ. આ જ કારણ માટે દીવાની દીવેટ, ચાહ કાફી કે દૂધપાક ધારી ઉપરની કવિતાને અમે નીરસ કહીએ છીએ. આવા વિભાવમાં કંઇ અદ્‌ભુતતા હોતી જ નથી

કુસુમમાળાના કાવ્યોના સ્વરૂપ પર ઘણું વિવેચન અવશ્ય છે, પણ આ પ્રકરણમા તેમની ઉત્પત્તિ જ તપાસીએ છીએ. 'પ્રભાત,' 'મેઘ' અને 'ચંદ્ર' એ વર્ણનાત્મક કાવ્ય છે. એમાના વર્ણન લોકોત્તર છે એટલે સાધારણથી ઘણી ઉચી જાતના છે, અને કલ્પના ઘણી સુંદર અને મનોહર છે. કુસુમમાળાની ખરી ખૂબી તો ધ્યાન દઇ વાચી જોવાથી જ સમજાય. એમાના ભાવ કેવા અદ્‌ભુત છે તેનો એક દાખલો લઇએ. મધ્યરાત્રિયે કોયલનો 'કુહુ' રવ સાભળી આનંદમા આવી જઇ કવિ પોતાના હૃદયની સ્થિતનું ચિત્ર આપે છે કે,

'સૃષ્ટિ સઘળી શાન્ત રાખી મૂજને જ જગાડતો
ટહુકો મિઠો તુજ પવનલહરી સંગ જે બહુ લાડતો;
ગાન તુજ સીંચે હૃદયમા મોહની કંઇ અવનવી,
ભુલિ ભાન, તજિ મુજ રમ્ય શય્યા, હઈડું દોડે તવ ભણી;
દોડિ ખેલે મધુર તુજ ટહુકાની સંગે રંગમા,
આનંદસિન્ધુતરંગમા નાચંતું એ ઉછરંગમાં;—
હા ! વિરમિ પણ ગયો ટહુકો, હૃદય લલચાવે બહુ,—
ફરી એક વેળા, એક વેળા, બોલ્ય, મીઠિ! કુહૂ, કુહૂ !'

કોયલનો રવ તો દરેક જણે ઘણી વાર સાભળ્યો છે પણ તે સાભળી આવી ઊર્મિ કેટલાના હૃદયમાં ઉઠી છે ? અહી કવિ ચિત્તવૃત્તિને આધીન જ થઈ જાય છે, તેનું હૃદય ઉદ્દીપન કરનારી વસ્તુને જ દેખે છે અને જાણે મત્ત થઈ તેની પાછળ જ ભમે છે. આવી કવિતા વાચનારનું હૃદય પણ તેવી જ વૃત્તિમા આનંદ માને. નીરસ હૃદય પણ આવા ભાવ અનુભવી ઉભરાઇ આવે. આ વાચતાં માલમ પડે કે આ લીટીઓ અવળી ને આડી પણ વંચાય છે અને એના પહેલા અક્ષરથી તો લખનારનું નામ નીકળે છે તો હૃદયને કેટલું માનભંગ લાગે ! અડધો આનંદ તો જતો રહે.

બીજા બધા રસ મૂકી દઇ શૃંગારનું જ પાન કરાવનારા 'બુલબુલ'ની વાણી પણ ગુજરાતી સાહિત્યમા નવીન કવિતાનો અનુભવ કરાવે છે. એક જ વૃત્તિ અને એક જ વિષયમા તલ્લીન થયેલા હૃદયના–ભાવને ઘટતી જ ભાષામા–ઉચ્ચારણનું ગાન પહેલવહેલું 'બુલબુલે' જ કર્યું છે. બીજાએ એ વિષય પર કેવા વિચાર કર્યા છે અથવા બીજા હવે પછી એ વિશે કેવા વિચાર કરશે એ ચિન્તા કોરે મૂકી પોતાનો જ અનુભવ ગાવો એ કવિનું કામ જાણી 'બુલબુલે' એ જ માર્ગ ગ્રહણ કર્યો છે; અને આવી કવિતામા એ જ ઘટિત છે. કવિએ દર્શાવેલા વિચાર બાહ્ય સ્વરૂપે ખરા હોય કે ખોટા હોય પણ વાંચનારને લાગે કે કવિના હૃદયમાં આ ભાવ ઉત્પન્ન થયો છે,

કવિને આ લાગ્યુ છે, અને સત્યની સ્થાયી ભાવનાથી અન્તે વિરોધ ન હોય, તો બસ છે. પોતાના વિભાવના આલંબનને 'બુલબુલ' કહે છે,

'સુખ સૃષ્ટિમા તુજ વિષે, તું સદ્‌ગુણ ભંડાર;
નિર્મળ નેહનું રૂપ તું, માટે પ્રભુ અવતાર.
રહે કદી દૂર પણ પાસે—જણાયે તું બધે વાસે;
પુરી રહી નાર એ ભાસે—બધે તું તું છબીલી હા!'

વિચારશક્તિથી તપાસતા આ હસવા સરખું ભાસશે, ધર્મ કે તત્ત્વજ્ઞાનના ગ્રન્થમાં (ઉદ્દિષ્ટ વ્યક્તિ વિશે) આ મત લેશ માત્ર સમર્થ નહિં ગણાય, પણ કવિને શિર એ જવાબદારી છે જ નહિં. કવિત્વની પ્રેરણાની ક્ષણે આ ભાવ થયો છે એ જ કવિતાની કસોટી છે. સહૃદય વાચનાર પણ કવિના ભાવ અનુભવશે. અમુક વ્યક્તિને 'પ્રભુ અવતાર' સિદ્ધ કરવાનો અન્ત્ય આશય નથી તેથી સત્ય સાથે વિરોધ નથી, અને પ્રભુ 'સુખમય, સદ્‌ગુણ ભંડાર, નિરમળ નેહનુ રૂપ છે' એ સત્ય ભાવનાનું અનુસરણ થાય છે.

ઉપલું કારણ બતાવી 'બુલબુલ' પુછે છે,

'જોઉં તને આકાશમા, ભૂમા દ્રુમા તુય;
દશ દિશ માહિ તું ભરી, તુજ વિણ છે કહે શુંય?!'

'કંઈ જ નહિં' એ જવાબ સહૃદયને કબુલ રાખવો પડશે. કૃત્રિમ અલંકાર અથવા સાહિત્યના સાંકેતિક પદ કોરે મૂકી હૃદયને લાગે તે લખવુ એ 'બુલબુલ' નો નિશ્ચય જણાય છે અને તે જ એની ખુબી છે. સુંદર કપાળ સામુ જોતા ચમત્કારજનક દેખાવ નિહાળી નિકળેલી

'વિખરી વાંકી અને કાળી—લલિત લટ શોભતી બાળી;
અટકી ભાલે જ રૂપાળી!' અરે જા શું ખસેડે છે?!'

આ વાણી ભાવને જ અનુસરે છે અને તેનું જ ભાન કરાવે છે આ અનુભવ થતા આમ જ વૃત્તિ થાય, એમ જાણતા વાંચનારને કેટલો આનંદ થાય છે! પ્રેમહીન હૃદયને પણ ક્ષણભર પ્રેમના

ચમત્કારનો અનુભવ કરાવે એવી આ લીટીઓ છે. આની સાથે નર્મદાશંકરની, એમણે પોતે પહેલા નંબરની ગણેલી, એક લાવણી સરખાવીએ:

'પછી સાસુ સ્વામિને કેહ, કરવું છે તેહ, કરીને આવો
અહિં જમાઇ બેસો છેય, રૂડો બહુ લ્હાવો.
રે ગયો શ્વશુર તો એમ, સાસુ ગઈ તેમ, જમાઈ ચાલ્યો
જહા ગઇ હતી વહુ પ્હેલ, રંગ બહુ મ્હાલ્યો.'

આ અને આની પછીની લીટીઓ—જે અહિં લખાય તેવી નથી તે–ને પ્રેમમત્ત હૃદયની વાણી કોણ કહેશે ? એમા તો વિષયાન્ધનો જોસ્સો જ જોવામા આવે છે. સહજ પ્રશ્ન ઉઠે છે કે આમા ભાવ શો છે, કવિતા કરવા જેવું એમાં શું છે, કવિત્વપ્રેરિત હૃદય એ તરફ કેમ ખેંચાયુ, અહિં ચમત્કાર શો છે ? વાચનારનું હૃદય એની જોડ જવાને બદલે એ તરફથી પાછું ફરે છે.

કવિતાનું એક મૂળ તપાસનું હજી બાકી છે. તે વિશે અમે અગાડી ઇસારો કર્યો છે. અન્તર્ભાવપ્રેરિત (Emotional) તે જ ખરી કવિતા એ અમે ઉપર બતાવ્યું છે. પોતાના અનુભવથી ઉત્પન્ન થયેલા કવિના ભાવનું ચિત્ર એમા આવે એ વાચનારને સ્પષ્ટ થયુ હશે. પોતાના અનુભવવાળી આ કવિતાને અંગ્રેજીમા Subjective કહે છે. રા નવલરામે આ શબ્દનો અર્થ ઘણી યોગ્ય રીતે, 'સ્વાનુભવરસિક' એ પદથી કર્યો છે. અન્તર્ભાવપ્રેરિત કવિતાના વર્ગમા સ્વાનુભવરસિક સિવાય એક બીજો ભેદ છે અને તેનું નામ 'સર્વાનુભવરસિક' (Objective) એ પદ પણ રા. નવલરામે ઘણી યોગ્યતાથી કલ્પ્યુ છે. સ્વાનુભવરસિક કવિતામા કવિના પોતાના અનુભવથી થયેલા ચિત્તક્ષોભનું ચિત્ર હોય, અને સર્વ ઠેકાણે કવિના અન્તરાત્માની મૂર્ત્તિ છપાયેલી હોય. સર્વાનુભવરસિક કવિતામાં કવિથી પૃથક્ બાહ્ય વસ્તુસ્થિતિનું ચિત્ર હોય. એમાં કવિ પોતાનું અન્તઃસ્વરૂપ ગુપ્ત રાખી જુદાં જુદા રૂપ અને નવી નવી સ્થિતિ સાથે એકાત્મ

થઈ સૂક્ષ્મ પરીક્ષાથી ચમત્કાર આપે છે. એ વિષય પર ડેવિડ મેસન કહે છે, "કેટલાક કવિ એવા હોય છે કે તેમની કવિતા મુખ્યત્વે કરીને સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ એ ત્રણના અનેકતાને લીધે થોડા કે ઘણા સંકુલ સંયોગોની બનેલી હોય છે: આ સર્વ ઇન્દ્રિયબોધ, સ્મૃતિ, અભ્યાસ, અને ધ્યાનયુક્ત વિચાર, એ બધાથી કલ્પનાને મળેલા સાધનો વડે વિશેષ જ્ઞનના કૌશલથી રચેલાં હોય છે; આ રચાય તેવા જ તે કવિના પોતાના સ્વભાવના વિશેષ પૃથક્ સ્વરૂપ (Personality) થી ઘણું ખરૂ તદ્દન જુદા જ પડે છે, અને તેમને પૃથક્ પદાર્થ બનાવી કાળના વહેળા પર તરતા મુકવામા આવે છે. આ કવિઓ સર્વાનુભવરસિક કહેવાય છે, એમનો પોતાનો વિશેષ સ્વભાવ શો છે તે એમના લખાણ પરથી નક્કી કરવું એ ઘણું મુશ્કેલ કામ છે. શેક્સપિયરે જુદી જુદી વૃત્તિવાળા નાયકો જુદે જુદે પ્રસંગે બનાવ્યા છે; આ સર્વ ચિત્રમાથી શેક્સપિયરની પોતાની છબી કયામા વિશેષે કરીને છે તે નક્કી કરવામા માત્ર નાયકના ચિત્રને પુરતુ પ્રમાણ ગણવું એ સહેલો રસ્તો કામ નહિ લાગે. આપણે જુદા જુદા ચિત્રો એક પછી એક શેક્સપિયરના મનમાંથી બનીને નીકળતા જોઇએ છીએ, અને આપણે જાણીએ છીએ કે આસપાસની સૃષ્ટિમાથી તે મનને મળેલા સાધનોને સૂક્ષ્મ કૌશલથી વાપરી એ ચિત્રો રચેલા છે; પણ એ મનની અંદરની રચના કેવી હશે—એ ચિત્રોની રચનાનો શ્રમ ચાલતો હશે તે વેળા ત્યા કેટલો વિષાદ, ખેદ, કે વ્યાકુલતા વ્યાપી રહ્યા હશે—તે એ ચિત્રો પરથી બરોબર માલમ પડતુ નથી. અલબત્ત, રચનાર વિશે બીજું બહારનું જ્ઞાન આપણને હોય તો તેના ગ્રન્થમા તેની પોતાની છબી માલમ પડે ખરી. વળી ઉંડી તપાસ કરનારા ટીકાકારોને એવા સૂક્ષ્મ નિયમો પણ જડે છે કે તેથી કલ્પનાનો કવિના પોતાના વિશેષ સ્વભાવ તથા જીવનરીતિ જોડેનો સંબધ માલમ પડે. પણ સર્વાનુભવરસિક કવિના વિશેષ સ્વભાવ અને તેના રચેલા ચિત્રોનાં સ્વરૂપ વચ્ચે જે સંબંધ આખરે જડયો હોય કે

જડે તેવો હોય તે, જે ઝટ જડે એવો સ્પષ્ટ સંબંધ સ્વાનુભવરસિક કવિના વિશેષ સ્વભાવ અને તેના તરંગો વચ્ચે રહેલો હોય છે તેનાથી ઘણી જુદી જ વસ્તુ છે. સ્વાનુભરસિક કવિની કવિતા અને તેના સ્વભાવ વચ્ચેનો સંબંધ શોધી કાઢવામા કદી મુશ્કેલી પડતી જ નથી. એવા કવિની કવિતા તે તો માત્ર તેના પૃથક્ વિશેષ સ્વભાવને કલ્પનાદ્વારા ઉભરો હોય છે. તેના કેટલાક દૃઢ મત હોય છે: તેનું મન કેટલીક વૃત્તિઓમા નિત્ય રહે છે, અને સત્ અસત્ વિશે તેના કેટલાક વિશેષ અભિપ્રાય હોય છે, તેની કલ્પના જે જે ચિત્ર રચે છે ને સર્વમા તે આ મત, વૃત્તિ, અને અભિપ્રાયનો વિસ્તાર કરે છે." ધ્યાન દઈ વાચનારને આ પરથી જણાશે કે કેટલાક કવિમા સ્વભાવથી જ સ્વાનુભવરસિક કવિતા તરફ વલણ હોય છે, અને કેટલાકમા સ્વભાવથી જ સર્વાનુભવરસિક કવિતાની શક્તિ હોય છે. આ ભેદ કવિની ઇચ્છા પ્રમાણે થતો નથી. વળી, કોઈ મહાકવિ એવા પણ હોય છે કે તેમનામાં બન્ને શક્તિ હોય છે. સર્વાનુભવરસિક કવિતાના ત્રણ વિષય ઉપર જણાવ્યા: સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ. સૃષ્ટિરચનાના વિષયથી વર્ણનાત્મક કાવ્ય બને, કવિમાં એટલાની જ શક્તિ હોય તો તેની કવિતા ઘણી ઉતરતી પંક્તિની થાય. પ્રસંગથી કલ્પનાને જે વિષય મળે તેથી ચમત્કારજનક બનાવ કે ચિત્તનું આકર્ષણ કરે એવું કોઈ કથાનું વૃત્તાન્ત આપવામા કવિની શક્તિ જણાય. પણ સર્વાનુભવરસિક કવિનો સહુથી ઉત્તમ વિષય જનસ્વભાવ છે. જનસ્વભાવના ચિત્રથી નાટક બને. ખરેખરા સર્વાનુભવરસિક કવિની શક્તિ નાટકમાં જનસ્વભાવના ચિત્ર આપવામા અને જુદા જુદા પ્રસંગે જુદી જુદી વૃત્તિવાળાં સ્ત્રીપુરુષોના મનની આબેહુબ સ્થિતિ અને ભાવ દેખાડવામા જણાય. સર્વાનુભવસિક કવિના ચિત્રસંયોગ સુગમ નહિ પણ સંકુલ હોય છે, કેમકે એ કવિ પોતાના એક વિષયમાં તલ્લીન ન થતા અનેક વિષયોમા ફરી વળે છે અને જુદી જુદી વૃત્તિઓમાં જુદે જુદે રૂપે દેખાવ દે છે. આ ચિત્રો અદ્ભુત કૌશલથી રચાય છે એ શેક્સ-

પિયર કે કાલિદાસ જેવા મહાકવિના ગ્રન્થ વાંચી તેમા વાસ્તવિક બનાવો કલ્પના વડે કેવી રીતે મનોહર કર્યા છે અને નીરસ વૃત્તાન્ત મૂકી દઇ સ્વાભાવિક તેમ જ રસમય ચિત્રો પસંદ કરી તેમાના ભાવ કેવી રીતે પ્રદર્શાવ્યા છે તે વિચારી જોવાથી માલમ પડશે. આ વિશેષ વિવેચનનો કવિતા કરતા નાટકના વિષય સાથે વધારે સંબંધ છે. કવિની કલ્પનાને ઇન્દ્રિયબોધ, સ્મૃતિ, અભ્યાસ અને ધ્યાનયુક્તવિચાર —આ સર્વથી સાધન મળે છે. આથી એમ સમજવું નહિ કે આ કવિતા અન્તર્ભાવરહિત હોય છે અને તે હરકોઇથી ઉપલા સાધનો વડે રચી શકાય. શેક્સપિયરનો પ્રખ્યાત ટીકાકાર પ્રોફેસર જર્વાઇનસ કહે છે, "મનની સ્થિતિ સાથે સંબંધ વિનાના બહારના અભ્યાસથી કે કવિતાના સ્વરૂપની યોગ્યતાના નિયમો સાચવ્યાથી શેક્સપિયરની કવિતા ઉત્પન્ન થઇ નથી. પણ અન્તરના અનુભવ અને ચિત્તની ભાવપ્રેરણા, એ એની કવિતાના ઉંડા મૂળ છે: દરેક વિશાળ કવિત્વશક્તિવાળાની કવિતાને આ ન્યાય લાગુ પડે છે." આ અન્તરના અનુભવ સ્વાનુભવરસિક કવિના અનુભવ જેવા સ્પષ્ટ નથી હોતા, પણ તે હોય તો ખરા જ. સર્વાનુભવરસિક કવિઓના શિરોમણિ શેક્સપિયરના સર્વાનુભવ અને સ્વાનુભવનો સંબંધ જર્વાઇનિસ આ પ્રમાણે બતાવે છે: "કવિને અન્તરમા મહા અનુભવ થયા હતા, અને તે વિશે તેણે આત્મચિન્તન કર્યું હતું; તેણે કાવ્યો, નાટકો અને કલ્પિત કથાઓમાં વાતો વાચી હતી, અથવા ભૂત અને વર્તમાન કાળના ઇતિહાસમાં તેણે એવા બનાવો અને વૃત્તાન્તો નિરખ્યા હતા કે તેમા તેના હૃદયને વિશેષતા જણાઇ અને તેમા ચમત્કારવાળી ચેતના છે એવું તેને માલમ પડ્યું; કેમકે તેના પોતાનામા, તેના સ્વભાવમા કે તેની જીવનરીતિમાં એના સરખી જ સ્થિતિઓનો તેને અનુભવ હતો, જેથી એ બીનાઓનું ખરૂં તત્વ તેને સમજાતુ; આવા મળેલા કે અનુભવેલા સંસ્કારો, ભાવનાની આ બન્ને રીતિઓથી વધારે ઉજ્જવલિત થયા; કવિએ તે સંસ્કારોને નાટકો રચવાના ઉપયોગમા લીધા અને નિપુણતાથી તેમને

મનોહર રૂપ આપી રચ્યા.” આ પરથી સ્પષ્ટ થશે કે નાટકની કવિતા એકલા અભ્યાસથી કે યોગ્યતાના નિયમો સાચવ્યાથી રચાતી નથી, પણ તેમાએ મૂળમાં અન્તર્ભાવ હોવો જોઇએ અને તેથી ભાવના સંસ્કાર જેમા થઈ શકે તેવા હૃદયમાથી જ એવી કવિતા નિકળે. તેમ જ એકલી જનસ્વભાવનું નિરીક્ષણ કરવાની શક્તિ એ કવિતા માટે બસ નથી. જ્યા જ્યા નિરીક્ષણ કરે ત્યા ત્યા ચમત્કાર ને ચેતના જોઇ શકે તે જ હૃદય કવિતામાં નવા નવા ચિત્ર રચી શકે. જ્યોર્જ મોર્ઇ કહે છે, “શાન્તપણે કરેલું નિરીક્ષણ અને જીવનરીતિ તથા જનસ્વભાવનો અભ્યાસ, એ બે અગત્યના ખરા. પણ સર્વ સંપ્રદાય, સર્વ દેશ અને સર્વ વયમા સ્વભાવવૃત્તિના જે મૂળતત્ત્વો એના એ જ રહે છે તેની કલ્પના કરવા સારૂ વાસ્તવિક સંસારમાં જનસ્વભાવનું નિરીક્ષણ, અથવા જે રાગ અને વલણથી સ્વભાવનું અમુક રૂપ બનેલું હોય છે તેનું પૃથક્ પરીક્ષણ,–એ બસ નહિં થાય. શેક્સપિયરનાં સ્ત્રીસ્વભાવના ચિત્રો તરફ દૃષ્ટિ કરો. હરણાં ચોરી જનારા, નાટક કરનારા અને નાટક લખનારા જેવા હલકી સ્થિતિના લોકોની સોબતમા રહેનાર તરુણ (શેક્સપિયર) જેને શિષ્ટ સ્ત્રીસમાજ વિશે કશું જ્ઞાન જ નહિં હોય તેણે ક્રૂર, ઉદ્ધત સ્ત્રીઓના, તેમ જ શાન્ત રાજોચિત પ્રતાપવાળી સ્ત્રીઓના અને તેમ જ સરલ સ્વભાવવાળી સ્ત્રીઓના ચિત્ર સરખી જ અનુપમ પ્રવીણતાથી આપ્યાં છે તેના સાધનો તેણે વાસ્તવિક સૃષ્ટિમા ક્યાંથી મેળવ્યાં હશે?” આ પ્રમાણે જનસ્વભાવનું ચિત્ર કવિના હૃદયના ભાવથી નિકળેલું હોય છે, પણ, તે ચિત્ર પરથી કવિના સ્વભાવનું વિશેષ સ્વરૂપ શોધી કાઢવું ઘણુ કઠણ છે. સ્વાનુભવરસિક કવિની કવિતામાં એ હરકત નથી પડતી; કેમકે, તે તો સર્વ જગતને પોતાની વૃત્તિવાળું જ દેખે છે, પોતાના જ અનુભવનું સ્પષ્ટ ચિત્ર આપે છે. અને પોતે જે જુવે છે તે સર્વ સૃષ્ટિ જુવે છે એમ કલ્પે છે. રા. નરસિંહરાવ પોતે ‘ભૂમિ જહિં રહ્યાં છે ચિરસુખો’ જુવે છે ને

સરોવરમાં ઉભેલા બગને પણ તે જ ભૂમિ તરફ નજર નાખતો કલ્પે છે. પોતે બધે આનન્ત્ય જોઈ ધુમકેતુની 'જ્યોતિનદી'માથી પણ 'ઊંડિનીથિ અનન્તપણાની' ઉઘડતી દેખે છે પોતાના પ્રેમમય હૃદયથી એકલા ભૂમંડળને જ નહિં પણ અનંત બ્રહ્માડને પણ 'પ્રેમસિન્ધુ' આલિંગી લેતો નિહાળે છે. આ રીતે સ્વાનુભવરસિક કવિતામાથી કવિના અભિપ્રાય, વૃત્તિ અને સ્વભાવ કેવા છે તે કળવું સહેલુ પડે છે. સર્વાનુભવરસિક કવિ જ્યા સ્વાનુભવરસિક કવિ બને છે, ત્યા પણ એમ જ થાય છે. શેક્સપિયરના મનની અન્તસ્થિતિ બરોબર રીતે તેના નાટકોમાથી નહિ પણ તેના (સ્વાનુભવરસિક) 'સોનેટ્સ' માંથી શોધી શકાય છે. કાલિદાસનાં હૃદય ને જીવનરીતિ કેવા હશે તે 'શાકુન્તલ' પરથી નહિ પણ 'મેઘદૂત' પરથી કળી શકાય છે શેક્સપિયરે જુદી જુદી વયે જુદા જુદા રસનાં નાટકો લખ્યા છે અને અમુક વૃત્તિવાળા પાત્રો તેણે વિશેષ રુચિ તથા કળાથી કલ્પ્યાં છે, એ પરથી તેના મનનો ઇતિહાસ શોધાય ખરો; પણ તેના 'સોનેટ્સ' પરથી તેના મનની જેવી આબેહુબ છબી ઝટ જડે છે તેવી અહિં નથી મળતી. એક ગ્રન્થકાર રૂપક કલ્પે છે તેમ સ્વાનુભવરસિક કવિ કાચના ઘરમા રહે છે અને જે જે ભાવો ને વૃત્તિઓ તેને થાય છે તે સર્વ ચેષ્ટા તથા અવયવોના ઇંગિતથી તે પ્રકાશિત કરે છે, તથા બહારથી જોનારા લોકને તે બધુ માલમ પડે છે. સર્વાનુભવરસિક કવિ પથ્થરના ઘરમા રહે છે અને થોડા બાકા ને છિદ્રોથી બહારની સૃષ્ટિને નિરખે છે; પણ તે અંદર રહ્યો રહ્યો શું કરે છે અને અમુક વૃત્તિઓથી કેવા વ્યાપાર તેના દિલમા ઉત્પન્ન થાય છે તે બહારના લોકને દેખાતુ નથી. કોઈ વિશેષ પ્રવીણતાવાળો ટીકાકાર હોય તે બહાર સંભળાતી કવિની વાણીથી તેની ચેષ્ટા અને વ્યાપારનુ રૂપ પારખી શકે. આનુ કારણ કવિના સ્વભાવની વિશેષતા જ છે. કીટ્સને પોતાના સ્વભાવની આ વિશેષતા ખબર હતી અને કવિએ તેવા જ હોવું જોઇએ એ તેનો અભિપ્રાય હતો. તે કહે છે કે

સાહિત્યમાં નિપુણતા મેળવનારમાં 'તત્ત્વવિમુખી યોગ્યતા' જોઇએ, એટલે તેનામાં એવી યોગ્યતા હોવી જોઇએ કે શ્રમ ને કષ્ટ વેઠી દુર્લભ તત્ત્વ અને સત્ય તરફ પહોંચવાનો યત્ન ન કરતા તે સંદેહ, ગુહ્યતા ને શંકામા જ રહી શકે અને તેમા જ આનંદ માને. આ સર્વાનુભવરસિક કવિનું લક્ષણ છે. સ્વાનુભવરસિક કવિનું વલણ તો પોતાના સ્વભાવ તથા વૃત્તિને અનુસરતું તત્ત્વ શોધવા તરફ જ હોય છે રા. નરસિંહરાવને

'આ હૃદયમથન પ્રશ્નનો ન કો ઉત્તર વાળે;—
હા ! કોણ એહવો આહિ સંશય મુજ ટાળે ?'

આવી સ્થિતિથી શાંતિ નથી મળતી અને જે 'અતિ કાવ્યપદો કઈ બોધ ઝરે' તેને જ તે અભિનંદે છે. સર્વાનુભવરસિક કવિમાં આ વૃત્તિ જોવામા નહિં આવે. સિડનિ કોલ્વિન કહે છે તેમ કીટ્સમા 'સર્વસ્વીકારયોગ્યતા' હતી, એટલે તે પોતાની વિશેષ વૃત્તિ કોરે મૂકી હૃદયમા સર્વને પ્રવેશ કરવા દેતો. કીટ્સ કહે છે, "(સર્વાનુભવરસિક) કવિને આત્મસ્વરૂપ હોતુ જ નથી. તે નિત્ય બીજાં રૂપોમાં જ પેઠેલો હોય છે." બીજે પ્રસંગે તે કહે છે, "કદાચ આ ઘડીએ હું પોતાના સ્વરૂપથી નહિં બોલતો હોઉં પણ બીજા કોઈ સ્વરૂપના આત્મામા હુ હાલ વસી રહ્યો હોઇશ અને તેની વતી બોલતો હોઇશ." સર્વાનુભવરસિક કવિનો સ્વભાવ બહુરૂપી હોય છે. તેનામાં એવી શક્તિ હોય છે કે તે 'બહુ રૂપ અનુપમ નિત્ય ધરે.'

ઉપલા વિવેચનથી સિદ્ધ થશે કે સર્વાનુભવરસિક કવિની વૃત્તિ વિશેષ જાતની હોય છે. તેની કવિતા અન્તર્ભાવપ્રેરિત હોય છે તો-પણ તેનો અન્તર્ભાવ ગૂઢ રહેલો હોય છે. બહારની જ સૃષ્ટિના અને વિશેષે કરીને જનસ્વભાવના તથા બીજાના અન્તર્ભાવનાં ચિત્ર આ-પવામા તેનું વિશેષ કૌશલ હોય છે. તેની સરજેલી વિચિત્ર સૃષ્ટિના નૃત્યને નિયમમા રાખનારી ઘણી ઝીણી દોરી હાથ લાગે તો તે અંતે તેના હૃદયના ભાવ સાથે સાધેલી માલૂમ પડે. સૃષ્ટિરચના એ આ

કવિતાના વિષયમાં છે તેથી એ વૃત્તિવાળા કવિ કોઈ વખતે વર્ણનાત્મક કાવ્ય રચે છે. કાલિદાસનો 'ઋતુસંહાર' એ આવી કવિતાનો નમુનો છે; પણ આવી કવિતા ઘણી ઉતરતી પંક્તિની છે તે 'ઋતુસંહાર' ને 'શાકુન્તલ' એ બેને સરખાવી જોવાથી માલમ પડશે. વર્ણનાત્મક કાવ્યમા જ્યા ચમત્કાર હોય છે ત્યા જડ સૃષ્ટિમાં કવિએ ચેતના નિરખ્યાથી એટલી ખુબી આવેલી હોય છે. માત્ર વસ્તુઓના નામ ગણાવ્યાથી કે તેમની સ્થિતિ વર્ણવ્યાથી ચમત્કાર નથી આવતો. પ્રસંગ એ પણ સર્વાનુભવરસિક કવિતાનો વિષય છે. એ વિષયમાં વાંચનારના હૃદયનું આકર્ષણ કરે એવી કથા કે વૃત્તાન્ત આવે. પ્રેમાનંદના ગ્રન્થોમા આવી જાતની કવિતા છે. અહિં કવિની ખુબી નીરસ બિનાઓ મુકી દઇ એક પછી એક ચમત્કારવાળા બનાવ આણવામા અને વાચનારની ઉત્કંઠા ઉત્પન્ન કરવામા ને તે ઉત્કંઠાને સંતોષ આપવામા જણાય છે. સામળભટની કથાઓ જેવી એકલી વાત કે કહાણી તે આવી કવિતા ન ગણાય. કેમકે તેમાં નીરસ હોય તેટલું મુકી દેવાની અને ચમત્કારવાળું એટલું પસંદ કરી લેવાની કળા વાપરેલી હોતી નથી. પણ સર્વાનુભવરસિક કવિતાનો મ્હોટામા મ્હોટો અને કવિની શક્તિનું પ્રમાણ દેખાડનારો વિષય તે જનસ્વભાવ છે. અહિ કવિની કળા અમુક પ્રસંગે અમુક વસ્તુસ્થિતિ કલ્પવામાં અને તેને લીધે અમુક પાત્રોમાં થયેલા અમુક વૃત્તિ અને ભાવ—થાય તેવા—આપવામાં હોય છે.

સાહિત્યદર્પણકાર વિશ્વનાથે કાવ્યના દૃશ્ય ને શ્રવ્ય (શ્રાવ્ય)—એવા બે ભેદ પાડયા છે. દૃશ્ય કવિતા તે જોઇને સમજવાની, ભજવી બતાવ્યાથી, વર્ણવેલી અવસ્થાનું અનુકરણ કર્યાથી ગ્રહણ કરવાની; અને શ્રવ્ય તે માત્ર સાંભળ્યાથી ગ્રહણ કરાય તે. આ ભેદ કવિને લગતા ઉત્પત્તિના પ્રકાર પ્રમાણે નથી કર્યો. પણ, સમજનારને લગતા કવિતા ગ્રહણ કરવાના પ્રકાર પ્રમાણે કર્યો છે. સર્વાનુભવરસિક કવિતામા દૃશ્ય ઉપરાત શ્રવ્ય કવિતા પણ આવે, એ ઉપર બતાવ્યું છે. તેથી,

સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક તથા દશ્ય અને શ્રવ્ય, એ બે ભેદ એક જ રૂપના નથી એ એના વિષયવિભાગમાં ફેર પડે છે. પણ સર્વાનુભવરસિક કવિતાનો મુખ્ય ભાગ નાટક છે તેથી એ કવિતાના વિવેચનમા દશ્ય કાવ્ય લક્ષમા પ્રધાન રહે છે. નાટકના ભાવ નિપુણતાથી ભજવી બતાવ્યાથી ખરેખરા ખુબીદાર માલમ પડે છે તેથી નાટક દશ્ય કાવ્ય કહેવાય છે. નાટકના સ્વરૂપનું કે યોગ્ય પ્રયોગ થઇ શકે એવી તેની રચનાનું વિવેચન આ વિષયની બહાર છે, માટે નાટકના કવિતા સાથે સંબંધી અંશનુ જ અહિ વિવેચન કરીશું. બધી ભાષાના સાહિત્યોમા નાટક તે કવિતા છે એમ નિર્વિવાદ માની લેવામા આવ્યું છે એ ધ્યાનમા લેવા જોગ છે. નાટકકારનો કવિપદ માટેનો હક શ્રવ્ય કવિતા કરનારના જેટલો જ સબળ ગણવામા આવ્યો છે. કાદમ્બરી કે કલ્પિત કથા ( Novel ) લખનાર પણ આ પ્રમાણે કવિપદને યોગ્ય છે કે નહિં એ વિશે મતભેદ છે. વિશ્વનાથે શ્રવ્ય કાવ્ય પદ્યમાં હોય અને ગદ્યમા પણ હોય એમ અભિપ્રાય આપી કલ્પિત કથા લખનારને કવિપદ આપ્યુ છે. પ્રખ્યાત કાલ્પત કથા લખનાર લોર્ડ લિટન કહે છે કે 'ગદ્યમા કે પદ્યમા કંઈ નવું કલ્પે કે સૂઝે તે કવિ, એ કવિ શબ્દનો અર્થ.' તોપણ, આ મત બધા ગ્રન્થકારો સ્વીકારતા નથી, અને સાધારણ રીતે કથા લખનારા કવિ કહેવાતા નથી. આનું એક કારણ એ છે કે કવિતા તેમ જ નાટકનો શ્રેષ્ઠ ભાગ પદ્યમાં હોય છે અને કલ્પિત કથાઓ ગદ્યમાં હોય છે. પણ, ઉપરનો આકાર મુકી દઈ ઉંડા તત્ત્વની તપાસ કરનારને પરીક્ષા કરવા સારૂ આ સિવાય બીજાં કારણો છે. ગદ્યમય કે પદ્યમય, સર્વ સાહિત્ય બુદ્ધિના વ્યાપારથી જીવવાળું હોય છે; પણ કલ્પનાશીલ સાહિત્મા વિશેષ ચેતના ભાવથી આવે છે. કલ્પિત કથાઓમા ભાવની ચેતના હોય છે ખરી, પણ, તે ચૈતન્યરહિત વસ્તુ સાથે ભળી જઇ નબળી થયેલી, પાણીમા પસરાઈ ગયેલા રંગ જેવી, આછી ને ઝટ ભુસાઇ જાય એવી હોય છે.

ગુલાબજળ ને ગુલાબના અત્તર વચ્ચે ફેર છે તેટલો કલ્પિત કથા ને કવિતા વચ્ચે ફેર છે એમ કહી શકાય. કવિતામા ભાવનો સાર આવી રહેલો હોય છે, અને તેમા બધે ઠેકાણે ભાવની ચેતના જોવામા આવે છે. તેટલા માટે જ રસ ને કવિતાનો આત્મા ગણાય છે, ભાવનો સાર, સર્વસ્વ, જે રસ તેથી આવેલી ચેતનાથી કવિતા ચમત્કાર આપે છે. નાટકમા પણ આ વિશેષતા છે. 'નાટક એ દૃશ્ય કવિતા છે:' આ વાક્ય દેખાય છે તેના કરતા ઘણુ વધારે ગર્ભિત છે. સહૃદયને કવિતાના સંબંધમાં નાટકમાં જે જોવાનુ છે તે ભજવી બતાવનારના પ્રયોગ કે અભિનય નથી. એ તો જોવાના સાધન છે. એ વડે કવિતા જોવાની છે. ભજવનારે પોતે ભાવ ગ્રહણ કર્યાથી તેના અભિનયમા કવિતા મૂર્તિમતી થઈ રહે છે ત્યા તેનું સ્વરૂપ સહૃદય જોનાર પારખે છે. આ કારણને લીધે નાટકોમા કવિતા–પદ્યમયી કવિતા–ઘણી હોય છે. નાટકનું ગદ્ય પણ કવિત્વભાવવાળુ હોય છે, પણ, જ્યા ભાવ એકાએક એકઠા થઈ જાય છે, જ્યા વધતો વધતો રસ સમગ્ર થાય છે ત્યાં તે પદ્યમા–કવિતામા નિકળી આવે છે. ભાવનો આ વિશેષ સ્વભાવ છે તેથી તે આવું રૂપ ગ્રહણ કરે છે. તેથી, અમુક પાત્રો પદ્યમાં વિશેષ બોલે અને અમુક પાત્રો ગદ્યમા વિશેષ બોલે એવા નિયમ કરતાં, ચિતરતા ભાવને ઉછેરે તેમ તે અનુભવતો જતો કવિ જ્યા પદ્યની વૃત્તિ થાય, જ્યા કવિતાની પ્રેરણા થાય, ત્યા તેમ કરતો જાય એ રીત વધારે યોગ્ય છે. અને, સ્વયંભૂ ને સ્વચ્છંદ કવિતા એ જ રીતે બરાબર પ્રકાશી શકે. ઉચા અને વિશિષ્ટ પાત્રો ઉન્નત સંસ્કાર ને રસિકતાને લીધે પદ્યની વૃત્તિમાં વધારે આવે અને તેમને કવિત્વપ્રેરણા વધારે થાય, તેથી ઉપરનો નિયમ સકારણ છે ખરો; પણ નિયમોના બંધનને લીધે કવિતાનો ઉલ્લાસ થવો જોઇએ તેવો થતો નથી, કેમકે કોઈ વખત ખુબી નિયમ તોડવાથી જ આવી શકે એમ હોય છે. આવા વિષયમા સહૃદયતા (Taste) એ જ ખરૂ પ્રમાણ છે. પોતાની બુદ્ધિ ન વાપરતા બીજાએ

પાડેલે ચીલે ચાલ્યા જનારા હાલના કેટલાક શબ્દની જ ટીકા કરનારા સાહિત્યમા આપેલા નિયમના હીમાયતીઓ કહે છે કે નિયમિત ન હોવાને લીધે સહૃદયતા ઝનુની થઇ જાય છે. અમે કહીએ છીએ કે નિયમિત હોય ત્યારે જ સહૃદયતા ઝનુની થઈ જાય છે. ધર્મમાં, સાહિત્યમાં કે બીજા શાસ્ત્રમાં કેટલાક ઝનુની થાય છે તેનું કારણ જ એ કે અગ્રેસરોએ બનાવેલા માર્ગ સિવાય બીજો કોઈ માર્ગ ખરો હોય કે સમૂળગો હોય એમ તેમને સમજણ જ નથી પડતી, અને સત્ય ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરવો એ જ ખરી રીત છે એમ ન માનતાં કરેલે નિયમે ચાલવામાં જ સાર્થકતા છે અને તેમ ન કરવામા દોષ છે એમ તેમની બુદ્ધિને ભાસે છે. કલ્પનાશીલ સાહિત્યમા સાર અસારની પરીક્ષા સહૃદયતાથી થાય છે માટે એ વિષયમા સહૃદયતા એ જ પ્રમાણ છે. સહૃદયતાથી માન્ય થયેલી સૂચનાઓ પણ ધ્યાનમા ન લેવી એમ અમારૂં કહેવું નથી, કેમકે એમ હોય તો સહૃદયતાનુ પ્રયોજન રહેતુ નથી. પણ, સહૃદયતા કરતા નિયમને વધારે અગત્યના ગણ્યાથી કવિતાનો સ્વચ્છંદ ને સ્વયંભૂ રહેવાનો અધિકાર જતો રહે છે અને માત્ર પરબુદ્ધિથી વિચાર કરનારને હાથે તેનું અપમાન થાય છે.

શેકસપિયરે તો બધા પાત્રોને બધે સમયે—વિશેષ પ્રસંગ સિવાય તે પદ્યમા જ બોલતા કર્યા છે અને જેમ જેમ તેનામા વધારે પ્રવીણતા આવતી ગઈ તેમ તેમ તેણે અનુપ્રાસના બંધન પણ તોડી નાખ્યા છે. એ મહા કવિની કલા એવી છે કે સાધારણ વાચનારને વાચતી વેળા યાદ પણ નથી રહેતુ કે દરેક પાત્રની ભાષા સ્વાભાવિક છતાં પદ્યમાં છે. નાટકના વિષયમા પ્રવેશ ન કરતા અહિ એટલું જ કહેવું બસ છે કે પદ્યમા કે ગદ્યમા કોઈ પણ પાત્રની વાણી એકે પ્રસંગે અસ્વાભાવિક ન હોવી જોઇએ. રસ વિશેષ હોય ત્યાં પદ્ય હોવું જ જોઇએ; સર્વ પ્રસંગે પદ્ય છતા સ્વભાવિકતા રહે તો કવિની વિશેષ ખુબી. તેમાએ યોગ્ય લાગે ત્યા ગદ્ય મુકવાની કલા હોવી જોઇયે.

નાટકની કવિતા પાત્ર અને પ્રસંગને અનુસરતી હોવી જોઇયે, તે જ પ્રમાણે પાત્ર ને પ્રસંગ પણ કવિતાને ઘટે તેવાં હોવા જોઇયે. ભાવનો અવસર જ ન હોય ત્યા માત્ર ભાષાની સ્વાભાવિકતાથી કવિત્વ કેમ આવે ? કૃત્રિમ ભાવ કે ભાવહીનતાવાળા પદ્ય જ્યાં હોય ત્યાં કવિ રસ આણી શકયો નથી એ તરત માલમ પડી આવે છે. પણ આ પરીક્ષામા દરેક જણે પોતાની મેળે વિચાર કરવો જોઇયે, અને પોતાની સહૃદયતાથી તપાસ કરવી જોઇયે, કેમકે તે વિના રસ ગ્રહણ ન થઈ શકે. પરબુદ્ધિથી વિચાર કરનાર કેટલી ભૂલ કરે છે તેનો એક દાખલો કોલેરિજ આપે છે. તે કહે છે, "મારા એક મિત્રે કોઈ ઠેકાણે વાચ્યું કે સાંભળ્યું હતુ કે શેક્સપિયરના 'કિંગ જોન' નાટકમા આરથરના મૃત્યુ માટે વિલાપ કરતી તેની માતા કોસ્ટન્સની નીચેની વાણી સ્વભાવિક નથીઃ

'મારો ગયો તનય, તેની હવે જગાએ
આવી રહ્યો પ્રિય થતો સઘળે જ શોક;
તે શોક પુત્ર પ્રિયને શયને સુવે છે,
ને તે ફરે અહિ તહી સહુ મારિ સાથ,
તેના ધરે મુખનિ સુંદર સર્વ કાન્તિ;
બોલે બધા વચન તે પ્રિય મૂર્ત્તિ કેરા;
તેના બધા શુભ ગુણો સ્મૃતિ સાથ લાવે;
વસ્ત્રો વિશે ફરિ મુકે સહુ અંગ તેનું,
જે આમ પુત્ર મુજ થાય ફરીથિ તે જ,
લાગે ન કેમ પ્રિય શોક મને ખરે તે ?'

પોતાની મેળે વિચાર કર્યા વિના મારા મિત્રે પોતે પણ અભિપ્રાય આપ્યો કે આ લીટીઓમાંનો ભાવ સ્વાભાવિક નથી. આ વાતને ત્રણ મહિના થયા નહિ એટલામા તે મરણ પામ્યો. હું તેની માને મળવા ગયો તેને પુત્ર વહાલો ઘણો હતો. પણ તે ભણેલી નહોતી, અને તેણે શેકસપિયરનું નામ પણ ભાગ્યે જ સાંભળ્યુ

હશે, તો તેના નાટકો તો ક્યાંથી જ વાંચ્યા હોય ? કૉન્સ્ટન્સને ફિલિપે દિલાસો આપ્યો હતો તેમ મેં તેને દિલાસો આપવાનો યત્ન કર્યો. તે શોકથી બહુ વેદના પામતી હતી ત્યારે તેને શાંત કરતાં મેં કહ્યું કે પુત્ર વહાલો હતો તેટલો જ તમને શોક પણ વહાલો લાગતો જણાય છે. તેણે શો જવાબ આપ્યો હશે? લગભગ બધી શેક્સપિયરની જ ઉપલી વાણીનું ગદ્યમાં તેણે અનુકરણ કર્યું—એ જ વિચારો ઘણુંખરૂ એ જ શબ્દોમા, પણ જુદી રચનાથી જણાવ્યા. આવી સાબિતી હજાર ટીકાકારોના મત કરતા વધારે સબળ છે."

હાલના ગુજરાતી નાટકો તરફ નજર કરતા દૃશ્ય કવિતા કેટલા થોડામા જોવામા આવે છે? પ્રયોગની અયોગ્યતા કોરે મુકતા, ખરી કવિતા જ ક્યાં જોવામા આવે છે? સંભાષણના રૂપમાં કહાણી લખી તેમા વિષયવાસનાને ઉદ્દીપ્ત કરવી, ગમે તે રીતે હાસ્ય ઉપજાવવું, કે કોઈ પાત્રને ઉપદેશક બનાવી તેની પાસે ડહાપણના ટાહેલા કરાવવા, એ નાટક લખનારાઓ પોતાનું કામ સમજે છે. ઉપદેશ એ નાટકનો અપ્રધાન હેતુ છે, માટે તે કોઈ પ્રસંગે સ્પષ્ટ ન મુકતા સમજનારને આખા નાટક પરથી પોતાની મેળેજ કાઢી લેવા દેવો જોઇએ તે તો કોઈ જાણતા જ નથી. અપ્રધાન હેતુ વિશેનું આવું અજ્ઞાન છે તેમને પ્રધાન હેતુ-રસ ઉત્પન્ન કરી આનંદ આપવો તે—ની તો ખબર જ ક્યાંથી હોય ? અયોગ્ય શ્રાવ્ય કવિતા કરતાં અયોગ્ય નાટક જનસમાજને વધારે નુકસાન કરે છે, કેમકે વિષયવાસનાની તૃપ્તિ શોધનારને એવા નાટક વાચતાં શ્રમ ઓછો પડે છે અને ગમ્મત વધારે પડે છે. વળી જેમ એવા નાટક પસંદ કરનારા વધારે તેમ તે વધારે સહેલાઈથી ઉત્પન્ન થાય છે. તે ભજવ્યાથી ભજવનારને પૈસાનો ને જોનારને હલકી મજાનો ફાયદો થાય છે. તેથી શ્રાવ્ય કવિતા કરતાં એવા નાટકને વધારે ઉત્તેજન મળે છે. નાટક જોનારમાંના ઘણાખરા હસાહસ, અવિનય કે ગાયનની જ આકાંક્ષા રાખે છે. પ્રયોગની તો વખતે કંઈક દરકાર રખાય છે, પણ કવિતાની, કવિત્વવાળા ભાવની, તો કોઈ ઇચ્છા જ નથી

કરતા અને તે છે કે નહિં તેની તપાસ જ નથી કરતા. તે એટલે સુધી કે સમજાય નહિં તવી પર ભાષા (કઠણ ફારસી શબ્દોથી ભરેલી ઉર્દુ)મા સારૂ ગાયન થાય તો રસિક નાટક થયુ એમ નિર્વિવાદ માની લેવાય છે. ભજવનારની ભાષા સમજ્યા વિના તેની ઉચ્ચારેલી કવિતા સમજવી, તેનો રસ ગ્રહણ કરવો એ અમાનુષ શક્તિ જણાય છે. તેનું માનુષ બુદ્ધિથી વિવેચન કરવાનું અભિમાની સાહસ અમે કરી શકતા નથી. આ વિલક્ષણ સંભવ એ, વિચિત્ર વિરોધોના સંસ્થાન અને ઘણી વાર સ્વબુદ્ધિ વાપરવામા દોષ દેખનાર ટોળાંની ભૂમિ મુંબાઈની ખુબીનો દાખલો છે. ગાયનની ખુબી ગમે એટલી હોય પણ સમૂળગી કવિતા ન હોય તે છતા તેને નાટક કેમ કહેવાય? નાટકની અધમ સ્થિતિનું આ સિવાય એક બીજુ કારણ છે, અને તે એ કે ગુજરાતી સાહિત્યમા સર્વાનુભવરસિક કવિ ઘણા થોડા કે ભાગ્યે કોઈ જ છે. કેટલાક નાટક લખનારને સાહિત્યનું કંઈ જ્ઞાન હોય છે ખરૂ પણ તેથી કંઈ કવિત્વશક્તિ આવતી નથી. સાકેતિક નિયમો પાળેલા અને સાકેતિક પદો વાપરેલા જોવામા આવે છે, પણ ભાવનો પ્રવેશ તો કોઈ ઠેકાણે નજરે પડતો નથી. પદ્યસંભાષણમા કોઈ સુન્દર સ્ત્રીનું કંઈ પણ અપૂર્વતા વિના ચાલતી પદ્ધતિમાં વર્ણન આપવું કે કોઈ બિનાનો હેવાલ આપવો એ કવિત્વશક્તિનું કામ ગણાય છે. દેખાદેખી ચાલનાર અને તેવી જ રીતે વિચાર કરનાર વાચનાર વર્ગે 'પ્રશંસાના શિખર ઉપર ચઢાવેલા' 'લલિતાદુઃખદર્શક' નાટકમા કવિતા ખોળવા બેસિયે તો તે ક્યા જડે છે? એમાની વખાણાતી કવિતાનો એક દાખલો લઇએ. હેવાલ આપવાને જ **પંથીરામ** પદ્યમા બોલે છે કે,

'હું નગર પાસે બહુ ઉલાસે, પો'ચિયો જેણી ઘડી;
બહુ શોભતી વળી ઓપતી, નજરે મને વાડી પડી.
તે નીકળી નંદનતણી, પોતે હતા તે વાડિયે;
પ્રિયંવદા ગણિકા હતી, કીધેલ વર વશ લાડિયે.

ત્યાં પત્ર વાંચ્યો તેણિયે, મેં તે સુણ્યો સંતાઇને;
વળી સુણ્યું તેનો સાર એ જે-મસ ઉડાવ્યા ભાઇને.'

એક પછી એક કડીઓ વાંચ્યા જઈએ છીએ પણ એકે ઠેકાણે રસ ગ્રહણ કરવા અટકવાનું હૃદયને જડતું નથી. બધું વાચી રહ્યા પછી પ્રશ્ન ઉઠે છે કે આ હેવાલ પદ્યમા આપવાનું શું વિશેષ પ્રયોજન છે? આગલા સંભાષણ કરતાં અહિ કંઇ વિશેષતા છે કે કંઇ વિશેષ ભાવ છે કે તેણે કવિતાનું રૂપ લીધું? એવું તો કંઇ જોવામાં આવતું નથી. નીરસ લાંબા હેવાલને પદ્યમાં મુક્યાથી તેમા કંઈ ચમત્કાર આવતો નથી. અમે ઉપર બતાવ્યું છે તેમ સર્વાનુભવરસિક કવિતામાં પણ મૂળમાં અન્તર્ભાવની પ્રેરણા હોવી જોઇયે. તેના સંસ્કાર વિના એકલા પદ્યબંધનથી કવિતા થતી નથી. કાલિદાસનું 'શાકુન્તલ' વાંચતા તુરત માલમ પડે છે કે કવિએ જે ભાવ ચિતર્યો છે તે પોતાના હૃદય સમક્ષ ઉત્પન્ન થતા તેણે પોતે અનુભવ્યો છે. પોતે લગ્ન કબુલ ન રાખ્યાથી શકુન્તલાની થએલી અવસ્થાનું દુષ્યન્તે આપેલું વર્ણન લઇએ. દુષ્યન્ત કહે છે કે તેને

'ન મેં સ્વીકારી ત્યાં સ્વજનનિ પછાડી ગઇ જવા,
"ઉભી રૂહે" કીધો એ હુકમ ગુરુશિષ્યે સ્વર ઉંચે;
કીધાં આંસુએ ત્યાં ભરિ નયન હું ક્રૂરનિ ભણી,
મને ભોક્યું જાણે સવિષ શર, બાળે બહુ જ એ.'

અહિં બોલનાર દુષ્યન્તનો અનુભવ કવિના હૃદયમા પુરેપુરો ઉતર્યો છે તેથી જ ખુબી આવી છે. હેવાલ વર્ણવ્યાની ખુબી અહિં નથી, કેમકે શકુન્તલાનો સ્વીકાર ન કર્યો તે વેળા બીજું ઘણું બન્યું હતું. તેનું સ્મરણ કરતાં હૃદયને લાગે એવું હોય તેટલું જ અહિ લીધું છે. ભાવ અનુભવનાર કવિમા જ આ કૌશલ જોવામા આવે છે. હાલના નાટકમાની કવિતાનો એક બીજો દાખલો લઇએ. 'નૃસિંહ નાટક'માં દૈત્યોએ બ્રાહ્મણોને કરેલી પીડાના વર્ણનમાં આ શ્લોક છેઃ

'દ્વિજવરા જવ રાખિ પથ્થા કહીં,
ખિરજ ના રજ નાથ રહી જહીં;
ધન મહી ન મહી મહિં ચિત્તને;
ઉપરિ ત્યા પરિત્યાગિ કુટુંબને.'

આ વર્ણનમા ઉપલા વર્ણન માફક કંઈ ભાવ જોવામા આવે છે? તે નથી તો, વર્ણન આપનારે ચિતરેલો ભાવ અનુભવ્યો છે, અને કવિતાનું મૂળ કવિની ભાવપ્રેરણામા છે એવું ક્યાથી માલમ પડે? કવિતાને અધમતાના ખાડામા નાખતા કૃત્રિમ શબ્દાલંકાર–યમક–સિવાય બીજું અહિં શું જોવામા આવે છે? પીડા પામતા બ્રાહ્મણોના હૃદય પર કેવી અસર થઈ તેનું ચિત્ર નથી આપ્યું તો કવિતા વાચનાર કે નાટક જોનારના હૃદય પર શી અસર થાય? ત્યારે પછી આવા પદ્યને કવિતાનું નામ શુ કામ આપવું?

ગુજરાતી ભાષાના નાટકોમા એક જ ખરેખરૂ નાટક જોવામા આવે છે. તે એક સિવાય ખરેખરી દૃશ્ય કવિતા બીજા કોઈ નાટકમા માલમ પડતી નથી. જનસ્વભાવનુ ખરૂ ચિત્ર અને અનુભવેલા ભાવનો કવિતામા અનુપ્રવેશ 'કાન્તા' સિવાય બીજું કોઇ નાટક આપતુ નથી. સર્વાનુભવરસિક કવિતાના દૃષ્ટાન્ત શોધનારને રા. મણિલાલની જ કવિતા આશ્રય આપે છે. લગ્ન સમયે લજવાતી કન્યાના હૃદયના ભાવનું

'આડી કરી નજર જોઇ નીચું નિહાળે,
ને અંગુલી મૃદુથી હાથ મિષે તુ ડાબે;
જોતા પિતા હસિ નિહાળી ડબાઇ જાતી,
આ હાર હાલ્યો વદતો—ધડકંતી છાતી.'

આ ચિત્ર કોને સ્વાભાવિક નહિં લાગે? કોને અહિં દૃશ્ય કવિતા માલમ નહિં પડે? કોના હૃદયમા આ ભાવ નહિં ઉતરે? નાટક લખનાર કવિને જનસ્વભાવનો અનુભવ હોવો જોઇએ, એટલે, અમે અગાડી બતાવ્યુ છે તેમ વાસ્તવિક સૃષ્ટિમા બનતા બનાવોમા ચેતના

નિરખી શકવાની અને પોતે નિહાળી ન હોય તેવી સ્થિતિ હૃદય-અનુભવીને સમજી શકે તેવા હૃદય-અગાડી ઉત્પન્ન કરી તેમાંના ભાવ ગ્રહણ કરવાની ને ચિતરવાની તેનામાં શક્તિ હોવી જોઇએ. આ શક્તિને લીધે જ જયચન્દ્રના મુખારવિન્દ પરથી તેના હૃદયનો ભાવ સુરસેન પાસે રા. મણિલાલે કળાવ્યો છે. સુરસેન કહે છે કે જયચંદ્ર આમ વિચારતો દીસે છેઃ

'ક્યારે હણી રિપુતણાં શિર રોળી નાખું,
ક્યારે ચઢી સમર સન્મુખ શસ્ત્ર ફેંકું;
ફેકું કદા સરવ કંટક રૂપ શત્રુ,
એવું વદે કુટિલ એવુ વિકાસતી ભ્રૂ.'

આ તે સર્વાનુભવ રસિક કવિતા. ભજવનારના અભિનય પરથી ગ્રહણ કરાય ને આવી દૃશ્ય કવિતા. અમે અગાડી બતાવી ગયા છીએ કે સર્વાનુભવરસિક કવિમા 'સર્વસ્વીકારયોગ્યતા' હોય છે એટલે તે પોતાના હૃદયની વિશેષતા ગુપ્ત રાખી પારકા હૃદયને પોતાનામા પ્રવેશ કરવા દે છે અને તેનું સ્વરૂપ પારખી લે છે. આ જ કારણથી હરદાસ અને રત્નદાસ પાસે રા. મણિલાલે સ્ત્રીજાતિના સ્વભાવ વિશે જુદા જુદા, એક એકથી ઉલટા, અભિપ્રાય અપાવ્યા છે. કવિએ બન્નેના અનુભવ પારખ્યા છેઃ તેથી આ સર્વાનુભવરસિક કવિતા છે. કાન્તાના ગળાના હારની દોરી કાપવા જતી તરલા પોતાના કર્મની દુષ્ટતા વિચારી કલ્પિત રક્ષકની ભ્રાન્તિથી બીએ છે, તે વખતના તેના હૃદયના ભાવ પોતાના હૃદય સમક્ષ ઉત્પન્ન કર્યાથી જ, પોતે અનુભવ્યાથી જ, તેના મ્હોડામા આ વાણી રા. મણિલાલે મુકી છેઃ

'આખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ કરતો આ અહીં ઊભો,
ખડ્ગ રહ્યું ઝળકે કરમા, મુજને હણવા નયને મનસૂબો;
દૃષ્ટિ કરૂં જવ હાર ભણી તવ એ ધસતો ઝટ ખડ્ગ ઉગામી,
ના કરૂ ના કરૂં હું કશુંએ મનમાં સહુ તર્ક ગયા મુજ વામી.'

આ સર્વાનુભવ રસિક કવિએ આપેલું ચિત્ર છે એ ધ્યાનમાં રહે ત્યારે જ તેની ખુબી સમજાય.

'કાન્તા' સર્વ રીતે દોષરહિત છે કે તેમા ઉત્કૃષ્ટતાની પરાકાષ્ઠા છે એમ અમારૂં કહેવું નથી. કોઇકિ ઠેકાણે એમા અલંકાર દોષવાળા છે, કોઇકિ ઠેકાણે વસ્તુસંકલનામા કૌશલ નથી અને કોઇકિ ઠેકાણે પાત્રના ચિત્રમા એકરૂપતા તૂટે છે. પણ એ દોષો અનુકૂલ માર્ગે જતી વિશેષ બુદ્ધિશક્તિના પદસ્ખલન છે, અલ્પબળનો પર્વત ઉલંઘવાનો નિષ્ફળ પ્રયત્ન નથી. છે તેવું પણ એ નાટક ગુજરાતી ભાષામા અનુપમ છે. વિશિષ્ટ સર્વાનુભવરસિક કવિત્વના બીજ એમા રહેલા છે. સુંદર કલ્પનાનો વિલાસ, સર્વ ઇંદ્રિયોના સુખનો ઉત્કટ અભિલાષ, સર્વાનુભવનો કૌશલથી સ્વીકાર. સૃષ્ટિલીલાનું અનેક રૂપે દર્શન, રુચિથી વર્ણન તરફ વલણ, (અને અનુપ્રાસ ન રાખવાની વૃત્તિ): મહાસર્વાનુભવરસિક કવિનાં આ સર્વ લક્ષણ 'કાન્તા' પ્રથમ પ્રયત્ન છતાં તેમા જોવામા આવે છે. પણ, તે સર્વ બીજ રૂપે. પોતાની શક્તિને અનુકૂલ આ માર્ગ મૂકી દઇ રા. મણિલાલે જેટલો પોતાની કીર્ત્તિને તેટલો જ ગુજરાતી ભાષાને અન્યાય કર્યો છે. એ શક્તિ એમણે કેળવી હોત તો ગુજરાતી સાહિત્ય તેમના વિશેષ ઉપકારનું નિત્ય સ્મરણ રાખત.

સ્વાનુભવરસિક અને સર્વાનુભવરસિક કવિના ઉદ્દેશમાં શો ફેર છે, અને એ બે સ્વભાવની કવિતા શી રીતે જુદી પડે છે તે વાચનારને સ્પષ્ટ થયુ હશે. હવે, સ્વાનુભવરસિક કવિ અને સર્વાનુભવરસિક કવિ એ બેનો પરસ્પર તુલના કરીએ. એ બેમાથી શ્રેષ્ઠ કોણ? ગુજરાતી ભાષામાં તો બન્ને વર્ગની પ્રશંસાયોગ્ય કવિતા ઘણી થોડી છે. પણ, લોકો રસિક પુસ્તકો વાંચતા હોય તો એક વાર 'કાન્તા' વાંચી ફરીથી તે વાચવાની ઇચ્છા કરનારા વધારે નીકળે; પણ એક વાર 'કુસુમમાળા' વાચી જઇ ફરીથી તે પુસ્તક ઉઘાડવાનું મન કરનારા પ્રમાણમાં થોડા જડે. બધી ભાષામાં સ્વાનુભવરસિક કવિતા કરતા સર્વાનુભવરસિક

કવિતા વધારે લોકપ્રિય હોય છે. ઇંગ્રેજીમાં શેલી કે વર્ડ્સ્વર્થ વાચનારની સંખ્યા કરતા શેકસપિયર વાંચનારની સંખ્યા ઘણી વધારે છે. પણ લોકપ્રિયતાથી કવિત્વનું પરિમાણ નથી કહડાતું. એ લોકપ્રિયતાનું કારણ છે ખરૂં; પણ તે કવિત્વઅંશની પરીક્ષાથી જુદું છે. સ્વાનુભવરસિક કે રાગધ્વનિ* કવિતા લખનારા કવિઓ, કવિવર્ગ (કે સહૃદય વર્ગ) ને વધારે પસંદ હોય છે. સાધારણ વાચનારની રુચિ સર્વાનુભવરસિક કવિતા માટે વધારે હોય છે. આનું કારણ એ છે કે સર્વાનુભવસિક કવિતાનો વ્યવહાર સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ જોડે હોવાથી એ કવિતા સાધારણ લોકને ઉપરથી સમજવી સહેલી પડે છે, તેના વર્ણનો તરફ તેમનું મન વળે છે, તેમા વાર્તા હોય છે તેથી તે તેમને રસિક લાગે છે અને તેમાંના વિચારની પરંપરા ને તેની વસ્તુરચના તેમને સરળ ભાસે છે. સર્વાનુભવરસિક કવિની શક્તિ જુદા જુદા રૂપ ધરી વિસ્મય પમાડે છે. સ્વાનુભવરસિક કવિને દૃઢ વિચારો ને અભિપ્રાય હોય છે. મેસન કહે છે તેમ એવા કવિની વૃત્તિ પદાર્થો વાસ્તવિક રીતે જે અનંત સંકુલ સ્વરૂપે ભાસે છે તેને ન છેડતા, વસ્તુમાત્રમા તત્ત્વ છે, જ્યાં જ્યા અસ્તિત્વ ત્યાં ત્યાં ભાવરૂપ કંઈ મૂળ છે એમ માની, તે શોધવા તરફ હોય છે. પ્રકૃતિના સર્વ અવયવોનો આથી નીકળતો પરસ્પર સંબંધ મગજને ઝાઝી મહેનત નહિં આપનારા સાધારણ વાંચનારને સમજાતો નથી. તત્ત્વ શોધવા કવિ સાથે ઉંડા ઉતરવામાં, કવિના પ્રયાસનું ફળ તપાસવામાં, એવા વાંચનારને રસ પડતો નથી. રા. નરસિંહરાવની 'વિશાળ કલ્પના ગંભીર ભાવ ધરી અજવાળી મધ્ય રાત્રિએ નદી કિનારે પસરેલા "કંઈ ગૂઢ અલૌકિક સત્ત્વ જેહ નવ જાય કળ્યું" નું ભાન કરાવે છે અને વિરલ ઉત્તમ કવિત્વવૃત્તિમા આવી વિનંતિ કરે છે કે

* અહિં 'રાગધ્વનિ'ને બદલે 'રસધ્વનિ' નહિં વપરાય, કેમકે રસધ્વનિમાં સર્વાનુભવરસિક કવિતા પણ આવશે. રાગધ્વનિ તો સ્વાનુભવરસિક જ. તે માટે ઉત્પત્તિ વિચારતાં અમે 'રાગધ્વનિ' પદ વાપરીએ છીએ.

'એ સરિતા! ને એ ચંદ ' રજનિ એ દિવ્ય જ જો '
એ તરુ રાજતણા વૃન્દ !–સત્ત્વ એ દાખવજો.

સહૃદય વાચનાર આવી અદ્‌ભુત કવિત્વશક્તિ તરફ સાનંદાશ્ચર્યથી જોઈ રહે છે. કવિના ભાવ અનુભવી વિસ્મય પામે છે અને તેની પ્રશંસા કરવા તેને યોગ્ય શબ્દ જડતા નથી. ત્યારે, સાધારણ વાચનારને જડ પદાર્થોમા ગૂઢ સત્ત્વ કેમ હોય તે જ સમજાતુ નથી અને ચમત્કાર ઉત્પન્ન કરનારી જે ગભીરતા તે જ તેના મનથી ગ્રહણ કરાતી નથી. એવા વાચનારને વાર્ત્તા જ પસદ પડે છે અને તેથી સર્વાનુભવરસિક કવિતા વાચવી તેને ગમે છે. એવી કવિતામા પણ કવિનો મૂળનો અન્તર્ભાવ કે તેની કલ્પનાના પ્રવાહનો નિયમ તેનાથી કળાતો નથી. કવિતામા જે કવિને લગતુ અને જેથી જ કવિતામા ચૈતન્ય આવે તે તેનાથી ગ્રહણ કરાતુ નથી. સ્વાનુભવરસિક કવિતામા કવિને લગતુ ઘણુ વધારે અને કવિતામાના ચિત્રનો ને તેને ઉત્પન્ન કરનારા કવિના હૃદયનો સંબંધ પ્રધાન ને સ્પષ્ટ હોય છે, આ જ કારણથી એ કવિતા સાધારણ વાચનારને રૂચતી નથી અને એ જ કારણથી સ્વાનુભવરસિક કવિ સર્વાનુભવરસિક કવિ કરતા ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે. કંઇક ઉંડા તર્કથી આ વધારે સ્પષ્ટ થશે. મનુષ્યના મનના વ્યાપાર બે પ્રકારના છેઃ બુદ્ધિવિષયક અને વિકારવિષયક. બુદ્ધિવિષયક અથવા વિચારવિષયક વ્યાપારો મગજને લગતા છે. એ વ્યાપારથી ગણિત ને બીજાં વિજ્ઞાનશાસ્ત્રો થાય છે ને સમજાય છે અને તેમા વિચારના વિષયી મનની ઇચ્છા ન ગણતા વિચારના વિષયની ખરેખરી સ્થિતિ કેવી છે તે બુદ્ધિ મનની સમક્ષ આણે છે અથવા આણવા પ્રયત્ન કરે છે. વિકારવિષયક વ્યાપારો* હૃદયને લગતા છે.

---

* પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થયેલી સચેતન શરીરવિદ્યા પ્રમાણે હૃદયનો કંઇ ચેતનાયુક્ત વ્યાપાર જ નથી બોધની બધી ક્રિયાઓ મગજ જ ચલાવે છે. પ્રત્યક્ષ પ્રમાણની અવગણના કરવાનો મૂર્ખાઈ ભરેલો પ્રયત્ન કરવાનો અમારો ઇરાદો નથી. એ શાસ્ત્ર પ્રમાણે પણ ઉપલા વ્યાપારોનાં

એ વ્યાપારોથી હૃદયમાં વિકાર કે ફેરફાર થાય છે, એટલે હૃદયમાં જુદી જુદી લાગણી થાય છે, મનની રાગશક્તિ જુદી જુદી સ્થિતિઓ અનુભવે છે. આથી જણાશે કે બુદ્ધિવિષયક વ્યાપાર જોડે કવિત્વશક્તિને (ઉત્પત્તિ વિચારતા) સંબંધ નથી. કવિતા એ મનુષ્યના હૃદયની, રાગશીલ વ્યાપાર કરનાર શક્તિની ઉત્પત્તિ છે. આ વિકારો–રાગશીલ વ્યાપારો, ભાવ કહેવાય છે. (એક રીતે બુદ્ધિવિષયક વ્યાપારો તે પણ મનના વિકાર જ છે, મનનો ઇંદ્રિયવિષયો સાથે સંબંધ થતાં મનમા થતા ફેરફાર જ છે. પણ ગમે તે શબ્દ વાપરતા સ્થાનનો અને ક્રિયાનો ફેર કાયમ જ રહેશે. વળી આ સૂક્ષ્મ વિવાદ આ વિષયની બહાર છે. અને અર્થની સ્પષ્ટતા રાખવા તેમા ઉતરવાની જરૂર નથી). આ રીતે કવિતા ભાવથી* ઉત્પન્ન થાય છે. આ

---

મગજમાં જુદાં જુદાં સ્થાન છે. વિકારવિષયક વ્યાપારો—જેના આધિક્યથી હૃદય ધડકે છે, તે લોકરૂઢ ભાષામાં ને કવિતામાં હૃદયને લગતા કહેવાય છે. અશુદ્ધિ શબ્દની જ છે. એટલું નિઃસંદેહ છે કે એ બે વ્યાપારો એવા જુદા છે કે તેમની વચ્ચેનો ભેદ સહજ માલમ પડી આવે છે.

* 'ભારતી ભૂષણ'માં સાહિત્યદર્પણ પર કોઈ ટીકા લખનાર 'અન્યથા વિકાર તે ભાવ'—રસતરંગિણીનું એ વાક્ય લઇ કહે છે કે આપણી પાસેના ટેબલ ખુરશી પરથી દૂરના નદી પર્વત પર આપણું મન જાય તે અન્યથા વિકાર કે ભાવ. આ ભૂલ શાનો 'અન્યથા વિકાર' તે નહિં સમજવાથી થયેલી છે. હૃદયનો અન્યથા વિકાર તે ભાવ. મગજના વ્યાપારોને વિકાર કહી પછી તેને ભાવ કહેવા એ ભ્રાન્તિ–બુદ્ધિ ને રાગ, મનના એ બે ધર્મમાં ફેર નહિં સમજવાથી થઇ છે. દૂર રહેલા પદાર્થોને કે મનની ગોચરતામાં એકવાર આવી ગયેલી બિનાઓને પ્રત્યક્ષ કરવાં એ બુદ્ધિનું કામ છે. નહિં થયેલો રાગશીલ અનુભવ ઉત્પન્ન કરવો કે થયેલામાં રાગ ઉમેરવો એ હૃદયનું કામ છે. એકમાં તર્કસંયોગ છે, બીજામાં રાગસંયોગ છે. બન્નેમાં એ ક્રિયા 'કલ્પના' કહેવાય છે. પણ સૃષ્ટિને બુદ્ધિથી જોનારની તથા કવિત્વથી જોનારની કલ્પનામાં ફેર છે. નહિ તો, પાડો જોઇ બીજી ચોપડીમાંનો પાડાનો પાઠ સાંભરે એ અન્યથાવિકાર કે ભાવ કેમ ન કહેવાય? શબ્દના દુરાગ્રહથી એને ભાવ કે વિકાર ભલે કહો, પણ તેને રાગ કે કવિતા જોડે કંઈ સંબંધ જ નથી.

ધ્યાનમાં નહિં રાખવાથી કે નહિં જાણવાથી જ અનેકાર્થી પદ્યોના સંગ્રહને કવિતાનું નામ આપવામાં આવે છે અને શીઘ્રતાથી પદ્ય જોડવાની શક્તિને કવિત્વનું નામ આપી કવિતાને દૂષિત કરવામાં આવે છે. એક શબ્દસમૂહમા અનેક અર્થ આણવા કે ક્ષણમા અમુક ક્રમમાં અમુક અર્થવાળા શબ્દો ગોઠવવા એ તો બુદ્ધિનો વ્યાપાર છે; તેને કવિતા જોડે શો સંબંધ ? ચિત્તની ગંભીર વૃત્તિમા લાગણીની પ્રેરણા થયાથી કવિતાનો ઉદ્ભવ થાય છે, અને બે જુદા જુદા અર્થનો શ્લેષ કરવાના મનોવ્યાપારમાં કંઈ ઉંડી લાગણી સમાયેલી હોતી જ નથી. ખરી ગંભીર કવિત્વવૃત્તિને અભાવે જ વાક્યોની આવી રમતો કરવામા પદ્યકારો ગુંથાય છે. કવિતા કરતા કવિનું મન ઉન્નત અને ઉદાર ભાવની ઊર્મિથી પ્રેરાયેલું હોય છે. એક શબ્દરચનામા બે અર્થ પેસાડવાના ક્લેશ તથા શ્રમમા પડેલું મન એવી ઊર્મિ ધારણ કરી શકતું જ નથી. ગુજરાતી પદ્યસાહિત્યમા આવી ક્લિષ્ટ રચનાઓ અને ગાભીર્યહીન રમતો ઘણી છે માટે તે સાહિત્યની ઉન્નતિ ખાતર એવા પદ્યના પ્રયાસ બંધ થવાની અમે આકાક્ષા રાખીએ છીએ. બુદ્ધિવિષયક વ્યાપાર તરીકે પણ અનેકાર્થી પદો કૃત્રિમ, ગૌરવહીન અને વ્યર્થ છે. ઉંડાં તત્વચિંતન કદિ શ્લેષની સહાયતાથી થતાં નથી. સંસ્કૃત કવિઓએ સંપ્રદાયને અનુસરી શ્લેષ, યમક, વગેરેની કૃત્રિમ રચનાઓ કરી છે ખરી. પણ, તેમાંના ઉત્તમ વર્ગે એવી રચનાઓનો આશ્રય બહુ જ થોડો કર્યો છે, અને કર્યો છે ત્યા ભાવક્ષતિ થઈ છે જ. સંસ્કૃત અલંકારવિવેચક પંડિતોએ આવી રચનાઓને હલકી જ ગણી છે અને તે જાતે કવિત્વમય નથી એ સ્પષ્ટ દર્શાવ્યું છે. શ્લેષ, યમક, વગેરેમા રહેલી બુદ્ધિવ્યાપારની ચાલાકીથી જે મનોરંજન થાય છે તે કવિતાના આહ્લાદથી જુદી જ વસ્તુ છે. પદ્યમાં હોવાથી જ તે કવિતા હોવાની ભ્રાન્તિ થાય છે. આ વિષયમાં સામાન્ય લોકોના મત અથવા એવી રચના કરનારાના મત પ્રમાણભૂત થવા ન જોઇએ. જાતે વિચાર કરવાનું નાપસંદ કરી નામમાં જ પ્રમાણ

દેખનારાં ટોળાં ભલે કારણ કેરે મુકી આપ્તવાક્ય સ્વીકારે. એવાંની સભા શીઘ્ર પદ્યનિબંધનની શક્તિથી વિસ્મય પામી જઈ એ શક્તિને કવિત્વ કહેવાનું કબુલ રાખે તેથી કંઈ વસ્તુસ્થિતિ બદલાતી નથી. એ શક્તિને કવિત્વ કહેવા માટે અપાતા કારણો તપાસતાં ધ્યાનમા રાખવું જોઇએ કે નિ:સાર મન્દ વાક્યો ( Platitudes ) એ સહૃદયતાનું લક્ષણ નથી, તેમ એવા વાક્યોથી કવિતા બનતી નથી.

'કવિતા કરે તે કવિ' આ વાક્યમા એક પક્ષે જ સત્યતા છે. અલબત્ત, અમુક પુરુષ કવિ છે કે નહિં તે તેણે રચેલાં પદ્યો પરથી જણાય. એ પદ્યોમા કવિતા હોય તો તે રચનારો કવિ. કવિત્વશક્તિ પારખી કાઢવામાં આ ન્યાય લાગુ પડે છે ખરો. કવિતા એ કવિત્વ શક્તિનો માત્ર જ્ઞાપક હેતુ છે, એટલે અમુક હૃદયમા કવિત્વ છે કે નહિં તે બીજાને તે જણાવે એટલું જ. પણ, કવિતાની ઉત્પત્તિનો ક્રમ વિચારીએ તો 'કવિ કરે તે કવિતા' એ જ ખરી સ્થિતિ છે. સૃષ્ટિમાં પહેલા કવિ થયા છે ને પછી કવિતા થઇ છે. 'કવિ' શબ્દ પરથી 'કવિતા' શબ્દ થયો છે. ઇંગ્રેજીમાં પણ તેમ જ છે. મનુષ્યના હૃદયમાં કવિત્વશક્તિ ન હોત, રાગશીલ કલ્પના કરનારૂં કોઈ ન હોત તો કવિતા ક્યાંથી ઉત્પન્ન થાત ? કવિ ન હોત તો કવિતા કંઇ પ્રકૃતિનાં તત્ત્વોની પેઠે મનુષ્યના અસ્તિત્વથી સ્વતન્ત્ર ઉત્પન્ન થઈ ન હોત. ત્યારે, 'કવિતા કરે તે કવિ' એ વાક્યમાં ઉત્પત્તિ વિચારતા કાર્યકારણનો વિપર્યય છે. કવિ એ કવિતાનો જનક હેતુ છે, ઉત્પન્ન કરનાર છે. માટે, 'કવિ કરે તે કવિતા' એ જ કવિતાના અન્વેષણમાં ધ્યાનમાં રાખવાનું છે. કવિના હૃદયમાં થતા વ્યાપારની પરીક્ષા એ મ્હોટું નિર્ણયસાધન છે. ગમે તેવી મનોરંજક રચનાને કવિતા કહી તેના રચનારને કવિ કહી શકાય તેમ નથી.

આ રીતે કવિનો પોતાનો પૃથક્ સ્વભાવ એ જ કવિતા ઉત્પન્ન કરે છે. કવિના સ્વભાવની છાપ સ્વાનુભવરસિક કવિતામાં વધારે ઉંડી અને વધારે સ્પષ્ટ હોય છે એ અગાડી બતાવી ગયા

છીએ. તે માટે સ્વાનુભવરસિક કવિ કવિવર્ગમાં શ્રેષ્ઠ છે. તેની ર-ચનામા કવિતા સંપૂર્ણ સ્વરૂપે પ્રકાશે છે. કદાચ શંકા ઉઠશે કે ક-વિતા સ્વયંભૂ ને સ્વચ્છંદ છે ત્યારે તેની ઉત્પત્તિનો આધાર કવિના પર કેમ હોય ? આનો ખુલાસો એ કે કવિત્વશક્તિ ઈશ્વરદત્ત છે અને તે મનુષ્યપ્રયત્નથી સંપાદન કરાતી નથી. ઉત્પન્ન થતી કવિતા કોના હૃદયમાંથી નિકળે કે કયે વખતે નિકળે એ પણ મનુષ્ય-ની ઇચ્છાનુસાર નથી. પણ, મનુષ્યને હૃદય જ ન હોય, કે કોઇ કવિ જ ન હોય, તો કવિતા ઉત્પન્ન થાય જ નહિ, અને તે માટે કવિના હૃદયની વિશેષતા એ જ તેની કવિતાને વિશિષ્ટ કરે છે. હૃદયના વિકારવિષયક વ્યાપારો બે પ્રકારના છે; વલણ અને રાગયુક્ત કલ્પના. વલણથી કવિને દઢ વિચારો ને અભિપ્રાયો થાય છે, અને કલ્પના વડે તે વિચારો ને અભિપ્રાયો કવિના હૃદય પર અસર કરતા સ્થાનો-મા છપાઈ કવિના ભાવનું ચિત્ર આપે છે. સર્વાનુભવરસિક કવિતા સાથે કવિના હૃદયના વલણને ઘણો ઓછો સંબંધ છે. સ્વાનુભવરસિક કવિના બધાં ચિત્રોમા એ વલણનો રંગ હોય છે. તેથી, સર્વાનુભવરસિક કવિમા કવિત્વનો એક વ્યાપાર જ (વલણનો) બહુ ઓછો હોય છે. સર્વાનુભવરસિક કવિ બનતી બિનાઓનો હેવાલ આપતો જાય છે તેથી તેની કવિતામાં ભાવનું આવિષ્કરણ ઓછું હોય છે. સ્વાનુભ-વરસિક કવિતામા આખા કાવ્યમાં એક જ ભાવ સંપૂર્ણ સ્વરૂપે કવિને આધારે વ્યાપી રહે છે. સર્વાનુભવ રસિક કવિતામાં જુદા જુદાં ચિત્રોમા જુદાજુદા ભાવ કકડે કકડે જુદા જુદા પ્રસંગ અને પાત્રોનો આશ્રય લઈ દેખા દે છે. એ સર્વેને અંતે એક રૂપમાં એકઠા કરવા અને તે બધા એક જ શરીરના અવયવો છે એવું બતાવવું એમા સર્વાનુભવરસિક કવિનું મહાકૌશલ છે. ' રામાયણ, ' ' મહાભારત, ' ' ઇલિયડ, ' એ વીરરસ કાવ્યો સર્વાનુભરવરસિક કવિતાના વર્ગમા આવે છે, એમાં સૃષ્ટિરચના, પ્રસંગ અને જનસ્વભાવ એ ત્રણે એકઠા થાય છે. એ પરથી જ-

ણાય છે કે સંસ્કારી સાહિત્યના ઇતિહાસમા સર્વાનુભવરસિક કવિના સ્વાનુભવરસિક કવિનાની પહેલા આવે છે. તોએ, વાલ્મીકિના આદિ ( સ્વાનુભવરસિક ) શ્લોકના અગાઢી આપેલા પૃથક્કરણ પરથી જણાશે કે એવા કવિની વૃત્તિ પણ પ્રથમ સ્વાનુભવ ગાવાની હોય છે. સહુથી જુની વેદની ઋચાઓ સ્વાનુભવરસિક છે.

આથી સિદ્ધ થાય છે કે સર્વથી ઉત્તમ કવિ તે સ્વાનુભવરસિક. પૂરેપૂરૂં શુદ્ધ કવિત્વ તે તેનામા જ. પોતાના વિષયનો તે સંપૂર્ણ અધીશ્વર છે. સર્વાનુભવરસિક કવિ પારકા મુલક પર રાજ્ય ચલાવે છે અને તેથી કોઈ વેળા તેને અકવિતાના પ્રદેશમા ધસડાવું પડે છે. પણ તે સાધારણ વાંચનારને વધારે પસંદ પડે છે. સ્વાનુભરસિક તે કવિઓના કવિ, સર્વાનુભવરસિક તે લોકનો કવિ. પણ લોકપ્રિયતાને ઉત્તમતાનું પ્રમાણ ગણ્યાથી ઘણી વાર વિપરીત અનુમાન નિકળે છે. ચિત્રના પ્રદર્શનમાં જ્યા કોલાહલ કરતું ને મહોટેથી વખાણ કરતું ટોળું મળ્યું હોય તે જગાના કરતા જ્યા ગંભીર આકૃતિ અને ઊંડી ભ્રરચનાવાળા ત્રણ ચાર પુરુષો સ્થિર દૃષ્ટિથી વિચાર કરતા હોય અને અંતે મુખની રેખાપરથી આનંદ ને સંતોષ બતાવતા હોય તે સ્થાનમાં ભાવયુક્ત અને સૌન્દર્યવાળો ચિત્ર હોવાનો વધારે સંભવ છે. શેકસપિયર અને કાલિદાસ જેવા મહાકવિઓ જે સ્વાનુભવ અને સર્વાનુભવ બન્નેના રસિક છે અને બન્ને વિષયમાં પરમ સંપત્તિમાન છે તેમની શ્રેષ્ઠતા તો અનુપમ જ છે. તેમની વિધાનકલા અને કવિત્વસામર્થ્ય અપૂર્વ છે, પરંતુ તેમના હૃદયમા રહેલું સ્વાનુભવરસિકત્વનું આધિક્ય જ તેમના ભાવપ્રવાહની ઉત્કૃષ્ટતાનું અન્ત્ય મૂળ છે. *

---

* 'સ્વાનુભવરસિક' અને 'સર્વાનુભવરસિક' એ પદો વાપરતાં ધ્યાનમાં રાખવું જોઇયે કે subjective અને objective એ શબ્દોના અર્થમાં આ શબ્દો રસપ્રમાણ વિષયોમાં જ વપરાય. તત્ત્વશાસ્ત્રમાં ' સ્વવિષયક ' અને 'પરવિષયક' એ એ શબ્દોના ખરા અર્થ છે.

આ કારણો માટે ગુજરાતી કવિતામાં 'કુસુમમાળા' ને અમે પ્રથમ પદવી આપીએ છીએ. જુના અને નવા સર્વ ગુજરાતી કવિઓની પરસ્પર તુલના અને તેમના ગુણ દોષની પરીક્ષા કરવાનો આ પ્રસંગ નથી. ભક્તિ અને જ્ઞાનની કવિતા મુકી દેતા, પ્રધાન વર્ગના મુખ્ય કવિઓના વિશેષ લક્ષણનાં નામ સૂચવવા એ જ અહિં બસ થશે. નરસિંહ મહેતાની કવિતા બાલ્યાવસ્થામાં છે બાળક માફક તે હસતી હસતી રમે છે. તેની કલ્પના વિશાળ નથી, તેના ભાવ ગંભીર નથી; સુંદરતાના સરોવરમાંથી તે માત્ર આચમન જ કરે છે. પ્રેમાનંદની મનોહર કલ્પના બહુ દૂર ફરી ન વળતા પોતાના ચક્રમાં જ નિરંતર નૃત્ય કરે છે. પણ, એ કવિ સર્વાનુભવરસિક છે એટલે એના હક માટે વધારે કહેવાની જરૂર નથી. તેનામાં સ્વાનુભવરસિકત્વ નથી, અને તેનું સર્વાનુભવરસિકત્વ વિશાળ કલ્પના કે વિવિધ જનસ્વભાવની પરીક્ષાથી અંકિત નથી. સામળને કહાણીઓ કહેવાનું ને સાધારણ વહેવારના બનાવો એકઠા કરવાનું પસંદ છે એટલે તેને મુકી દેવામા અન્યાય નથી. દયારામ બહુ વધારે માનનીય છે. તેની કવિતા લીલાથી વિલાસ કરે છે. એની કલ્પનાને રસની ખોટ પડતી નથી. સ્પષ્ટ રીતે ગંભીરતા ધર્યા વિના ગંભીર ભાવ ગર્ભિત રાખવાનું અનુપમ કૌશલ તેનામાં છે. રાગ અને કલા બન્નેમાં તેની વિશેષતા છે. પણ કવિતાના સર્વ પ્રદેશમાં તે ફરી વળ્યો નથી. પ્રકૃતિ સાથે એકરૂપ થવાનું વલણ કરી સર્વ ઠેકાણે કાવ્યમય દૃષ્ટિથી જોવાનું તે શિખ્યો નહોતો. પ્રેમને ગોપી ને શ્યામના સંબંધનું જ રૂપ આપવાની ચાલતી સાંકેતિક રીતિ સ્વીકારી તેમાં પણ પોતાની ખુબી તેણે બનાવી છે. પણ, એ રીતિ મુકી દઈ હૃદયને નિરંકુશ કરવાની તેની ઇચ્છા નહોતી કે તેનામાં શક્તિ નહોતી. રા. દલપતરામની કેટલીક રસમય કવિતા સિવાય તેમનાં બીજાં બધા ચાતુર્ય કે સભારંજનના ઉદ્દેશવાળાં પદ્યોને કવિત્વથી જુદી જ શક્તિની ઉત્પત્તિ કહીએ તો ચાલે. એમને માર્ગે જનારાઓમા

તો આ પાછલી જ શક્તિ છે. **નર્મદાશંકરની** કવિતા લાગણીથી પ્રેરાયેલી અને 'પોતાના જ તાનમાં મસ્ત' છે, પણ તેની કલ્પના ઘણી વાર શુષ્ક થઈ જાય છે, તેને ઊર્મિની મદદ મળતી બંધ થઈ જાય છે, અને તેના ભાવમાંથી અસાધારણતા જતી રહે છે. 'બુલબુલ'મા હૃદયનો જ ઉભરો છે અને લાગે તે જ લખવું એ માર્ગ ગ્રહણ કર્યાથી તેમાં ખુબી આવી છે; પણ કવિને લગતું, કવિના વિશેષ સ્વભાવની છાપનુ ચિત્ર આપનારૂં તેમા કંઈ નથી. પ્રેમીની એમા ઊર્મિ છે પણ પ્રેમભક્તિ સાથે કવિની વિશેષતા એમા નથી. વળી, કલ્પના વિશાળ નથી, અને મનુષ્યત્વના બહુ થોડા અંશ તરફ તેનો ઉદ્દેશ છે. આ માટે, વિસ્તારથી વહેતી ખરેખરા લક્ષણવાળી કાવ્યસરિતા તો "કુસુમમાળા" જ છે એમ અમારૂં ધારવું છે. રા. **નરસિંહરાવની** કલ્પના જેટલી વિશાળ અને દૂર પહોચનારી છે તેટલી જ તે લલિત અને મનોહર છે. તેનો વાસ જ સુન્દરતાના સરોવરમાં છે. એમની કલ્પનાને હૃદયની ઊર્મિ ઘડી ઘડી આવી મળે છે અને બન્ને મળી રસને સમગ્ર કરે છે. ભાવનું દર્શન આપવાની એમની ઘણુંખરૂ એક જ રીતિ છે પણ તે કલામાં કદી દોષ આવતો નથી. ચિત્રરચનાની કુશલતા ( Artistic Skill ) જે બાયરનમાં પણ નહોતી તે રા. **નરસિંહરાવમા** સંપૂર્ણ ને ઉત્કૃષ્ટ છે.



## (૨.)
# કવિત્વરીતિ.

સંસ્કૃત અલંકારશાસ્ત્રમા 'રીતિ' શબ્દનો વિશેષપારિભાષિક અર્થ કર્યો છે. 'રીતિ' ને કોઈ વખત 'વૃત્તિ' પણ કહે છે. કાવ્યના માધુર્ય, ઓજસ, અને પ્રસાદ, એવા ત્રણ ગુણ કહ્યા છે. એ ગુણ કાવ્યના અંગી રસના ધર્મ છે, રસનો ઉત્કર્ષ કરે છે, તેમની સ્થિતિ રસની સાથે જ હોય છે, રસ વિના તે હોતા નથી, તે રસ સાથે હોઈ રસને શોભા આપે છે. મમ્મટની વ્યાખ્યા પ્રમાણે મનુષ્યમાં જેમ શૌર્ય વગેરે તેના આત્માના ગુણ છે અને શરીરના નથી તથા અયથાર્થ પ્રતીતિથી આકારના કહેવાય છે, તેમ કવિતામા માધુર્ય વગેરે રસના ગુણ છે, વર્ણના (અક્ષરના) નથી, સમુચિત વર્ણથી તે માલમ પડે છે પણ વર્ણમાત્રમા તેમનો આશ્રય નથી. તે ગુણની રસ સાથે અચલ સ્થિતિ હોય છે અને તે રસના ઉપકારક બને છે. ચિત્તનો દ્રવીભાવમય આહ્લાદ–ચિત્તને પિગળાવી નાખનાર આનંદ તે માધુર્ય. તે શૃંગાર, કરુણ, વિપ્રલમ્ભ, અને શાન્ત રસમા હોય છે. ચિત્તમા વિસ્તાર પમાડી તેમા દીપ્તત્વ ઉત્પન્ન કરે, (ઘણા સમાસવાળી ભાષાથી ) વિસ્તૃતિ પમાડે તે ઓજસ. તે વીરરસમા હોય છે. સૂકા લાકડાથી પ્રગટેલા અગ્નિ પ્રમાણે (ઓજસમાં), ને સ્વચ્છ જળ પ્રમાણે ( માધુર્યમા ) જે ચિત્તમા એકદમ વ્યાપી રહે તે પ્રસાદ કહેવાય છે અને તે સર્વ રસમા હોય છે. આ ગુણોના વ્યંજક, આ ગુણોને અનુકૂળ હોઈ તેમને દર્શાવનાર વર્ણ ( ર, ણ, ન, લ વગેરે ) વાળી –પ્રતિકૂળ વર્ણ ( ટ, ઠ, ડ, ઢ, વગેરે ) વગરની–પદરચના તે વૃત્તિ કહેવાય છે. ઉપનાગરિકા, કોમલા કે ગ્રામ્યા, એવા વૃત્તિઓના ભેદ પાડેલા છે. આવી પદરચનાવડે આવો ગુણ વ્યંજિત કરે તે આવી વૃત્તિ, એવા અલંકારશાસ્ત્રોમાં વિવેચન કરેલા છે. મહેશ્વન્દ્ર કહે છે

* " જ્ઞાનસુધા " ના ૧૮૯૨ ના જાન્યુઆરી માસના અંકમાં પ્રસિદ્ધ થયેલો નિબંધ.

કે વૃત્તિ તે માધુર્ય ( વગેરે ) ના વ્યજક સુકુમાર ( વગેરે ) વર્ણ-વાળો હોઈ મધુર ( વગેરે ) રસોપકારક શબ્દની સંઘટના નામનો એક વિશેષ વ્યાપાર, એટલે રસને શોભાવે એવી ગુણને વ્યંજિત કરનાર વર્ણોવાળી શબ્દરચના. આ વૃત્તિને રીતિ પણ કહે છે.* વૈદર્ભી, ગૌડી, પાંચાલી, લાટિકા અથવા માગધી રીતિઓ ગણાય છે. સાહિત્યદર્પણકારની વ્યાખ્યા પ્રમાણે વિશેષ અંગસંસ્થાની પેઠે રસાદિની ઉપકર્ત્રી પદસંઘટ્ટના તે રીતિ—શરીરને જેમ સુંદર અંગ શોભાવે તેમ શબ્દાર્થ જેનું શરીર છે એવા કાવ્યના આત્મભૂત રસાદિનો ઉત્કર્ષ કરનારી પદયોજના—ગુણના અભિવ્યંજક વર્ણની ઘટના. રસ સુશોભિત લાગે તેવી રીતે પદ ગોઠવવા તે રીતિ. સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓએ રીતિને આ પ્રમાણે બહુ મહત્ત્વ આપ્યું છે. વામન તો એટલે સુધી કહે છે કે રીતિ કાવ્યનો આત્મા છે. મધુર વર્ણ, લલિતપદ, ઓજસ્વી સમાસરચનાઃ એ કંઇ ભૂષણ છે ખરા. તે વર્ણનીજ ચારુતામા નથી રહ્યા પણ તે વડે ગુણનું દર્શન થાય છે માટે તેમની આટલી કિંમત ગણી છે એમ અલંકારશાસ્ત્રીઓ સ્પષ્ટ કહે છે. રસના સંબંધમા જ આને આટલી વિશેષતા આપી છે. તથાપિ રસનિષ્પત્તિ કે જ્યા ભાવોલ્લાસનો ક્રમ મુખ્ય લક્ષ્ય છે ત્યા ભાવોલ્લાસની અવગણના કરી માત્ર વર્ણ કે પદની રચનાને, શબ્દક્રમની રીતિને, આટલુ મહત્ત્વ આપવું એ અનુચિત લાગે છે. રસનો ઉત્કર્ષ વર્ણ કે પદ ગોઠવવાની રીતિને આધારે એટલો બધો હોતો નથી, કેમકે ભાવસ્વરૂપને ( ઉદ્ભૂત થતી વેળા ) શબ્દરૂપ જોડે સંબંધ નથી. રસોત્પત્તિ હૃદયના ભાવથી થાય છે. ઉત્પત્તિ સંબંધમા રસને ભાષા જોડે સંબંધ નથી એ ચિત્ર, સંગીત, શિલ્પશાસ્ત્ર વગેરેમા રસ છે તે વાતથી માલમ પડે છે. જેમ હૃદયનો ભાવ ઉત્કૃષ્ટ તેમ રસ ઉત્કૃષ્ટ હોય છે. ભાષામાં

*'વૃત્તિ' શબ્દ નાટકમાંની વર્ણરચના સંબંધે વિશેષ વપરાય છે, વાક્યની ખુબી તેમાં વિશેષ ઉદ્દિષ્ટ હોય છે. કૈશિકી, ભારતી, સાત્વતી અને આરભટીઃ એવી ચાર વૃત્તિઓ નાટકમાં ગણાય છે.

તે કહેવામાં ન આવે તો તે ઉત્કર્ષ કવિતામા જણાય નહિં એ ખરૂં છે, પણ, તે માટે તે ઉત્કર્ષનો અભાવ થતો નથી. રસોત્કર્ષનો આ-વિર્ભાવ કવિતામાં ભાષામાં થવાનો માટે ભાષાની તદનુકૂલતા પર તે આવિર્ભાવનો આધાર છે. કવિતાના શક્તિસ્વરૂપને મુકી કલાસ્વરૂપમાં આવતા ભાષાનું મહત્ત્વ આવે છે. એટલા પક્ષમા પણ ભાષાના વર્ણ કે પદનો તો અમુક જ ભાગ છે. તેની સુન્દરતા વિના ચારુતા નથી આવતી એમ નથી. 'મીઠી આંખ'માં 'લલિત લોચન'ની વર્ણ-મધુરતા નથી, પણ, ભાવપ્રકાશનમાં તે માટે તે પદ ઓછું સમર્થ જ થાય એમ હંમેશ બને નહિ. વર્ણમા તેમ પદમા પણ એ જ સ્થિતિ છે. ઉદાહરણ લઇયે.

' દોડિ ખેલે મધુર તુજ ટહુકાનિ સંગે રંગમાં
આનન્દસિન્ધુતરંગમાં નાચંતુ એ ઉછરંગમા—'

( કુસુમમાળા ).

અહીં પોતાના રાગપરાયણ હૃદયનો કવિયે કોયલને કહી બતાવેલો વેગ રસપૂર્ણ છે એ શબ્દરચનાથી જ માલમ પડે છે. અનુકૂળ શબ્દરચના ન હોત તો વાંચનારને આ રસાનુભવ થાત નહિં એમ લાગે છે, અને કદાચ બીજા શબ્દમાં આ અવિર્ભાવ થઈ શકત પણ નહિં. તોપણ રસ તો વર્ણરચનાથી સ્વતંત્ર છે, તેના પહેલા ઉદ્દભવ પામ્યો છે. એવી રચના વિના સાદા શબ્દથી પણ એવા જ રસપૂર્ણ ભાવ વ્યંજિત થયેલા જોવામાં આવશે.

' ઘેલી બની બધી સૃષ્ટિ રસમા હાલ ન્હાય છે,
હાય એકજ પાંડુના હૈયામાં કૈંક થાય છે. '

(વસંતવિજય ).

અહીં વર્ણલાલિત્ય વિના રસનો આવિર્ભાવ કંઈ જુદી રીતે જ થાય છે અને તે મધુર વર્ણરચનાથી વધારે ઉત્કૃષ્ટ થાત એમ કહી શકાતું નથી. જે અલૌલિક ભાવવિભ્રમ કવિએ વ્યંજિત કર્યો છે તે અનુભવતાં શબ્દ તો ભૂલી જવાય છે.

આ કારણો માટે શબ્દરીતિને આટલું બધું મહત્ત્વ ઘટતુ નથી. સંસ્કૃત સાહિત્યમાં એ મહત્ત્વ ગણાયાનું એક વિશેષ કારણ છે. સં- સ્કૃત સાહિત્યનું કાવ્ય તે એક શ્લોકમાં આવી જાય છે. પ્રસંગથી ઉદ્દીપિત સુંદર રાગધ્વનિ કાવ્ય ઘણુખરૂં એક શ્લોકમાં સમાપ્ત થાય છે. રાગધ્વનિ કાવ્ય અનેક શ્લોકમય હોય છે તોપણ તેમાનો દરેક શ્લોક સ્વતંત્ર કાવ્ય હોય છે. ભાવનો ક્રમશઃ ઉલ્લાસ થાય, શ્લોકોમાં ઉત્તરોત્તર ભાવનો વેગ બદલાતો જાય, રસ ઉત્કર્ષ પામતો જાય અને સર્વ શ્લોક મળી એક કાવ્ય બને, એ સંસ્કૃત કવિતાને બહુધા અ- નુકૂળ નથી. તેથી કલાવિષયમા શબ્દરીતિ અને અલંકાર એ બેનો જ અવકાશ રહે છે. નાટકમાં આ બંધનના અભાવને લીધે ભાવો- લ્લાસનું બીજું સ્વરૂપ જોવામા આવે છે, પણ તે પ્રસ્તુત વિષય નથી.

આ શબ્દરીતિ જેવી બીજી પણ એક ગૌણ રીતિ છે. તેને વાક્યરીતિ કહીશું. વર્ડ્સ્વર્થે તેની poetic diction એ નામથી ચર્ચા કરી છે. કવિતામા ગદ્યની સ્વાભાવિક ભાષા મૂકી દઇ વાસ્તવિક રીતે રાગાનુભવસ્થિતિમા ન વપરાય તેવી કૃત્રિમ વાક્યરચના પદ્યમા ખાસ વાપરવાની આ રીતિ વર્ડ્સ્વર્થને ઘણી અનિષ્ટ હતી. તે કહે છે કે પ્રથમ ભાવની ઊર્મિના આવેશમાં કવિઓએ એકવાર સાધારણ બોલાતી ભાષા મૂકી દઈ ભાવ- દર્શન માટે વિશેષ ભાષા વાપરી એટલે પછી તેમના પછીના લખ- નારાઓએ ભાવોર્મિને અને એ વિશેષ ભાષાને અવશ્ય સંબંધ માન્યો, ભાવ દર્શાવવા એ વિશેષ વાક્યરચના જોઇએ જ એમ ગણ્યું. એ રીતે અંતે ગદ્યથી જુદી જાતની વાક્યરચના એ જ કવિતાનું સ્વરૂપ–કાવ્યસર્વસ્વ ગણાવા લાગ્યું. તે ન હોય ત્યા વાચકવર્ગને કવિતાનો અભાવ જણાવા લાગ્યો, અને તે લાવી કવિતા બનાવવાનો સહેલો રસ્તો પદ્ય રચનારાને જડયો. સરલ ભાષાની રચના મુકી અલંકૃત અનેક અપ્રસ્તુતાર્થવાળી વાક્યરચના કવિતામાં આવશ્યક નથી. પરંતુ, કવિતા અને ગદ્યની ભાષામાં કશો ફેર જ નહિ એ વર્ડ્સ્વર્થનો

મત સર્વ રીતે સ્વીકારી શકાય તેમ નથી. વર્ડ્સ્વર્થ પોતે જ કબુલ કરે છે કે ભાવની ઊર્મિ ઘણી વાર વિશેષ ભાષામાં આવિર્ભૂત થાય છે. પણ કવિતામા કૃત્રિમ વાક્યરચના જોઇએ જ અથવા કૃત્રિમ વાક્યરચના આવી એટલે કવિતા થઇ ચૂકી એ મત તો ભૂલભરેલો છે. પ્રસંગ અને ભાવ બેની અનુકૂળતા અને ઉત્તમતા સચવાય તે પ્રમાણે વાક્યરચના આવવી જોઈએ.

'જો જો મ્હેની પૃથિવિપર આ મેહુલે મ્હેર કીધી,
હું માંદીની ખબર કંઇયે નાવલે ના જ લીધી.'

(નર્મદાશંકર).

વર્ષાદ આવ્યો એ વાત જ જણાવવી છે, પૃથિવી પર વર્ષાદની કૃપા થઈ એ અલંકારથી કશો વિશેષ અર્થ ફલિત નથી કરવો, તાત્પર્યમા કંઇ વિશેષતા નથી આણવી, એ પ્રસંગથી સૂચવાયેલા ભાવની ઉક્તિમા એ અલંકારથી કંઈ ચમત્કાર નથી આણવો, તો આવી કૃત્રિમ ભાષા નિરર્થક છે, તે જાતે જ કંઇ કવિતા બનતી નથી. તેના કરતાં

'કંસારી તમરાઓના અવાજો આવતા હતા;'

(વસંતવિજય.)

આવી સરલ અને સ્વાભાવિક ભાષા સૃષ્ટિના બનાવના વર્ણનમાં વધારે ચમત્કારવાળી છે. અલંકાર માત્ર સાધનભૂત છે. તે કંઈ પ્રયોજન માટે ઉપયોગી છે. વ્યંગ્યને ફલિત ન કરે તો તે અકારણ હોય છે. અલંકાર એકલા હોય, કંઈ વ્યંગ્ય ન હોય તો મમ્મટ કહે છે તેમ કાવ્ય અધમ થાય છે. છેલ્લો બતાવેલો શ્લોકાર્ધ જે સ્વરૂપે અમુક બિના કવિને ભાવમૂળ થાય છે તે સ્વરૂપે જ તે બિના જણાવે છે.

'સ્થલ કાલ છતા શાંત બન્નેને ભાવતા હતા.'

આ અદ્ભુત ભાવની ઉક્તિ માટે પ્રથમ શ્લોકાર્ધની બિના સરલ ભાષામા જ વર્ણવવાની જરૂર છે, અલંકારની કશી જરૂર નથી.

'કંસારીઓતણા ઘોષ કર્ણાલિંગન સાધતા.'

આવી અલંકૃત વાણી મૂકી હોત તો તે ઉપલા ભાવ માટે

કેવળ નિરર્થક હોઈ કવિત્વની ઉત્તમતામાં હાનિ કરત. કૃત્રિમ અલંકૃત ભાષા જાતે જ કંઈ કવિતામય નથી.

શબ્દરીતિ અને વાક્યરીતિ એ બન્નેથી જુદી જ, એ બન્નેને ગૌણતામાં નાખી ઉત્તમ રૂપે રહેલી એક બીજી જ રીતિ છે, અને તેજ ખરેખરી કવિત્વરીતિ છે. એ રીતિ તે ભાવદર્શનરીતિ છે. પ્રથમ કહી ગયા તે જ શબ્દમા–ભાવનો ક્રમશઃ ઉલ્લાસ કરવાની, કડીઓમા ઉત્તરોત્તર ભાવનો વેગ બદલાતો બતાવવાની, રસને ઉત્કર્ષ પમાડવાની, અને સર્વ કડીઓ મળી એક કાવ્ય બનાવવાની રીતિ અદ્ભુત કલાનું પરિણામ છે. ભાવદર્શનની રીતિ સર્વ કવિઓમાં એની એ જ નથી હોતી. કુશલ કવિને વખતે પોતાની જ એકથી વધારે રીતિ હોય છે. પણ સર્વ રીતિઓમાં કંઈ વિરલ કૌશલ માલમ પડશે. પ્રસંગને ભાવાનુકૂલ કરી વર્ણવવાની રીતિ, વિભાવ કવિની દૃષ્ટિમા શી રીતે પ્રવિષ્ટ થયો તે દર્શાવવાની રીતિ, ઉદ્દીપન કેમ થયું તે બતાવવાની કે વખતે વ્યંગ્ય રાખવાની રીતિ, સહચારી ભાવ અને અનુભાવ સૂચવવાની કે એ સૂચવ્યા વિના પ્રસંગનું દર્શન આપવાની રીતિ, ભાવને પ્રસંગ પરથી કવિમાં આવતો કે કવિ પરથી પ્રસંગમાં આવતો જણાવવાની રીતિ, ભાવનું દર્શન આપ્યા વિના કવિત્વ ફલિત કરવાની રીતિઃ આવી અનેક રીતિઓ કવિવર્ગને ઇષ્ટ હોય છે. તેમાં પણ શક્તિ પ્રમાણે ઓછું વધતું કૌશલ હોય છે. કેટલાક કવિમાં પોતાની એક જ ભાવદર્શનરીતિ જાળવવાની શક્તિ હોય છે, પણ, તે સર્વદા સંપૂર્ણ હોય છે. કેટલાક કવિની શક્તિ એવી વિરલ હોય છે કે તે જે રીતિ અનુસરે તેમા તેનું કૌશલ સંપૂર્ણ જણાય. રીતિના થોડાં ઉદાહરણ લઈએ.

કુસુમમાળામાં ઘણું ખરૂં એ રીતિ જોવામા આવે છે કે પ્રથમ પ્રસંગ કે વિભાવને ભાવાનુકૂળ વર્ણવી અંતે ભાવનું સ્પષ્ટ દર્શન આપી કવિને સંતુષ્ટ કે અસંતુષ્ટ મૂકી કાવ્ય પૂરૂં કર્યું છે. "વિનીતતા"માં સંધ્યા અને ચંદાની સુન્દરતા અને નમ્રતાનો સહવાસ

વિનીતતાને અનુકૂલ વર્ણવ્યો છે, વિનીતતાનો ભાવ આવા દર્શનથી કવિને ફલિત થયો એવી રચના છે. અન્તે કવિ વિનીતતાવતી સુન્દરતાથી સંતોષ દર્શાવી ભાવદર્શન આપે છે, પોતાને શો અનુભાવ થયો છે તે કહી બતાવે છે. "અનુત્તર પ્રશ્ન" માં કવિ તારા, રજની, ચંદા, મેઘ, વગેરેનું દર્શન જ એવી રીતિથી આપે છે કે તે સર્વ કંઈ અકલિત કંઈ ભાવગર્ભ જણાય. કવિને તે શૂન્યદષ્ટિએ નથી જણાયા પણ કંઈ પ્રેરણામૂળ થાય તેમ જણાયા છે; તે છતા કવિની એ દર્શનથી થતી આકાંક્ષા સફળ નથી થવાની એ ભાવ 'અણગણ તારા,' 'અદ્દભુત તેજ,' 'કારમી દૃષ્ટિ,' 'ગંભીર રજની–અણદીઠી,' વગેરે વર્ણનોથી સૂચિત થતો જાય છે, ઉત્તરોત્તર વધતો જાય છે. અંતે પ્રકટ થાય છે કે એ વિભાવ સર્વ 'મૌન ઊંડું ધરતાં,'

'આ હૃદયમથન પ્રશ્નનો ન કો ઉત્તર વાળે;'—

એ શબ્દોમાં કવિ પોતાનો અનુભાવ સ્પષ્ટ આવિર્ભૂત કરે છે, ભાવનું પ્રત્યક્ષ દર્શન આપે છે, અને

'હા ! કોણ એહવો આહિં સંશય મુજ ટાળે ?'

એમ અસંતોષ બતાવી કાવ્ય સમાપ્ત કરે છે.

પ્રથમ ભાવની અનુકૂલતા અને પછી તેનું દર્શન સ્પષ્ટ રીતે આપવાની આ રીતિ, 'સરોવરમાં ઊભેલો બગ,' 'ગર્જના,' 'મેઘવૃષ્ટિવાળી એક સાઝ,' 'કરેણું' વગેરે ઘણા કાવ્યોમાં છે. એ સર્વમા ભાવદર્શનની એક અનુપમ રીતિ છે. પણ 'અસ્થિર અને સ્થિર પ્રેમ,' 'કર્ત્તવ્ય અને વિલાસ,' એવા થોડાં કાવ્ય બીજી જ વિરલ રીતિમા છે. આ બે કાવ્યમા પ્રસંગનું વર્ણન ઇષ્ટ અને અનિષ્ટ બન્ને ભાવની દૃષ્ટિયે કર્યું છે. કયો ઇષ્ટ છે, કયો ફલિત છે તે સ્પષ્ટ જણાવ્યું નથી. માત્ર કવિયે અસંતુષ્ટ થઈ કાવ્ય પુરૂં નથી કર્યું એ પ્રતીતિ થાય છે, અને તેથી ઇષ્ટ ભાવ એક છે અને તે કયો એ જાણવાનું વાચકને બની શકે છે. કુસુમમાળાની રીતિઓ ભાવદર્શન અત્યંત ગૂઢ ન રહેવા દેવું એટલા અંશમા એક રૂપ છે. એ જ

કવિનાં ' કુલમણિદાસીનો શાપ, ' ' ફુશી પડેલી બાળવિધવા, ' 'અકાલ મરણ, ' વગેરે કાવ્યમાં* કંઈ જુદી જ ભાવદર્શનની રીતિ માલમ પડે છે. સહકારી ભાવનું કંઇક સુગમ્ય દર્શન આપી અનુભાવને વ્યજિત થવા દેવાનો પ્રયત્ન કર્યા વિના અને સંતોષ કે અસંતોષની વૃત્તિ સૂચિત કર્યા વિના એ કાવ્ય સમાપ્ત કર્યા છે. સર્વની રીતિ એક જ નથી પણ કંઈ જુદી જુદી છે. એ કવિના ' ઊંડી રજની ' નામના કાવ્યમાં પ્રસંગનો પ્રવેશ કરાવવાની રીતિ કુસુમમાળાથી કંઈ જુદી જ છે. કુસુમમાળાના ઉપર જણાવેલા તથા 'મધ્ય રાત્રિયે કોયલ, ' ' એક નદી ઉપર અજવાળી મધ્યરાત્રિ, ' વગેરે કાવ્યોમા પ્રસંગને–વિભાવને અનુભવ્યા પછી, તે ભાવમય જણાયા પછી, કવિએ તેનું ચિત્ર આપવા માંડયું છે એવી રીતિ છે. કોયલને ' ટહુકો ' કરતી સાભળી, તેની સાથે પસરી રહેલી શાતિનું નિરીક્ષણ કરી, હૃદયમા ચમત્કાર અનુભવીઃ આ સર્વ એક વાર થઈ ગયા પછી તેનું ભાવોદ્દીપિત ચિત્રથી કવિએ વર્ણન શરૂ કર્યું છે; પ્રસંગ કોયલનો ટહુકો છતાં ' શાત રજની ' પછી તેને દાખલ કર્યો છે. બીજામાં પણ, એક વાર જ્યોત્સ્નાનો વિસ્તાર જોઈ, તેમા જણાતા બનાવોનું દર્શન કરી લઈ, તે સર્વ ભાવમય હશે માટે વર્ણવ્યા છે એવું ભાન થાય એમ વર્ણન શરૂ કર્યું છે. ' ચંદરશું હાસ કરે, ' ' બુરજ ગઢતણા નદીતટ ચોકી કરે, ' આવાં ભાવમય ચિત્ર જે વિભાવના પ્રથમ દર્શન પછી ચિત્તક્ષોભથી થયેલાં તે વિભાવનાં પ્રથમ દર્શનમાં આપ્યા છે. ' ઊંડી રજની ' માં તો ભાવમય કે ભાવહીન જાણ્યા વિના એકદમ પ્રસંગને દાખલ કરી દીધો છે. ઉડી રજનીને કવિએ પ્રથમ દીઠી તેવી જ વાચક આગળ મૂકી દીધી છે. તેની સહચારી સર્વ બિનાઓને પણ કવિએ તે પોતાના દર્શનમા આવતી ગઈ તેમ દાખલ કરી છે. ભાવ અનુભવી રહ્યા પછી વર્ણન

* આ કાવ્યો 'હૃદયવીણા ' નામે રા. નરસિંહરાવના દ્વિતીય કાવ્યસંગ્રહમાં દાખલ થયેલાં છે.

શરૂ કરવાને બદલે જેમ ઊર્મિ થતી જાય તેમ તે પ્રકટ કરતા જવાની રીતિ આ કાવ્યમાં અનુસરી છે.

એક બીજા અદ્‌ભુત કવિ કાન્તના ' ચક્રવાકમિથુન'ની રીતિ વળી જુદી જ છે. આ સર્વાનુભવરસિક કવિની રીતિ એવી છે કે પ્રસંગના ક્રમમા આદિથી અન્ત સુધી એકેએક પ્રસંગને ભાવમય ચિતરવાને બદલે, પ્રથમ સાદો પણ અદ્‌ભુત પ્રસંગ, પછી પ્રસંગથી સ્વતંત્ર ભાવવ્યંજન, પછી પ્રસંગમૂળ ભાવવ્યંજન, પછી પ્રસંગ, એમ વિવિધ વર્ણનથી કાવ્યનો ઉલ્લાસ ક્રમશઃ કરી અંતે ભાવ થોડો સૂચવી બાકીનો ગૂઢ રાખી, ઇષ્ટ અનિષ્ટ સૂચવ્યા વિના સાદા પ્રસંગથી તે પોતાનું કાવ્ય સમાપ્ત કરે છે. તેની રીતિમાં છેલ્લે સ્પષ્ટ ભાવ-દર્શન કે તેથી થતો સંતોષ કદિ આવતા નથી. ' ચક્રવાકમિથુન'મા પ્રથમ સુંદર સૃષ્ટિવર્ણન, પછી તેથી થતા અદ્‌ભુત ધ્વનિ, ચક્રવાક-મિથુનના જીવનનો કંઈ સાદો અને કંઈ ભાવમય ઇતિહાસ, પછી તેમની ભાવપરાયણતા, એમ ઉત્તરોત્તર અંશથી કાવ્ય ઉલ્લાસ પામી, ચક્રવાકમિથુનના ' આ ઐશ્વર્ય ' વિશેના કંઇક ભાવ સૂચવી, અંતે અજ્ઞાત ' ગહનમાં ' 'અન્યથાભાસ દેખતું' ' વેગથી પડતું દંપતી' 'અમિત અવકાશ'મા લીન થઈ જાય છે એ વર્ણનથી કાવ્ય સમાપ્ત થાય છે. કવિનો અંત્ય ભાવ અજ્ઞાત જ રહે છે. એ કવિના ' વસંત-વિજય'મા પણ આવી જ રીતિ છે. ઉપરને મળતી રીતે વિભાવને ઉલ્લાસ પમાડી તેને ભાવદર્શન નજીક આણી, અકસ્માત્ 'જાણું બધું પણ દિસે સ્થિતિ આ નવીન' એમ કંઇક અનુભાવ સૂચવી તે સ્પષ્ટ જાણવા જિજ્ઞાસાથી વાચક સોત્કંઠ તત્પર થાય છે તે વખતે કવિ બીજો અદ્‌ભુત પ્રસંગ આણી 'હજારો વર્ષો એ પણ પછિ હવે તો વહિ ગયાં' એમ કહી ભાવ જણાવવાનો પ્રયત્ન આદર્યા વિના કાવ્ય એકદમ સમાપ્ત કરે છે. આ પણ એક અદ્‌ભુત રીતિ છે.

રા. હરિલાલ હર્ષદરાય ધ્રુવના ' રાત્રિયે દૂર સમુદ્રમાંથી દીવાદાંડીનું દર્શન ' નામના સુંદર કાવ્યમાં વળી બીજી જ રીતિ છે.

પ્રસ્તુત પ્રસંગ કે તદનુકૂલ ભાવની અપેક્ષા વિના જાણે જુદાજ ઉદ્દેશથી કાવ્ય શરૂ કરી તે પ્રસંગને ચાલતા ભાવપ્રવાહમા ભેળી દઈ તે પ્રવાહને પ્રસ્તુત પ્રસંગને બળે અન્ય દિશાએ ધીમે ધીમે દોરી કવિ ફલિત થતા ભાવને સ્વેચ્છાગતિ આપી અદૃશ્ય થઇ જાય છે. એકાએક કાવ્ય સમાપ્ત થયું કે ભાવપ્રવાહ અટકી ગયો એમ કંઈ લાગતુ નથી. ઇષ્ટ ભાવનું દર્શન બીલકુલ આપ્યા વિના કવિ વાચકને અદ્‍ભુતતામાં લીન કરી તેને જાતે ભાવદર્શન કરી લેવા ઉત્સાહ આપી ખશી જાય છે. 'રાત્રી,' 'શાંતિ,' સિંધુ,' 'પવનલહરી,' વગેરે મુખ્ય પ્રસંગ નહિં છતા જાણે તે જ ઉદ્દીપન હોય એમ કાવ્યનો આરંભ થાય છે, એ જ શ્રેણી ચાલુ રહે છે, અકસ્માત્ વિના 'દીવાદાંડી' તે શ્રેણીમાં દાખલ થાય છે. તે શ્રેણીને એ પ્રસ્તુત પ્રસંગ પોતાની ભાવમય સ્થિતિમાં ઉતારે છે અને અંતે ભાવને સ્પષ્ટ કર્યા વિના તે શ્રેણી જાણે કલ્પનામા લીન થઈ જાય છે, વાચકને ભાવદર્શન માટે કલ્પના વાટે ચઢાવી આપી ચાલી જાય છે. એ કવિના 'બે ભિન્ન રાત્રિયોનું દર્શન' નામે કાવ્યમા પણ આને મળતી જ રીતિ છે.

આ દિગ્દર્શનથી સહૃદય વાચનારને જુદી જુદી કવિત્વરીતિઓનાં સ્વરૂપ સમજાશે. એક વિરલ રીતિ વળી એવી છે કે કાવ્યમાં કંઈ રસમયસાર છે એમ બતાવવામાં આવતું જ નથી. ભાવપૃથક્કરણ કરવાનો કંઈ પ્રયત્ન વિચારપૂર્વક થાય છે એમ તો લાગતુંજ નથી. માત્ર પ્રસંગ કે વસ્તુસ્થિતિનું દર્શન આપી ભાવને સૂચનાથી જાણી લેવા માટે અસ્પષ્ટ રાખવામાં આવે છે. આ સરલ સુસાધ્ય દેખાતી રીતિને પાલગ્રેવ "હોમેરિક મેનર" (હોમરની રીતિ) એવું નામ આપે છે. સ્કોટનાં કાવ્યમાં તે મુખ્યત્વે જોવામાં આવે છે. તે સાધારણ વાચનારને રસ વિશેના ઉદ્દેશ વિનાની રસહીન લાગે છે, પણ, તે કવિતાના એક વિરલ વિજયનું સ્વરૂપ છે. પાલગ્રેવ વળી કહે છે કે અન્તર્ભાવનું અન્વેષણ કરી હૃદય અને અન્તરાત્માના ગૂઢ ભાવનું

**દર્શન આપનારી વર્ડ્‌સ્વર્થ અને શેલીની રીતિ કંઈ ઓછી સંપૂર્ણતા-પન્ન નથી.**

આથી જણાશે કે શબ્દરીતિ અને વાકયરીતિ અતિ ગૌણ છે. ખરેખરી રીતિ તો કવિત્વરીતિ છે. એ રીતિને રસના માત્ર આવિર્ભાવ સાથે સંબંધ નથી. રસની ઉત્પત્તિ, કવિતાના ઉલ્લાસ, ભાવના ઉત્તરોત્તર ઉત્કર્ષ, એ સર્વ સાથે એ રીતિ જન્મથી જોડાયેલી છે. તેથી કવિતાની શક્તિ અને કલા એ બન્ને સાથે તેને સંબંધ છે. જ્યા ઉત્તમ કાવ્ય ત્યા એકાદ કવિત્વરીતિ તો હોય જ; શબ્દરીતિ કે વાકયરીતિ તો હોય કે ન હોય. અધમ કાવ્યમા તો આ ગૌણ રીતિઓ જ હોવાની. કવિત્વરીતિ ત્યા ન હોય. કમનસીબે ગુજરાતી ભાષાના ચાલતા સંપ્રદાયમા ઉત્તમ મનાતી કવિતામાં ગૌણ રીતિઓનું મહત્ત્વ બહુ મનાય છે, અને કવિત્વરીતિની અવગણના થાય છે.



૩.

# છન્દ અને પ્રાસ.*

## ( Metre and Rhyme. )

કવિતાના સ્વરૂપના વિમર્શનમાં છન્દ અને પ્રાસ ઉંડી તપાસ કરવા જોગ વિષય છે. છન્દ વિના કવિતા થાય નહિં અને પ્રાસ વિના શોભે નહિં એવો આગ્રહ કારણ દર્શાવ્યા વિના કરવો એ રસતત્ત્વના અન્વેષણને ઉચિત નથી, અને પ્રાસ માટે તો તે ક્ષણભર ટકે એમ નથી, કેમકે સંસ્કૃત વગેરે સર્વ પ્રાચીન ભાષાઓના સાહિત્યમાં પ્રાસ

---

* સને ૧૮૯૫ ના નવેમ્બર-ડીસેમ્બર માસના અને તે પછીના જ્ઞાનસુધામાં પ્રસિદ્ધ થયેલો નિબંધ.

* Rhyme નો બરોબર અર્થ બતાવે એવો શબ્દ સંસ્કૃતમાં નથી. ગુજરાતીમાં એ માટે 'અનુપ્રાસ' શબ્દ વપરાય છે, અને એ શબ્દનો એ અર્થ વ્રજ ભાષામાંથી આવેલો છે. પરંતુ, સંસ્કૃતમાં અનુપ્રાસનો અર્થ જુદો જ થાય છે; જુદા સ્વર છતાં એનો એ વ્યંજન ફરી આવે તેને અલંકારશાસ્ત્રમાં અનુપ્રાસ કહે છે. તેથી સાહિત્યચર્ચામાં આથી બીજા અર્થમાં એ શબ્દ વાપર્યાથી ગરબડ થવાનો સંભવ રહે છે. એના એ શબ્દ કે વર્ણ ફરીને આવે તે માટે સંસ્કૃતમાં 'યમક' શબ્દ છે ખરો, પણ પ્રાકૃત ભાષાઓનો 'અનુપ્રાસ' તે જ 'યમક' નથી. 'સમરના મરનારની સદ્ગતિ' (પૃથુરાજ રાસા), એ યમક કહેવાય, પણ, પ્રાકૃત અનુપ્રાસ ન કહેવાય. યમક માટે 'મરના' વર્ણસંઘાત બે વાર એનો એ ફરી આવવો જોઇએ. (પ્રાકૃત) અનુપ્રાસ માટે ' રના ' પછી ' મના ' આવે તોપણ ચાલે, અને વળી એ અનુપ્રાસ માટે તો એ બે મળતા શબ્દો જુદી જુદી લીટીઓમાં આવવા જોઈએ અને દરેક એક એક લીંટીને છેડે જ આવવો જોઇએ. દરેક લીંટીનો ઉપાંત્ય વ્યંજન અને છેલ્લા બે સ્વરો એના એ આવે અને એવાં બબ્બે લીંટીનાં જોડકાં થાય, એવો જે પ્રાકૃત અનુપ્રાસનો અર્થ છે તે 'યમક'થી ઉદ્દિષ્ટ થતો નથી. યમકમાં એના એ આવતા શબ્દ એક જ લીંટીમાં આવે તો પણ ચાલે, અને લીંટીના આરંભમાં, મધ્યમાં કે અંતમાં તે આવી શકે. સંસ્કૃત 'અનુપ્રાસ'માં પણ એના એ આવતા વ્યંજનો બે

વિનાની જ કવિતા છે. પરંતુ, એવો આગ્રહ ઘણાના મનમાં રહે છે, અને પ્રાસ માટે નહિં તો છન્દ માટે તો તે ઘણો સબળ જણાય છે અને વિદ્વાનોને ઘણે અંશે માન્ય છે એમા સંદેહ નથી. તેથી, કવિતાની ચર્ચાને સંબંધે આ બે અંશોની પરીક્ષા કરવી નિરુપયોગી નથી.

પ્રથમ, છન્દ વિશે વિચાર કરીએ. કવિતાની બહારની આકૃતિ સાથે તેનો સબંધ છે જ. કાવ્યસાહિત્યનો જથો છન્દમા છે, અને ગદ્ય લખાણથી પદ્ય જુદું જણાઇ આવે તે પછી એ પદ્યમાંથી કવિત્વમય, કવિતાના વિષયમાં લેવા જેવું કેટલું તે જોવું એમ સાધારણ રીતે સાહિત્યમા પણ પૃથક્કરણ કરવામા આવે છે એ ખરૂ છે. પરંતુ, એ પદ્ધતિ સંપૂર્ણ અને સૂક્ષ્મ યથાર્થતાવાળી નથી. ગદ્ય રચનામા કવિત્વ હોય કે નહિં અને છે કે નહિં એ શોધ આ પદ્ધતિમા રહી જાય છે, અને એ શોધ કાંઈ અમુખ્ય વિષયની નથી. કવિતા માટે પદ્યરચના અર્થાત્ છન્દમા બન્ધન આવશ્યક છે કે નહિં એ પરીક્ષા કરતાં કવિતાનું તત્ત્વ શામા છે એ પણ કંઇક સમજાશે.

ઐતિહાસિક ક્રમ પર દૃષ્ટિ કરી આરંભ કરીએ. હાલ છે તે બધા છન્દો પ્રાચીન ભાષાઓમાં નહોતા અને તેમા વધારો થઈ શકે છે એ ખરૂં છે.

---

**જુદી લીંટીઓમાં અને લીંટીઓને છેડે આવે એ આવશ્યક નથી. તે માટે, Rhyme માટે 'પ્રાસ' શબ્દ પસંદ કર્યો છે. તે અર્થમાં એ શબ્દ વ્રજદ્વારા વપરાતો આવ્યો છે અને સંસ્કૃતમાં આ શબ્દાલંકારો સંબંધે તેનો ખાસ અર્થ થતો નથી, તેથી ભૂલ થાય તેમ નથી. તે છતાં વધારે યોગ્ય શબ્દ યોજવામાં આવે તો તેનો સ્વીકાર કરવાને હરકત નથી. કદાચ 'અન્ત્ય યમક' ચાલે પણ તે જરા લાંબો છે અને સંપૂર્ણ સંતોષકારક નથી નર્મદાશંકરે પોતાના ' અલંકારપ્રવેશ'માં આ અર્થમાં ' અન્ત્યાનુપ્રાસ ' શબ્દ વાપર્યો છે પણ તે માટે કશો આધાર નથી. ઉપર કહ્યું તેમ આ અર્થમાં ' અનુપ્રાસ ' શબ્દ વાપરી શકાય જ નહિં. 'સરખા સ્વર અથવા સરખા વ્યંજન * * * નું સ્થાપન ' એ અનુપ્રાસની નર્મદાશંકરે આપેલી વ્યાખ્યા જ ખોટી છે. સ્વરનું વૈષમ્ય હોય, સ્વર જુદા હોય, તે છતાં વર્ણના સામ્યથી અનુપ્રાસ બને છે.**

પરંતુ, ઋગ્વેદ સરખા જુનામાં જુના ગ્રન્થમા પણ કવિત્વયુક્ત ભાવ સાથે કોઇક પ્રકારના (ગાયત્રી, ત્રિષ્ટુપ્, વગેરે) છન્દ છે. હાલના કેટલાક છન્દનાં મૂળ ઋગ્વેદમાં માલૂમ પડે છે * અને વેદ પછીના ગ્રન્થોમા પણ વિકાસ પામતા કાચા છન્દો જોવામા આવે છે. પહેલી અને ત્રીજી લીંટીમાં અનિયમિત અનુષ્ટુપ્, ઉપેંદ્રવજ્રા અને શાલિનીનું મિશ્રણ, એવા અપૂર્ણ સ્વરૂપના વૃત્તો વેદ પછીના ગ્રંથોમા જોવામા આવે છે.† અને અમુક માપમા પદ્ય રચવાની આ ઇચ્છા પિંગલના

---

* युवां नरा पश्यमानास आप्यं
प्राचा गव्यंतः पृथुपर्शवो युयुः ।

ऋग्वेद. मंडल ७, सूक्त ८३, मंत्र १.

આ મંત્રની પહેલી લીંટીમાં સાતમો અક્ષર ગુરુ છે તે બદલે લઘુ હોય તો ઉપેન્દ્રવજ્રાનું ચરણ થઈ રહે અને, બીજી લીંટીમાં સાતમો અને અગીઆરમો અક્ષર લઘુ છે તે બદલે ગુરુ હોય અને બારમો અક્ષર ન હોય તો શાલિનીનું ચરણ થઇ રહે, અથવા, છઠ્ઠો, નવમો, અને અગીઆરમો અક્ષર લઘુ છે તે બદલે ગુરુ હોય અને દસમો અક્ષર ગુરુ છે તે બદલે લઘુ હોય તો વૈશ્વદેવી થઈ રહે. અલબત્ત, આ સૂક્તના બધા મંત્રોમાં આવી જ કે એકસરખી જ અક્ષરરચના નથી. સૂક્તનું વૃત્ત જગતી છે.

† न जायते म्रियते वा कदाचिन्
नायं भूत्वा भविता वा न भूयः।
अजो नित्यो शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

भगवद्गीता, अध्याय २, श्लोक २०

આ શ્લોકમાં પહેલી અને ચોથી લીંટીઓ કેટલેક ભાગે ઉપેન્દ્રવજ્રાના અને કેટલેક ભાગે શાલિનીના માપની છે, તથા બીજી અને ત્રીજી લીંટીઓ એકએક અક્ષરની ભૂલ સિવાય શાલિનીના માપની છે. ઉપેન્દ્રવજ્રા છન્દ-

છન્દઃશાસ્ત્રના અનુસરણથી તો નહોતી જ થઈ, કેમકે તે શાસ્ત્ર તે વખતે હતું જ નહિં. શાસ્ત્ર સનિયમ વ્યવસ્થામાં નહોતું આવ્યું તેથી જ શિષ્ટ ગ્રન્થકારોની રચનામાં અનિયમ જોવામા આવે છે. બધા જ્ઞાનવિષયોના શાસ્ત્રમા થયુ તે પ્રમાણે આ શાસ્ત્રમા પણ છન્દોનું અનુસરણ વિસ્તારથી થવા લાગ્યુ અને તેમા ધીમે ધીમે ઉત્કર્ષ થવા લાગ્યો ત્યારે જ પિંગલ સરખા કોઈ મુનિએ નિયમો એકઠા કરી અને તેમા સુધારો વધારો કરી સુવ્યવસ્થા સ્થાપિત કરી. માપમા રચના કરવાની વૃત્તિ આ રીતે નિયમોની આજ્ઞા વિના કવિત્વના ભાવ સાથે કૃત્રિમતા વિના જ ઉદ્‌ભૂત થયેલી જોવામાં આવે છે.

બીજી એક સ્થિતિ લક્ષમા લઇએ. કાવ્યો કેવી રીતે રચવામા આવે છે તે વિશેનું નિરીક્ષણ અને અનુભવ એ જ દર્શાવે છે કે છન્દનું અનુસરણ કવિથી દુષ્કર પ્રયત્ન વિના જ થાય છે. કવિ કલ્પના વડે કાંઈ ઉત્પન્ન કરીને એમ નથી વિચારવા બેસતો કે આને કયા વૃત્તમા મુકું. તેના ભાવ જ પોતાને અનુકૂલ વૃત્ત ખોળી લે છે. અલબત્ત, એમ તો કેટલીક વાર બને છે કે કવિ અનેક વૃત્ત અજમાવી જુએ છે. એક વૃત્તમા એક લીંટી રચી તે નાપસંદ કરી બીજા વૃત્તમાં તે રચવાનો પ્રયત્ન કરે છે, વળી તે છોડી દઈ ત્રીજું વૃત્ત લઈ બેસે છે, અને વળી પાછું આગલું એકાદ વૃત્ત ગ્રહણ કરે છે, અને એમ કરતાં આખરે નિશ્ચિત વૃત્ત પર આવે છે. પરંતુ આ એ જ દર્શાવે છે કે વૃત્તની પસંદગી કવિની ખુશી પર નથી પણ કવિતાની ખુશી પર છે. ઉદ્‌ભૂત થયેલો ભાવ કેવું મૂર્ત રૂપ લેવા રાજી છે તે પૂરેપૂરૂં કવિને પણ સમજાતું નથી. એ ભાવના આવિષ્કારના શબ્દો જેમ કોઈ અજ્ઞાત મનોવ્યાપારથી કવિના સોદ્યોગ પ્રયત્ન વિના નિકળી આવે છે, તેમ તે શબ્દો પણ ભાવાનુ-

---

પરથી વિકાસ પામી ઇન્દ્રવજ્રા, ઉપજાતિ, વંશસ્થવિલ, ઇંદ્રવંશા, વસંતતિલકા, વગેરે છન્દ થયેલા છે, અને શાલિની છન્દ પરથી વિકાસ પામી મન્દાક્રાન્તા, સ્રગ્ધરા, માલિની, વૈશ્વદેવી, મત્તમયૂર, કુસુમિતલતાવેલ્લિતા, વગેરે છન્દ થયેલા છે.

ફેલ રચનામાં પોતાની મેળે ગોઠવાઈ જાય છે. એ રચના તરત હાથ આવી જાય છે ત્યારે કવિ એકદમ પ્રવૃત્ત થાય છે, હાથ આવતાં વાર લાગે છે ત્યારે કવિને વાટ જોવી પડે છે. યોગ્ય છન્દ ન મળ્યાથી કવિને કેટલીક વાર ભાવપ્રદર્શન બંધ રાખવું પડે છે, અન્તરની ઊર્મિ અન્તરમા જ રાખી મુકવી પડે છે. એવું પણ જાણવામા છે. ગુજરાતીમા ભવ્ય પ્રતાપવાળાં કાવ્યો થવા માટે ભવ્ય પ્રતાપવાળા છન્દની કેટલી મહોટી આવશ્યક્તા છે એ સહૃદયવર્ગને અજાણ્યું નથી. રાગધ્વનિ કાવ્ય એક જ વૃત્તમાં હોય છે, રસપ્રવાહની ગતિ બદલાતી હોય ત્યારે જ તેમાં બીજું વૃત્ત દાખલ થાય છે, પરંતુ મહાકાવ્યોમાં અને નાટકોમાં અનેક વૃત્ત દાખલ થાય છે, એ પરથી પણ એ જ જણાય છે કે ભાવની વિવિધતા પ્રમાણે, અને તેના ઓછા વધતા બલ પ્રમાણે વૃત્તમાં ફેરફાર થાય છે, અને કાવ્યમાં એક આખો સયુક્ત ભાવ હોય ત્યારે તેને એક જ વૃત્ત અનુરૂપ થાય છે. કાવ્યરચનાની વેળામાં એક વાર વૃત્ત નક્કી થયા પછી ભાવશ્રેણી એક રહે ત્યા સુધી વિચારો તેમા અનાયાસે ગોઠવાયા જાય છે, પરંતુ લાબાં કાવ્યોમા જુદાજુદા ભાવો અને ભાવયુક્ત ચિત્રો વચ્ચે સંબંધ રચતા ભાવનો અભાવ હોવાથી વૃત્ત આડું થાય છે અને સંબંધ કરવામાં મુશ્કેલી આવે છે; તે પણ આ વાતનું સમર્થન કરે છે કે કવિત્વ હોય ત્યાં વૃત્ત મનોવ્યાપારમાં થતી વિચારક્રિયાને સહેજ તાબે છે, પરંતુ કવિત્વ ન હોય ત્યાં વૃત્ત વિચારશ્રેણીથી અલગ થઈ જાય છે. ઓછા વધતા ભાવના અસ્તિત્વને લીધે જ નાટકમાં છન્દવાળી અને છન્દ વગરની રચનાનું મિશ્રણ થાય છે. પિંગલના નિયમો શીખી કવિત્વની અન્તર્વૃત્તિ વિના પદ્ય રચવાનો પ્રયત્ન કરનારને એનું એ માપ ઠોકર ખવડાવે છે, શબ્દસમૂહમાં રમ્યતા લાવતું નથી અને વાકયરચનાને સરલ ન કરતાં કિલષ્ટ કરે છે, એ વાત પણ છન્દનો કવિતાના સ્વરૂપ અને ઉત્પત્તિ સાથેનો નિકટ આન્તર સંબંધ સૂચવે છે.

વિષયમાં હવે વધારે પ્રવેશ કરી શકીશું. **એચ. બી.** કોટરિલ કહે છે કે, 'સર્વ પ્રકારના યથાર્થ સાહિત્યમાં લેખકના વિચાર અને લેખકની ભાષાનો એવો અન્તરનો દૃઢ સંબંધ હોય છે કે તે તુટી શકતો નથી. તેની ભાષા તે તેના વિચારનું સ્વાભાવિક પરિણામ છે, તેની પોતાની છાયા પેઠે જ ભાષા પણ ખાસ તેની પૃથક્તાવાળી હોય છે, અને સર્વ લેખકોમા કવિને આ વિશેષ રીતે લાગુ પડે છે. કવિ ગીતક્ષમ એવો છન્દ પસંદ કરે છે તેનું કારણ એ છે કે તેનો વિચાર એવી ફરજ પાડે છે, વિચાર પોતે એ જ પ્રકારનો છે." ( એન ઇન્ટ્રોડક્શન ટુ ધ સ્ટડી ઓફ પોએટ્રી. )

ડેવિડ મેસન આ વિષય માટે એક નિયમ દર્શાવે છે તે વિચારી અગાડી વધી શકીશું. તે કહે છે, "માણસનું મન જ્યારે અમુક કોટિ સુધી ઉશ્કેરાયુ હોય છે અથવા અમુક પ્રકારના વ્યાપારમા ગુંથાયુ હોય છે ત્યારે તેના મનની ક્રિયાઓ હમેશ કરતા અસાધારણ રીતે તાલ અથવા વિરામ પ્રમાણે કાલક્રમમા ગોઠવાઈ જાય છે " આ વાતના ઉદાહરણ ડેલાસે આપ્યાં છે તે તે ઉતારી બતાવે છે. "અધ્યયનની લહેરમા આવેલો વિદ્યાર્થી પોતાની ખુરશીમા બેઠો બેઠો આમ તેમ હાલે છે, વક્તા છોકરાને રમવાના ચીચવા જેવો દોલાયમાન થાય છે, શ્વાસોચ્છ્વાસ અને નાડીના ધબકારા મનની વૃત્તિઓ સાથે જોડાયેલા સાફ જણાય છે, ઘડીઆલના ટીકટીક થવાથી મનમા તરંગ ઉત્પન્ન થઈ ચાલી રહે છે, ઘંટના ડંકામા વાણીના શબ્દ હોય એમ મૂર્ખ ધારે છે; આ બધુ આ નિયમની જ સૂચના કરે છે." ( વર્ડસ્વર્થ વગેરે વિશેના નિબંધનો સંગ્રહ ). છોકરાઓ નગારાના અવાજમા અમુક શબ્દ બોલાતા હોય એમ ધારે છે એ છેલ્લાને મળતું ઉદાહરણ પણ ઉમેરીશું.

આ પરથી આટલું સમજાય છે કે અન્તઃક્ષોભનો અથવા આવેશનો આન્દોલન સાથે સંબંધ છે અને તે આન્દોલન તે કેવળ અનિયમિત નથી હોતું પરંતુ અમુક અન્તરે અનુક્રમમાં તેની ગતિ

હોય છે. આવેશમાં શુદ્ધ કવિત્વ સિવાય બીજી વૃત્તિઓનો પણ સમાવેશ થાય છે, અને તે સર્વમાં આ પ્રકારનું આન્દોલન જોવામા આવે છે. ક્રોધાવેશના અને પ્રેમક્ષોભના કમ્પ સુપ્રસિદ્ધ છે. બાહ્ય સ્વરૂપે આ માત્ર શારીરિક કમ્પ જણાય છે, પરંતુ, આવા અન્તઃ-ક્ષોભ સમયે ઉચ્ચારેલી વાણીમાં પણ વાક્યરચના આ આન્દોલન-વાળી માલમ પડે છે.

'સેલિમઃ—શું ? હું ખરેખર રોઉ છું ? એક વિશ્વાસઘાતિનીની વિશ્વાસઘાતકતાથી મ્હારી આંખ્યમાં શું આસુ ?—ફ્રેરિદ ! તું જાણજે કે આ આસુના ટીપાં—આ કોમળ રમણીનેત્રના આસુનાં ટીપાં નથી, આ નિષ્ઠુર વીરહૃદયનો રક્તપાત છે ! વિશ્વાસઘાતિની અશ્રુમતિ ! તું પણ રો—ત્હારો પણ વખત આવી લાગ્યો છે—મ્હારાં આ નિષ્ઠુર રક્તવાળાં આસુ, ત્હારા કલંકિત રક્તપાતની પૂર્વ સૂચના શિવાય બીજું કંઇ જ નથી.' (અશ્રુમતિ નાટક).

સાનુક્રમ આન્દોલન અહીં સ્પષ્ટ જણાઈ આવે છે અને તે પ્રદર્શિત ભાવને અનુકૂલ છે તેટલું જ નહિં પણ તે વિના ભાવ યથાર્થ રીતે પ્રદર્શિત થાય નહિ એમ પણ પ્રતીતિ થાય છે. આવા પ્રસંગોનો સ્વરાનુક્રમ અનિચ્છાપૂર્વક જ રચાયેલો હોય છે અને છન્દોબન્ધમા જે કૃત્રિમતાનો પૂર્વ સંકેત બહારથી જણાય છે તેનો પણ આક્ષેપ અહી થઇ શકે તેમ નથી. તેથી, ત્વરિત ગતિના સાવેગ ભાવકથ-નમા આવી રચના સ્વયંભૂ ઉત્પન્ન થાય છે એ જ અનુમાન નિ-કળશે. જેમ પ્રથમ દર્શાવ્યું તે પ્રમાણે છન્દઃશાસ્ત્ર નિયમિત થયા પહેલાંના સમયના સાહિત્યમા આ પ્રકારનું તાલબન્ધ તરફનું વલણ જોવામાં આવે છે તેમ એ શાસ્ત્ર થયા પછી પણ કવિત્વરચનાના ઉદ્દેશ વિનાની વિશિષ્ટ અન્તર્વેગવાળી ઉક્તિઓમા એવું વલણ નજરે પડે છે. ડેવિડ મેસન કહે છે કે પ્રાચીન ગ્રીક લોકો મહાન વક્તા-ઓના ભાષણોમાંનાં વાક્યોમા ગણનાં માપ ખોળી કહાડતા હતા. કવિતાનું મૂળ પણ આવા પ્રકારના અન્તઃક્ષોભમાં છે. પરંતુ, બીજી

કેટલીક વિશેષતાને લીધે તેનાં આન્દોલન વિશેષ નિયમવાળા, વિલક્ષણ પ્રકારનાં અને ચિરસ્થાયી હોય છે. ઉપર દર્શાવી તેવી જાતની ગદ્યરચનાઓમા રાગ (passion) સાથે સૌન્દર્યનો અંશ બહુ થોડો છે, પરંતુ રાગને ગતિમાન કરનાર એ અંશ છે. કવિતામા બીજી ભાવનાઓ સાથે સૌન્દર્યની ભાવના તત્ત્વભૂત હોય છે અને તેની સફલતા તે એક મુખ્ય ઉદ્દેશ હોય છે. અને, સૌન્દર્યનું નિર્માણ અવયવોના પરસ્પર અન્તર, અનુક્રમ, પ્રમાણ અને આન્દોલન એ ચાર અંશથી થાય છે. જ્યા જ્યા સૌન્દર્યનો અવિર્ભાવ હોય છે ત્યાં બધે આ ઘટના જોવામાં આવે છે. ચિત્રમા તેમ જ મનુષ્યની લાવણ્યયુક્ત શરીર શોભામા અવયવોનો આ જ સંબંધ છે, અને એ વિષયોમાં પ્રકટિત આકૃતિ ગતિ વિનાની જડ છતાં તેમાના અવયવોમા ચિત્ત છેવટ આન્દોલન કલ્પે છે ત્યારે જ સૌન્દર્યનું ભાન સંપૂર્ણતાથી ઉત્પન્ન થાય છે. આ અન્તર, અનુક્રમ, પ્રમાણ અને આન્દોલન સંગીતના સ્વરાવયવોમા પરિપૂર્ણતાથી વ્યાપ્ત થઈ રહે છે. શ્રાવ્ય ગાયનના ધ્વનિમા પરિણામ પામતાં તે માત્ર એટલા જ સ્વરૂપની જુદી અમૂર્ત કલા બની રહે છે. પરંતુ આવી જુદી કલા ન બની હોય ત્યારે પણ કાવ્ય, ચિત્ર, વગેરે મૂર્તિ રચનારી કલાઓમા સૌન્દર્યના વાહક તરીકે સંગીત અંગભૂત હોય છે. ચિત્ર, શિલ્પ, ઇત્યાદિમા માત્ર મૂક સંગીત રમમાણ હોય છે, પરંતુ કવિતાને સ્વરના સાધનની ઘણી જરૂર પડે છે તેથી સૌન્દર્યપ્રાપ્તિ સારૂ તેને સંગીત સાથે ખાસ સંબંધમા જોડાવું પડે છે. જે શ્રાવ્ય ધ્વનિના સંસ્કાર અને આરંભપ્રયત્ન સૌન્દર્યની ઉત્પત્તિ સમયે કારણભૂત હોય છે તે સંગીત એ ખાસ નામની કલાના તેમ જ કવિતાના બન્નેના મૂળમાં હોય છે. કારલાઇલ કહે છે, " જે વિચારે વસ્તુના અન્તરતમ ઉદરમા પ્રવેશ કર્યો હોય છે તે સંગીતશીલ બને છે; એ વિચાર વસ્તુનું છેક અંદરનું રહસ્ય અર્થાત્ તેમા ગુપ્ત રહેલું સ્વરમાધુર્ય શોધી કહાડે છે; જે સંવાદ એ વસ્તુનો આત્મભૂત છે, જેથી તે વસ્તુનો સંદર્ભ ટકી રહે છે, જે વડે તે વસ્તુનું અસ્તિત્વ છે અને જગત્માં હોવાનો હક

છે, તે ખોળી કહાડી એ વિચાર ગીતપરાયણ થાય છે.'

કવિતાના સંગીતમય સંસ્કાર અને સંગીત તરફનું તેનું વલણ આટલા પરથી સમજાશે. પરંતુ કવિતાની રચનામા સંગીત કરતા વિશેષ નિયમ અને વિશેષ બન્ધન છે અને તેનું કારણ એ છે કે કવિતાને મૂર્ત રૂપ લેવું પડે છે. એ મૂર્ત રૂપ તે ઉચ્ચારેલી કે લખેલી શબ્દાવલી નથી (કેમકે સ્વર તો સંગીતમા પણ છે); પણ, કલ્પેલાં તથા પ્રદર્શિત કરેલાં રૂપો, રૂપકો, અલંકારો અને ભાવકથનો તે કવિતાના મૂર્ત રૂપ છે. સંગીત એવા કોઈ પણ રૂપ કલ્પ્યા કે દર્શાવ્યા વિના માત્ર સ્વરમાધુર્યના ધ્વનિથી ચિત્તમા વિશેષ સસ્કાર જાગૃત કરે છે ને સંસ્કારોને અનુરૂપ ભાવો ખોળવામા અને અનુભવવામા ચિત્તને વ્યાપૃત કરે છે અને એ વ્યાપારને પરિણામે જ એ ભાવો ધારણ કરનારા મૂર્ત રૂપોની કંઈ કંઈ ઝાખી કરાવી વિરામ પામે છે. કવિતાનું કર્તવ્ય ભાવપૂર્ણ મૂર્ત રૂપ પ્રકટ કરવાનું છે, મૂર્ત રૂપો દર્શાવી કવિતાને પોતાનું બળ અજમાવવાનું છે, અને તેથી મૂર્તિના ધર્મને અનુસરી કવિતાને પોતાની રચના વિશેષ નિયમિત અને બંધનમય કરવી પડે છે. કવિતાના છન્દમા અને સંગીતના રાગમા આ તફાવત છે. કવિતાના છન્દ ગાયનમા ઉતારી શકાય છે અને સંગીતના રાગની ચીજો અર્થપૂર્ણ તથા કાવ્યમય થઈ શકે છે, અને બન્નેમાં એવી શકયતા આવશ્યક છે. પરંતુ, છન્દ કે રાગ કવિતા રૂપે ગ્રહણ કરવાનો પ્રકાર જુદો છે. અને ગાયનરૂપે અનુભવવાનો પ્રકાર જુદો છે. ગાયનરૂપ સમજવા સારૂ સ્વરાનુક્રમપર મુખ્ય લક્ષ દેવું પડે છે. કવિતારૂપ સમજવા સારૂ માપના અમુક બન્ધન જેટલી સ્વરાનુક્રમપર ગતિ કરી અને તદનુસાર ઉચ્ચાર કરી કે કલ્પી વિશેષ લક્ષ અર્થ અને ભાવ ઉપર દેવું પડે છે. અને તેથી મૂર્ત રૂપની મર્યાદિત ઘટના કવિતાને જાળવવી પડે છે. ભાવ દર્શાવનાર મૂર્ત રૂપો જેમ કવિતામા બન્ધન આણે છે તેમ વળી મૂર્ત રૂપ દર્શાવનાર અર્થ પણ બન્ધન આણનાર એક બીજું

કારણ છે. વાક્યો અર્થવાળાં હોવાં જોઇએ તેથી કવિથી અર્થશૂન્ય મત્ત પ્રલાપ થઈ શકતો નથી અને એ બન્ધન છે,–એમ કહેવાનો આશય નથી; પણ, શબ્દોને અર્થ સાથે ગતિ કરવી પડે છે તેથી નિયમાનુસરણના અભ્યાસમા આવી શબ્દરચના સંગીત કરતાં વધારે પારસ્ફુટ અને ઓછી સૂક્ષ્મ મર્યાદામા ગોઠવાય છે. પુરાતન સાહિત્યના સમયમાં કવિઓ પોતાની રચના ગાઈ સંભળાવાય એવી કરતા અને એ ઉદ્દેશથી પ્રવર્તિત થતા, પછી કાવ્યસાહિત્યમા અનિયમિત છન્દોનો સમય આવ્યો અને આખરે છન્દોના માપ નિશ્ચિત અને નિયમિત થયાંઃ એ ઇતિહાસ પણ કવિતાના આવિર્ભાવના આ સ્વરૂપની વિશેષતા જ દર્શાવે છે. પરંતુ કવિતા રચવામા આ વિશેષતા કવિને પોતાને તો બન્ધન રૂપ નથી જ. **લી હન્ટ** યથાર્થ રીતે કહે છે, "ખરા કવિને છન્દ એ પ્રતિરોધકારક છે જ નહિં, તેને બન્ધન અને મુશ્કેલી કહેવામા આવે છે તે મિથ્યા છે, તે તો સાહાય્યકારક છે. કવિના બીજાં ભાવોદ્દીપન સાથે એ જ મૂળમાથી છન્દ પણ ઉત્પન્ન થાય છે, અને એ ઉદ્દીપનો પર્યાપ્ત તથા સફલ થવા માટે છન્દ આવશ્યક છે. ઊર્ધ્વ ગતિ કરવાનો ધર્મ વહ્નિને પ્રતિરોધક હોય અથવા આ પૃથ્વીની ગોળ આકૃતિ અને સનિયમ વ્યવસ્થા માહે પ્રસરી રહેલી સ્વતંત્રતા અને વિવિધતાની પ્રતિરોધક હોય તો છન્દ કવિની રચનાને પ્રતિરોધક હોય. છન્દનું કવિ પર કંઈ પૂર્ણ સામ્રાજ્ય ચાલતુ નથી. માત્ર એટલું ખરૂ કે બન્નેનું બન્ધન પરસ્પર છે અને કવિનું પણ છન્દ પર સામ્રાજ્ય કંઈ ચાલે છે. પ્રેમી જનો સમાન તે ઉભય રમતમા એક બીજાના શાસનની સામે થાય છે, અને શાસન કરવામા તેમ જ આજ્ઞા પાળવામા તેમને સરખો આનંદ થાય છે." ( ઇમેજિનેશન એન્ડ ફેન્સિ. ) નિયમિત રૂપ જ કવિતાને દૃઢતા, ચિરસ્થાયિતા અને સામર્થ્ય આપે છે. સમજનારના ચિત્તમા કવિતા ઠસી રહે છે, અને જ્યારે અનુકૂળ પ્રસંગ આવે ત્યારે સ્મૃતિવ્યાપારના અને સ્વરના કમ્પ સાથે ફરી ઉત્પન્ન થઈ પ્રત્યક્ષ થાય છે, એ આ તેની છન્દોબદ્ધ નિયમિત આકૃતનું પરિણામ છે.

કોલેરિજ કહે છે, "બીજી સજીવન શક્તિઓ પેઠે કવિતાના તત્ત્વને પણ નિયમોની મર્યાદામાં રહેવું આવશ્યક છે; બીજા કશા સારૂ નહિ તો સૌન્દર્ય સાથે સામર્થ્યનો યોગ કરવા સારૂ એ જરૂરનું છે. આવિર્ભૂત થવા માટે શરીર ગ્રહણ કરવાની તેને જરૂર પડે છે; પરંતુ, જીવતુ શરીર તે તો વ્યવસ્થાવાળું હોય જ; અને વ્યવસ્થા એટલે એ-જ કે સમગ્રમાં અને સમગ્ર સારૂ અવયવોનો સંબંધ થઇ રહે, અને તેથી દરેક અવયવ સાધન પણ થાય અને સિદ્ધિ પણ થાય." (શેકસ-પિયર વિશે ભાષણો.)

અહીં એ લક્ષમા રાખવાનું છે કે કવિતા તે સંગીત નથી અને કવિતાનો પ્રયાસ સંગીત ઉત્પન્ન કરવાનો કે પ્રકટ કરવાનો નથી. કવિત્વના સંસ્કારોની ઉત્પત્તિનો સંગીત સાથેનો સબંધ ઉપર દર્શાવ્યો છે, અને કવિત્વના ભાવપ્રવાહની ગતિ પણ ઉપર સૂચવી તેટલે અંશે સંગીતાનુસારી છે. પરંતુ, રૂપમાં અને સિદ્ધિ માટે વાપરવાની પદ્ધ-તિમા કવિતા સંગીતથી જુદી પડે છે. વિલિયમ બેલાર્સ કહે છે તેમ, "નૃત્ય, અભિનય, સંગીત, બાંધકામ, શિલ્પ, અને ચિત્ર એ સર્વ કલાઓ કવિતાનાં રૂપાન્તર છે અને પદાર્થો ને અધ્યાત્મ વિષ-યના જુદી જુદી જાતના બનાવો પર તેમનો વ્યાપાર થાય છે. પરંતુ, વાણીમય કવિતામાં એ સર્વનો સમાવેશ થાય છે, કોઇ વિશેષ બાહ્ય સાધનની સહાયતા વિના એ કલા પોતાના ભાવ પ્રકટ કરે છે, અને મનુષ્યો પોતાના વિચાર એક બીજાને જણાવવા સારૂ જે સામાન્ય સાધનનો સ્વાભાવિક રીતે ઉપયોગ કરે છે તે જ સાધનનો અર્થાત્ વાણીનો આ કલા પણ ઉપયોગ કરે છે. આ પ્રમાણે વાણીનો આશ્રય કર્યાથી આ કલાને એવું સ્વાતંત્ર્ય અને પ્રકાશનસામર્થ્ય પ્રાપ્ત થાય છે કે તેની કૃતિનો વિસ્તાર મનુષ્યચિત્તના વિસ્તારની સમાન થાય છે." (ધ ફાઇન આર્ટ્સ એન્ડ ધેર યુસિસ.) આ રીતે સિદ્ધ કરવાના ઉદ્દેશ માટેનું સામર્થ્ય વિચારતાં કવિતા કલાઓમા સર્વો-પરિ છે અને સમસ્તવ્યાપ્તિમાં સંગીતથી ભિન્ન છે. થિયોડોર વોટ્સ

કહે છે, "બીજી બધી કલાઓ કરતા સંગીત સાથે કવિતાને વધારે સંબંધ છે. પરંતુ વાણીના માધુર્યની શક્તિ કવિતામા હોય તો બસ છે, અને તેમા સંપૂર્ણ સંગીત વધારાનું છે." આ કારણથી કવિઓ સંગીતમા કુશલ હોવા જોઇએ એ આવશ્યક નથી. વાસ્તવિક રીતે પણ આમ જ જોવામા આવે છે. "શેલી સંગીત માટેના ખરેખરા અનુરાગથી રહિત હતો, રોસેટીને સંગીત પર અરુચિ હતી, સંગીતથી થતી અસર વિશેની કોલેરિજની સમજ સાધારણ અને ઘણી ઝાખી હતી. ડેન્ટી ગાયનકલામા પ્રવીણ હતો." (થિયો-ડોર વોટ્સ. એન્સાયકલોપીડિયા બ્રિટાનિકા–કવિતા વિશે નિબંધ). સંગીતથી આ ભિન્નત્વને લીધે જ કવિતાના છન્દનું વિશેષ અન્વેષણ કરવાની જરૂર પડે છે. છન્દોમય રૂપ કવિતાને સંગીત અને ગદ્ય વચ્ચે એક વિલક્ષણ પદવી અપાવે છે, અને તાલ તથા સ્વરમાધુર્ય સાથે અર્થ, ભાવ, કલ્પના ઇત્યાદિનો એક વ્યક્તિમા સમાસ કરાવે છે, એટલું જ નહિ પણ સંગીત કરતા કંઇ ઓછી મૃદુ પણ ઘણા વધારે પ્રતાપવાળી જે આકૃતિ કવિત્વને અનુકૂલ છે તે તેના આવિર્ભાવ સારૂ હમેશ તૈયાર રાખે છે. આવેશથી થતુ સૌન્દર્ય ઉત્પન્ન કરનારૂ આન્દોલન, સંગીનસંસ્કાર અને સનિયમ વ્યવસ્થા; એ જે છન્દનુ અસ્તિત્વ સ્થાપિત કરનાર મુખ્ય કારણો ગણાવ્યા તે ઉપરાંત વળી એક કારણ એ પણ છે કે કવિતાનું કાર્ય ઉપર કહ્યા તેવા મૂર્ત રૂપો ઉત્પન્ન કરવાનું હોવાથી તે રૂપો શોભે અને દીપે માટે વિશેષ જાતની વાણીની જરૂર પડે છે. કવિતા કુદરતનું અનુકરણ કરે છે પણ તે કેવળ અનુકરણ ન હોતા કલ્પનાથી મિશ્રિત હોય છે, અને કવિની સૃષ્ટિ વિધાતાની સૃષ્ટિના જેવી હોવાના ઉદ્દેશવાળી છતા તેનાથી કંઇક ભિન્ન હોય છે. કવિ આખરે મનુષ્ય છે તેથી વિધાતાના સરખા ઉપાદાન તે વાપરી શકતો નથી. કવિનાં ઉપાદાન ભાવના હોય છે, પ્રકૃતિના નિયમોથી જુદા પ્રકારના કલ્પનાના નિયમોથી કવિની રચના નિયંત્રિત થાય છે. આમાં જે ખામી છે તે

ઢાકવા અને ખુબી છે તે બહાર પાડવા કવિની સૃષ્ટિને કંઇક કૃત્રિમ પણ ખાસ જાતની ચારુતાવાળી વાણીનો આશ્રય કરવાની જરૂર પડે છે. વિલિયમ બેલાર્સ કહે છે કે, "કલાઓમાં કુદરતની પૂરેપૂરી નકલ તો ઇષ્ટ નથી જ. કવિતા પણ કુદરતની બીનાઓનું સત્ય જાળવે છે, પણ એ સત્ય તે આધ્યાત્મિક સત્ય છે અને માત્ર બાહ્ય સામ્ય એટલું બધુ જાળવવાનું નથી. તે માટે એ જરૂરનું છે કે સાધારણ વસ્તુઓ કરતાં વધારે ઉચી પદવીએ કવિતા હોવી જોઇએ. છેક નજીવા વિચાર જણાવવા સારૂ અને છેક રસહીન કામકાજ કરવા સારૂ જે સાધારણ ભાષા વપરાય છે તે જ સાધનનો ઉપયોગ કવિતા કરે છે તેથી કવિત્વવ્યાપારનું જુદું સ્વરૂપ બરોબર જણાઇ આવે એ અતિ આવશ્યક છે. આ સામાન્ય સાધન વાપરવાની પદ્ધતિમા કંઇક ફેરફાર હોવાની જરૂર છે કે ઉચ્ચતર ભાવનાઓનો અધઃપાત ન થાય અને કવિનો ઉદાર વિચાર સામામા યોગ્ય ભાવ ઉત્તેજિત કરવામા નિષ્ફળ ન થાય." અલબત્ત, છન્દમાં એક પ્રકારની કૃત્રિમતા તો છે જ પરંતુ છન્દ તે સંગીત અને સૌન્દર્યનો વાહક છે અને વિશેષતા પરિચ્છિન્ન કરવા માટે આ રીતે આવશ્યક છે. કવિતાનાં ભાવકથન અને વર્ણન જ એવાં પ્રકારનાં હોય છે કે ગદ્યમાં તે કેવળ અનુચિત લાગે. આ વિશે અગાડી જતાં વિચાર કરીશું. હાલ એટલું ધ્યાનમાં રાખવાની જરૂર છે કે છન્દની દેખાતી કૃત્રિમતા આવશ્યક છે અને કવિની પ્રવૃત્તિને બન્ધનકારક નથી. ડેવિડ મેસન કહે છે કે "પ્રથમ વિચાર કર્યા પછી તે છન્દમાં ગોઠવતાં મુશ્કેલી પડે એમ બનતું નથી, કારણ કે વિચાર પહેલેથી કરી મુકેલો હોતો જ નથી પણ આરંભથી છન્દ પ્રમાણે વિચારો નિશ્ચિત થતા જાય છે," તે આટલા જ અર્થમાં ખરૂં છે કે મૂળ ભાવના અથવા કલ્પનાના પોષક તથા સમર્થક વિચારો છન્દ પ્રમાણે રચાય છે. કવિના ચિત્તમાં ઠસેલી ભાવનાના સંસ્કાર જુદા જ કારણોથી બંધાય છે અને છન્દ જોડે તેને કાંઈ પ્રકારનો સંબંધ હોતો નથી. તેમ કવિત્વની ઊર્મિને સમયે એ ભાવનાનું પ્રકાશન વિશેષ આલમ્બન

તથા ઉદ્દીપનને લીધે થાય છે અને તે કાર્યમાં સહાય થનાર કલ્પના પણ ચિત્તવૃત્તિની ખાસ શક્તિને લીધે થાય છે. આ વ્યાપારોને છન્દ જોડે સંબંધ નથી. ઉપર પ્રથમ કહ્યું તેમ આ રીતે કવિત્વ ઉદ્ભૂત થયા પછી તે પ્રકટ થતા પોતાની મેળે અનુકૂળ છન્દ ખોળી લે છે. પરંતુ, કાવ્ય રચતી વેળાએ ભાવના તથા કલ્પનાનો ઉલ્લાસ કરતાં તેના પોષણ તથા સમર્થન માટે વિચારોનો ઉપયોગ કરવામા આવે છે અને આ વિચારો બહુધા આરંભેલા છન્દ પ્રમાણે ઘડાય છે. એ વિચારોમા પણ કવિના અભિપ્રાય કે મતમા છન્દને લીધે ફેરફાર થતો નથી; સત્ય અસત્યનો વિપર્યય થતો નથી. કવિ કોઇક વાર આસ્તિક, કોઇક વાર નાસ્તિક, કોઇક વાર પ્રેમને વિશ્વનું તત્ત્વ માનનાર, કોઇક વાર પ્રેમને મિથ્યા મોહ માનનાર, કોઈક વાર પ્રકૃતિથી બોધ લેનાર અને કોઇક વાર પ્રકૃતિને અર્થહીન ગણનાર થાય, એમ બનતું નથી. પરંતુ બનાવોની કાવ્યાનુરૂપ વ્યાખ્યા આપવામા છન્દને લીધે ફેર પડે છે એટલું જ તાત્પર્ય છે. ઉદાહરણોથી આ વધારે સ્પષ્ટ થશે.

રા. નરસિંહરાવની "કુસુમમાળા" મા 'અસ્થિર અને સ્થિર પ્રેમ' નામના કાવ્યમાં અનિલ અને કળીના સંવાદમાં નીચેની લીટીઓ છે:

'કોમળ કળિ ! તું કા રીસાય ?
તુજ સરિખી નવ દીઠી કય્હાય;
અનેક અનિલો આવી ભમે,
અહિં તુજશું તે રંગે રમે.
નવ તરછોડયો તહે કોઇને;
સૌરભ સહુને દિધું મોહિને.'

કલ્પનાનો પ્રવાહ અહિં સરલ અને અસ્ખલિત છે, અને એક પણ વાક્ય કે વિચાર ક્લિષ્ટ કે કૃત્રિમ નથી. પરંતુ, સહજ વિચાર

કરતાં માલમ પડશે કે વિચારોના રૂપની સાદાઇનું મુખ્ય કારણ ચોપાઇનું વૃત્ત છે. જે કવિ અન્ય સ્થળે પ્રેમની વ્યાખ્યા

'એ સિન્ધુ તો અનંત રહ્યો ઉપકંઠવિના એ,
નિત્યે ગતિ ગંભીર ધરી યોગમ ફેલાએ;'

એવા ઉંડા વચનમા આપે છે તે અહી પ્રેમવ્યવહારનું વર્ણન 'અહિ તુજશું તે રંગે રમે' એવી સાદી અને સરલ ઉક્તિમા પૂરૂ કરે છે તેનું કારણ એ છે કે આ કાવ્યમા તેના વિચાર ટુંકા, લઘુભાર, અને તાલથી અમુક પ્રકારની વૃત્તિનો ધ્વનિ કરનાર વૃતમા ગોઠવાતા આવતા રૂપમા તેને અનુકૂલ થયા છે. 'અસ્થિર અને સ્થિર પ્રેમ'ની કલ્પના માટે એવું સાદું રૂપ આવશ્યક નથી, તેમ એ સાદું રૂપ તેથી વિરોધી પણ નથી. છન્દને ચોપાઇનું માપ આ વિચારોએ લેવડાવ્યું નથી, પણ, 'ઉઝડ કરાડ' માની 'નાજુકડી લાજાળ ગુલાબ કળિ' એ નાના પ્રમાણનું માપ પ્રેર્યું છે, અને માપનો એમ આરંભ થતા ગૌણ વર્ણન માપને અનુકૂલ રૂપમાં જ ઉદ્‌ભૂત થયું છે. 'તુજ સરિખી નવ દીઠી કય્હાંય' એટલામાં જ ચંચલતા અને વંચનાનો ધ્વનિ કર્યો છે તે આ ટુંકા માપના છન્દનું પરિણામ છે, અને અસ્થિર પ્રેમવ્યવહારના પ્રકારોમાંથી 'સૌરભ સહુને દિધું મોહિને' એ પસંદ થયો છે તેનું મુખ્ય કારણ પણ આ માપમાં સમાવાની તેની ક્ષમતા છે. અલબત્ત, ગુલાબની કળીને પવનનો સ્પર્શ થતાં સૌરભદાન યથોચિત છે અને તે મૂળ કલ્પનાને અનુરૂપ જ છે. પરંતુ, આવા પ્રસંગમાં પણ બીજું વૃત્ત હોત તો બીજો કોઈ વિસ્તારી અવયવવાળો અને સંકુલ અર્થવાળો વિભ્રમપ્રકાર દર્શાવાયો હોત અને તે પણ મૂળ કલ્પનાને અનુકૂલ હોત, એટલું જ કહેવાનો આશય છે. પોષક તથા સમર્થક વિચારોનો મૂળ કલ્પના સાથે એવો આન્તર સબન્ધ નથી કે તેમને પણ તેના સરખું જ અમુક રૂપ હોવું જ જોઇએ એમ બને. કવિને સમુદ્ર ગંભીર જણાય કે તરંગમય અને ચંચળ જણાય, સમુદ્ર ગ્રહોની ગતિઓનો મૂક સાક્ષી જણાય કે સૂર્ય તથા ચન્દ્ર સાથે ખેલમાં કુદતો અને

ગર્જતો જણાય, રત્નાકર રૂપે પ્રશસ્ય જણાય કે લવણથી અને તોફા-નથી ભયપ્રદ જણાય; ઇત્યાદિ વિચારો પોષક કે સમર્થક રૂપે કાવ્યોના ગૌણ વર્ણનમાં આવે ત્યારે તેમાના અમુકની પસંદગી જેમ મૂળ ભાવના કે કલ્પનાની વૃત્તિને આધારે હોય છે તેમ કેટલેક અંશે આરં-ભેલા વૃત્તના માપને આધારે પણ હોય છે, અને તે વિચારોનું પ્રકટ રૂપ તો વૃત્તને જ આધારે ઘડાય છે. વિચારોની સત્યાસત્યતાનો એ પ્રશ્ન નથી કેમકે તેમનું તત્ત્વ આવા વ્યાપારમાં બદલાતું નથી. પરંતુ, તેમના સંબંધ અને આવિર્ભાવ વૃત્ત પ્રમાણે રચાય છે. એ જ કવિની કૃતિમાથી બીજાં ઉદાહરણ લઇએ. ચાંદનીમાં દેખાતા નાના વાદળાના "કુસુમમાળા"માં આવા બે ભિન્ન વર્ણન છેઃ

( ૧ )

'શાળાશિ ચાંદનિ વિશે શું કરંતિ સ્નાન
તે રાત્રિ કેહેવી દિસતી હતિ દીપ્તિમાન !
ને શ્યામવર્ણ લઘુખંડ જ મેઘકેરા
ભૂલા પડયા કહિંથિ આવિ નભે ઠરેલા;
દેદીપ્યમાન રજનીમહિં તે જણાય
જે'વાં જ બાળભુતડાં ભુલિ જાતિન્યાય
આવ્યાં નિષિદ્ધ સ્થળમાં તજિ અંધકાર,
ને વિસ્મયે ઠરિ રહ્યાં સ્થિર તેહ ઠાર.'

( ૨ )

'નીતરી રહિ ધોળિ વાદળિ વ્યોમમાં પથરાઇ આ,
ને ચાંદની ઝીણી ફિકી વરશી રહી શી સહુ દિશા !

* * * * * * *

નગર બધું આ શાન્ત સૂતું, ચાંદની પણ અહિં સુતી,
ને વાદળીઓ ચપળ તે પણ આ સમે નવ જાગતી.'

આ વર્ણનોમાં ભાવોદ્દીપન કરનાર પ્રસંગોને લીધે તથા તત્કાલની કવિની વૃત્તિઓને લીધે થયેલો ફેર છે જ. પ્રથમ પદ્યમાં મેઘખંડ શ્યામવર્ણ હોવાથી તેને 'બાળભુતડાં' ની ઉપમા ઉચિત થઈ છે, બીજામાં તે ધોળા હોવાથી ચાંદની જોડે 'વ્યોમમા પથરાઇ' રહેવાની કલ્પના ઉદ્‌ભૂત થઇ છે. આ બધો તફાવત પદ્યોના વૃત્તથી સ્વતંત્ર છે અને વિવક્ષિત ભાવને અનુરૂપ છે તથા કેટલેક અંશે તે ભાવથી ઉત્પન્ન થયેલો પણ છે. તથાપિ, આ બધું બાદ કરતા પણ વૃત્તોને લીધે થયેલી વિવિધતા પણ જણાઇ આવે છે. પહેલા પદ્યની છેલ્લી લીટીમા સ્થિર રહેલા મેઘખંડનું જે દર્શન આપ્યુ છે તે પદ્યનો પ્રવર્તમાન છન્દ હરિગીત હોત તો ન જ કલ્પાત અને બીજા પદ્યની છેલ્લી લીટીમાં જે એ જ સ્થિતિનું વર્ણન છે તે વસંતતિલકામાં ઉદ્‌ભૂત ન જ થાત. 'દીપ્તિમાન' અને 'દેદીપ્યમાન' શબ્દો હરિગીતના માપમાં પણ આવી શકે એવા છે. પરંતુ, તેમના ઘોષમાં જે પ્રભાવ છે અને અર્થમાં નયનોને ભરી નાખતો જે પ્રકાશ છે તે લહરીમા ગતિ કરતા હરિગીતને એવા પ્રતિકૂલ છે કે મૂળ કલ્પના ગમે તે હોય તોપણ એ શબ્દોના અર્થવાળા વિચાર અકૃત્રિમ વૃત્તિને અનુસરી પદ્ય યોજનાર કોઇ કવિને હરિગીત છન્દમાં ખલ કરવાની સ્પૃહા થાય જ નહિં.

એક બીજા કવિની કૃતિમાંથી ઉદાહરણ લઇએ. રા. મણિશંકરના 'તવિજય' માં ઘડી ઘડી વૃત્ત બદલાય છે તે આ પ્રમાણે વૃત્તાધીન ન થવા દેવું ઇષ્ટ જણાયાથી કરવું પડેલું છે.

નિહાળી નૃપને રાજ્ઞી જરા ગાતાં રહી ગઈ;
રે! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઈ!'

"। ।!–આહા!–સહન મુજથી આ નથિ થતું,
નહીં તપફલ ભલે એ સહુ જતું;
ચલાવી ર સ્વરની રમ્ય સરિતા,
છટાથી હું કયમ રાખે નિયમિતા!"

'વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો;
અપૂર્વ ધ્વનિથી છેક મદોન્મત્ત થયો હતો.'

આ હૃદયંગમ વર્ણનની અદ્ભુતતા વૃત્ત બદલ્યાથી જ જળવાઈ છે એમ તરત માલમ પડે છે. પ્રથમના **અ**નુષ્ટુપ્ના ઉત્તરાર્ધમાં જે સ્થિતિ દૃષ્ટિગોચર કરી છે તે એથી લાંબા માપના વૃત્તમા એવા ચમત્કારથી સૂચિત ન થઈ શકત. તેમ જ **શિ**ખરિણીમાં જે કથન છે તે **અ**નુષ્ટુપ્ ચાલુ રાખ્યાથી સંપૂર્ણ રીતે ન જ આપી શકાત. વળિ, બીજા **અ**નુષ્ટુપ્નું ઉત્તરાર્ધ **શિ**ખરિણીમા 'થયો તે ઉન્મત્ત પ્રબલ જ અપૂર્વ ધ્વનિ થકી' એવા કોઈ રૂપમાં આપી શકાત, પરંતુ **અ**નુષ્ટુપ્ની ઋજુતામાં જે સામર્થ્ય છે તે એમા સિદ્ધ થઈ શકત નહિં, તથા 'અધિકાર ગયો હતો' પછી તરત જ થોડે અંતરે 'મદોન્મત્ત થયો હતો' આવવાથી થતો હેતુપરિણામના પૌર્વાપર્યનો ધ્વનિ એ છંદમા એવી ત્વરાથી ઉદિત થાત નહિં.

આ કવિના '**ચ**ક્રવાકમિથુન' કાવ્યમા પણ છન્દોની આવી રચના છે. તેમાં સહુથી વધારે હૃદયગ્રાહી લીંટીઓ ચક્રવાકીની આ ઉક્તિમા છે:

'પાષાણોમાં નહિં નહિં હવે આપણે નાથ રે'વું,
શાને આવું—નહિં નહિંજ રે આપણે હાય રહેવું,
ચાલો એવા સ્થલ મહિં વસે સૂર્ય જેમા સદૈવ,
આનાથી કૈ અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ.'

આ વચનો એ કાવ્યમાં બીજાં વૃત્ત **અ**નુષ્ટુપ્ (ચ)ક્રવાક લંબિત છે તેમાં તો આવી અસર ન જ કરી શકત. ર્તામાં આ ઉક્તિનો ઉત્તર વચમા બીજાં વૃત્ત જતાં પાછો આપે છે કે ..,

'લાબા છે જ્યાં દિન પ્રિય સખી રાત્રીઃ'
આ ઐશ્વર્યે પ્રણયસુખની હાય

તે તરત વિચારોના રૂપના પ્રથમના સંસ્કાર જાગૃત કરી બન્ને ઉક્તિઓનું અનુસંધાન કરી દે છે.

આ વૃત્તપરિવર્તન કંઈ સદૈવ આવશ્યક નથી તેમ એક જ વૃત્તમા કાવ્ય હોવાથી કવિત્વ દૂષિત થાય છે એમ કહેવાનો પણ આશય નથી. વળી, મૂળ ભાવના અને કલ્પના સર્વ વિચારોને પ્રેરે છે એ પ્રથમ કહ્યું જ છે. પરંતુ, કવિતાના પ્રકાર વૃત્તોના સંબંધમા જુદી પદ્ધતિઓ દાખલ કરાવે છે, એ આ ભેદનું એક કારણ જણાય છે. સ્વાનુભવરસિક કવિતામા એક ભાવ સર્વવ્યાપી હોવાથી તેને ઘણું ખરૂ એક જ વૃત્ત અનુકૂળ હોય છે, સર્વાનુભવરસિક કવિતામા અનેક ભાવો પ્રવર્તમાન હોવાથી અને તે ભાવોની સંધિ ઓછા વધતા કવિત્વવાળી હોવાથી તેમા અનેક વૃત્તોના પરિવર્તન આવશ્યક થાય છે. નાટકોમા જુદા જુદાં વૃત્તોના નિબંધન તથા પદ્યસાથે ગદ્યનું મિશ્રણ હોય છે તે આ જ વાતનું સમર્થન કરે છે. રા. નરસિંહરાવના સર્વાનુભવરસિક વર્ણના કાવ્યોમાં ઉપરનાં જેવા વૃત્તપરિવર્તન જોવામા આવે છે તે પણ આ જ સૂચવે છે. સ્વાનુભવરસિક કે સંગીત કાવ્યોમાં પણ ભાવના સહસા સ્ફુરણ, વિરામ, કે ગતિ દર્શાવવા સારૂ આવી વિવિધતા દાખલ કરવામાં આવે છે. દયારામની સુંદર ગરબીઓમાં વચ્ચે વચ્ચે કોઈ સ્થળે સાખીઓ જોવામાં આવે છે. અને ‘ કામણ દીસે છે અલબેલા તારી આંખમાં રે ’ ઇત્યાદિ ચાલમાં જુદા જુદા માપની ભંગિઓ જોવામાં આવે છે તે વૈચિત્ર્યથી પણ આ જ પ્રયોજન સિદ્ધ થાય છે. એ વૈચિત્ર્યમાં સંગીતની જે અસર છે તેનો હેતુ પણ આનાથી ભિન્ન નથી.

આ સર્વ લક્ષમા લેતાં જણાશે કે છન્દમાં એવા પ્રકારની કૃત્રિમતા નથી કે તેથી તેમાંના ભાવકથન અને વિચારોદ્દેશ અસ્વાભાવિક થાય. છન્દઃક્ષમ વિચારો અને ભાવો જ છન્દમાં મુકાય છે, અને છન્દ વિના તેમની ઉક્તિ યોગ્ય રીતે થઈ શકતી જ નથી. જે ઉંચી પંક્તિનાં કાવ્ય લઈ વિચારી જોઇશું તે માટે આ જ પ્રતીતિ થશે.

'મોહ ફંદ માંડિ, જાય ક્યાં ઉડી તું?
તજી ડાળ, પંખિ બાળ છે હજી તું!
કાલું કિલકિલાટ ગાન સાજ વા'ણે'
વિવિધ વરણ, મેઘશરણ કો ન માણે!?'

'તે વાદળી સળકિ! વીજળિ શી ઝબૂકી—
કાપી કુળી કદળિ પાછિ ઘને શું ઝૂકી!?!
તે ઊઘડ્યે સહજ નેત્ર કટાક્ષબાણ,
કોરી હૃદે કમળ પાછું વળ્યુ અજાણ!'

"ઘુ ઘૂ ઘૂ ઘૂ ઘુઘવૂતી! ગહનગિરિ, ગુફા, કાનને ગાજિ ઊઠે!
પ્હાડોએ ત્રા'ડ તોડી ગગન ઘુમિ જતાં, આભના ગાભ છૂટે!
ઊભી છે પિંગળા શી ચટપટિત સટા! પુચ્છ શું વીજ વીંઝે'
સ્વારી એ કેસરીની! ત્રિભુવનજયિની ચંડિકા એથી રીઝે!"

('કુંજવિહાર.' રા. હરિલાલ કૃત).

કોણ કહી શકશે કે આ રસિક કાવ્યોની ભાષા કૃત્રિમ છે, કે છન્દને લીધે ભાવપ્રદર્શન અસમર્થ થયું છે અને વિચારો ગદ્યમાં હોત તો તે વધારે સુંદર અથવા સરલ થાત? ચિત્તવ્યાપારના આવા આવિર્ભાવ તો છન્દમાં જ થાય અને છન્દમાં જ શોભે એમ કોને ખાતરી થયા વિના રહેશે?

કવિતાની ભાષા છન્દ છે એ ખરૂં છે પણ તે સાથે એ યાદ રાખવું જોઇએ કે તે કવિતાની જ—રમણીય ચમત્કારવાળા ઉદ્દીપિત ભાવની જ—ભાષા છે. જે વિષયો ભાવોદ્દીપનના અને રમણીયતાના ચમત્કારના નથી તેમના પ્રકટીકરણ માટે છન્દ નથી. વ્યાકરણ, ભૂગોળ, ગણિત, વગેરે વિષયોને છન્દમાં મુક્યાથી કવિતા બનતી નથી, કેમકે કવિતા પોતાની જોડે છન્દને લાવે છે—છન્દ પોતાની જોડે કવિતાને લાવતો નથી.

"ઇરાન, હિંદુસ્તાન ને, સિયામ, અર્બસ્તાન;
બ્રહ્મ, ચીન, જાપાન ને, રૂશિયા, તુર્કસ્તાન."

"કહું મરાઠારાય, શિવાજી ને શંભાજી;
વળતી રાજારામ, પછીથી થયો શિવાજી."

"એ. બી. સી. ડી. ઈ. એફ., જી. એચ. આઇ. જે. જાણુ;
કે. એલ. ને એમ. પછિ, એન. ઓ. પિ. ક્યુ. આણુ.
આર. એસ. ટી. યુ. વી. ને, ડબલ્યુ. વળતી એક્ષ;
વાઇ. જેડ. મુળાક્ષરો, ઇંગ્રેજી આ પેખ."

(મોહનવાણી ઉર્ફે મોહનકાવ્યદોહન).

આ લીંટીઓને કવિતા કહેવાથી કવિતાનું અપમાન જ થાય છે. પરંતુ, કવિતાની છંદોમય વાણી પણ આવા નિબંધનોને આપવી ઘટતી નથી. કેમકે છન્દનો એથી અધઃપાત જ થાય છે અને છન્દ રમણીયતા તથા ભાવનો જ હમેશ સહગામી નથી હોતો એમ આભાસ થાય છે. સ્મૃતિને આવા પદ્યનિબન્ધનોથી સહાયતા થઈ શકે છે એટલો જ તેમનો બચાવ છે, પરંતુ, શિક્ષણપદ્ધતિમા અને જ્ઞાનસંપાદનમા પદ્યની સહાયતા વિના સ્મૃતિનો જે અનેકશઃ વ્યાપાર થાય છે તે દર્શાવે છે કે એ પ્રયોજન સારૂ પણ આ પ્રયાસ નિરર્થક છે. છન્દથી આવા વિષયમાં કોઈ પ્રકારની સુન્દરતા નથી આવતી એ તો ઉપરના જેવી લીંટીઓ એક વાર વાંચ્યાથી જ ખાતરી થાય છે. સુન્દર આકૃતિના વસ્ત્રાભૂષણ વિરૂપ આકૃતિઓને શોભતા નથી, તથા સજીવ પદાર્થોની અલંકૃતિ જડ પદાર્થો પર આરોપિત કરતા રસિકતાનો આઘાત થાય છે; અને, મંડનસામગ્રીની આ રીતે અસ્થાને યોજના કરવાથી મંડનની, મંડનસામગ્રીની, અને મંડનસામગ્રીના યોગ્ય પાત્રની ગણના હલકી થાય છે અને ઉન્નત પદનો ભ્રંશ કરવાનો પ્રયત્ન થયેલો લાગે છે. પદાર્થવિજ્ઞાન, ઇતિહાસ, ન્યાય, તત્ત્વચિંતન, ધર્મવિચાર, ઇત્યાદિ ઉંચી પંક્તિના જ્ઞાનવિષયોની ચર્ચા પણ કવિતાને

યોગ્ય નથી, કેમકે એ ચર્ચામાં સામાન્ય સારનું અન્વેષણ અને અમૂર્ત તર્કનું અનુસરણ થાય છે, અને, કવિતા વિશેષ વ્યક્તિઓ અને મૂર્ત જીવનો તથા વ્યવસ્થાઓ ખોળવાનો તથા દર્શાવવાનો પ્રયાસ કરે છે. ઉપરના જ્ઞાનવિષયોમાંથી પણ સૃષ્ટિલીલા, શૂરજીવન, ભક્તિ, વગેરે ભાવના સ્થાનો જુદા પડે છે ત્યારે તે સામાન્યમાથી વિશેષમાં આવી કવિતાના પ્રદેશમા આવે છે. જ્ઞાનની ગહનતા અને પ્રકૃષ્ટતા ગમે તેટલી છતાં જ્યા સુધી તેનું રસમય રૂપાન્તર થયું ન હોય ત્યાં સુધી શુષ્ક રૂપે તે કવિતાને યોગ્ય થઈ શકતું નથી, અને તેથી એવી શુષ્ક ચર્ચા છન્દોમય વાણીમાં પણ મુકવી યોગ્ય નથી. આ રીતે, આખું વનસ્પતિશાસ્ત્ર છન્દમાં પ્રકટ કરવું વ્યર્થ અને અયોગ્ય છે, પરંતુ એક પર્ણના રંગથી કે એક તૃણની મૃદુતાથી ઉત્પન્ન થતા ભાવ છન્દમા રચવા યોગ્ય છે; અનંતકાલમાં આત્માની શક્તિ તથા અવસ્થા શી છે તથા તે શી રીતે સમજાય એ ચર્ચા છન્દને યોગ્ય નથી, પરંતુ દેહની વિનશ્વરતા વિશે કે પરકાલ વિશે આત્માને એક ક્ષણે થઈ આવેલી ઊર્મિ છન્દમા વર્ણવવી યોગ્ય છે. ઉતરતી પંક્તિના વિષયોમાં પણ એ જ પ્રમાણે ચર્ચા ગમે તેવી ઉપદેશ આપનારી હોય, વાર્તા ગમે તેવી રમુજવાળી હોય કે વાક્ય રચનામા ગમે તેવી ચતુરાઈ હોય તો પણ અદ્‌ભુત ભાવનું ઉદ્દીપન ન હોય ત્યા સુધી એ સર્વ વિષયો જેમ કવિતાને લાયક નથી તેમ છન્દને પણ લાયક નથી. ઉદાહરણો લઈ વિચાર કરીએ.

"નાતમાં જમવાની વખત થઈ અને બ્રાહ્મણો ભરાવા લાગ્યા. કેટલાક નાહ્યા અને કેટલાકે સોળાં પહેર્યા. પછી જગા રાખીને બેઠા. * * * જમતા જમતાં કેટલાક પાણી પીતા હતા અને કેટલાક પેટ પર હાથ ફેરવતા હતા. જેને જે જોઇયે તે તે માગતા હતા અને કેટલાક રસોઈ વખાણતા હતા."

કોણ કહેશે કે આ વર્ણન કવિતાને યોગ્ય છે? કવિતાની રસિકતા, વિરલતા અને ઉન્નતિનો સમૂળગો નાશ કરવાને એવો

કોણ તત્પર છે કે જે આ વાક્યોને રસમય કે ભાવપૂર્ણ ગણશે ? તો શું છન્દમા મુકયાથી આ વર્ણન કવિત્વમય બની જશે ?

' વખત જમવાતણી નાત કેરી થઇ, ભટ ભરાવા ભટોભટ્ટ લાગ્યા;
કૈંક નાહ્યા અને કૈંક શોળે થયા, રાખિ બેઠા પછી સર્વ જાગા.
* * * * * * * * *
કૈંક ઢચક ઢચક પાણી પ્રીતેથી પીએ, ફેરવે પેટપર હાથ કોઈ;
માગતા જાય છે જોઇતું જેહને, કે વખાણે બનેલી રસોઇ '

( કાવ્યકૌસ્તુભ. ભાગ ૨ જો. )

ઉપર જેનો અર્થ ગદ્યમા કર્યો છે તે મૂળ વર્ણન ઝુલણાછંદમા આ રીતે મુકેલું છે, તો શું જે વિચારો જાતે આન્દોલન પામી છન્દનું માપ ગ્રહણ ન કરે તેમને બળ કરી એવા માપમા મુકયાથી અને 'ભટ ભરાવા ભટોભટ્ટ' વગેરે અનુપ્રાસ ગોઠવ્યાથી તે છન્દને યોગ્ય થશે કે છન્દ તેમને યોગ્ય થશે ? છન્દને શું મનોહરતાનો કંઈ અધિકાર છે જ નહિં ? એક બીજું ઉદાહરણ લઇએ:

" એક ચંપાવતી કરીને નગર હતું, ત્યા ચંપકસેન નામે રાજા હતો. તેને પુષ્પાવતી નામે પટરાણી હતી અને પુષ્પસેન નામે છોકરો હતો. * * * તે છોકરો બાર વર્ષનો થયો ત્યારે એક વખત ઘોડે બેસીને ફરવા નિકળ્યો "

આવી વાર્તા ગદ્યમા કહેવામા હરકત નથી અને રમુજ ઉપરાત તેમાં કલ્પનાનો કંઈ સહેજસાજ પ્રભાવ આવતો હોય તો એ વાર્તા સાહિત્યમા ભલે દાખલ થાય. પરંતુ, એવી વાર્તાને પદ્યમા મુકી તે કવિતા છે એવી ભ્રાન્તિ કરાવવાથી શું સાર્થકય છે ? કવિતાની અલૌકિકતા શું કહાણીઓ કહેવામાં ગુમાવી દેવાની છે ? અને આ વાર્તાને

' નગર એક ચંપાવતી, ચંપકસેન રાજન;
પટરાણી પુષ્પાવતી, (તેને) પુષ્પસેન એક તન.
* * * * * * *

દ્વાદશ વર્ષનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર,
હયે બેશીને સંચર્યો, જાણે બાવન વીર.'
(પદ્માવતીની વાર્તા. સામળભટ્ટ કૃત).

આવી રીતે છન્દમાં મુક્યાથી શું સુન્દર કાવ્ય થાય છે કે છન્દને શોભા મળે છે? 'ધનુર્વિદ્યાનો ધીર,' 'જાણે બાવન વીર' એવા સાધારણ વાતચીતની ભાષાથી કંઇક ચઢીઆતાં વાકયો વચ્ચે સ્થળે સ્થળે મુકયાથી પણ મૂળ વાર્તા કવિત્વપૂર્ણ બનતી નથી. વિચારોમાં સંગીતમય સંસ્કાર અને સંગીત તરફ વલણ હોય તો જ તે છન્દમાં મુકવા યોગ્ય હોય છે એ નિયમ લક્ષમા ન રાખ્યાથી આવા મિથ્યા પ્રયાસ કરવામા આવે છે. વિચારો સંગીતક્ષમ હોય છે ને નથી હોતા એ ભેદનુ અસ્તિત્વ જાણવું અઘરૂ નથી.

"ખેડુત પોતાના ઘઉં પોતાને જોઇતી બીજી ચીજો લેવા સારૂ વેચે છે. હવે જો આ ચીજોનો અનુત્પાદક વ્યય થતો હોય તો બરોબર તેમના મૂલ્ય જેટલી રકમ દેશની મુડીમાંથી ઓછી થશે, જો તેમનો ઉત્પાદક વ્યય થાય તો દેશની મુડી વધે છે."

"જ્યારે પ્રેમ વ્યાપે છે ત્યારે સર્વે નિયમો દૂર જતા રહે છે. જેને નિદ્રા આવી હોય તે ઉત્તર શી રીતે આપે? * * જ્યા ચિત્ત ચહોટ્યું હોય ત્યાથી સુખ થાય છે. અગ્નિમા શો સ્વાદ છે કે ચકોર તે ભાવથી ખાય છે?"

આ બેમાથી કયી વિચારશ્રેણીનું છન્દ તરફ વલણ છે, કયી સંગીતાનુકૂલ છે અને કયી છન્દમા મુકવાને કેવળ અયોગ્ય છે તે તરત સમજાય તેમ છે. પહેલા લેખના વાકય "અર્થશાસ્ત્રના મૂળતત્ત્વો" માથી ઉતાર્યા છે અને બીજો લેખ દયારામના 'પ્રેમપરીક્ષા' કાવ્યમાથી નીચેની લીટીઓનું ગદ્ય કરી ઉતાર્યો છે:

'નીમ સરવે નાસેરે, જ્યારે પ્રેમ તે વ્યાપે,
નિદ્રા જેને આવેરે તે ઉત્તર કેમ આપે.
* * * * * *

જેનું ચિત્ત જ્યાંહાં ચોટુંરે, તેને તેથી સુખ થાયે;
શો છે સ્વાદ અગ્નીમારે, ચકોર ભાવે ખાયે.'

આ બધા પરથી સમજાશે કે છન્દમા જે કૃત્રિમતા છે તે એટલી જ છે કે સાધારણ સંભાષણમા એવી વાક્યરચના વપરાતી નથીઃ પરંતુ, જે ભાવો અને વિચારો છન્દમાં મુકવામાં આવે છે તે સાધારણ સંભાષણના વિષય જ નથી, ચિત્તની સાધારણ વ્યાવહારિક કે સહેજ રંજનમાં ગુંથાયેલી અવસ્થામાં એ ભાવો અને વિચારોનો ઉદ્‌ભવ થતો જ નથી. વિશેષ આવેશ અને વિશેષ સૌન્દર્યદર્શનને સમયે જે ભાવો તથા વિચારો ઉદ્દીપ્ત થાય છે તેમને સાધારણ સંભાષણની ભાષા ઉચિત થતી જ નથી, એવી ભાષામાં તે શોભતા નથી અને ઇષ્ટ અર્થ પ્રકટ કરી શકતા નથી. વળી, જે સ્વયંભૂ વૃત્તિમાં તેમની ઉત્પત્તિ થાય છે તે જ વૃત્તિ તેમની છન્દોમય રચના સ્વાભાવિક પ્રેરણાથી ઉપજાવે છે. અર્થાત્ કવિતાને છન્દ કે પદ્ય એ જ સ્વાભાવિક રચના છે અને ગદ્યમા તે કૃત્રિમ થઈ પડે છે. છન્દમાં કવિતા રચવાની રૂઢિ છે અને તેથી પ્રથમ કવિતા રચનારને એ કૃત્રિમતા જ લાગવી જોઇએ એમ કદિ કહેવામાં આવશે. પરંતુ, એ રૂઢિનું મૂળ વસ્તુતત્ત્વમા છે, સાહિત્યના સંકેતમાં કે કોઇની અનિયંત્રિત સ્વેચ્છામાં નથી. કવિતાનો અને છન્દનો ઉપર દર્શાવેલો સંબંધ આ સ્પષ્ટ કરે છે. તેમ જ મનુષ્યજાતિમા જ્યા કાવ્ય થયા છે ત્યાં છન્દમાં પ્રવૃત્તિ થઈ છે તે વાત આનું સમર્થન કરે છે. કવિતા છન્દમાં કરવાની રૂઢિ કવિને પોતા તરફ આકર્ષે છે તે પોતાની પદ્ધતિમાં રહેલા ચમત્કારોત્પાદન ગુણથી, બલાત્કારથી નહિં. હઠ કે બલ હોય તો સ્વયંભૂ વૃત્તિને અનુસરનાર પ્રવૃત્તિ કરી શકે જ નહિ. છન્દમાં કવિતા વાંચ્યાથી સંગીતક્ષમતાના અને મનોહરતાના સંસ્કાર ચિત્તમાં સ્થાપિત થાય છે તે જ જાગૃત થઈ કવિને છન્દમાં રચના કરવા તરફ પ્રેરે છે. કાવ્યમાંનાં વર્ણન વાંચતાં રસવિમુખ જનોને છન્દ અન્તરાયરૂપ લાગે છે અને રસાભ્યાસીને છન્દ આકર્ષક લાગે છે તે એ

જ બતાવે છે કે છન્દ રૂઢ છતાં રમણીયતાના આન્તર ગુણથી પોતાનો સ્વીકાર કરાવે છે, સંપ્રદાયના બલથી નહિં. કલાવિધાનની આવી રૂઢિ વિધાયકના સ્વાતંત્ર્યની વિરોધી નથી તે સંબંધમા મહાકવિ શેક્સપિયરના છન્દની ચર્ચા કરતા એડ્વર્ડ ડાઉડન કહે છે: " પ્રથમ જ્યારે સાધારણ વ્યવહારના બનાવો કરતાં કંઇક ઉચ્ચતર જીવન અનુભવવાનો આપણે નિશ્ચય કરીએ છીએ ત્યારે નિયમો અને વિધિઓની વ્યવસ્થાને આપણે તાબે થઈએ છીએ તે ઠીક કરીએ છીએ; એઓનું અશિથિલતાથી અનુસરણ કર્યાથી જે ભાવનાપૂર્ણતાની આપણા જીવનને જરૂર છે તે આપણને કેટલેક અંશે મળે તેમ છે. પરંતુ યોગ્ય વખત આવે આપણે એ વિધિસારસંગ્રહના અને આધ્યાત્મિક અભ્યાસની શિક્ષાના પુસ્તકો તથા નિયમો અને નિયંત્રણો નાખી દઇએ છીએ. આપણા સત્ત્વ ઉપર વધારે ઉંડી વ્યવસ્થાનું સામ્રાજ્ય થાય છે અને તેમાં પ્રથમના ઓછા વિસ્તારવાળી વ્યવસ્થાનો સમાવેશ થઈ જાય છે; આપણા જીવનનુ તાલાનુગતત્વ વધારે વિશાલ સ્વરસંગ પ્રાપ્ત કરે છે, ગતિ અબદ્ધ થાય છે અને તે છતાં પ્રકૃતિની ગતિ સરખી જ તે નિશ્ચિત રહે છે. તે જ પ્રમાણે, વિચાર પ્રથમ મર્યાદિત નિયમની વ્યવસ્થાને વળગી રહી પોતાના સત્ત્વને ભાવનાપૂર્ણતા પ્રાપ્ત કરાવવાનો પ્રયત્ન કરે છે. સર્વ મહાન્ પદ્યનિબન્ધનકારો, ચિત્રકારો, અને ગાયકોની આરંભની પદ્ધતિને પાછળના સમયની પદ્ધતિ સાથે સરખાવતા જે ફેર માલમ પડે છે તેનો આ ખુલાસો છે. તેમની શૈલી વધારે છુટવાળી અને સાહસિક થાય છે, કારણ કે જગતની મ્હોટી બીનાઓએ અંતે તેમનો પરિગ્રહ કર્યો હોય છે અને પરમોન્નત નિયમને તેઓ પૂર્ણ રીતે આધીન થયા હોય છે. જેમ વાયુને બન્ધન નથી, ઉગતા ઘાસને બન્ધન નથી, સમુદ્રના મોજાંને બન્ધન નથી, વાદળાંનાં વેગને બન્ધન નથી, અને ગ્રહોની ગતિને બન્ધન નથી, તેમ તેમને અને તેમની કૃતિઓને હવે બન્ધન નથી રહેતા. એ સર્વ સરખા જ એ કલાવિધાયકો સ્વતંત્ર

થાય છે, અર્થાત્ તેમના જેવી જ પરિપૂર્ણ ઉદાત્ત અને આનંદમય આધીનતામાં તેઓ આવે છે." (શેકસપિયર. હિસ માઇન્ડ એન્ડ આર્ટ.) તાત્પર્ય એ છે કે કવિતા આદિ કલાઓના અનુસરણના આરંભમાં છન્દ આદિ નિયમો અને નિયંત્રણોનો સુન્દરતા અને લોકોત્તરતા સિદ્ધ કરવા સારૂ કવિ આદિ કલાવિધાયકો સ્વીકાર કરે છે. પરંતુ, ધીમે ધીમે તેમની શક્તિ પરિપક્વ થાય છે તેમ એ નિયમો અને નિયંત્રણો બન્ધનરૂપ રહેતાં નથી; કેમકે જે સુન્દરતા અને લોકોત્તરતા પ્રાપ્ત કરવાનાં તે સાધન છે તે વિશ્વજીવનમા જ વ્યાપી રહેલા છે અને અભ્યાસથી કવિઓ વગેરેનું જીવન વિશ્વજીવનને અનુકૂલ થઈ જતાં એ વધારે વિસ્તીર્ણ નિયમની અવસ્થામાં જ તેના અંગભૂત છન્દ સરખા નિયમો તેમની કૃતિઓમાં મળી જાય છે. તેમના વિચારો અને ભાવો સદૈવ સુન્દરતા અને લોકોત્તરતામા જ અવગાહન કરે છે અને છન્દ વગેરે રચનામાં વગર પ્રયત્ને આન્તર સંબન્ધને લીધે સ્વાભાવિક વ્યવસ્થાથી ગોઠવાઈ જાય છે. આ કારણથી શેકસપિયર સરખા કવિઓની ઉત્તરાવસ્થામાંની કૃતિઓ સાધારણ રીતે વાંચતાં તો છન્દ વગેરે નિયમો તેમા અન્તર્ગત છે એમ યાદ પણ નથી આવતું. તેમને એ યત્નસાધ્ય કે ઉદ્દિષ્ટ થયેલાં હોતાં જ નથી. સૃષ્ટિમાંના પદાર્થો જેમ પોતાના ધર્મને અનુસરતાં કૃત્રિમ બન્ધનમા નહિં પણ સ્વાભાવિક સ્વાતંત્ર્યમાં હોય છે તેમ કવિઓની કૃતિ છન્દમાં રચાતાં રૂઢિના કૃત્રિમ બન્ધનમાં નથી હોતી પણ લોકોત્તરતાનુસારી ધર્મમાં જ હોય છે. છન્દમા ન હોય તો તે કૃત્રિમ થાય. કવિ પોતાના કવિજીવનના આરંભમાં છન્દ તરફ આકર્ષાય છે ત્યારે પણ છન્દ યત્નસાધ્ય જણાતા છતાં લોકોત્તરતા તરફના અન્તરમાં રહેલા અજ્ઞાત આકર્ષણથી છન્દમાં તે પ્રવૃત્તિ કરે છે. છન્દમાં રચવાની રૂઢિ કૃત્રિમ બન્ધનરૂપ બનતી જ નથી. કવિત્વહીન વિચારોમાં જ છન્દ એવી નિરર્થક કૃત્રિમતાવાળો થાય છે.

છન્દ કવિતાને આવશ્યક છે અને કવિતાને જ ઉચિત છે એ

બતાવવાના ઉદ્દેશની ચર્ચા હજી સુધી કરી. પરંતુ, કવિતાના વિષયમાં ગદ્યપદ્યની સીમા ક્યાં છે, કવિતા કેવળ પદ્યમા જ સંભવે છે કે કદિ ગદ્યની હદમા પણ પ્રવેશ કરે છે, સાધારણ ગદ્યમા શુદ્ધ પૂર્ણરૂપ કવિતા પ્રકટ થતી નથી તો અસાધારણ ગદ્યમાં અપૂર્ણ કવિતાના મિશ્રણવાળી રચના પ્રકટ થાય છે કે કેમ: એ મર્યાદાપરિચ્છેદનો પ્રશ્ન વિચારવાનો રહ્યો છે. અને બીજા કેટલાક વિષયની પેઠે અહીં પણ સુરેખ સીમા બાંધવી કઠણ છે. પરંતુ, કવિતાના અને છન્દના જે અંશનું પૃથક્કરણ કરવાથી તેમનો સંબંધ સમજાયો છે તે જ અંશ લક્ષમા રાખીશું તો તેમના સીમાભાગનું સ્વરૂપ પણ સમજાશે.

આ સંબંધમા પ્રથમ એ વાત નજર આગળ આવે છે કે કવિતાના સ્વરૂપની વ્યાખ્યા કરતા કેટલીક વાર છન્દ વિશે કંઈ પણ કહેવામા આવતુ નથી. આ માટે કેટલાક ગ્રન્થકારોએ કહેલાં કવિતાનાં લક્ષણ ઉતારીશું. ‘ કવિતા તે બળવાન લાગણીઓનો સ્વયંભૂ ઉદ્રેક છે. તેનું મૂળ શાન્તિમાં સંભારેલા ચિત્તક્ષોભમાં છે. ’ ( વર્ડ્-સ્વર્થ ). ‘ ઇષ્ટ અર્થવાળી પદાવલી તે કાવ્ય ’ ( દણ્ડી ). ‘ કાવ્ય તે દોષ વિનાના, ગુણવાળા અને ઘણુ ખરૂ અલંકારવાળા શબ્દ અને અર્થ ’ ( **મમ્મટ** ). ‘ રસાત્મક વાક્ય તે કાવ્ય ’ ( **વિશ્વનાથ** ). ‘ દોષ વિનાની, લક્ષણ વાળી, રીતિવાળી, ગુણથી ભૂષિત, અલંકાર, રસ અને અનેક વૃત્તિવાળી વાણી તે કાવ્ય. ’ ( **પીયૂષવર્ષ** ) ‘ રમણીયાર્થ પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય. ’ ( **જગન્નાથ** ). આ વ્યાખ્યાઓમાં ‘ છન્દમા પ્રકટ થયેલો ( લી–લા ) કે પ્રદર્શિત કરેલો ( લી–લા ) ’ એટલુ પદ ઉમેરેલું હોત કે પછી ઉમેરવું ન જોઇએ એમ કહેલું હોત તો વ્યાખ્યાકારોનો આશય અતિ સ્પષ્ટ થાત. પરંતુ, છે તેવી એ વ્યાખ્યાઓ લેતાં પણ તેમાંથી કવિતાને છન્દની જરૂર નથી એવો ભાવાર્થ નિકળી શકતો નથી. એ સર્વ વ્યાખ્યાકારો કવિતાના ઉદાહરણ આપતાં પદ્યમાંથી જ ઉતારા કરે છે અને કવિતાનું બાહ્ય રૂપ તો પદ્ય છે જ એમ માની લઈ તેનું આન્તર સ્વ-

રૂપ શું છે એ ખોળવાનો તેમનો પ્રયત્ન છે એમ જણાય છે. કવિતા દોષરહિત હોવી જોઇએ એમ જેઓ કહે છે તેઓ છન્દના અભાવને દોષમાં ગણાવતા નથી, તેમ છતાં પણ આ અનુમાન કાયમ રહે છે. કેમકે, ગદ્ય લેખને કાવ્ય કહેવાનો પ્રયત્ન કરવામાં આવશે એ વિચાર ન થવાથી જ તે વિશે કંઈ સૂચન તેમણે કરેલું નથી એમ જણાય છે. પરંતુ, આમાં પણ કેટલાક અપવાદ બાદ કરવા પડશે. "સાહિત્યદર્પણ" મા **વિશ્વનાથ** શ્રવ્ય કાવ્યના પદ્યમય અને ગદ્યમય એવા બે વિભાગ કરે છે અને ગદ્યમયમાં કથા, આખ્યાયિકા, વગેરેને દાખલ કરે છે. તે જ પ્રમાણે "કાવ્યાલંકાર" મા **રુદ્રટ** કથા અને આખ્યાયિકાને ગદ્ય કાવ્ય કહે છે. કથા અને આખ્યાયિકાનો કવિતા સાથેનો સંબંધ અગાડી જતા વિચારમા લઇશું, પરંતુ કવિતાના સ્વરૂપની વ્યાખ્યામાં ઉપર પ્રમાણે અનિશ્ચિતતા છતાં ગદ્યલેખનો તેમા કેટલાકે કરેલો આવો અન્તર્ભાવ લક્ષમાં રાખવા લાયક છે.

છન્દનો અંશ સ્પષ્ટતાથી દર્શાવનારી વ્યાખ્યાઓ પણ ઘણી છે. **લી હન્ટ** કહે છે, "કવિતા તે સત્ય, સૌન્દર્ય અને શક્તિ માટેના ઉત્કટ રાગનું ઉચ્ચારણ છે, તે પોતાના સંકલ્પ કલ્પના અને તરંગ વડે દૃષ્ટાન્તથી સ્પષ્ટ કરે છે અને પોતાની ભાષાને એક રૂપતામાં વિવિધતા લાવવાના ધોરણે સ્વરાનુક્રમમાં (છન્દમાં) ગોઠવે છે." (ઇમેજિનેશન એન્ડ ફેન્સિ). **થીઓડર વોટ્સ** વ્યાખ્યા આપે છે કે "પરમ શુદ્ધ કવિતા તે મનુષ્યના મનનો મૂર્તરૂપ અને કલાયુક્ત આવિર્ભાવ છે, તે આવિર્ભાવ અન્તઃક્ષોભવાળી અને તાલાનુગત ભાષામાં થાય છે." કવિતાના બીજા અંશોની વ્યાખ્યા આપી કોલેરિજ કહે છે કે "એ કલામાં દરેક ભાગ એવો હોવો જોઇએ કે તે આનંદદાયક થાય અને એવી રીતે આખી રચનાથી અતિશય આનંદની પ્રાપ્તિ થાય. અને આ અંશ છન્દથી સાધિત થાય છે." (લેક્ચર્સ ઓન શેક્સપિયર). આ બે પ્રકારની વ્યાખ્યા-

ઓમાં વિરોધ છે એમ બતાવવાનો હેતુ નથી. પહેલા પ્રકારની વ્યાખ્યામાં છન્દનો નિર્દેશ ન છતાં તેની જરૂર નથી એવો ભાવાર્થ નથી એ ઉપર કહ્યું છે. આ વ્યાખ્યાઓ એકઠી કરી એટલું જ દર્શાવવાનો હેતુ છે કે કવિતાના અનુભવીઓ છન્દનો સંબંધ જાણતાં છતાં કવિતાનું સ્વરૂપ નક્કી કરનારા અંશ સાથે તેને ગણાવવાની જરૂર ધારતા નથી. અને ઉપરની ચર્ચામા દર્શાવ્યું છે તેમ છન્દમાં પોતાનામા કવિતા નથી, પણ કવિત્વમા આવેશ, સૌન્દર્ય, વગેરે જે અંશ છે તે છન્દને અનુકૂળ હોવાથી છન્દ કવિતા સાથે જોડાય છે. ઉત્પત્તિમા કવિતાનો અને છન્દનો આવો સંબંધ છે તેથી સ્વાભાવિક રીતે જ કવિતા પ્રકટ થતા છન્દમાં ગોઠવાય છે. આ સંબંધની અવગણના કરી કવિત્વમય ભાવોને ગદ્યમાં મુકવાનો પ્રયત્ન કરવામાં આવે તો તે વ્યર્થ જ જાય અને અન્તરમા રહેલી લાગણી યથાર્થ રીતે પ્રકટ થઈ શકે જ નહિં એ વાતની સર્વ કવિવર્ગ સાક્ષી પુરશે. એવો અશક્ય પ્રયત્ન રહેવા દઈ અસલ પદ્યમાં રચાયેલા એક કાવ્યને ગદ્યમા મુકી જોઇએ.

> ‘ છોડી દે છોડી દે પંખીડું મ્હારું,
> મુજ પંખીડું વ્હાલું—છોડી દે છોડી૦
> પકડિ રાખ્યું, કહે, તુજને કોણે,
> અબળાને છેહ ના દે વારું—છોડી દે છોડી૦
> પ્રેમશૃંખલાએ બાંધ્યુંતું,
> કોણ છોડી દેનારું ?—છોડી દે છોડી૦ ’
>
> ( અશ્રુમતી નાટક. )

“ મ્હારૂં પંખીડું છોડી દે છોડી દે. એ મ્હારૂં વ્હાલું પંખીડું છે. કહે ત્હને કોણે પકડી રાખ્યું છે ? વારૂ, તું અબળાને છેહ ના દે. ત્હને પ્રેમની શૃંખલાએ બાંધ્યું હતું તે કોણ છોડી દેનારૂં નિકળ્યું ?”

કોણ કહેશે કે ગદ્યમા મુકતાં કવિતા કાયમ રહી છે ? ભાવ એના એ છે, વિચાર એના એ છે, પણ, પદ્યમાં તે કાવ્ય બને છે

અને ગદ્યમાં વાંચનમાળાની પહેલી ચોપડીના પાઠ જેવા લાગે છે. ડેવિડ મેસન કહે છે કે જે વિચારો છન્દમાં મુકવાને યોગ્ય છે તે ગદ્યમા જણાવતાં માણસને શરમ આવે અને ગદ્યમાં એવું બોલવા જાય તો તે દંભી ગણાય. "ચિત્તના તરંગની જે સ્વતંત્રતા, વસ્તુઓ એકઠી કરવાની જે સ્વચ્છંદતા, કલ્પનાનો જે યથેચ્છ ઉલ્લાસ, ધ્વનિ ને આકૃતિમા રમ્યતા જાળવવાની જે સંભાળ, (અને કદાચ) લાગણીની જે ઉંડાઈ ને ઉત્કટતા જરા પણ લજ્જા વિના પદ્યમા દર્શાવી શકાય છે તે ગદ્યમાં દર્શાવવાની છુટ લેતાં મનુષ્યને ઘણુ કરીને શરમ આવે." (પ્રોસ એન્ડ વર્સ, ડી કિવન્સીઃ એ નામે નિબંધ ).

કવિત્વમય ભાવોને તો ગદ્યમાં ન મુકાય, પરંતુ, કવિતાની સીમા વિશાળ છે અને સીમા પર રહેલા કેટલાક ભાવોને પદ્ય કરતાં ગદ્ય સહેજ વધારે અનુકૂળ પડે છે, કેટલાકને ગદ્ય કરતાં પદ્ય સહેજ વધારે અનુકૂળ પડે છે, અને કેટલાકને ગદ્ય ને પદ્ય સરખાં અનુકૂળ પડે છે. અને એ ધ્યાનમાં રાખવું જોઇએ કે ગદ્યમાં પદ્યને કેટલેક સુધી આવી મળવાનું સામર્થ્ય છે. આરંભમાં કહ્યું તેમ છન્દની પ્રથમ અનિયમિત અવસ્થા હતી ત્યારે ગદ્ય જોડેનો તેનો સંબંધ વધારે સ્પષ્ટ હતો. રાગાવેશથી આન્દોલન પામેલા ગદ્યમાં અનાયાસે અને ઇચ્છાપૂર્વક પ્રયત્ન વિના સ્વરાનુક્રમ દાખલ થતા છન્દની–પદ્યની ઉત્પત્તિ અસલ થઈ છે, અને ગદ્યમાંથી એ શક્યતા જતી રહેલી નથી. અલબત્ત, ગદ્ય તે ગદ્ય જ રહે છે અને પદ્યની રચના તેનાથી ભિન્ન જ રહે છે, પરંતુ, આવેગથી આન્દોલન પામતું ગદ્ય કવિત્વમય ભાવોને કંઇક જીરવવાને શક્તિમાન થાય છે અને એવું ગદ્ય કવિતાનું વિરોધી થતું નથી. કોલેરિજ કહે છે કે "કવિતા ખરેખરી રીતે વિરોધી છે તે ગદ્યની નહિ, પણ વિજ્ઞાનશાસ્ત્ર (Science)ની. કવિતા વિજ્ઞાનશાસ્ત્રથી વિરુદ્ધ છે, અને ગદ્ય પદ્યથી વિરુદ્ધ છે, વિજ્ઞાનશાસ્ત્રનો ખરેખરો અને તાત્કાલિક ઉદ્દેશ સત્ય પ્રાપ્ત કરવાનો અને પ્રસિદ્ધ કરવાનો છે; કવિતાનો ખરેખરો અને તાત્કાલિક ઉદ્દેશ

આનંદ સદા આપવાનો છે.'' કવિતા પણ સત્યનું અન્વેષણ કરે છે અને તેનું પ્રકાશન કરે છે. પણ, વિજ્ઞાનશાસ્ત્રની પેઠે કવિતા તત્ત્વ-પૃથક્કરણથી અને જુદા જુદા ગુણોના સંયોગથી અનુમાન બાંધી આ કાર્ય કરતી નથી, પરંતુ, ઊર્મિની અને પ્રેરણાની સહાયતાથી 'માનસિક અંતરો' ઓળંગી જઈ સત્યની એકદમ ઝાંખી કરે છે, અને તે સત્યનું પ્રકાશન પણ આનંદદાયક મૂર્ત રૂપમા તેને ઢાકીને કરે છે. આ કારણથી વ્યાપારપ્રકારમાં કવિતા અને વિજ્ઞાનશાસ્ત્રનો વિરોધ છે. ગદ્ય તે માત્ર લખાણની શૈલી છે, તેથી કવિતાને અને ગદ્યને આ પ્રકારનો વિરોધ નથી. શૈલીનો વિરોધ ગદ્યને અને પદ્યને છે, અને ભાવને ધારણ કરવામા ઉપર કહ્યું તેમ ગદ્ય પણ કેટલેક અંશે પદ્યનુ કામ કરી શકે છે. કેવા પ્રકારના ભાવનું એ પ્રમાણે ધારણ થાય છે અને તે કેટલે અંશે તે જોવાનું રહ્યું છે.

પ્રથમ, ભાવ તે શું તે નક્કી કરવું જોઇએ. આ વિશે પ્રથમ બીજે પ્રસંગે ચર્ચા કરેલી છે અને અહીં તે જાતે પ્રસ્તુત નથી. તેથી અહીં એટલું જ કહીશું કે ઇશ્વરદત્ત બુદ્ધિશક્તિવાળાં ચિત્તને ધન્ય ક્ષણે અદ્‌ભુતતા, સૌન્દર્ય, અને ઉન્નતિના પ્રદેશમાં આવેશથી લેઈ જનાર કોઈ સ્વયંભૂ ઊર્મિ તે કવિત્વમય ભાવ છે; તે હલકા અને સાધારણ તાત્પર્યની વાક્યરચનાઓમા કદિ અવસાન પામતો નથી, તેમ જ તેના બલથી ચિત્ત પ્રધાનતાથી જ્ઞાનની ચર્ચા કરવાના કે જ્ઞાનનો ઉપદેશ આપવાના ઉદ્દેશમા વ્યાપૃત થતું નથી, પરંતુ, લોકોત્તર આનંદ આપવો એ જ તેનું મુખ્ય પ્રયોજન થાય છે. આ રીતે જ્ઞાનની ગહનતા, વિદ્વત્તાનું પ્રકાશન, ઉપદેશની ઉપયોગિતા, કે શબ્દ-રચનાની કુશળતા નહિં, પણ, ચમત્કારની રમણીયતા એ જ ભાવના અસ્તિત્વની કસોટી છે. તેથી સાદી હકીકત, સ્વસ્થ વૃત્તિનું વર્ણન, ગૂઢ તત્ત્વચિંતન, 'પ્રાણિઆ ભજી લેને કિરતાર' સરખા પ્રત્યક્ષ ઉપ-દેશ, એ સર્વ કવિતાની સીમાભૂમિથી ઘણા દૂર છે, તેઓમાં ભાવનું અસ્તિત્વ નથી અને પદ્ય અથવા વિલક્ષણ ગદ્યની તેમને લેશ માત્ર

જરૂર નથી. પરંતુ, સીમા નજીક આવતાં આ સર્વનું ભાવ સાથે મિશ્રણ થતું જોવામા આવે છે. કેટલીક હકીકત ફક્ત સાધારણ સાદી હોવાને બદલે કંઇક ચિત્તાકર્ષણવાળી હોય છે. કેટલાંક વર્ણનમાં કલ્પના પ્રવેશ કરે છે. કેટલાંક ચિંતનમાં ગહનતાની જોડે આવેશ ચિત્તને ડોલાવે છે. કેટલાક ઉપદેશમાં પ્રત્યક્ષતા કરતા પરોક્ષતા વધારે જણાય છે. આ રીતે નીચે પડમા ઉથલપાથલનો આરંભ થતા સરખી સપાટ ગદ્યભૂમિને ઉચાનીચા ભાગ ઠેરઠેર ધારણ કરવા પડે છે. ગુજરાતી ભાષામા એવું સ્વદેશોદ્ભવ ગદ્ય છે નહિં તેથી ઉદાહરણ માટે ભાષાન્તરોનો આશ્રય લેવો પડશે.

"બે સખસો સોનાની ખાણની શોધ કરવા નિકળી પડયા. બહુ વખત વીતવા પછી તેઓ પોતાની ધારેલી જગાએ આવી પોહોંચ્યા ને ત્યાં પોતાની છાવણી નાખી રોજ તેઓ આસપાસની પહાડી જગ્યામાં ફરવા નીકળતા ને સોનાની કંઈ ખાણ છે કે કેમ તેની બારીકીથી તપાસ કરતા"

(વર્તમાનપત્ર).

"બધો દિવસ સમુદ્ર કિનારા ઉપર રવિતેજ નમતું હતું ત્હાં જિંદગી બેઠી હતી.

બધો દિવસ મૃદુ પવન હેના વાળ સાથે રમતો હતો અને એ નવયૌવના સમુદ્રનાં પાણીની પાર નજર નાંખ્યા કરતી હતી. એ વાટય જોતી હતી—એ વાટય જોતી હતી; પણ શેની તે એ પોતે જ જાણતી નહોતો."

('ખોવાયલો આનંદ'. ઓલિવ સ્ક્રીનરના "ડ્રીમ્સ"માંથી ભાષાન્તર જ્ઞાનસુધા, માર્ચ—એપ્રિલ, ૧૮૯૪).

આ બન્ને વાક્યસંગ્રહોમાં હકીકત કહેલી છે. એકમાંની હકીકત બહુ મૂલ્યવાન વસ્તુ—સુવર્ણ વિશે છે પણ તેમાં ભાવનો અંશ નથી અને સાદું ગદ્ય તેને ઉચિત લાગે છે. બીજામાંની હકીકત જીવનમાં થતી પણ ન સમજાતી પ્રેમાકાંક્ષાની છે. જીંદગીમાં પ્રેમની અપેક્ષા થાય તેની હકીકતમાં ભાવનો પ્રવેશ અવશ્ય આવે છે અને તેથી તે પોતાની મેળે જ સાધારણ શૈલીથી જુદી જાતનું ભાવપૂર્ણ ગદ્ય ખોળી લે છે. સાદી અને ભાવયુક્ત હકીકતના ગદ્યનો ભેદ જોવા એક બીજું ઉદાહરણ લઇશું.

"મૂળરાજે ઘણો ખરો કાળ પરદેશમાં લઢાઇઓ કરવામાં કાઢયો. કહે છે કે તેણુ ઉત્તર દક્ષિણ ને પૂર્વ એ ત્રણ દિશાઓના રાજાઓને જીતી નમાવ્યા હતા. પોતે પશ્ચિમનો રાજા હતો."
(કાઠિયાવાડ સર્વસંગ્રહ.ભાષાન્તર).

" યુવરાજ ! મહારાજાધિરાજે તારાપીડે શું નથી જીત્યું કે તમે જીતશો ? કઈ દિશાઓ વશ નથી કરી કે તમે વશ કરશો ? કયા દુર્ગ નથી લીધા કે તમે લેશો ? કયા દ્વીપાન્તર નથી સ્વાધીન કર્યા કે તમે સ્વાધીન કરશો ? કયા રત્ન એમણે નથી મેળવ્યાં કે તમે મેળવશો ? કયા રાજાઓ નથી નમ્યા ? કોણે પોતાના મસ્તક ઉપર કમલની બાલકલિકા જેવી કોમલસેવાગ્જલિ નથી રચી? કનક-મુકુટ યુક્ત લલાટ વડે કોણે સભામંડપની ભૂમિને નથી લિસ્સી કરી? કોના ચૂડામણિ પાદપીઠ ઉપર નથી ઘસાયા? કોણે છડિયો નથી ઝાલી? કોણે ચામર નથી ઢોળ્યાં? કોણે નથી જય-શબ્દ ઉચાર્યા? મુકુટ–પત્ર-મકર વડે જળધારા જેવી નિર્મળ એમના ચરણ–નખ–કિરણની લેખાઓનું કોણે નથી પાન કર્યું ? "
( કાદમ્બરી. રા. છગનલાલકૃત ભાષાન્તર).

આ બન્ને હકીકતોમા કહેવાનુ તાત્પર્ય એનું એ જ છે એમ લાગશે. મૂળરાજે બધા દેશો જીત્યા હતા, અને તારાપીડે બધા દેશો જીત્યા છે એ એ વાતો એના એ જ શબ્દોમા કહી શકાય એવી છે તો પછી તે ટુંકામાં ન કહેતાં વિસ્તાર શા માટે કરવો એમ કદિ કોઈ કહેશે. પરંતુ, ખરી રીતે જોતાં બન્નેનું તાત્પર્ય જ જુદું છે. ઇતિહાસલેખકનો ઉદ્દેશ માત્ર બનેલી હકીકત કહેવાનો છે. બાણભટ્ટનો ઉદ્દેશ તારાપીડ રાજાનો પ્રભાવ અને મહિમા દર્શાવવાનો છે. અને હકીકતમાં જે ભાવ નથી તે એ પ્રભાવ અને મહિમાના દર્શનમાં છે. એ ભાવના અભાવને લીધે ઇતિહાસની હકીકત એક વાર જાણી લીધી

એટલે તૃપ્તિ થાય છે, અને, એ ભાવનું અસ્તિત્વ જ એક વાર પાઠ કર્યાંથી સંતુષ્ટ ન થવા દેતાં વાંચનારનું કાદમ્બરીનાં આવાં વાક્યો તરફ ઘડી ઘડી આકર્ષણ કરે છે. એ ભાવનું અસ્તિત્વ જ ભાષાને આવી વિલક્ષણ કરે છે, ગદ્યને આવું પદ્યસમ બનાવે છે. વળી,*આ અને ઉપરના ઉદાહરણના ભાવપૂર્ણ વાક્યોની બીજા દૃષ્ટિબિન્દુથી તપાસ કરીશું તો વખતે એમ પણ જણાશે કે આ વાક્યોમાં ભાવ છતા તેનું સૌન્દર્ય એવું પરિપૂર્ણ નથી, તેનો આવેશ એવો સામર્થ્ય-વાન નથી કે ગદ્યને તાલબદ્ધ કરી નાખી તે છન્દમા પ્રગટ થાય. અલબત્ત, આ બાબતમા એક દઢ સિદ્ધાન્ત કરવો, કે, છન્દના અભા-વનો પૂર્ણ સંતોષકારક કારણો સહિત ખુલાસો આપવો એ બની શકે તેમ નથી. પરંતુ, જ્યારે આ વાક્યોની ભાવપૂર્ણતા નિસ્સંદેહ છે અને એ વાક્યોના રચનારને છન્દના સાધન વિશે ખબર હતી એ પણ નિસ્સંદેહ છે, ત્યારે છન્દના સંપૂર્ણ સૌન્દર્ય અને આવેશ માટે આ વાક્યો યોગ્ય નથી, છન્દમાં આ વાક્યો ગોઠવતાં બેહદ શણગાર થઈ જવાથી ભાવોની ખુબી ઉલટી ઝાંખી થશે, અને રસમાં ખુટતાં વાક્યોની બલાત્કારથી કવિતા બનાવવાનો પ્રયત્ન કર્યો છે એમ જણાશે—એવી તેમને પ્રતીતિ થઈ હોવી જોઇએ એ જ અનુમાન નિકળી શકે. છન્દો-બન્ધ માટે આ વાક્યો એ નિપુણ લેખકોને અનુચિત જણાયાં હોવાં જોઇએ અને બારીકીથી પરીક્ષા કરીશું તો આપણને પણ એ જ અનુભવ થશે. અનુભવથી આ તો આપણે જાણીએ છીએ જ કે 'પથ્થર ઉપર પાણી,' 'ખાડો ખોદે તે પડે,' 'બાંધી મુઠી લાખની,' 'ગરજ સાકરથી ગળી,' વગેરે સહેજ ભાવવાળાં અને કંઇક તાલમાં ગોઠવાયલાં વાક્યો આપણે ગદ્યમાં જ પસંદ કરીએ છીએ અને તેમને,

'બંધાણીની અપીણ સાથે, જે દોસ્તી બંધાણી,
મુકાવવાને મરદઇ કરવી, પથ્થર ઉપર પાણી.'

'કરે કુડું જે કામ, નરને તે નિશ્ચય નડે;
ન મળે સંશય નામ, ખોદે ખાડો તે પડે'.

'મૂખ ઉપરની માંખ, ઉડાવવાની આય નથી,
અને વડા અભિલાખ, આખી મૂકી લાખની.'
'જે નમતો નહિ વેંત, અનમ્ર એવો આદમી,
હાથ નમે ધરિ હેત, ગરજ ગળી સાકર થકી.'
(કાવ્યકૌસ્તુભ. ભાગ ૨).

આવી રીતે પદ્યમા મુકાયેલાં જોઈ આપણી રુચિ ખિન્ન જ થાય છે. એ વાક્યોનો જે કંઈ સાર ગદ્યમા અભિમત લાગે તે પદ્યમાં અયોગ્ય શોભાના ડોળથી ગણનામાં હલકો થયેલો જણાય છે. અમુક ભાવદર્શનની પદ્ય કે ગદ્ય માટે ઉચિતતા કે અનુચિતતા આ જ પ્રમાણે નક્કી થઇ શકે છે. એ સૂક્ષ્મ ભેદ નિયમોથી દર્શાવી શકાય તેમ નથી; પણ કેટલાક ભાવને ગદ્ય ઉચિત હોય છે અને તેવા ભાવ સંપૂર્ણ રસમય નથી હોતા એટલું તો નક્કી થઈ શકે છે.

ભાવમય ગદ્ય હકીકત કરતાં વર્ણનમાં ઘણીવધારે વાર જોવામાં આવે છે. કલ્પનાને વર્ણનમાં વધારે અવકાશ મળે છે અને તે ગદ્યને સાધારણ વ્યવહારની ભાષાથી જુદી જ જાતનું કરી નાખે છે.

**"પછી હૃદયમાં રહેલા કમલિનીના જાણે રાગથી કરીને જ્યારે, સર્વ ચક્રવાક ટોળાંના ચિત્ત મધ્યે બિરાજનાર, નલિનીના પ્રાણનાથ ભગવાન્ ભાનુદેવ રક્ત થવા લાગ્યા; દિવસનો વિલંબ જોઇ કોપાયમાન થતી કામિનીઓની લાલચોળ દૃષ્ટિવડે કરિનેજ જાણે આકાશ જ્યારે રાતું રાતું થઈ ગયું; વૃદ્ધ હારીતના જેવા હરિત અશ્વવાળા સૂર્યે જ્યારે પોતાની પ્રભા થોડેથોડે ઓછી કરવા માંડી; રવિવિયોગથી મીંચાઈ ગયેલાં પત્રવાળાં કમલ-વન જ્યારે ઝાંખા ઝાંખા દેખાવા લાગ્યાં; કુમુદ-સમૂહ જ્યારે ધોળા ધોળા દીસવા લાગ્યા; દિશાઓનાં મુખ જ્યારે લાલ લાલ થવા લાગ્યાં; નિશાનું મુખ જ્યારે શ્યામતા પામતું ગયું; દિવસ—શ્રીનો ફરીથી સમાગમ થશે એવી જાણે આશાથી અનુરાગી કિરણો પણ જ્યારે ભગવાન દિનપતિની સાથેજ ધીમે ધીમે અસ્ત થતા ગયા; તત્કાળ ઉત્પન્ન થયેલા, કાદમ્બરી—હૃદયના રાગ–રસ–સાગર જેવા સંધ્યારાગથી જ્યારે સકળ ભુવન છવાઈ**

**જવા લાગ્યું; કામાગ્નિથી બળતાં હૃદયમાંથી ચકવાક—હૃદયમાંથી નીકળતો ધૂમ હોય તેમ માનિનીનાં નયનમાંથી અશ્રુધારા પડાવતો, તરુણ તમાલ જેવા રંગનો અંધકાર જ્યારે બધે પ્રસરવા લાગ્યો; દિગ્ગજોએ શુંડમાંથી છાંટેલા જલકણ જેવા તારાગણથી કરીને ગગન જ્યારે શ્વેત દેખાવા લાગ્યું અને ઘોર અંધકારને લીધે સર્વ વસ્તુ દેખાતી બંધ થઈ–ત્યારે મહેલના શિખર ઉપરથી કાદમ્બરી નીચે ઉતરી ”**

**(કાદમ્બરી–ભાષાન્તર).**

ગ્રન્થનો વિસ્તાર કરવાના હેતુથી બાણભટ્ટે કંઈ કૃત્રિમ પ્રયત્ન કરી આવાં વર્ણનો રચ્યાં નથી, પણ સૂર્યાસ્તનું ચિત્ર આપતાં તેની વિશાલગામી કલ્પનાએ ઉદ્ભૂત થઈ બીજા બનાવોને અને રૂપકોને તે ચિત્રમા દાખલ કર્યાં છે. તેના ચિત્ત સમક્ષ સૂર્યાસ્ત તે સાદો, ભાવશૂન્ય, બીજા સાધારણ બનાવો જેવો અસર કર્યા વિના રોજ આવનારો ને રોજ ચાલ્યો જનારો દેખાવ નહોતો. તેના દર્શને ભાવ ઉત્પન્ન કરી તેના ચિત્તમા કલ્પનાબળે વિશેષ લીલા ધારણ કરી હતી, અને કેવળ સૂર્યાસ્તનું નહિં પણ આવા વિસ્તારથી ઘેરાયેલા સૂર્યાસ્તનું વર્ણન આપવાનો તેનો આશય છે. અને તે વર્ણનની ભાષા પણ કૃત્રિમતાથી ગોઠવેલા વિશેષણોથી અરુચિકર બનેલી ન હોતાં, દોલાયમાન, લલિત ગતિમા જનારી અને સૌન્દર્યનો ધ્વનિ કરનારી થઈ છે. આવું વર્ણન સાધારણ ગદ્યમા પ્રકટ ન જ થઈ શકે એ સહેજ સમજાય એવું છે. ‘દિશાઓનાં મુખ જ્યારે લાલ થવા લાગ્યાં; નિશાનું મુખ જ્યારે શ્યામતા પામતુ ગયું:’ અહી ભાષાનો અને વિચારનો એવો સંબંધ છે કે તે જુદાં પડી શકે તેમ નથી, એકને દૂર કરતા બે જાય તેમ છે. ‘મુખ’નું રૂપક કહાડી લઇએ તો ‘જ્યારે દિશાઓ લાલ થઈ’ એમ કહેવામાં કંઇ ચારુતા જણાતી નથી, ‘જ્યારે નિશા કાળી થઈ’ એમ કહેવામાં કંઈ અર્થ જણાતો નથી, અને આ બે વાક્યોને સૂર્યાસ્તના વર્ણનમાં દાખલ કરવાથી સૂર્યાસ્તના વર્ણનમાં કંઈ વિશેષ ચમત્કૃતિ આવે, એમ લાગતું નથી. આખા વર્ણનમાં જે પદ્ય જેવી ત્વરિત ગતિ છે તે

આવશ્યક જ છે એ પણ વાક્યોને સાધારણ અન્વયમાં મુકવાનો પ્રયત્ન કરી જોવાથી સમજાશે.

શુદ્ધ વર્ણનમાં–એટલે, બીજા કોઈ હેતુથી નહિ પણ કેવળ વર્તમાન સ્થિતિ દર્શાવવાના હેતુથી કરેલા વર્ણનમાં–ભાવોદ્દીપનના પ્રમાણમાં કલ્પનાનો ઉલ્લાસ ઘણો વધારે હોય છે, મૂળ પ્રેરણામા ભાવ છતા રચનામાં કલ્પનાનું પ્રાધાન્ય હોય છે, તેથી કેવળ વર્ણનાત્મક કાવ્યમાં કવિત્વનો અંશ ઘણો ઓછો હોય છે. આ કારણથી આવા વર્ણનો પદ્ય કરતાં ગદ્યમા ઘણાં વધારે ઉચિત થાય છે, કાવ્યોમા તે રસમા વિચ્છેદ કરાવનાર લાગે છે પરંતુ કલ્પિત કથાઓમાં ચમત્કૃતિ ઉત્પન્ન કરે છે. કલ્પિત કથાઓ વર્ણનોથી ભરપૂર હોય છે તેનું આ જ કારણ છે.

**ડી ક્વિન્સી** નામે પ્રસિદ્ધ ઇંગ્રેજી લેખકે 'અફીણીની કબુલત' વગેરે કેટલાક લેખો વિલક્ષણ ગદ્યમા લખી ગદ્યમા ભાવમય રચના કરવાનો એક નૂતન પ્રકાર દર્શાવ્યો છે. એ શૈલીને કેટલીક વાર ગદ્યમય કવિતા ( Prose Poetry ) કહેવામા આવે છે અને તે પોતે તેને 'રાગયુક્ત ગદ્ય ( Impassioned Prose ) કહે છે, અને એ બીજું નામ વધારે ઉપયુક્ત લાગે છે. આ પ્રકારના લખાણમા શુદ્ધ વર્ણન નથી આવતું પણ ભાવાવિષ્ટ વૃત્તાન્તો અને ભાવના દર્શાવા કલ્પનાથી ઘડેલા રૂપકો આવે છે. આ ગ્રન્થકારના 'ત્રણ શોકદેવીઓ' નામે એક લેખનું ભાષાન્તર જ્ઞાનસુધા પત્રિકાના ૧૮૯૪ ના માર્ચ–એપ્રિલના અંકમા આપવામા આવ્યું છે. તેમાંથી થોડાં વાક્યો જ અહીં ઉતારીશું.

"બીજી બ્હેન છે તેનું નામ નિશ્વાસદેવી છે. તે વાદળાં પર પણ જતી નથી અને પવન પર પણ ચાલતી નથી. તેને માથે મુગટ પણ નથી. તેની આંખો કવચિત જ નજર પડે છે.. . . .તે પોતાની આંખો ઉંચી કરતી જ નથી. વિખરાઇ ગયેલા પરિવેષ્ટનવાળું તેનું માથું નિરંતર નમેલું–ધૂળ તરફ વળેલું જ હોય છે. તે રુદન કરતી નથી, વિલાપ કરતી નથી, પરંતુ

થોડે થોડે અંતરે તે સંભળાય નહિં એવી રીતે નિશ્વાસ મુકે છે. એની બ્હેન અશ્રુદેવી ઘણી વાર ક્રોધાયમાન તથા ઉન્મત્ત હોય છે, ઈશ્વર પર ઘણા દોષ મુકે છે અને પોતાના પ્રિયજનોને પાછાં માગે છે. પરંતુ આપણી નિશ્વાસદેવી કદી પણ પુકાર કરતી નથી, કદી પણ તિરસ્કારનાં વાક્ય બોલતી નથી.. વખતે તે બબડાટ કરે, પણ તે ઊંઘમાં. વખતે તે ધીમેધીમે વચન કહે છે પણ તે પોતાના પ્રતિ અને સંધ્યાકાળે. કેટલીક વખત તે અસ્ફુટ ઉચ્ચાર કરે છે, પણ તે પોતે જેવી છે તેવી ઉજ્જડ જગામાં, શહેરોનાં ખંડેરમાં, અને સૂર્ય અસ્ત પામી ગયો હોય ત્યારે જ આ દેવી અતિશુદ્ર, ચાહુડી, વહાણમાં ભરેલા અને હલેસાં ચલાવતા ગુલામ, કાળે પાણીએ ગયેલા અને સુખી સ્વદેશની સ્મૃતિમાંથી ભુસાઈ ગયેલા ગુન્હેગાર, અને ઉપાયરહિત તથા પશ્ચાત્તાપ કરતા ખુનીઓ પાસે હરખડી જાય છે..."

ડેવિડ મેસન કહે છે કે આ પ્રકારનું ગદ્ય ઘણા ઉચ્ચ ભાવોનું વાહક છે માટે અભિનંદનીય છે. પદ્ય તરફ તેનું વલણ છે પણ તે પદ્યથી ભિન્ન જ રહે છે. તે કહે છે કે ગદ્યમાં આવી વિસ્તૃત શક્તિ છે તેનો ઉલ્લાસ શા માટે કરવો ન જોઇએ? "ગદ્યસાહિત્યની વાગ્દેવીને ઘણો અન્યાય થયેલો છે. વિલક્ષણતા પ્રકટ કરવાની સ્વતંત્રતા, સનિયમ મનોલૌલ્ય, તરંગમાં રમવાનો હક, નિરતિશયતામાં અને સૌન્દર્યમાં વગર લજ્જાએ કરવાની ક્રીડાઃ એ બધી છુટ પરંપરાગત રૂઢિને અનુસરી જગત્ પદ્યને આપે છે તે ગદ્યને શા માટે ન મળવી જોઇએ?" એ રૂઢિ સકારણ છે અને વસ્તુતત્ત્વને અનુસાર છે એ ઉપર દર્શાવ્યું છે; તેમાં આ પ્રશ્નનો ઉત્તર આવી રહે છે. પરંતુ, આટલુ તો ખરૂં છે કે આવી 'છુટ' મા જ્યાં સુધી ભાવ અમુક ઉન્નત પદવીએ પહોંચી પદ્યબન્ધને લાયક થયો ન હોય ત્યાં સુધી તેને સમુળગો અપ્રકટિત રાખવો એ અયોગ્ય જ છે. અને તે માટે આવું પદ્યને મળતું ગદ્ય યોગ્ય અને આવશ્યક છે. ડી ક્વિન્સીની આ શૈલીની ચર્ચા કરતાં લેસ્લી સ્ટીફન કહે છે, "જે પરિણામ ખાસ કરીને અમુક કલાના લક્ષણને લગતું છે તે બીજી કલાથી ફલિત કરવાનો પ્રયત્ન કેટલે દરજ્જે યથાયોગ્ય

છે એ પ્રશ્ન ઘણી વાર ચર્ચાય છે; ઉદાહરણ કે, કોઈ શિલ્પકાર ચિત્રકારની કૃતિના વિષયમાં પ્રવેશ કરે, અથવા ગદ્ય લેખક કવિઓની બરાબરી કરવા જાય તો તેના તે પ્રયાસને એકદમ વખોડવો કે નહિ એ પ્રશ્ન પૂછવામાં આવે છે. ઉત્તર તો વખતે એ જ આપી શકાશે કે ટીકાકારનું કામ માત્ર નિરીક્ષણ કરવાનુ છે, તેને બદલે આવા નિયમો તે બાંધવા જાય તો તે વ્યવસ્થા કરનાર થઈને બેસે; અને જ્યારે છન્દના સાધનની સહાયતા વિના **ડી ક્વિન્સી** ખુબીઓ સાધ્ય કરી શકે છે, અને એ રીતે બીજા થોડા જ લેખકોએ ખુબીઓ સાધ્ય કરી છે, તો અલબત્ત **ડી ક્વિન્સી** એટલો વધારે સ્તુતિપાત્ર જ છે. પરંતુ આમ હોય ત્યારે સાધારણ સાધનોના સ્વીકારનો અભાવ હોય ત્યાં કંઇક શક્તિની ખામી જ હોવી જોઇએ એમ તો ધારણા રહે જ." ( અવર્સ ઇન આ લાઇબ્રેરી ). આ ધારણા ઉદ્દિષ્ટ અર્થમાં યથાર્થ નથી. પદ્ય સરખું ગદ્ય લખનારા લેખકો કવિતા રચી ન શક્યા, કવિ થઈ ન શક્યા, એને શક્તિની ખામી કહેવી એ તો બરોબર છે. પરંતુ કવિત્વમયથી ઓછા સારસ્યવાળા ભાવ તેમણે ગદ્ય રચનામાં પ્રકટ કર્યા તે માટે પદ્ય રચવાની શક્તિ તેમનામાં નહોતી એમ કહેવું એ યથાર્થ નથી, કેમકે, ઉપર કરેલી ચર્ચા પ્રમાણે પદ્ય રચવું એ કંઈ જાતે શક્તિ નથી, કવિત્વના ભાવ પોતે જ પદ્યરચના કરે છે. એવા ભાવ વિના પદ્ય રચવા એ રસિકતાની ખામી જ દર્શાવે છે, અને એવાં પદ્ય અરુચિકર જ થઈ પડે છે. પરંતુ, કવિત્વના ભાવથી કંઈક ઉતરતી જાતના ભાવ હોય છે અને તેમને ગદ્ય જ અનુકૂળ થાય છે; અને તે ગદ્ય તે સાધારણ ગદ્ય નહિં પણ સ્વરાનુક્રમના કંઇક ધ્વનિવાળું પદ્યને મળતું વિલક્ષણ ગદ્ય. એવા ગદ્યનો ઉપયોગ ન થતો હોય તો ઘણી ચમત્કારી કૃતિઓ પ્રકટ થયા વિનાની જ રહે અને ઘણી મનોહર કલ્પનાઓને આવિર્ભાવનું સાધન મળે જ નહિં. આવા ગદ્યના લેખકો જ્ઞાનના અને સામાન્ય માહિતીના લેખકોથી જુદા પ્રકારની વસ્તુનો વ્યવહાર કરે

છે, તેઓ કવિતાના પ્રદેશની સીમાભૂમિ પર રહે છે અને કેવળ ભાવહીન કૃતિઓ તેઓ રચતા નથી. તેથી તેઓ પારકા પ્રદેશમાં વગર હક્કે જાય છે એમ તો કહેવાય જ નહિં. તેમના લેખો જ તેમની શૈલીની ઉપયોગિતા દર્શાવે છે, કેમકે એવા લેખોના અભાવથી સાહિત્યમાં ખોટ પડે તેમાં સંશય નથી. જરૂર તો એ લેખોની શૈલી વધારે પ્રસિદ્ધિ પામવાની છે કે ભાવ અનુભવનારા સર્વ લેખકો પદ્ય રચનાનો મિથ્યા પ્રયત્ન ન કરતા, જેઓ કવિ થવાને યોગ્ય ન હોય તેઓ પોતાની વૃત્તિને અનુકૂળ શૈલી ગ્રહણ કરતાં શિખી સાહિત્યની કંઈક સેવા બજાવી શકે. એ પ્રકારનું ગદ્ય લખનારા અસાધારણ બુદ્ધિશક્તિવાળી મ્હોટી રચનાઓ કરી શકે છે તે દર્શાવવા બાણભટ્ટ અને ડી ક્વિન્સી સરખાનાં ઉદાહરણ સમર્થ છે.

વર્ણનમા શુદ્ધ વર્ણન સિવાય કથા, આખ્યાયિકા, નવલકથા ઇત્યાદિ કલ્પનાજન્ય સાહિત્યનો પણ સમાવેશ થાય છે, અને આ સાહિત્યને ગદ્ય ઉચિત છે કે પદ્ય એ ચર્ચા પણ પ્રસ્તુત વિષયમા આવશ્યક છે. કાવ્યસાહિત્યનો ઇતિહાસ જોતા જણાય છે કે કવિતાનો મ્હોટો ભાગ વૃત્તાન્તકથનમાં જ રોકાયેલો છે. પ્રાચીન ભાષાઓમાંનાં વીરરસ કાવ્યો, અને પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યમાના વીર, શૃંગાર તથા કરુણ રસનાં કાવ્યો કથારૂપે છે, અને તેમની રસપૂર્ણતા દર્શાવે છે કે વૃત્તાન્ત-કથન જાતે કંઈ કવિત્વની વિરુદ્ધ નથી; ઉલટું, કવિત્વમય ભાવના આવિર્ભાવ માટે વૃત્તાન્તકથન ઘણી વાર જરૂરનું થઈ પડે છે એમ જોવામાં આવે છે. તેથી, આવી રચનાઓને છન્દ અનુકૂલ છે એમા સંદેહ લાગતો નથી. પરંતુ, કલ્પિત વૃત્તાન્તકથનના સમૂહનો જે "નવલકથા" નામનો મ્હોટો ભાગ અર્વાચીન સમયમા અતિવિસ્તાર પામ્યો છે તે સર્વ ગદ્યમા છે અને તેનું બધું સામર્થ્ય તથા તેની બધી ખુબી ગદ્યમા જ પ્રકટ થઇ શકે તેમ છે એ પણ નિઃસંદેહ છે. આ કારણથી નવલકથામા કલ્પનાના વ્યાપારથી થયેલી રચના છતાં તેને ઘણું ખરું કવિતાનું નામ આપવામાં આવતું નથી, અને

નવલકથાલેખક કવિ ગણાતા નથી. પરંતુ, કેટલાકને મતે જે કોઈ મનોવ્યાપારમાં કલ્પનામય નવી સૃષ્ટિ રચાતી હોય તે સર્વ કવિત્વના વ્યાપાર છે અને તેમને મતે ગદ્ય નવલકથા પણ કાવ્ય જ છે. ઇંગ્રેજી ભાષામાં Poet (કવિ), Poetry (કવિતા), એ શબ્દો ગ્રીક ધાતુ Poieo=to make (બનાવવું) પરથી થયેલા છે અને એ વ્યુત્પત્તિ આ મતનું સમર્થન કરે છે. સંસ્કૃત ભાષામા કવિ, કવિતા, શબ્દોની વ્યુત્પત્તિ બરોબર એ પ્રમાણે નથી, પરંતુ નવું ઉત્પન્ન કરવાનો–સ્રજવાનો–કવિનો અધિકાર સંસ્કૃત સાહિત્યમાં પણ કબુલ થયો છે અને કાવ્યપ્રકાશકાર મમ્મટે કવિને સૃષ્ટિ સ્રજનાર વિધાતા સાથે સરખાવી તથા વિધાતા કરતાં પણ વધારે સ્વતંત્ર, આનંદપૂર્ણ રસમય અને જયવંત સૃષ્ટિ રચનાર કહી આ જ મતનું પ્રતિપાદન કર્યું છે. પરંતુ, એ લક્ષમાં રાખવું જોઇએ કે આટલાથી જ નવલકથાનો કવિતા કહેવાવાનો હક સાબીત થઈ જતો નથી. ઉપર કરેલી ચર્ચા પ્રમાણે કવિતાની કલ્પનાજન્ય સૃષ્ટિમાં એક વિશેષ પ્રકારનું સૌન્દર્ય અને વિશેષ પ્રકારનો આવેશ અન્તર્ભૂત હોય છે અને તે તે સૃષ્ટિને છન્દનું રૂપ જ લેવડાવે છે. નવલકથાની કલ્પના એ રૂપથી દૂર રહે છે તો તે કલ્પના કવિતાના એક મ્હોટા અંશમા ખામીવાળી જ છે, અને નવલકથામા ભાવને પરિણામે રસ જે મન્દ છાયામાં પ્રાદુર્ભૂત થાય છે તે આ જ દર્શાવે છે. તે માટે, ગદ્ય કે પદ્યમાં બાહ્ય સ્વરૂપ પરથી કંઇ પણ આગ્રહ ન બાંધતાં છતાં એ સ્વરૂપભેદનું આન્તર જનક કારણ લક્ષમાં લેતાં નવલકથાને કવિતાની પદવી ન આપવી એ જ ઉચિત જણાય છે, અને તેને ઉતરતી પંક્તિનું પદ્ય કહેવા કરતાં ચઢીઆતી પંક્તિનું ગદ્ય કહેવું એ જ યોગ્ય છે અને એમાં જ યથાર્થ સ્થિતિનો સ્વીકાર છે. અલબત્ત, કલ્પનાના અંશથી અને ઘણી વાર વાક્યરચનાના અંશથી નવલકથા કવિતાની સીમાભૂમિની સંનિધિમાં હોય છે એ વાતનો અંગીકાર કરવો જોઇએ, પરંતુ તેની સાથે એ પણ લક્ષમાં રાખવું જોઇએ કે એ સીમાભૂમિથી દૂર રહેલાં સંભા-

પણ અને ઉપાખ્યાન પણ નવલકથામાં અવશ્ય આવે છે. એ રીતે પ્રત્યેક નવલકથાનો બધો ભાગ તો નહિ પણ ઘણો ભાગ 'રાગયુક્ત (કે રસમય) ગદ્ય' કહી શકાશે. નવલકથાની આખી રચના કલ્પના-પ્રભાવમાં કવિતાની લગભગ બરાબરી કરી શકશે, પણ કવિતાના બધા અંશોમાં તેવી બરાબરી થઈ શકશે નહિ. ઉત્તમોત્તમ કવિઓ અને ઉતમોત્તમ નવલકથાલેખકો વચ્ચેનું અંતર ગુપ્ત રહી શકે તેમ નથી. કલ્પનાબલથી વાસ્તવિક સૃષ્ટિના જેવી અને રસિક ભાગ જ દેખાઈ શકે એવી નવી માનવ સૃષ્ટિ—અને કદિ કદિ જડ સૃષ્ટિ—રચવામાં નવલકથાલેખક કવિની સમાન ઘણે ભાગે થઈ શકે છે. અને, કવિની બુદ્ધિશક્તિનો પ્રભાવ એ રચનાવ્યાપારમાં જ રહેલો છે એ ખરૂં છે, પણ, તે સાથે હૃદયભાવનું જે મનોહારિત્વ કવિતામાં સ્પષ્ટ અને સંપૂર્ણ રૂપે દર્શન દે છે તેની નવલકથામાં ઝાખી જ થાય છે, અને એ ન્યૂનતા મૂળમાંથી રહેલી જણાય છે. બાણભટ્ટની કાદમ્બરી વાંચનારને મોહિત કરી નાખે છે, તેના અલંકાર, તેની કલ્પના, ગદ્ય પદ્યનો ભેદ ઘડીભર ભૂલાવી દે છે એ ખોટું નથી, પણ, એ જ રચનારે કવિતામાં કૃતિ કરી હોત તો ભાવની ગહનતા અને ભાવનું સૌન્દર્ય આથી વધારે ન હોત એમ કહી શકાય નહિં. એની એ કૃતિ ગદ્યમાં પણ પ્રકટ થઈ શકી હોત અને પદ્યમાં પણ થઈ શકી હોત એમ ઉત્તમ રસજ્ઞ લેખકની કૃતિઓ માટે તો ન કહી શકાય, કેમકે તેની પોતાની સહૃદયતા અને ભાવપ્રેરણા તેના મનોવ્યાપારને યથાયોગ્ય માર્ગમાં જ દોરી જાય છે, અને એ વિવેક કરવાને તે પોતે જ સહુથી વધારે સમર્થ છે. પરંતુ, દરેક 'સ્રજનાર'નું વલણ અજ્ઞાત રીતે પોતાની શક્તિને અનુકૂળ સામગ્રીઓ જ એકઠી કરે છે, અને તેથી જ કાવ્યોમાંનાં વૃત્તાન્તો, અને નવલકથામાંના વૃત્તાન્તો ભાવયોગ્યતામાં તદ્દન જુદા જ પ્રકારનાં દેખાય છે. વળી, એની એ કથા કવિના અને નવલકથાલેખકના હાથમાં આવતાં જુદા જુદા રૂપની વિગતોના જુદા જુદા અંશોના પ્રાધાન્યવાળી, જુદા જુદા ઉદ્દેશવાળી, જુદા જુદા

પરિણામવાળી, થઈ જાય છે તેનું પણ આ જ કારણ છે. વળી, કવિતામા સહસા સત્યનું ઉંડું દર્શન થાય છે તેમ નવલકથામાં થતુ નથી. નવલકથામાં લાંબા વિસ્તાર પછી અને ઘણા પ્રયાસ પછી સત્યદર્શન થાય છે અને તેનું ઉંડાણ ઓછું હોય છે.

તત્ત્વચિંતન અને ધર્મોપદેશને વિશેષ રીતે ગદ્ય ઉચિત છે. પરંતુ, એ વિષયો પણ ઉપર કહેલે પ્રકારે પદ્યની સમીપ આવી શકે છે. ચિંતનમા જ્યારે ગહનતાની જોડે આવેશ દાખલ થાય છે અને ચિત્તને દોલાયમાન કરે છે, પૃથક્કરણ કરતાં ચિત્ત જ્યારે પદાર્થોના પડ ઉઘાડયા પછી પોતાના ખાસ વલણથી અને ખાસ રુચિથી બીજાં અંદરના પડ ઉઘાડી સૌન્દર્યની શોધ કરે છે, તર્કોનો અને તર્કોના વિષયોનો સંબંધ બતાવતાં ચિત્ત જ્યારે એ પ્રયાસમાં ઉત્પન્ન થતા ભાવોને સંગ્રહી રાખવાના સામર્થ્યથી શુષ્ક તર્કોને ભાવોના મિશ્રણથી રસાર્દ્ર કરે છે અને તર્કોના વિષયોની ભાવોના વિષયો બનવાની શકયતાનુ પણ પ્રતિપાદન કરે છે, ત્યારે તત્ત્વચિતનની ભાષા સાધારણ ગદ્યથી જુદા પ્રકારની થાય છે અને તેમા રાગની ચેતના પ્રવિષ્ટ થાય છે. ચિંતન કરનારમા કલ્પનાબલ કંઈને કંઈ તો હોય છે જ, પણ, તે જ્યારે વિશેષ હોય છે ત્યારે તર્કો કરવાની સાથે રસિક સૃષ્ટિ રચવાની પણ તેને વૃત્તિ થાય છે અને બે વ્યાપાર સાથે ચાલે છે **ઓલિવ સ્ક્રીનર** નામે દક્ષિણ **આફ્રિકાના નાતાલ** દેશમા વસનારી સ્ત્રીલેખકના " ડ્રીમ્સ " (સ્વપ્નો) નામે ગ્રંથમાંથી કેટલાક લેખોના ભાષાન્તર **જ્ઞાનસુધા** પત્રિકામાં માર્ચ–એપ્રિલ ૧૮૯૪ મા પ્રસિદ્ધ થયા છે, તથા ૧૮૯૬ ના જુલાઈના અંકમા ' સ્રજનારી ' અને ' યોગિરાજ 'ની ( રા. રા. બ. ક. ઠાકોરકૃત ) તરંગપૂર્ણ કથા પ્રસિદ્ધ થઇ છે, એ સર્વ આવા પ્રકારનાં ચિંતન છે. એ પ્રકારના કેટલાક ચિંતકો તર્કપ્રકાશનને વિશેષ મહત્ત્વ આપે છે, કેટલાક ભાવ-પ્રકાશનને વિશેષ મહત્ત્વ આપે છે, અને તે પ્રમાણે કવિતાની સીમા ભૂમિથી તેમના અન્તરમા ફેર પડે છે.

ધર્મોપદેશ પણ પ્રત્યક્ષતા મૂકી પરોક્ષ થતાં કવિતાની નજીક આવી શકે છે. પ્રત્યક્ષ ઉપદેશનું કવિતામાં સ્થાન જ નથી. અમે પૂર્વે એક પ્રસંગે ("ભોળાનાથ સારાભાઇના જીવનચરિત"ના વિવેચનમાં) કહ્યાં હતા તે વાક્યોમા જ કહીશુ કે "કવિતાનો હેતુ ઉત્કૃષ્ટ હૃદયોર્મિના આવિર્ભાવથી આનંદ આપવાનો હોય છે, અને માત્ર ઉચ્ચ ભાવના અને આદર્શ દ્વારા જ પરોક્ષ રીતે બોધ આપવાનો હોય છે. ગુરુ પેઠે પ્રકટ ઉપદેશ કરવા જતાં હૃદયને આર્દ્ર કરી આનંદિત કરવાનો હેતુ નિષ્ફળ થાય છે." તેથી, કવિતાની સીમાભૂમિ સમીપ આવવા સારૂ ગદ્ય ઉપદેશને પણ પ્રત્યક્ષમાંથી પરોક્ષ સ્વરૂપમાં આવવું પડે છે.

છન્દ વિશેની ચર્ચા સમાપ્ત કરતા પહેલાં આ સંબંધે 'માહરી મજેહ તથા બીજી કવિતાઓ" એ નામે એક પારસી ધનવાન ગ્રન્થકારની રચનાના પુસ્તક વિશે તથા તે પુસ્તક પ્રસિદ્ધ કરતાં તેના પ્રકાશકે પ્રસ્તાવનામા કવિતા અને છન્દના સંબંધ ઉપર કરેલા વિવેચન વિશે થોડુંક કહેવાની જરૂર જણાય છે.* આ પુસ્તક પ્રસિદ્ધ થયાને ચાર વર્ષ થઈ ગયાં છે અને તે ઉપર પારસી પત્રોએ જુદી જુદી જાતની ટીકાઓ પણ કરી છે. પરંતુ, કવિતાના સ્વરૂપ વિશે અને ગુજરાતી કવિતાના સાહિત્ય વિશે અગત્યના પ્રશ્નો આ વિવેચનમાં સમાયેલા છે તેથી આ સમયે તેની ચર્ચા અયોગ્ય નહિં થાય. એ પુસ્તક લખનાર બેહેસ્તનશીન શેઠની નેકી, બાહાદરી, અમીરી ખવાસ, ઉમદા સખાવત, અભ્યાસનો શોખ, એ બધા માટે અમને પૂરેપૂરી માનની લાગણી છે, પરંતુ, તેમની કવિત્વશક્તિ એ જુદો જ પ્રશ્ન છે અને તેની પરીક્ષા કરતા મી. મીસ્તરી જે ધોરણ બાંધે છે તે કબુલ કરી શકાય તેવું નથી જ.

ગુજરાતી ભાષાની કવિતાના મી. મીસ્તરી 'હિંદુ-સ્કુલ,' 'ફારસી-સ્કુલ,' અને 'ઇંગ્રેજી-સ્કુલ' એવા ત્રણ વર્ગ પાડે છે.

* બનાવનાર શેઠ જમસેદજી નસરવાનજી પીતીત. એડીત કરનાર મી. જીજીભાઇ પેસ્તનજી મીસ્તરી. એમ. એ.

'ફારસી–સ્કુલ' વિશે કંઈ વિશેષ કહેવા અમે ઇચ્છતા નથી. મી. **મી**સ્તરી પોતે જ એ વર્ગને ઉત્તમ કહેતા નથી. 'એ સ્કુલના લખનારાઓ પોતાની કવિતાની જોડણીમાં ફારસી ખેતબાજી, અને એબારત–બંધણની નકલ કરતા હતા, અને પોતાના વિચારોમાં પણ ફારસી સહરાધાત અને રંગીનતા આમેજ કરતા હતા.' એ રચનાઓનો ગુજરાતી કહેવાવાનો થોડો જ હક છે. ગુજરાતી ક્રિયાપદોથી અને વિભક્તિના પ્રત્યયોથી ફારસી શબ્દો જોડવાને બદલે તો તમામ લખાણ ફારસીમાં જ કરવું એ વધારે ઉત્તમ છે, કે તે ગમે તે એક ભાષામા છે એમ તો નિશ્ચયથી કહી શકાય જ. પણ 'હિંદુ–સ્કુલ' અને 'ઇંગ્રેજી–સ્કુલ' વિશે વધારે કહેવાની જરૂર છે. મી. **મી**સ્તરી સાથે એકમત થઈ અમે પણ કહીએ છીએ કે 'એક કવિ કુદરતથી જ કવિ તરીકે જન્મેલો હોય છે તે હુનરથી કદી બનતો નથી,' 'પિંગળના કાયદા પ્રમાણે ચાલનાર સાધારણ કેળવણી વટીકનો કોઈ પણ માણસ, માપી તોળી, તથા કાપી કુપીને બનાવી કહાડેલી લીટીઓથી પોતાને કવિનો એલકાબ સેહલમાં આપી શકે' એ 'કવિતા વિશેનો ખ્યાલ' ઘણો 'હલકો' છે, અને અમે કબુલ કરીએ છીએ કે ગુજરાતી સાહિત્યમાં એવાં 'હુનરથી યોજેલા' કવિતા કહેવાતાં પદ્ય ઘણાં છે. પણ મી. **મી**સ્તરી આથી અગાડી જાય છે. અને તેમ કરતાં બે મહોટી ભૂલ કરે છે. તેઓ કહે છે કે ગુજરાતી સાહિત્યમાં એથી બીજી જાતની કવિતા જ નથી, અને ખરી કવિતા માટે પિંગળના કાયદાઓની જરૂર નથી એટલું જ નહિં પણ પિંગળના કાયદાઓનો અમલ હોય ત્યા સુધી ખરી કવિતા થઈ શકે જ નહિં. આ ભૂલોનું એક મહોટું કારણ એ છે કે શેઠ **જમશેદજી પી**તીતના લખાણને કવિતા ઠરાવી આપવાનું અઘરૂં કામ મી. **મી**સ્તરીએ માથે લીધેલું છે. ગુજરાતી ભાષામાં 'છેલ્લામા છેલ્લા બે કવિઓ નર્મદાશંકર તથા દલપતરામ ડાહ્યાભાઇ' છે એથી વધારે ખબર મી. **મી**સ્તરીને ન હોય તેનું કારણ સમજી શકાય તેમ છે, પણ, એટલી જ માહીતી પરથી ગુજરાતી ભાષાની

કવિતા પર ટીકા કરવા નિકળી પડવામાં તેમણે કરેલા સાહસ માટે સહેલાઇથી માફી આપી શકાય તેમ નથી. નર્મદાશંકર અને દલપતરામને નમુના તરીકે બતાવવા જેવા અને ઉંચી કવિત્વશક્તિ ધરાવનારા કવિઓ અમે કહેતા જ નથી, પરંતુ (જુની ગુજરાતી કવિતા બાજુએ મુકીએ તોપણ ) જેને ' કુસુમમાળા ' ( અને ' હૃદયવીણા ') તથા ' વસંતવિજય ' ' અને ચક્રવાકમિથુન ' ના કર્તા વિશે ખબર ન હોય તેને વર્તમાન સમયના ગુજરાતી સાહિત્યની ચર્ચા કરવાનો હક જ નથી. પણ મી. મીસ્તરીની બીજી ભૂલ ઘણી વધારે તાજુબી ભરેલી છે. સુધરેલી દુનિયામાના એકે એક દેશના સાહિત્યમા કવિતા પિંગળના ( છન્દના ) નિયમો પ્રમાણે થઈ છે, માણુસ જાતિના અનુભવથી સમજાયું છે કે કવિતાનો અને છન્દ ( metre ) નો સંબંધ માત્ર સંકેત ( convention ) નો નથી પણ અન્દરના સ્વરૂપનો છે, દુનિયાના મ્હોટા મ્હોટા કવિઓએ છન્દમા જ કવિતા કરી છે અને તેમ કરતાં તેમને પરમ આનંદ થયો છે: એ મ્હોટી અને સુપ્રસિદ્ધ વાત પણ લીધેલો પક્ષ ગમે તે રીતે સાબીત કરવાનો પ્રયત્ન કરતા ( in making out a case ) મી. મીસ્તરીના ધ્યાનમાંથી ખસી ગઈ છે. એ ખરૂં છે કે મી. મીસ્તરી છન્દને metre નથી કહેતા પણ ' મિઝાન યા વઝન ' ને metre કહે છે, અને છન્દ ન જોઇએ એમ કહેવા છતાં કબુલ કરે છે કે ' દરેક સારી રીતે લખાયલી કવિતામાં મિઝાન યા વઝનની હાજરી ના પાડી શકાતી નથી.' છન્દ અને મિઝાન યા વઝન વચ્ચેનો ભેદ તેમણે કહી બતાવ્યો નથી; પણ તાલના કોઈ રીતના માપને તેઓ મિઝાન યા વઝન કહે છે, અને ગુજરાતી તથા સંસ્કૃત ભાષામાંના ' પિંગળના કાયદાઓ ' ને છન્દ કહે છે એમ જણાય છે. આ પરથી માલમ પડે છે કે છન્દમાં પણ તાલનું માપ હમેશ આવે છે એની તેમને ખબર નથી. અલબત્ત, છન્દમાં તાલના માપ ઉપરાંત લઘુ ગુરુ અક્ષરોની રચના પ્રમાણે કે આખી લીંટીની કુલ માત્રા પ્રમાણે અમુક ગોઠવણ હોવી

જરૂરની છે, પણ, એ યાદ રાખવું જોઇએ કે ગુજરાતી ભાષામાં શબ્દોના ઇંગ્રેજી જેવા સ્વરોચ્ચાર ( accent ) નથી અને તેથી એવી ગોઠવણ વિના કવિતા સુસ્વર ( harmonious ) થઈ શકતી નથી. જેમ ગુજરાતી છન્દમાં ઇંગ્રેજી ભાષાની કવિતા કર્યાથી તે હસવા સરખી અને કઠોર સ્વરની લાગે છે, તેમ જ ઇંગ્રેજી રીતે સ્વરોચ્ચારના ' મિઝાન યા વઝન ' પ્રમાણે ગુજરાતી ભાષામાં કવિતા કર્યાથી તે પણ તેવી લાગે છે. એ બે ભાષાઓની વિશેષ વૃત્તિ (genius) જુદી છે અને તેથી તાલનું માપ બન્નેમા એક સરખી રીતે મેળવી શકાતું નથી. આ ફેર જોવા માટે ઉદાહરણ લઈશું.

' જડિ રત્નવડે રુડિ વ્યોમભૂમિ
કરિ સાફ, તહીં રસભેર ઘુમી,
રમતો કદલી સહ તાળિ દઈ,
કંઇ ધીર સમીર વહેછ અહીં; '

**( કુસુમમાળા ).**

'સલગી જ્યારે આકાશપર સૂર્યની જોત,
ઉઘાડયા ફુલોએ, પોતાના હોટ,
* * * * * * * *
ખખડે સુકાં પાતરાએર પગની હેઠલ,
ધસડી લાવે પવન સુગંધને શીતલ. '

**( માહરી મજેહ ).**

છન્દનું ચઢિયાતાપણું અહીં તરત જણાઈ આવશે. પહેલું પદ્ય છન્દમા છે અને તોટક છન્દનું માપ જાણનાર સહુ કોઇને તેની સુસ્વરના અને મધુરતાની ખબર છે. મી. **મી**સ્તરીના કહેવા પ્રમાણે બીજું પદ્ય મિઝાન યા વઝનમાં છે, અને સુસ્વરતા (harmony) શબ્દનો અર્થ જેને ફક્ત કોશ પરથી નહિં પણ પોતાના કાનથી ખબર છે તેવો કોઈ પણ માણસ એ પદ્યમા સુસ્વરતા છે એમ કહેનારો નિક-

ળશે એમ અમે ધારતા નથી. અને તેનું કારણ એ છે કે ગુજરાતી ભાષામાં સુસ્વરતા છન્દમાં અથવા સંગીતમાં જ આવી શકે છે. 'માહરી મજેહ'ના પદ્યમાં તાલનું ઠેકાણું રહેતું નથી, દરેક લીંટીને છેડે શબ્દોની ગતિ તુટી પડે છે, લીંટીના પાછલા ભાગના શબ્દો ગુજરાતી ભાષાથી જુદી જ જાતના સ્વરોચ્ચારથી બોલવા પડે છે, આખો અર્થ પેદા કરવા સારૂ લીંટીઓને એક બીજા સાથે મળતાં બહુ મુશ્કેલી પડે છે, એ બધાનું કારણ સ્વરો બોલાવાની જે ઠોકરાતી અને અથડાતી પદ્ધતિને મી. મીસ્તરી 'મિઝાન યા વઝન' કહે છે તે છે.

કવિતા એકંદરે સુસ્વર ( harmonious ) હોવી જોઇએ એની મી. મીસ્તરી ના પાડતા નથી એમ લાગે છે, કારણ કે જે 'ટીકાકાર' (sic) નાં વાક્યો તેઓ આધાર માટે ઉતારે છે તે જ એ વાત કબુલ કરે છે. તેથી, સવાલ માત્ર એટલો જ રહ્યો કે કવિતામા સુસ્વરતા શી રીતે ઉત્પન્ન થાય. આ અંશનું પૃથક્કરણ કરતા તરત ખાતરી થશે કે સુસ્વરતા કદાપિ સંગીત (music) થી વિરુદ્ધ હોઈ શકતી નથી. અલબત્ત, કવિતા તે સંગીત નથી, અને ભાવ (feelng) પ્રકટ કરવાનો કવિતાનો પ્રકાર સંગીતના પ્રકારથી જુદો છે તે ઉપર અમે લંબાણથી બતાવ્યું છે. પણ તેની સાથે એ પણ બતાવ્યું છે કે કવિતામાં સંગીત તરફ વલણ હોય છે, કેમકે સુન્દરતા મેળવવી એ કવિતાનો એક હેતુ છે, કવિના હૃદયમાં રહેલી કવિતા સ્વરના સાધન મારફત બહાર પડે છે, અને સ્વરોની ગતિ સંગીત તરફ હોય ત્યારે જ તે સુન્દરતા ધારણ કરી શકે છે. ઉપર જે વિવેચન કરી ગયા છીએ તે ફરી કહી ન જતાં અહીં એટલું જ કહીશું કે ડેવિડ મેસન કહે છે તેમ કવિતા કરવામાં ગુંથાયેલું મન અમુક દરજ્જે ઉશ્કેરાયેલું હોય છે અને એવી આવેશની અવસ્થામાં મનની ક્રિયાઓ અને તે સાથે વાણીના ઉચ્ચાર પણ કોઇક જાતનાં આન્દોલન (vibrations)મા ગોઠવાય છે અને એવાં આન્દોલન નિયમિત અન્તરે આવે છે ત્યારે જ તેમાં વિશેષ ખુબી

રહે છે. સંગીત તરફના વલણની સુન્દરતાથી અને આવેશવાળા આ આન્દોલનની ખુબીથી કવિતામાં સુસ્વરતા ઉત્પન્ન થાય છે, અને એ બન્નેમાં નિયમિત ગતિ–નિયમ પ્રમાણે રચના–મુખ્યત્વે રહેલા છે એ સ્પષ્ટ છે. આ નિયમ તે જ છન્દ છે. તેથી 'ખરિ કવિતામા પિંગળના કાયદાઓની જરૂર જ નથી,' 'કલ્પનાને કાયદાઓની જંજીરમાં જકડાવા દીધી તો પછી તેના હાથ પગ ગોયા લાગી જાય છે' એમ જે કાયદાઓ અથવા નિયમ સામે મી. **બી**સ્તરી અણગમો બતાવે છે તે આધાર વગરનો છે અને કવિતાના ખરા સ્વરૂપની પરીક્ષાને ઘટતો નથી. **લી હ**ન્ટના ઉપર ઉતારેલાં વાક્યમાં કહ્યું હતું તેમ ખરા કવિને છન્દ એ બન્ધન નથી પણ સહાયતા છે, આનન્દ છે. સુન્દરતા નિયમ વગરની હોઈ શકતી નથી, નિયમવાળી જ અને નિયમ વડે જ હોઈ શકે છે. સુન્દરતાથી ભરેલી દુનિયાના બનાવનારે પણ પોતાની રચનાને નિયમમાં જ ગોઠવી છે, નિયમો વડે, કાયદાઓ વડે જ તે સુન્દરતા ઉત્પન્ન કરે છે.

એ તો ખરૂં છે કે કવિતા સ્વયંભૂ (spontaneous) છે, અને હૃદયના અન્તઃક્ષોભ (emotion) થી ઉત્પન્ન થાય છે, કારીગરની બનાવટ માફક તે કંઈ કવિ ધારે તે વખતે અને તે ધારે તે રીતે ઉત્પન્ન થઈ શકતી નથી, પણ, ભાવના ઉદ્દીપનથી પોતાનો રસ્તો પોતાની મેળે કરી લે છે. પણ તેના આ સ્વરૂપથી છન્દની રચના વિરુદ્ધ નથી. જે મૂળમાથી કવિતા ઉત્પન્ન થાય છે તે મૂળમાં જ છન્દનાં બીજ રહેલાં હોય છે અને ત્યાંથી પોતાની સાથે છન્દને લઈને જ તે નિકળે છે. કવિતાના ભાવને બહાર પ્રકટ થવાને છન્દની જરૂર પડે છે, કેમકે એ ભાવ જે સુન્દરતા અને આવેશ બહાર પાડવા પ્રયત્ન કરે છે તેનો આકાર છન્દમા તેને મળી આવે છે. અલબત્ત, કવિઓ પહેલાં તો છન્દને બહારના કૃત્રિમ (artificial) સાધન તરીકે વાપરવાનું શરૂ કરે છે, પણ ઉપર ઉતારેલા વચનમાં એડવર્ડ ડાઉડન કહે છે તેમ બધા કલાવિધાયકો (artists) પહેલાં

એવા કૃત્રિમ નિયમોથી શરૂઆત કરે છે; પણ અગાડી જતાં, એ નિયમો જગત્મા ફેલાઈ રહેલી જે સુન્દરતાનાં પરિણામ છે તે સુન્દરતાને અનુકૂળ જ્યારે તે કલાવિધાયકોનું જીવન થઈ જાય છે ત્યારે કૃત્રિમતા તેમની આગળથી ખસી જાય છે અને તેમની જીંદગાની એ નિયમોવાળી કુદરતી જીંદગાનીમાં ભળી જતા તેમના ભાવ, ક્રિયા, રચના, એ બધુ સ્વાભાવિક રીતે એ નિયમો પ્રમાણે જ થયા જાય છે. આ રીતે જેમ સમુદ્રના મોજાંને બન્ધન લાગતું નથી તેમ સુન્દરતાના નિયમો કવિઓને અડચણ કરતા નથી પણ આનંદ આપે છે. કવિના મનમા છન્દમાં જ વચનો રચાય છે. કવિ કંઈ પોતે ધારે તે ભાવની કવિતા કરી શકતો નથી, કેમકે ભાવ સ્વયંભૂ છે; તેમ એ ભાવ કવિ ધારે તે છન્દમાં તે પ્રકટ કરી શકતો નથી, પણ ભાવ પોતે જ પોતાને ઘટતો છન્દ ખોળી લે છે અને તે છન્દ પસંદ કર્યા વિના કવિને છુટકો જ નથી હોતો. આ વિશે પ્રથમ વિસ્તારથી કહ્યું છે.

'પિંગળના કાયદાઓ' આ રીતે કવિતાના અન્દરના સ્વરૂપ જોડે જોડાયેલા છે અને મિ. **મીસ્તરી** ધારે છે તેવી તેમની કીમત હલકી નથી. એ કાયદાઓ 'બેડીઓ' નથી પણ કવિતાને ઉંચે ઉડવાની પાંખો છે. નિર્દયતાથી પાંખો તોડી નાખેલા પક્ષી માફક છન્દ વિનાની કવિતા જમીન પર અને ધૂળમાં જ ગોથાં ખાય છે. સુન્દરતાનું રહસ્ય ( secret ) સમજનાર જગત્કર્તાએ તો પાંખો વિનાના પક્ષી બનાવ્યાં જ નથી, અને પાખો વિનાનાં પક્ષીમાં સુન્દરતા અને ગતિ નથી હોતી એટલું જ નહિં પણ જીવ કચરાઈ ગયેલો અને આકાર દયામણો હોય છે. એવા છન્દ વિનાની કવિતાના રૂપના ઉદાહરણ માટે **"આહરી મજેહ"**માંથી 'દરિયાના એક કોરા (કોડા) વિષે'ની થોડી લીટીઓ ઉતારીશું.

'ક્રિયા મહાસાગરનું તલિયું હશે,
કે પાકીને તું તેમાં બન્યું હશે?

થયાં હશે તું પરથી વેપારી વહાન
કંઇ સેંકડો પસાર; જે મોજાની હેઠ,
રેતીઓની રચકણમા, નાહરૂ બદન,
પામ્યું આએ તીપકીનું રંગીન પહેરન,
તે મોજામાં કોણ જાણે કેટલા મનખ,
ભાગેલાં વહાનમાથી પડતાં હેઠલ,
તેં દીઠા હશે; '

આ લીટીઓમાં સારૂં પદ્ય નથી તેમ સારૂં ગદ્ય નથી. ડેવિડ મેસન કહે છે કે ભાવમાં અમુક દરજ્જે પહોંચેલા વિચારો પદ્યમા કે છન્દમા જ શોભે છે અને ગદ્યમા તે જાહેર કરતાં એક જાતની શરમ લાગે છે તેનો ખરેખરો દાખલો આ લીટીઓમાં છે. છન્દમા એ વિચારો જુદી જ રીતે ગોઠવાયા હોત, પણ છે તેવી ગોઠવણમાં તો એ વિચારો દોહોડડાહ્યાના કે દંભીના વાક્યો પેઠે શરમની હદ પાર ગયેલા લાગે છે. શરમ ભાવને લીધે નથી, ભાવની ખામીને લીધે છે, અને એ ખામીએ જ છન્દનો માર્ગ સુઝાડયો નથી. જ્યાં કવિત્વ ખરેખરૂ હોય છે ત્યા ભાવ કહી બતાવ્યાથી શરમ કે સંકોચ જરા પણ થતાં નથી પણ આનન્દની અને ઉત્સાહની પ્રેરણા જ થાય છે. એક જ ઉદાહરણ લઈએ,

'જે ઠામ ઠામ રઝળ્યો શુભ પાત્ર કાજે,
તે કોહિનૂર તુજ વેણિ વિશે વિરાજે;
જાણું ન તે થકિ શું વેણિસમૂહ શોભ્યો,
કે તે કિરીટમણિ જે નમિ શીર્ષ થોભ્યો ?*

(જ્યુબિલિ અથવા વિનોદિની. રા. ભીમરાવ કૃત).

---

* મિ શીસ્તરી સરખા પારસી વાંચનાર માટે આ શ્લોકનું તાત્પર્ય કહીએ છીએ. લીટીઓ મહારાણી વિક્ટોરિયાને સંબોધન કરીને કહેલી છે: જે કોહિનૂર પોતાને યોગ્ય પહેરનાર માટે ઠામ ઠામ ભટકયો તે તારા

અહીં છન્દ કૃત્રિમ છે કે બેઠી–રૂપ છે એમ કોણ કહેશે? છન્દ વિના આ ભાવ જણાવી શકાત જ નહિં અને ભાવ જ આ છન્દની માગણી કરે છે એમ કબુલ કર્યા વિના કોને ચાલશે? જે સુન્દરતા અને ઉદારતા કવિતાના ભાવમાં છે તે જ છન્દમાં છે, તત્ત્વ (spirit) અને રૂપ (form) એક બીજાને ઘટતાં છે, બે સાથે ન હોત તો ખામીજ રહી જાત, એ વાત રસિક જનને અજાણી રહે તેમ નથી.

પોતાના મતના આધારમાં મિ. **મી**સ્તરી "એદીનબર્ગ રીવ્યુ" માંથી 'એક બાહોશ લખનારના' જે વિચારો ઉતારી બતાવે છે તે જ તેમના મતને ટેકો આપતા નથી. એ લખનાર કહે છે કે **શેક**સ-પીઅર અને **મિલ્ટન** સરખા મહાન્ કવિઓએ છન્દના સ્થપાયેલા નિયમો પર લક્ષ આપ્યું નહોતુ પણ પોતાના કાન પર જ આધાર રાખ્યો હતો. આનું તાત્પર્ય એ નથી કે એ કવિઓએ પોતાની કવિતા છન્દમા લખી નથી. તેમની કવિતા છન્દમા જ છે, નહિં ગદ્ય અને નહિં પદ્ય એવી તાલના ઠેકાણા વિનાની અને સ્વરોચ્ચારમા પણ ઢંગધડા વિનાની જે 'કવિતા'નો હક કરનારી લીંટીઓનો મિ. **મી**સ્તરી બચાવ કરવા નિકળ્યા છે એવા રૂપની એ કવિઓની કૃતિ નથી. છન્દના સ્થાપન થયેલા નિયમો તેમણે પાળ્યા નથી પણ તે પરથી એમ કહેવાય નહિં કે તેમણે છન્દના નિયમ તોડયા છે. તેમણે પોતાના કાન પર આધાર રાખી તાલનો અનુક્રમ સાચવ્યો છે અને નવા છન્દ બનાવ્યા છે. અને તેથી છન્દની જરૂર વિરુદ્ધ કંઈ સાબીત થતુ નથી. એ કવિઓએ તાલનો અનુક્રમ અને સ્વરોચ્ચારની સુન્દરતા નથી સાચવી એમ તો એ લખનારનું કહેવું છે જ નહિં. તો પછી તેમણે જુના

---

**અંબોડામાં હવે ચળકે છે, તેથી તારા અંબોડાને શોભા મળી કે તે મુગ-ટનો મણિ ( કોહિનૂર ) જે તારે માથે આવી નમીને અટકયો તેને શોભા મળી તે હું જાણતો નથી ( કેમકે બન્ને એકએકને દીપાવે તેવાં છે ).**

**આમ છન્દમાંથી ગદ્યમાં મુકતાં જ કાવ્યની ખુબી જતી રહે છે, તે જ શું છન્દની ઉત્તમતાનો પુરાવો નથી ?**

છન્દ કબુલ રાખ્યા કે નવા છન્દ બનાવ્યા એ વાત મુદ્દાની નથી. જુના છન્દમા જ 'પિંગળના કાયદાઓ' આવી શકે છે અને નવામાં તે આવી શકતા જ નથી એમ કોઈ કહેતું જ નથી. ગુજરાતી ભાષામાં પણ દયારામની ગરબીઓ, રા. નવલરામનો મેઘ છન્દ, રા. મણિલાલનો વિષમ હરિગીત છન્દ, ઇત્યાદિ અનેક નવા છન્દના દાખલા સારી પેઠે જાણીતા છે. મિલ્ટનના જે સ્વરાવરોહ ( cadences ) ને એ લખનાર અતિમનોહર ( exquisite ) કહે છે તે શું કોઈ પણ નિયમોની રચના વગર આવ્યા છે, તે શું છન્દ વિના કદિ જોવામાં આવ્યા છે? તે શું 'માહરી મજેહ'માં કોઈ ઠેકાણે મિ. મીસ્તરી બતાવી શકે છે? જે કોલેરિજનો મિ. મીસ્તરી અગાડી જતા આધાર લે છે તે જ ( ઉપર પ્રથમ ઉતાર્યા તે વાક્યોમાં ) કહે છે કે સુન્દરતા નિયમમા છે, નિયમ વિનાના ગુંચવાડામા નથી, અને તે સુન્દરતા સાથે જોડાવા સારૂ કવિતાના તત્ત્વને નિયમોની મર્યાદામાં રહેવું જરૂરનું છે. બ્હાર પડવા સારૂ કવિતાને શરીર ધારણ કરવું પડે છે, અને શરીર હોય ત્યા વ્યવસ્થા હોય જ, અવ્યવસ્થા હોય નહિં.

અલબત્ત, આ બધું જે કહ્યું તે ખરેખરા ઉત્તમ ભાવવાળી કવિતા માટે, છન્દમાં થતી બધી રચનાઓ માટે નહિ. છન્દમાં થાય તે કવિતા હોવી જ જોઇએ એમ અમે નથી કહેતા; કવિતા થાય તે છન્દમાં જ હોવી જોઇએ એમ અમે કહીએ છીએ. છન્દમાં જરા પણ કવિત્વ વિનાની અને ફક્ત ચતુરાઈ ( ingenuity ) બતાવનારી લીંટીઓ લખાઈ શકે છે અને ગુજરાતી ભાષામાં ઘણી લખાઈ છે એ અમે કબુલ કરીએ છીએ. પણ આટલા પરથી 'હિંદુ–સ્કુલ' બનાવી દેવાનો મિ. મીસ્તરીને અધિકાર નહોતો. 'હિંદુ–સ્કુલની કવિતાઓના કાયદાઓ.' અને 'તે કવિતાઓના અભ્યાસ' વિશે મિ. મીસ્તરીએ વિચિત્ર વાતો લખી છે તે કેવી હસવા સરખી છે તે વિશે તેમની ખાતરી કરવા અમે તેમને એ 'કવિતાના કાયદાઓ'નું સાહિત્ય વાંચવા ભલામણ કરીએ છીએ, અને અહીં થોડાં કાવ્ય ઉતારીએ

છીએ કે જેથી ગુજરાતી ભાષામાંનાં કેટલાંક કાવ્યો વાંચવાની તેમને જિજ્ઞાસા થાય.

'ગગને અતિગૂઢ લખ્યું વિધિયે
કંઇ કાવ્ય ગભીર કલાનિધિયે
ચળકંત રુડા કંઈ તારલિયા
જહિં શબ્દ અનુપમ રૂહે બનિયા.'

'શાન્ત આ રજની મહીં મધુરો કહીં રવ આ-દુહુ—
પડિયો ઝિણો શ્રવણે અહીં? શું હું સ્વપ્નમાં સુખ આ લહું?

* * * * * * * * * * * * *

મધ્યરાત્રિ સમે ત્હને અલિ કોકિલા! શું આ ગમ્યું?—
હાં, મેહુલો વરશી રહ્યો ત્હેણેથી તુજ મનડું ભમ્યું;
દુઃખ નવ સ્વપ્ને દીઠું ને સુખ મહીં તું રેલતી,
આ રમ્ય રાત્રી મહીં અધિક આનંદ ગાને ખેલતી.'

(કુસુમમાળા. રા. નરસિંહરાવ કૃત).

'ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે,
અંધાર સાથ કંઇ વાત ઊંડી વદે છે,
તારાગણો ઉછળતા સરિતાતરંગે;—
ને કોણ આ તટ ઊભી? નહિં કોઇ સંગે.'

'આ ભવ્ય ઘોષ અતિગૂઢ, પડંતાં જે શ્રવણે,
કંઇ ભૂત ભાવિના ધ્વનિ ઊંડા હૃદયે ગગણે,
એ ઘોષ ગભીરો સિન્ધુ-ઊંડાણ વિશે જનમી,
કંઇ અનન્તતાના પૂર વિશે રૂહેતો જ રમી.'

(હૃદયવીણા. રા. નરસિંહરાવ કૃત).

'ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમળ પસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાંખે હલાવી રસિકહૃદયને, વૃત્તિથી દાબ જાય.'

( વસંતવિજય. રા. મણિશંકર કૃત. ).

'આવતોતો હું' અને 'જતોતો તું' એવી જે લીટીઓને મિ. મીસ્તરી કવિતા કહેવડાવવાનો પ્રયત્ન કરે છે તેમાંથી આ ભાવ અને આ ચિત્ર તેઓ કહાડી આપી શકશે?

'ઝાડોના લીલા ઝુમખાઓ ઉપર,
પાતરાઓની નહાની હથેલી અંદર,
સોનેરી કિરણના રેલાની માહે,
હીરા પેરે દ્રવનાં ટીપાઓ દેખાએ;
કોઇ તો પાતરાંઓની અણિઓ પર,
ચલકેછ, જહવેર જેમ કાનની અંદર.'

( માહરી મજેહ ).

આ લીંટીઓ ગદ્ય હો કે પદ્ય હો, પણ કલ્પનાથી બનેલા સાહિત્યમા જે જીવ, જે ચેતના, જે ઉદ્દીપન, હોય છે અને હોવું જોઇએ તેમાનું એમા કંઈ પણ જોવામા આવે છે?

છન્દ તે કવિતાના તત્ત્વને જાળવી રાખનાર રૂપ છે, અને, આ 'મિઝાન યા વઝન' ઉપહાસ માટે કવિતાની નકલ ( parody ) બનાવવા સિવાય બીજા કશા ઉપયોગનું નથીઃ એનાં ઉદાહરણ બીજી રીતે જોવા છન્દમા રચાયેલાં કાવ્ય મિઝાન યા વઝનમાં ગોઠવવાનો પ્રયત્ન કરી જોઇએ.

'વહી જતાં ઝરણાં શ્રમને હરે, ઝરા વહેછ ને લઈ લેછ થાક,
નિરખતાં રચનાઃ નયનો ઠરે; જોઇને આંખો થાયછ મગન;

| | |
|---|---|
| મધુર શબ્દ વિહંગ બધાં કરે, | પંખીઓ બી મીઠું ગાનું કરે, |
| રસિકનાં હૃદયો રસથી ભરે.' | જીગરમાં ખુશાલી પેદા કરે. |

( વસંતવિજય. )

| | |
|---|---|
| 'ઉષા શીળી ઝળકી જે'વી, | બામદાદની રોશની નિકળી જેવી, |
| રવિજ્યોતિમા ડુબી ત્હેવી ! | સૂરજની બુલંદ ભભકમા ડુબી; |
| કળા શેષ એક જે'ની રહી | ચાદરાતનો માહતાબ આવ્યો નજર, |
| ઉગી ચંદ્રા પિગળી એ ગઇ !' | ગુમ થયો તરત આકાશ અંદર. |

( હૃદયવીણા. )

જમણા હાથ તરફનું ભાષાન્તર * **'માહરી મઝેહ'**ની તરેહ પ્રમાણે કર્યું છે, અને અસલ તથા નકલ વચ્ચેનો તફાવત બતાવી આપે છે કે કવિતામાંથી છન્દ લઈ લેતા સુસ્વરતા જતી રહે છે, મધુરતા જતી રહે છે, ચમત્કાર જતો રહે છે, કલ્પનાની ખુબી જતી રહે છે, અને જે ભાવ અર્ધ ગૂઢ હોઈ મનોહર લાગતો હતો તે કઢંગા રૂપમાં પ્રકટ થતા તેમા નીરસતા જણાય છે અને તેથી આશાભંગ થાય છે. ભાવને ગૂઢ–વ્યંગ્ય–રાખવામા જે ચમત્કાર છે તે છન્દ જ જાળવી શકે છે, અને છન્દ ન હોય ત્યા તે પણ નથી હોતો. છન્દમાં ગોઠવાતાં શબ્દોના અર્થ બદલાતા નથી, પણ તેમના વિશેષ પ્રકારના ઉચ્ચાર તેમને વિશેષ શક્તિ આપે છે, અને તે ન હોય તો કવિતા અસમર્થ જ થઈ જાય.

'ઝાંખા ભૂરા ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ'!

( ચક્રવાકમિથુન. )

---

*** 'કળા શેષ એક જે'ની રહી' એ સુદ બીજના નહિં પણ વદ ચૌદસના ચંદ્રમા માટે છે, પણ બીજું ભાષાન્તર શક્ય ન લાગવાથી 'ચાંદરાતનો માહતાબ' લખ્યું છે.**

૯

એ વર્ણન કુતૂહલ ઉત્પન્ન કરી મનનું આકર્ષણ કરે છે, કવિએ કહેલું ચિત્ર કલ્પવા મનમા ઉત્કંઠા ઉત્પન્ન થાય છે, પણ,

'દિસે તેમની પાછલ ભુરારંગી પાહડ—
ના વાદલસે મલતા, ધુમાડયા આકાર;'

(માહરી મજેહ.)

એ ચિત્ર તરફ કોનું મન ખેંચાશે ? 'ભુરારંગી પાહડ' !—એવા પહાડ જોવા કોણ ઇચ્છા કરે છે ? પહાડને 'ભુરારંગી' કહેવામાં કંઈ કવિત્વ છે ? 'ઝાખાં ભૂરા' એ શબ્દોને જ મન્દાક્રાન્તા છન્દના આરંભ પ્રમાણે ન બોલતા સાધારણ ગદ્ય પ્રમાણે બોલી જોઇએ,–એમાં શો ચમત્કાર છે ? અને 'વાદલસે મલતા' એ તે ઉપમા દર્શાવવાની રીત છે ? 'હોય જાણે તરંગ' એવી રીતે અલંકાર દર્શાવવામાં વધારે રમ્યતા નથી ? 'ધુમાડયા આકાર' એ ખરૂં ગુજરાતી જ નથી અને હોય તોપણ એ પદમાં શી ખુબી છે કે તે કવિતામાં મુકવા યોગ્ય થાય ? 'ધુમાડયા આકાર' અને

'કોઈ વાર ધુમ્મસભર્યાં વાદલાઓ ત્યા
ઝુમઇ તેની પીઠ ઉપર સેહલગાહ કરેછ.'

(માહરી મજેહ.)

એવા વર્ણન તરફથી જેટલા વેગથી ચિત્ત પાછું હઠે છે તેટલા અને તેથી વધારે વેગથી

'ઘનધુમ્મસમાંહિં લપાઈ કદી.
ગિરિયૂથ ડૂબે ઊંડી મૌનનદી;' (હૃદયવીણા.)

એવા વર્ણન તરફ જઇ તેનું અભિનન્દન કરતું નથી ? વર્ણન કરવાની વસ્તુ એની એ જ છે, તેની સ્થિતિ એની એ જ છે, પણ જે કવિત્વની વૃત્તિ છન્દની પ્રેરણા કરે છે તે કવિત્વ વિના અને તે છન્દ વિના કરેલી કલ્પના કેવી શુષ્ક, કેવી રસ વગરની થઇ પડે છે !

'કલમ ધરીછ હાતમાં, પણ ચાલતી તે નહિ,
* * * * *
કવિતા કાંહ ભરાઈ બેઠી છે આજ ?'

( માહરી મજેહ. )

એમ કહેવામાં અને તે જ અર્થ

'કિધા યત્નો કોટિ તદપિ લહરી પાછિ ન રમી.'

( કુસુમમાળા. )

એ શબ્દોમાં પ્રકટ કરવામા ફેર નથી ? અને તે ફેર કવિતાની હદ ક્યાં પુરી થાય છે તે બતાવવાને સમર્થ નથી ? મિ. મીસ્તરી ફરિયાદ કરે છે કે 'પિંગળના કાયદાઓથી' 'સાધારણ કેળવણીનો માણસ' પણ 'માપી મોજી તથા કાપી કુપીને' લીટીઓ બનાવી કહાડી શકે. પણ, આ 'મિઝાન યા વઝન' થી કવિ થવાનો નવો ઉઘાડેલો રસ્તો તો એથી પણ સહેલો થઇ ગયો છે. એમાં કંઈ પણ અભ્યાસ કરવો પડતો નથી, કંઈ પણ નિયમ જાણવા પડતા નથી.

'આહા ! આ દેખાયછ કેવું સારૂં,
જાણે કરી લઉ બધું મારૂં.'

એવા ઉભરા કહાડનાર પણ મિ. મીસ્તરી જેવા 'ટીકાકાર' ની મદદથી 'કવેતાઇ* કલ્પના—શક્તિ' પ્રકટ કરનારા થઇ પડશે; કેમકે જ્યાં સુન્દરતાના નિયમની મર્યાદા રહી નહિ ત્યા જેટલા સાધારણ વાતચિતથી જુદી જાતના વિચિત્ર વિચાર તેટલા બધા કવિતાને યોગ્ય થઇ જવાના. એમ ન હોય તો

* ગુજરાતી ભાષા પર મહેરબાની દાખલ મિ. મીસ્તરી પાસે માગી લઇએ છીએ કે આ 'કવેતાઇ' શબ્દનો ઉપયોગ બંધ કરવામાં આવે તો સારૂં. ઇંગ્રેજીમાં Poetrical થવું હોય તો ગુજરાતીમાં 'કવિતાઇ' થાય, અને સોગજોગે કોઇ ગામડીઆને હાથ એ શબ્દ જઇ ચઢે તો તેનો ઉચ્ચાર 'કવેતાઇ' થાય.

'આલસ કેહતી મહને કે સુખ રહે પલંગ,
મરથો કેહતો પોકારી, છોડ તેનો સંગ;
એવી રીતની તેઓની કસાકસી—
માં મરધાથી આલસ લા'(ઈ)લાજ ફસી; '

'માર્યો સુહરાકો તપકીરનો એવો
તેણે નાકની અંદર
કે છીકથી બેજાર થયું, તેનું મગજ;
ને કચવાતુ નાક તેનું, ગુસ્સાની સાથ,
ઉછલતું દેખાડે ઉપજતો ક્રોધ. '

( માહરી મજેહ. )

આવી લીટીઓને કવિતાનું નામ આપવાનો ખ્યાલ પણ કેમ થાય ? છન્દ હોય ત્યાં કવિતા હોય એવા ભૂલાવામા પડી ' આલસ અને મરધાની કસાકસી ' અને ' તપકીરનો સુહરાકો ' એવા વિષયને કવિતાની ઊંચી પદવી આપવાનો પ્રયત્ન કરવામાં આવે છે ખરો, પણ અહી તો તેટલી એ ભૂલ થવાનો સંભવ નથી; કેમકે છન્દની રચનાનું બહારનું સ્વરૂપ પણ નથી. આ ' મિઝાન યા વઝન ' માં શા માટે અમુક અક્ષરેથી કે શબ્દેથી લીટી પુરી કરવામા આવે છે, કે શા માટે લીટીઓની લંબાઈ અમુક ઠેકાણેથી અટકે છે તે જ સમજવું કઠણ છે; કેમકે જ્યા સ્વરનો એકે નિયમ નથી ત્યાં સુસ્વરતા અમુક માપથી આવવાનો સવાલ જ નથી. મિ. મીસ્તરી કહે છે કે " એક ખભરાયલી લીટી, એક કેળવાયલો કાન, જેવી ઝડપ અને આસાનીથી, પકડી આપશે, તેવી ઝડપ અને આસાનીથી પિંગળનો કાયદો તેમ કરી શકશે નહિ. " પિંગળમા શું છે તે વિશે મિ. મીસ્તરીને કંઇ પણ ખબર હોય એમ લાગતું જ નથી, કેમકે પિંગળમા જે કાયદા છે તે લીટીઓને 'ખભરાયલી' થતી અટકાવવાના છે અને તે 'કાયદા' છે તેથી કાયદો તુટયો હોય ત્યાં તો તે તરત માલમ પડી આવે, કેમકે લીટીમાં શું હોવું જોઇએ અને શું

નથી તે સહુ કોઈ સહેલાઇથી જાણી શકે છે. વળી, ઉપર કહ્યું તેમ પિંગળના કાયદા 'કવિના કાન'ને અનુસરીને જ થયા છે, પિંગળનો ઉપયોગ કવિઓથી થાય છે, તેથી જે સ્વરરચના કવિનો કાન કબુલ ન કરે તે પિંગળમાં ટકી શકે જ નહિં. સુસ્વર હોય તે જ પિંગળમાં દાખલ થઈ શકે છે અને તેથી સુસ્વરતાનો ભંગ પિંગળમાં પકડાયા વિના રહેતો જ નથી. પણ વધારે નવાઇ જેવું તો એ છે કે મિ. **મી**સ્તરીના 'કેળવાયલા કાન' ને '**માહરી મજેહ**' માં કોઈ ઠેકાણે લીંટીઓ 'ખભરાયલી' માલમ પડી જ નથી. ઉપરની જ લીંટીઓમા 'કસાકસી' અને 'ફસી' નો પ્રાસ લાવવા સારૂ 'મા' ને કાપી લઈ બીજી લીંટીમા બેસાડયો છે તેનો ઉચ્ચાર કરતા કોઈને પણ મધુરતા લાગતી હોય તો તે મધુરતા શાને કહે છે તે નક્કી કરવું અઘરૂં થઇ પડશે. '**માહરી મજેહ**' માં કયી લીટી 'ખભરાયલી' નથી એ જ પ્રશ્ન અમે તો કરીએ છીએ.

છન્દમાં પણ આ 'મિઝાન યા વઝન' જેવી નિર્માલ્ય રચનાઓ થાય છે અને થઈ છે એ ખરૂં છે; કેમકે મૂળ ભાવમાં કવિત્વ હોય ત્યારે જ તેનો પ્રકાશ કરનાર છન્દમાં વિશેષતા આવે છે, અને તેવા ભાવ વિના છન્દ માત્રથી ચમત્કાર આવતો નથી. પરંતુ, કવિત્વ વિનાના માણસોને છન્દ શીખી કવિ થવાનો પ્રયત્ન કરતા અટકાવાય એમ નથી તો પણ છન્દના ધોરણથી એટલો લાભ છે કે જેમને પોતાની કલ્પનાઓ છન્દનું રૂપ લેતી ન જણાય તેઓ તો એવો વ્યર્થ પ્રયત્ન જ કરે જ નહિં. 'મિઝાન યા વઝન' માં કવિતા થઈ શકે છે એમ એક વાર પ્રસિદ્ધ થયું તો કવિતાનું સાહસ કરવા નીકળી પડનારાનો પાર જ નહિં રહે. ખરી કવિતા છન્દમાં જ બહાર પડી શકે છે એ મહાન્ નિયમને વિસારી દીધાથી કેવા અનર્થ થાય છે અને થઈ શકે તેમ છે તેની કલ્પના માટે '**માહરી મજેહ**'માંથી જ ઉદાહરણ લઈ શકાશે. 'એક પતંગિયું માહરી ચોપડીમાં દબાઇ ગયું છે તે વિષે' લખ્યું છે કે

'ધીર થઈ આ પોથી તાહરી ફસ્યું તેમાં તું,
ગરીબ બીચારૂં તું મરે, ત્યાં હું કરૂં તે શું ?
થોડો જ વાર અગાઢી તો, હવામાં ઊડતું, તું;
ચાલ્યું જતું ઊંચી રાહે, ફડફડ કરતું, તું.
જે હવામા વગર બીહકે, દોડ્યું જતું, તું,
તેજ હવાએ દોડી આવી, જીવતર લીધું, તું;
કે એજ હવાએ પોથીને જો બંધ ન કીધી હોત,
તો આ ઘડીએ કચડઇ જતું, હું તુંને ન જોત .'

( માહરી મજેહ. )

આ લીટીઓમાં કવિતાનો લેશ માત્ર પણ અંશ છે એમ કદિ પણ લાગશે ? ' તું મરે ત્યાં હું કરૂં તે શું, ' 'હવાએ પોથીને જો બંધ ન કીધી હોત તો કચડાઇ જતું હું તને ન જોત, ' આવા સાધારણ વાતચિતમાં પણ દમ વિનાનાં જણાય એવા વાક્યને કવિતાનું નામ આપવાથી કવિતાનું અને કલ્પનાથી બનતા તમામ સાહિત્યનું અપમાન થતું નથી ? ગુજરાતી, ઇંગ્રેજી, સંસ્કૃત, ફારસી, કોઈ પણ ભાષાની કવિતા છન્દમા રચ્યાથી કે બોલ્યાથી ચિત્તમાં કેવી અસર થાય છે તેનો જેને જરા પણ અનુભવ હોય તે કદિ પણ આવી લીટીઓ રચવાનો પ્રયત્ન કરશે ? કોઈનો પણ કાન આ લીટીઓ કબુલ કરશે ? છન્દનું ધોરણ હોત તો કદિ પણ આ રચના થાત ? છન્દની મર્યાદા છતાં ઘણા કુકાવ્યો ઉત્પન્ન થયાં છે તે છતાં, આટલું તો કહી શકાય કે સહેજ પણ કલ્પના અનુભવનાર છન્દમાં આવા વાક્યો કદિ ન લખે. છન્દના બંધારણમા જે સુસ્વરતા છે તે જ આ શબ્દરચનાનો સ્વીકાર કરવાની ના પાડે.

આ સંબંધમાં એક બીજું ધોરણ બતાવીશું. પતંગિયું દબાઈ ગયું તે જોઈ હરકોઈને દયાની વૃત્તિ થાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે દયા આવવામાં કંઈ અયોગ્ય છે એમ કોઈ કહેશે જ નહિં,

હૃદયને લાગણી થવાના આવા પ્રસંગ જીંદગાનીમાં ઘણી વાર આવે છે. પરંતુ એવા સર્વ પ્રસંગ કવિતાની વૃત્તિના નથી હોતા. હૃદય આર્દ્ર થાય, ભીનું થાય, પીગળે, ત્યારે કવિત્વના ભાવ થાય છે એ ખરૂં છે, પણ એ આર્દ્રતામાં ક્ષણિક અને ચિરકાલિક–થોડો વખત ટકતી અને લાંબો વખત ટકતી–એવો ભેદ કરવો ઘટે છે, અને તેમાંની ચિરકાલિક આર્દ્રતા જ કવિત્વને ઉચિત છે. હૃદયવેધક, હૃદયને વીંધી નાખનારા, બધા બનાવો કવિતાનું કારણ નથી બનતા; દુનિયામા થતા એકેએક મરણથી કરુણરસ કાવ્ય ઉત્પન્ન નથી થતું; કેમકે, બનાવની ખાસ હકીકત તથા બનાવના તે બનાવ અનુભવનાર સાથેના ખાસ સંબંધ પર કવિત્વની ઉત્પત્તિનો આધાર છે. તેમ જ વળી, કવિતાને યોગ્ય હોય એવા હૃદયવેધક બનાવો બધા મનુષ્યોમા કવિત્વની વૃત્તિ ઉત્પન્ન નથી કરતા, કેમકે દુનિયામા બધા નહિં પણ થોડા જ મનુષ્યો કવિ હોય છે; અને તેથી એવા બનાવોથી પોતાને જે લાગણી થાય તે કવિતા છે એમ એકેએક મનુષ્યે ધારવું ન જોઇએ. પરંતુ, આ બે ધોરણ બાજુએ મુકતાં પણ ત્રીજું ધોરણ આર્દ્રતાની ચિરકાલિકતાનું છે, અને તે ખરા કવિને પણ લાગુ પડે છે. કવિની લાગણીઓમાં પણ જે ચિરકાલિક હોય તે જ કવિતાને પાત્ર થાય છે. ઠોકર વાગ્યાથી કવિને પણ ખેદ થાય, પણ તેથી કરુણરસ કાવ્ય બનાવવાનો તે પ્રયત્ન કરે તો ઉપહાસને જ યોગ્ય થાય. પતંગિયું દબાઈ ગયાના વિષયમાં તુચ્છતા છે એમ અમારૂં કહેવું નથી, કેમકે એ બનાવ ઉપરથી ઉંડામા ઉંડી લાગણી અને ગંભીરમા ગંભીર વિચાર ઉત્પન્ન થાય એ સંભવિત છે. પણ પતગિયું દબાઈ ગયાથી થયેલી જે લાગણી અહીં લખી છે તે બહુ જ શુષ્ક, નીરસ. સાધારણ અને ક્ષણિક છે અને તે માટે કવિતાને અયોગ્ય છે એમ અમારા કહેવાનું તાત્પર્ય છે. બનાવ કેવો છે તે નહિં પણ તેથી અમુક મનુષ્યને થયેલી લાગણી કેવી છે તે જોવું જોઇએ એ તફાવત કરવો અહીં અગત્યનો છે. આ સંબંધમાં પુરાતન ગ્રીસમા સર્પદંશથી પીડા-

યેલા એક મનુષ્યની આકૃતિ બતાવવા ઘડેલા પુતળા વિશે એક પ્રખ્યાત રસજ્ઞ ટીકાકારનો અભિપ્રાય ધ્યાનમા લેવા યોગ્ય છે. સાપ કરડયા પછી મનુષ્યને પીડાથી રડતો કહાડવો જોઇતો હતો એમ કોઇએ દોષ કહાડયાથી એ ટીકાકારે સમજાવ્યું છે કે રડતા મનુષ્યની આકૃતિ પુતળામા કાયમ જાળવી રાખવી એથી રસભંગ થાય છે; ખરેખરો મનુષ્ય તો રુદન કરતો રહી જાય છે, અને તેના મુખની આકૃતિ પાછી બરાબર થાય છે, પણ પુતળામા એવી આકૃતિ બદલાવાની નહિં અને એવી કંટાળા ભરેલી આકૃતિ કાયમ સ્થિતિમા જોઈ જોનારને તેના પર તિરસ્કાર ઉપજે છે અને રોનાર માણસ બાયલો હોવો જોઇએ એમ લાગે છે. આનું કારણ વિચારીશું તો એ છે કે રોવાની લાગણી ક્ષણિક છે અને પીડાની જ ચિરકાલિક છે અને એ લાબા વખતની લાગણીનું જ કવિતામા, શિલ્પમાં, અને બીજી કલાઓમા ચિત્ર આપવું ઘટિત છે. કરુણરસ નાટક ભજવી બતાવતા પણ દયા ઉત્પન્ન થવા યોગ્ય વાકયો કોઈ પાત્ર બોલે એ જ યોગ્ય થાય, તે ઘાટો કહાડીને રડે એ યોગ્ય લાગે જ નહિં.

આ ધ્યાનમાં લેતાં સમજાશે કે હવાથી ચોપડી બંધ થઈ ગઈ ન હોત તો પતંગિયું કચરાઈ ન જાત એ ક્ષણિક લાગણી કવિતામાં વર્ણવા યોગ્ય નથી. ન્હાના અકસ્માતથી કેવા અણધાર્યા બનાવ બને છે અને લાંબો કાળ પહોચે એવા પરિણામ થાય છે–એ લાગણી આ હકીકતથી થઈ હોત તો તે કદાચ કવિતાને ઉચિત થાત. બાયરને પોતાના ' ન્યુ ફાઉન્ડલેન્ડ ડૉગ'ની કબર પર મુકવાની કવિતા લખી છે તેની ઉત્તમતા કુતરાના મરણ વખતે થયેલી લાગણીમાં નથી, પણ,–કુતરા જેવા પ્રાણીમાં ઉમદા ગુણો હોવા છતાં મિથ્યાભિમાની મનુષ્ય તે માટે ઉપકારવૃત્તિ ન બતાવતાં ગુણહીન માણસોની ખોટી પ્રશંસામાં મશગુલ રહી કેવો તિરસ્કારપાત્ર થાયછે—એ ચિરકાલિક લાગણીમાં એ કાવ્યની ઉત્તમતા છે.

હવે મિ. **મી**સ્તરી જેને " ઇંગ્રેજી—સ્કુલ" કહે છે તે વિશે તેમણે જણાવેલા વિચારની પરીક્ષા કરી જોઇએ. તેઓ કહે છે, " પારસીઓને પોતાની વધતી જતી કેળવણીએ આપેલા કવિતા વિષેના ખરા વિચારોને અનુસરતી કવિતાની એક નવી સ્કુલની દેખ-ઇતી જરૂર હતી. અને તેવી કવિતાઓ તેઓ માટે પેદા કરનાર, ઇશ્વરની બખ્શેસ પામેલા, કોઈ લાયક કવિની તેઓમાં ખુટ હતી. જમશેદજી **પી**તીતે તે ખુટ જેમ પુરી કરી આપી, તેમ કવિતાની એક નવીજ સ્કુલ ( જેને આપણે ઇંગ્રેજી–સ્કુલ ના નામથી ઓલખીશું તે) તેવણે ઉભી કીધી. કાઉલીના વખતથી તે **પો**પના જમાના સુધી કેટલેક આડે રસ્તે ઉતરી ગયલી કવિતાને તેના અસલ અને કુદરતી રસ્તા પર લાવવાનું જે માન ઇંગ્રેજી સાહિત્યમાં કાઉપર કવિ ખાટી ગયો છે, તે માન, ગુજરાતી સાહિત્યમા વાજબી રીતે જમશેદજી **પી**તીતે મેળવેલું આએ લખનાર માનેછે." પારસીઓની જરૂરથી આરંભ કરી મિ. **મી**સ્તરી આખરે આખા ગુજરાતી સાહિત્ય વિશે સિદ્ધાન્ત બાંધે છે, પણ એ ભૂલ પોતાના પક્ષ માટેની હોંસને લીધે થયેલી છે અને તે વિશે વધારે કહેવાની જરૂર નથી. ઉંચા પ્રકારની ઈંગ્રેજી કવિતા વાંચનારને મિ. **મી**સ્તરી જેને " હિંદુ–સ્કુલ" અને " ફારસી–સ્કુલ " ની કવિતા કહે છે તેનાથી સંતોષ થાય તેમ નથી એ ખરૂં છે. શબ્દો ગોઠવવાની કે અર્થ કહાડવાની ચતુરાઈ દર્શાવનારાં અને સાધારણ મનરંજન કરવાના ઉદ્દેશવાળાં જે પદ્ય લખાણોને ગુજરાતી ભાષામાં કવિતા કહેવામાં આવે છે તેને ઠેકાણે ઇંગ્રેજી ભાષાની અન્તઃક્ષોભ (emotion) થી ઉત્પન્ન થતી, મનોરાગ (passion) થી પૂર્ણ, અને ભવ્ય કલ્પના વડે કુદરતમાં રહેલાં અદ્ભુત સત્ય, સૌન્દર્ય અને પ્રભાવ સાદી પણ મનોહર ભાષામાં દર્શાવનાર કવિતાની પદ્ધતિ દાખલ કરવાની જરૂર છે, અને તે કાર્ય 'ઇશ્વરની બખ્શેશ પામેલા કોઈ લાયક કવિ'થીજ થઇ શકે તેમ છે: એમાં

અમે મિ. **મીસ્તરી** સાથે એકમત છીએ.* પણ "**માહરી મજેહ**" ના કર્ત્તાથી એ કાર્ય થયું છે એ મિ. **મીસ્તરી**નો અભિપ્રાય સ્વીકારી શકાય તેમ નથી.

પ્રથમ ઇંગ્રેજી કવિતાના ભાષાન્તરનાં જ ઉદાહરણ લઇએ અને જોઇએ કે મિ. **મીસ્તરી** જે લખનારનાં આવા વખાણ કરે છે તેનાથી ઇંગ્રેજી કવિતાની ખુબી ગુજરાતીમા દેખાડી શકાઈ છે કે નહિં.

'Queen and huntress, chaste and fair,
Now the sun is laid to sleep,
Seated in thy silver chair,
State in wonted manner keep.
Hesperus entreats thy light,
Goddess excellently bright!

---

* ગુજરાતી ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી છે અને સંસ્કૃતમાં પણ અત્યુત્તમ સુંદર કાવ્ય થયેલાં છે, તેથી અર્થનો પ્રકાશ કરવામાં ભાષાને પૂરેપૂરી સમર્થ કરવા સારૂ તેમ જ રસ અને કલ્પનાના ઉંચા નમુના દાખલ કરવા સારૂ સંસ્કૃત સાહિત્યની મદદ લેવાની પણ ઘણી જરૂર છે, અને તેમ કર્યા વિના ગુજરાતી કવિતામાં પૂરેપૂરી ઉત્તમતા આવી શકે એમ છે જ નહિં. પરંતુ સંસ્કૃત સાહિત્યથી મિ. મીસ્તરી કેવળ અજાણ છે, અને રામાયણ તથા મહાભારતની શૈલીના જેમ્સ સ્ટુઅર્ટ મિલે કહેલા જે દોષ તેઓ ઉતારી બતાવે છે તે સિવાય એ ગ્રંથો કે બીજા સંસ્કૃત ગ્રંથો વિશે એમને કશી ખબર નથી, તે એટલે સુધી કે રામાયણ અને મહાભારતમાં એ ઇબારતના દોષ જ છે અને ખુબીઓ કંઇ છે જ નહિં અને 'કવિતાને (કવિતાના) નામનાં આવાં ચેડાંઓ' જ છે એમ કહેવાની તેઓ હિમ્મત ધરે છે, અને જે ભાષા વિશે તેમને કશી માહીતી નથી (અને મિલને પણ તરજુમા મારફતે જ માહીતી હતી) તેની સુન્દર મનોહર રસપૂર્ણ કવિતાનું અજ્ઞાન છતાં તે વિશે ગમે તેવી વિચિત્ર ટીકા કરતાં તેમને બીક લાગતી નથી. તેથી, ગુજરાતી કવિતામાં દાખલ થતા સંસ્કૃતના અંશ વિશે અહિં અમે કંઇ કહેતા નથી.

Earth, let not thy envious shade
Dare itself to interpose;
Cynthia's shining orb was made
Heaven to clear, when day did close.
Bless us then with wishe'd sight,
Goddess excellently bright!'

Ben Jonson.

ચંદ્રને શુક્રતારાએ સંબોધન કરેલા આ રમણીય કાવ્યનો આ પ્રમાણે તરજુમો કર્યો છે:

'ઓ તું રાણી' પવિત્ર ને પાક!
છે જયારે છુપેલો સૂર્ય-ચેરાગ,
તું તાહરી રૂપેરી ખુરસીની માહે
દેખાડ તારો ભપકો, ને દિપક, ને ઠાઠ.
ઓ તું રાણી! પવિત્ર ને પાક'
ઝમકતી રહે તું, બિનચિંતા ને ધાક!

ધરતી! તું ના તાહરા છાયદાને બહાર
પાથરી ને ધાકતી તે સુંદર આકાર!
આવેછ જયારે દિવસનું પચ્છમમાં મોહત,
ઉગવા તે પર કીધો છે ચંદર-સેતાર!
ઓ તું રાણી! પવિત્ર ને પાક!
ઝમકતી રહે તું બિન ચિંતા ને ધાક!'

(માહરી મજેહ તથા બીજી કવિતાઓ).

આ તરજુમામાં અસલની ખુબી કેટલી બધી જતી રહી છે! મૂળ ગીતમા સંગીતની જે મધુરતા છે તેની આ 'મિઝાન યા વઝન' માં આશા રાખવી એ તો ફોકટ છે, પણ અસલનો અર્થ અને તેથી થતી અસર જ કયાં છે? અસલમાં ચંદ્રને શિકાર કરનારી રાણી

કલ્પી છે, પણ જે શિકાર માટે તેને રાણી કહી છે તે શિકારની કલ્પના જ તરજુમામાં મુકી દીધી છે અને શિકાર વિશેની ત્રીજી કડીની તરજુમો જ નથી કર્યો. 'પવિત્ર ને પાક' એ બે શબ્દ એનાએ અર્થના છે, અને વળી અસલમાં તો 'પવિત્ર ને સુંદર' એવા બે જુદા વિશેષણ છે. એ રાણીની સુન્દરતા સાથે પવિત્રતા જોડાયેલી છે એમ કહેવા માટે આ બે વિશેષણો મુકયાં છે, તે હેતુ બેમાનું એક વિશેષણ કહાડી નાખવાથી નિષ્ફળ ગયો છે. નિદ્રા પામેલા સૂર્યની કલ્પના તેને 'છુપેલો' કહેવાથી નથી જ પ્રકટ થતી. વિનંતિ કરના 'રાણી' થી અગાડી વધી ચંદ્રને 'દેવી' કહી છે, છતાં તરજુમામા 'રાણી' જ ફરી કહ્યું છે. 'બિનચિંતા ને ધાક' એ અસલમા નહિં છતા નિરુપયોગી છે અને અર્થને સુધારવાને બદલે બગાડે છે. 'ધરતીના છાંયદા' (છાંયડા) ને 'અદેખો' કહેવામાં છાયડાનું ચંદ્રપ્રકાશ કરતા નિરસ્કારપાત્ર ઉતરતાપણું બતાવવાનુ જે તાત્પર્ય છે તે એ શબ્દ મુકી દેવાથી જળવાતુ નથી. 'આકાશને સ્વચ્છ કરવા' ને બદલે 'તે પર ઉગવા' એમ કહેવાથી ચંદ્રની બધી પ્રશંસા જતી રહે છે, કેમકે આકાશને સ્વચ્છ કરવું એ સ્તુતિ કરવા સરખું કામ છે, ઉગવું એમાં કંઈ વિશેષતા નથી. અને 'તે પર ઉગવા' એટલે 'મોહતા પામેલા દિવસ પર ઉગવા' એવો અર્થ થશે, તો તેથી કંઈ પણ સમજાય એવું છે? મૂલમાં એ અર્થ નથી એ વાત જવા દઇએ તો પણ મૃત્યુ પામેલા દિવસ ઉપર આવીને ઉગવાની કલ્પના શું સુન્દર દેખાવના વર્ણનને ઘટતી છે? અને ઇંગ્રેજી કવિતાના 'નાદર ગોહરો' ને આવી રીતે બગાડી નાખવાની શક્તિને—અર્થાત્ એ ઉત્તમ રત્નોના તેજની કંઈ પણ શોભા પ્રકટ કરવાની અશક્તિને—શું મિ. મીસ્તરી 'ઇશ્વરી બખ્શેશ' કહે છે? પણ આ ભાષાન્તરમાં સહુથી વધારે મ્હોટી ખામી તો એ છે કે મૂળ કાવ્યમાં ચન્દ્રને રાણી કલ્પી સ્ત્રી કહી છે છતા તરજુમામાં અડધેથી તેને 'કિધો છે ચંદર—સેતાર' એમ પાછો નરજાતિ બનાવી દીધો છે! જેને કલ્પનાની સુન્દરતાનો અનુભવ હોય

એવો કોઈ પણ કવિ આવી ભૂલ કરશે ? ઇંગ્રેજી કવિતાની આવી ખુબી જાળવવા માટે ભાષાન્તર કેવા હોવાં જોઇયે, કેવાં ભાષાન્તર કરનારથી 'ઇંગ્રેજી-સ્કુલ' થઈ શકે તેના ઉદાહરણ માટે ' કુસુમમાળા'ના રચનારનું એક ભાષાન્તર આપીશું.

' That orbèd maiden with white fire laden,
Whom mortals call the moon,
Glides glimmering o'er my fleece-like floor,
By the midnight breezes strewn;
And wherever the beat of her unseen feet
Which only the angels hear,
May have broken the woof of my tent's thin roof,
The stars peep behind her and peer;'

SHELLEY.

'The Cloud' માની આ કડીનુ ભાષાન્તર નીચે પ્રમાણે કરેલું છે;

'પેલિ ગોળ કુમારિકા જે શ્વેત તેજ થકી ભરી,
ચંદા કરીને નામ જેનું મર્ત્યજન ભણતા વળી,—
મધ્યરાત્રિતણી અનિલલ્હેરો થકી પથરાઇ જે
મુજ ઊનવાળી ભૂમિ તે પર ચળકતી સરિ જાય તે.

દિવ્યજન રવ સુણે જે'નો, ને દિસે જે કદિ નહિં
હેવા ચરણ એ કન્યકાના, ત્હેમણે પડિ જહિં જહિં
તંબુના મુજ છત્ર ઝીણા તણું પોત જ ભોકિયું,
તહિં તહીં ચંદા પાછળે તારા જુવે કરિ ડોકિયું.'

( કુસુમમાળા ).

આ ભાષાન્તરથી મિ. મીસ્તરીને પહેલીવાર જ ભાન થશે કે ચંદ્રને સ્ત્રી રૂપ બનાવવા સારૂ તેને 'ચંદા' કહેવામાં કંઇ કવિત્વવાળી કલ્પના સમાયેલી છે, અને તેને 'ચંદર-સેતાર' નામની નરજાતિ રાણી

કહેવાનો વિચાર જ્યાં સહેજ પણ રસિકતા હોય ત્યા કદિ ઉત્પન્ન થાય જ નહિં અને સહન થઈ શકે જ નહિં. અસલ સાથે બારિકીથી સરખાવી જોતાં જણાશે કે આ ભાષાન્તરમાં એક પણ કલ્પના કે ભાવ આવવો રહી ગયો નથી અને એક પણ વિચાર બગડયો નથી. Ben Jonson ના કાવ્યમાં shining orb એ સરસ પદ છે તેનો 'બાહરી મજેહ'ના લખનારથી કંઈ તરજુમો થઇ શકયો જ નથી અને તેને તે મુકી દેવું પડયું છે. આને મળતી Shelley ની કલ્પના છે તેનું પૂરેપૂરૂં અને મૂળની ખુબી જાળવી રાખનારૂં ભાષાન્તર કુસુમમાળામાની ઉપરની પહેલી લીટીમાં છે. હરિગીત છન્દના માપ પ્રમાણે 'ચળકતી સરિ જાય તે' એ શબ્દો બોલતા ચંદ્રની કહેલા પ્રકારની ગતિનું આબેહુબ ચિત્ર મન સમક્ષ આવી સહર્ષ સંતોષનો અનુભવ કરાવે છે, 'તારા જુવે કરિ ડોકિયું' એ પણ એવો જ અનુભવ કરાવેછે, અને 'ડોકિયું' બોલતા 'ડો' ઉપર તાલ આવતા પાછળથી ડોકિયું કરવાની ક્રિયા ખરેખરી અને પૂરેપૂરી વર્ણવાય છે.

બીજા એક ઇંગ્રેજી કાવ્યનું ભાષાન્તર તપાસી જોઇએ.

'The fountains mingle with the river
And the rivers with the ocean,
The winds of heaven mix for ever
With a sweet emotion;
Nothing in the world is single,
All things by a law divine
In one another's being mingle—
Why not I with thine?

See the mountains kiss high heaven
And the waves clasp one another;
No sister-flower would be forgiven
If it disdain'd its brother :

And the sunlight clasps the earth,
And the moonbeams kiss the sea—
What are all these kissings worth,
If thou kiss not me?'

SHELLEY.

આ કાવ્યનું ભાષાન્તર 'માહરી મજેહ' ના કર્તાએ આ પ્રમાણે કર્યું છે:

' નદીઓમાં ખાલી થાયછ વેહતા ઝરણુ,
ને નદીઓ દરિયામાં થઇ જાયછ પસાર,
આકાશના મધ અંદર ઉડતો પવન,
મોહબતથી ભેલાય છે, સાંજ ને સહવાર,
દુનિયાની ચીજો કંઇ સેંકડોની સાથ.
મોહબ્બત વગર નથી એક ચીજ અહિં હૈયાત;
ખોદાઇ એ કાયદાથી ચીજો તમામ,
એકકસે ભેલાઇને મેલવેછ આરામ,
તો તેઓની જ માફક હું તાહરી અંદર
ભેલાતો તું સાથે મેલવું આરામ.
ચુમે છે આકાશને ઊંચા પર્વત,
ને મોજાઓ એકકને હાથોમાં લેયછ;
ફુલો કરેછ ડાહલી પર એકકસે વાહલ,
ઝુમાતાં એકક પર થતાં ફીદા.
ધરેછ કેવું સૂર્યનું તડકું જમીન,
અને કેવો દરિયાને ચુમે છે ચાન,
નાખી તે પર પોતાનાં સુફેદ કિરણુ!
પણુ ફોકટ છે એ સંઘો દેખાતો પ્યાર,
જો માશુક તું ન કરે મુજસે ચુંબન!'

(માહરી મજેહ તથા બીજી કવિતાઓ.)

આ ભાષાન્તર કેટલું બધું ખોટું છે! કવિના મૂળ વિચારો એમાં કેટલા બધા ઢંકાઈ ગયા છે અને કથળી ગયા છે! ઉદ્દેશ જ્યા સમાગમ–મેલાપ–દર્શાવવાનો છે ત્યાં ઝરણુને ' નદીઓમા ખાલી' થતાં કહેવાથી તેનું ચિત્ર કહી બતાવાતુ નથી. મૂળ કાવ્યની ત્રીજી ને ચોથી લીંટીઓમા આકાશના જુદા જુદા પવન એક બીજા સાથે મળે છે એમ કહ્યું છે તેને બદલે તરજુમામા પવન દુનિયાની બીજી સેંકડો ચીજોની સાથે ભેળાય છે એમ કહ્યું છે તેથી પવનો એક બીજામાં મિશ્ર થાય છે એ મૂળ અર્થ અને તેની ખુબી જતા જ રહે છે. 'મોહબત' એ અસલ sweet emotion ના પ્રમાણમાં ઘણો મન્દ ભાવવાળો શબ્દ છે. ફુલોને એક બીજાના ભાઇબેન કહેવામા જે વિશેષ સુન્દરતા રહી છે, તે એ સંબંધ વિશે કંઈપણ ન કહેવાથી તરજુમામાંથી જતી રહી છે. ફુલો એક બીજાની અવગણના કરે તો તે કદી માફ થાય નહિં—એમ બહારનું પરિણામ કહી બતાવી અન્દરનો પ્રેમસંબંધ સ્પષ્ટ શબ્દોમા ન કહેવામા જે ચમત્કાર રહ્યો છે તે 'વાહલ' અને 'રીઝા' શબ્દો વાપરવાથી જતો રહે છે. આખા મૂળ કાવ્યમા 'પ્રેમ' શબ્દ કોઈ ઠેકાણે કહ્યો નથી અને માત્ર પ્રેમથી થતી ક્રિયાઓ જ કહી છે, કેમકે રસ ગૂઢ હોવામાં ઉત્તમતા છે; પરંતુ આ તરજુમો કરનારને એ ઝીણી ખુબી ન સમજાયાથી તેણે 'મોહબત' 'વાહાલ,' 'પ્યાર' એ શબ્દો ઠેકાણે ઠેકાણે વાપરી કાવ્યનો રસ ગુમાવી દીધો છે. અસલ કાવ્યની બધી ખુબીઓ જતી રહેતી હોય તો પછી તરજુમો કરવાની જરૂર જ શી? આવાં છેક ઉતરતી જાતનાં ભાષાન્તરોથી તો શ્રેષ્ઠ ઇંગ્રેજી કવિઓની રચનાની છાપ ગુજરાતી સાહિત્યમાં નહિં જ લાવી શકાય. ઉપરનું કાવ્ય ગુજરાતી ભાષામાં બીજી રીતે લાવી શકાય છે અને તે છન્દમાં મુકી શકાય છે તે બતાવવા સારૂ તેનું તોટક છન્દમા થયેલુ એક અપ્રસિદ્ધ ભાષાન્તર આપીશું.

'ઝરણા વહિ જાય મળી નદિશું,
નદિનો વળિ સંગમ સિન્ધુમહી,
ગગને થઇ મિશ્રિત વાયુ સહુ,
મધુરા કંઇ ભાવથી નિત્ય રહે;
નવ એકલું કાઇ દિસે જગમાં,
સહુ વસ્તુ પરસ્પરયુક્ત થઇ
રહિ દિવ્ય નિમેથિ બધે જ જ્યહા,
તુજ સાથ બનું નવ યુક્ત હું કાં ?
નભચુંબિ દિસે ગિરિરાજ કંઈ,
જલવીચિ રહે પરિષ્વંગિ વળી;
અપમાન કરે નિજ બન્ધુતણું,
કુસુમો કદિ તો નવ ક્ષાન્તિ મળે;
અવલમ્બિ રહ્યું રવિતેજ ધરા,
શશિરશ્મિ સમુદ્ર ચુમે જ વળી,—
સહુ ચુમ્બન આ તણું મૂલ્ય જ શું ?
નવ ચુમ્બન જો મુજને તું દિયે ?'

ભાષાન્તર મારફતે ઈંગ્રેજી કવિતાની ખુબી ગુજરાતીમા લાવવાના પ્રયત્નમા શેઠ **જમશેદજી પી**તીત ફતેહમંદ થયા નથી, અને તેમના પ્રયત્નમાં અસલના ભાવ અને અસલની સુંદરતા આવી શક્યાં નથી, પણ ઉલટી કવિતાને ઘટે નહિં એવી અરસિક રચના તેમનાથી થઈ છે તે આપણે જોયુ. હવે ભાષાન્તરોમાં નહિં પણ તેમનાં રચેલાં અસલ પદ્યોમાં ઈંગ્રેજી કવિતાના ગંભીર વિચાર અને મનોહર કલ્પના કેટલે દરજ્જે તેઓ બનાવી શકયા છે તે તપાસીએ. વર્ડ્સ્વર્થ અને તેના વખતના બીજા ઈંગ્રેજી કવિઓની કવિતાની પદ્ધતિ ગુજરાતી ભાષામાં '**આહરી ભજેહ**'ના કર્ત્તાએ દાખલ કરી છે એ મિ. **મી**સ્તરીના કહેવાનું તાત્પર્ય છે તેથી **વર્ડ્સ્વર્થ**ના કેટલાક વિચારનાં રૂપાંતર જોઈએ. એ કવિનો એક પ્રસિદ્ધ મત એ હતો કે

માણુસનો આત્મા કવિત્વની વૃત્તિમા આવી કુદરતનું તત્ત્વ પિછાની શકે છે, અને આત્માને એ તત્ત્વ પોતાને મળતું લાગતાં સૃષ્ટિના ઉંડા ભેદ તેને સમજાય છે. આ જ વિચાર નીચેની લીટીઓમાં * તે જણાવે છે.

'Nor less, I trust,
To them I m·y have owed another gift,
Of aspect more sublime; that blessed mood,
In which the burthen of the mystery,
In which the heavy and the weary weight
Of all this unintelligible world,
Is lightened:'

Wordsworth.

'વળી મને ખાતરી છે કે એ ( કુદરતના ચિત્રો )થી મને એક એવી બીજી પણ બક્ષિસ મળી છે, મને વધારે ઉમદા દેખાવનું દર્શન થયું છે; મન એવી ધન્ય વૃત્તિમાં આવ્યું છે કે તે ક્ષણે ભેદનો ભાર, આ સર્વ અગમ્ય જગતનો ભારે અને શ્રમિત કરી નાખતો બોજો હલકો થાય છે.'

'બાહરી મજેહ' મા આ વિચાર સહેજસાજ પણ હોય તો તે ફક્ત નીચેની લીટીઓમા છે:

'ઝલક ઓ ચંદર ! તુ ઝલકતો રેહ,
રેલ તાહરાં તનમાથી તાહરી ઝલેહ !
ફરૂં જો બે ઘડી તાહરી હેઠલ,
તો વલે દુખ્યાં તનના ઊભરાને કલ.
ખુશાલીના ઉભરામાં જોઉં તાહરી ગમ,
તો ગંદીલી દુન્યાને તજું એકદમ.

* Lines on Revisiting the Banks of the Wye, near Tintern Abbey એ કાવ્યમાં આ લીટીઓ છે.

જીવ થાએ માહરો, ગુમ, તાહરી અંદર,
તો કરે તે આકાશના પેટમાં સફર.
જોઇ વળે છુપા ભરમો ને ભેદ,
ઉશ્કેરઈ ઊડે તે એટલો તો ઠેઠ,
કે હોરમજના નખતની પાસે પડે,
અખુટ તે રોશનીને આંખમાં ધરે.'

માહરી મજેહ.

વર્ડ્સ્વર્થના ઉંડા ગહન વિચારોની છાયા ગુજરાતી ભાષામા આણવાનો પ્રયત્ન આવી રચનાઓથી સફળ થશે એમ કોણ કહેશે? 'અગમ્ય જગતના શ્રમિત કરતા ભેદનો ભાર હલકો થાય છે' એ વાક્ય ક્યા અને 'જોઇ વળે છુપા ભરમો ને ભેદ' એ વાક્ય ક્યા? વર્ડ્સ્વર્થનું કાવ્ય ઉદાર ઉન્નત ભાવથી પૂર્ણ છે, માહરી મજેહમાના વિચાર શુષ્ક, નીરસ છે. 'ભેદનો ભાર હલકો થાય છે' એ વચન કાવત્વથી ભરેલું છે, ભેદ જાણવાને મનુષ્યને કેટલી ઉત્કંઠા થાય છે, ભેદ ગુપ્ત હોવાથી મનુષ્યના હૃદયને કેટલો શ્રમ લાગે છે, અને ભેદ સમજાતાં હૃદયને કેવી શાન્તિ થાય છેઃ એ બધું આ વચનમાં સમાયેલું છે. 'ભેદ જોઇ વળે' એ વચનમાં એવી ઉંડી ખુબી કંઈ નથી. વળી, મનુષ્યને બધાનું સંપૂર્ણ જ્ઞાન થઈ શકતુ નથી, સત્યના દર્શનની ઝાખી જ થાય છે, તેથી 'ભેદ જોઇ વળે' એમ કહેવું એ ખોટું છે અને કવિત્વ વગરનું છે, 'ભેદનો ભાર હલકો થાય' એમ કહેવું એ જ કવિત્વને ઉચિત છે. તેમ જ વળી, ચંદ્રના પ્રકાશ આગળ 'દુન્યા ગંદીલી' લાગતી હોય તો તેમ હોવામા હરકત નથી, ('ગંદીલી' એ શબ્દ જ કવિતામાં શોભતો નથી), પણ (વર્ડ્સ્વર્થના સરખી) જે વૃત્તિથી કુદરત ભેદ ભરેલી અને ભેદ બતાવનારી સમજાય છે તે ધન્ય વૃત્તિમાં તો ચન્દ્ર પણ ભેદનો ભાર ઓછો કરે છે અને દુનિયા પણ ભેદનો ભાર ઓછો કરે છે, આખી કુદરત ભેદનો ગુપ્ત અર્થ સમજાવે છે. તેથી એવી ચિત્તવૃ-

ત્તિને વખતે દુનિયાને ' ગંદીલી ' કહી શકાય નહિં. જે સમયે ઉપકારની વૃત્તિ હોવી જોઇયે તે સમયે તિરસ્કાર જણાવેલો હોવાથી રસનો ભંગ થાય છે.

કુદરતના આ ભેદનું કેવું ચિત્ર કલ્પનારથી ગુજરાતી ભાષામા " ઇંગ્રેજી-સ્કુલ " ઉત્પન્ન થઈ શકી છે, એ બતાવવા આ જ વિચારના થોડા ઉદાહરણ આપીશું.

' ગગને અતિગૂઢ લખ્યુ વિધિયે
કઇ કાવ્ય ગભીર કલાનિધિયે

* * * * * * *

સહુ અદ્‌ભુત ભાવ કળે ન કળે,
કળતો કદિ ઇશ્વરદત્ત પળે,
કદિ ચાદનિની રજની નિકળે
તહિં કાવ્યતણા સહુ પૃષ્ઠ ખુલે.
જગ શૂન્ય થકી જ રહ્યું ઉપની,
થતિ ઝાખિ ઝિણી તહિં તેહ તણી. '

' ચંદા ચળકંતા સ્મિતો વ્યોમ જે વેરતી,
નિજ ઉજ્જવળ પટમાં ભૂમિ-સખીને ઘેરંતી,
શીતળ કંઇ થળ થળ અમી વરસતી પ્રેમભરી,
સ્થાવર જંગમ જગ સકળ ઠારતી શાંતિ કરી;
ત્હેને પણ પૂછુ પ્રશ્ન પૂછયો નવ જે કોઈ;—
અતિ ગૂઢ ભાવિનું ચિત્ર કદી હું સકિશ જોઈ ? '

કુસુમમાળા.

' ગભીરી ઘોર આ રજની
ભણે ભેદો ઊંડા સજની !
નહિં ભેદ એહ વંચાતા,
હૃદયભાવે પ્રગટ થાતા.

* * * * * *

અહો તારલા ! ત્હમો જાણો
હૃદય આ વ્યથાતણી ખાણો.
કહું કોને વ્યથા આ ઊંડી ?
રજનિમાં ઊંડી રજનિમા ઝૂડી.

* * * * * *

મનોનયને જ જે ઝાંખ્યા,
હૃદયદર્પણે જડી રાખ્યા. '

હૃદયવીણા.

આ કાવ્યોને આહરી અજેહની ઉપરની લીટીઓ સાથે વિસ્તારથી સરખાવી બતાવવાની જરૂર જ નથી. કયી રચના શ્રેષ્ઠ છે, કયીમા ખરૂં કવિત્વ છે તે મહેનત વિના એકદમ જણાઈ આવે છે. 'ઝલક ઓ ચંદર ! તું ઝલકતો રેહ ' એ દમ વિનાના ઉભરાવાળા વાક્ય અને ' ચંદા ચળકતાં સ્મિતો વ્યોમ જે વેરંતી ' એ સુંદર લલિત ચિત્ર વચ્ચે કેટલું મ્હોટું અંતર છે તે અજાણ્યું રહે એમ નથી. 'દુખ્યા તનને ઠલ વળે' એ સાધારણ વાતચિતની ઈબારતવાળું વચન કવિતામાં વાપરવા જેવું છે જ નહિ, 'શીતળ અમી વરસતી' એ કે એવું વર્ણન જ ચંદ્રથી ફેલાતી શાંતિને ઉચિત છે. 'ભેદ' સમજવાને મનુષ્ય જે પ્રયત્ન કરે છે તે 'ખુશાલીના ઉભરા' નથી પણ 'હૃદયની ઊંડી વ્યથા' છે, અને તેમ ન હોય તો એ ભેદ જાણવામાં અદ્‌ભુતતા ન હોય, કવિતા ન હોય.

વર્ડ્‌સ્વર્થનો બીજો એક સુપ્રસિદ્ધ મત એ હતો કે બાળકો પુખ્ત ઉમ્મરનાં મનુષ્યો કરતાં વધારે પવિત્ર અને વધારે દેવતાઈ હોય છે; કેમકે બાળકો ઈશ્વર પાસેથી તરત આવેલાં હોય છે. તેમનામાંથી ઈશ્વરનો અંશ જતો રહેલો હોતો નથી; પણ મહોટી ઉમ્મર થતાં દુનિયાના કઠણ અનુભવથી અને સંસારના સ્વાર્થી વ્યવહારથી

આત્માની દિવ્યતા ઘસાઈ જાય છે અને તે સાધારણ પદવીમા આવી જાય છે. આ અર્થમાં એ કવિ કહે છે,

'But trailing clouds of glory do we come
From God, who is our home:
Heaven lies about us in our infancy!
Shades of the prison-house begin to close
Upon the growing boy.'

'Happy those early days when I
Shined in my angel infancy!
Before I understood this place
Appointed for my second race,
Or taught my soul to fancy aught
But a white, celestial thought;

* * * * * * *

Before I taught my tongue to wound
My conscience with a sinful sound,
Or had the black art to dispense
A several sin to every sense,
But felt through all this fleshly dress
Bright shoots of everlastiugness.'

Wordsworth.

'પરંતુ આપણું મૂલધામ જે ઈશ્વિરસામીપ્ય ત્યાંથી આપણે જનારે આકર્ષાતા કીર્તિનાં વાદળાં લઈ આવીએ છીએ. બાલ્યાવસ્થામા સ્વર્ગીયતા આપણી આસપાસ પથરાયેલી હોય છે. બાળક જેમ મહોટો થતો જાય છે તેમ કારાગૃહના પડછાયા તેના પર આવી ઘેરાતા જાય છે.'

'હું ફિરસ્તા સરખા બાળપણમાં ઉજ્જવલ રૂપ હતો. તે પ્રથમના દિવસો ધન્ય હતા. મારી બીજી વારની યાત્રા માટે નક્કી થયેલુ આ સ્થાન હું સમજ્યો તે પહેલાના એ દિવસો હતા. એક શ્વેત દિવ્ય ભાવના સિવાય બીજી કાંઈ પણ કલ્પના કરવાનું તે વખત મારા આત્માને શિખવ્યું નહોતું. * * * પાપમય સ્વરથી મારી સહજ અન્તર્વૃત્તિને જખમી કરવાનું તે વખત મેં મારી જિહ્વાને શિખવ્યું નહોતું. દરેક ઇન્દ્રિયને પૃથક્ પૃથક્ પાપ વહેંચી આપવાનો મેલો હુન્નર તે વખત મારામા નહોતો. પરંતુ આ સર્વ માંસગ્રથિત કોશમા સનાતનતાના પ્રકાશમાન અંકુર ફુટતા મને લાગતા હતા.'

વર્ડ્સવર્થનો આ મત ગુજરાતી કવિતામા દાખલ થવો જ જોઇએ એમ આવશ્યક નથી. પરંતુ, આવા વિચારમાં ઇંગ્રેજી કવિતાનો નમુનો લેવાનો હોય તો માહરી મજેહના કર્તાથી એ કાર્ય બનવું અશક્ય છે. એવા વિચાર તેમને સ્વાધીન નથી. એવા વિચારને ઘટતી ભાષા તેમને સ્વાધીન નથી. આ વિષય ઉપર તેઓ 'એક બાળક' ને એટલું જ કહી શકે છે કે

'ન બોલે જુઠ બોલ તું, બોલનારો તું સત,
દિલ તાહરૂં સુધ્ધુ એવું વિના કીન કપટ,
હોએ તાહરે હૈડે જેવું તેવું આપે મત,
બીજાંના કામકાજની નહિ તહને ખટપટ.'

માહરી મજેહ નથા૦

આ લીટીઓમા કવિતા છે કે ફિલસુફી છે એવો દાવો કરવાની કોઈ પણ હિમ્મત નહિં કરે; કેમકે, કવિતામાં કંઈ ચમત્કાર હોય છે અને ફિલસુફીમા કંઈ ઉંડાણુ હોય છે, અને આ લીટીઓમાં એ બેમાંથી એકે ખાસ ગુણ નથી. વર્ડ્સવર્થની કવિતા ઘણી સાદી ભાષામાં છે, અને કવિતામાં ફિલસુફીનું દર્શન આપતાં સાદી ભાષા

અનુકૂલ નથી એમ નથી. પણ એ સાદા રૂપમા પણ કંઈ વિશેષતા, કંઈ ખુબી, કંઈ ગંભીરતા હોય છે અને હોવી જોઈએ. તેમ ન હોય અને સાધારણ વાતચિતમાં જાહેર થતા આવા વિચારને જ કવિતામાં મુકવાના હોય તો તો કવિતા કરવાની એ મહેનત લેવી ફોકટ જ છે. ઉપરની ઇંગ્રેજી કવિતાના વિચારની છાપ ગુજરાતી કવિતામા રા. નરસિંહરાવે શી રીતે પાડી છે તે જોતાં ભેદ તરત ધ્યાનમા આવશે.

‘ આવ્યો હું તાત તુજ ધામથી તો વિશુદ્ધ,
સંસારપંક પડતા બનિયો અશુદ્ધ.’

પ્રાર્થનામાળા. અંક ૨૯.

‘ ઊજળા અતિ દિવ્ય પ્રદેશ થકી.
જડ મર્ત્યભૂમિમહિં તું ભટકી,
અહિં નૂતન પાય દીધો શિશુ ’ ત્હેં,
* * * * *
અતિ દૂર મૅૂકી ભૂમિ દિવ્ય જ જે
નવલું કંઈ તે ફરી રૂપ સજે,
* * * * *
પ્રતિમા હઇડે તુજ તેહતણી
જુદી મૂર્તિ ધરંતી અનુપ ઘણી;
જડબન્ધનપૂરિતચિત્તવિશે
નવ જે કદિ એ વિલસંતી દીસે.’

હૃદયવીણા.

‘દિવ્ય ભૂમિમાંથી તાજા આવેલા’ બાળકની સ્વર્ગીય અંશવાળી નિર્દોષતા વિશેની વર્ડ્સ્વર્થની કલ્પના ‘કીન કપટ વિનાનું સુખ્ખું દિલ’ બાળકનું છે એમ કહ્યાથી પ્રકટ થશે એવી આશા રાખવી એ જડતા જ છે.

ઇંગ્રેજી કવિઓના વિચાર પેઠે તેમની કલ્પના પણ ભવ્ય છે. તે સાથે કલ્પનામા સુન્દરતાનો અંશ રહેલો છે, અને તેથી 'મિઝાન યા વઝન'માં તેમની બરાબરી કરવામાં એક વધારે મુશ્કેલી છે. જે ચિત્તવૃત્તિ છન્દના સરખાં આન્દોલન (vibrations) માં ગતિ કરી શકે નહિં તે કલ્પનાનો અનુભવ પણ ભાગ્યે જ કરી શકે. બાહરી મજેહના કર્તાએ જ્યાં જ્યાં કલ્પના કરવાનો પ્રયત્ન કર્યો છે ત્યાં ત્યા આ અશક્તિ તેમને નડી છે. સાધારણ બિનાઓને ઉન્નત રૂપ આપ્યાને બદલે અદ્ભુત બિનાઓને તેમણે સાધારણ બનાવી દીધી છે. એક ચિત્રની અદ્ભુત અસરથી થયેલી વૃત્તિમાં વર્ડ્સ્વર્થ કહે છે કે કવિને જે દર્શન થાય છે તેના વર્ણનમાં બહારથી જણાતા વાસ્તવિક દેખાવ કરતાં કંઈ વધારે ખુબીનો સમાવેશ થાય છે. કવિનું કામ એ છે કે

'To express what then I saw; and add the gleam,
The light that never was on sea or land,
The conscration, and the poet's dream,'

Wordsworth.

'તે વખતે મેં જે જોયું તે દર્શાવવું; અને જે કિરણ, જે પ્રકાશ સમુદ્ર પર કે ભૂમિ પર કદી જોવામાં આવ્યો નથી, તેના સંસ્કારની તેમાં પ્રતિષ્ઠા કરવી, કવિની સ્વપ્નસૃષ્ટિ તેમાં ઉમેરવી.' તે કહે છે કે હું ચિત્રકાર હોત તો આ અંશ દાખલ કરત.

કવિની કૃતિની આ જ વિશેષતા બતાવતાં એક બીજા અદ્ભુત કવિએ કહ્યું છે કે

'Nor heed nor see what things they be—
But from these create he can
Forms more real than living man,'

Shelley.

'(કવિની નજરે પડતી) એ વસ્તુ કયી છે તે પર તે ધ્યાન આપતો નથી, તે જોતો નથી; પણ પ્રાણધારી મનુષ્ય કરતા વધારે વાસ્તવિક રૂપો તે આ વસ્તુઓમાંથી સરજી શકે છે.'

અનુપમ ઇંગ્રેજી કવિઓએ પોતાના કર્તવ્યની કલ્પેલી આ ઉંચી ભાવના ( idea ) લક્ષમા લઇ **મ્હારી મજેહના** કર્તાએ આ વિષયમાં શું કર્યું છે તે જોઇએ. 'લુઇ ફ્રેન્કના એક ચિતર વિષે' તેઓ કહે છે,

'તોડી લાવી જમીનના તુકડાઓ તેં.
જાણે આએ કેનવાસની સપાટ ઉપર,
સરસ રીતે ગોઠવીને મેલેલા હોએ,'

**મ્હારી મજેહ** નથા૦

બીજા 'એક ચિત્રની ખૂબી વિષે' તેઓ કહે છે,

'ખરૂં કેહજે મહને ઓ ચિતારા તું'
શું તુંએ ઘાસોને જમીન પર આ,
તોડી લાવી કોઇ ઉચા પર્વતથી અંહિ
ગોઠવેલાં છે?'

**મ્હારી મજેહ** તથા૦

ત્યારે, 'જમીનમાથી તોડી લાવીને ગોઠવવું' એ જ ચિત્રકારનું અને કવિનું કામ છે? જમીન પર જે ન હોય એવો પ્રકાશ, એવી પ્રતિષ્ઠા, એવી સ્વપ્નસૃષ્ટિ, એવાં વાસ્તવિક રૂપ, કલ્પના વડે દાખલ કરવાનું વર્ડ્સ્વર્થ અને શેલી કહે છે તે કવિત્વશક્તિની ખામીને લીધે? અને **માહારી મજેહના** કર્તા કહે છે તેમ હોય તેવું જ 'ગોઠવીને મેલી' દેવું એમાં જ કલાની સુન્દરતા છે? વધારે ટીકાની જરૂર નથી. **મ્હારી મજેહના** કર્તાને કોઈ ભ્રાન્તિએ દગો દીધો છે, અને સાધારણ વિચારના માણસનું 'ઉભાતું જીગર' તે કવિની કલ્પના છે એમ તેમને સમજાયું છે. કવિઓની અને ચિત્રકારોની કલ્પનાથી રચાતી કૃતિઓને

'કુશલ પ્રેમચિત્રકારે છબિ
અમોલા વર્ણભારે ભરી,'

હૃદયવીણા.

'અરણ્ય આ રમણીય રેખા, રાગ, રસ, સૌભાગ્યથી
અવનવું આ લેખ્યું સુ અદ્ભુત, ગુણ પરાગ અથાગથી!
શી ઝરણી વાંકી સુકી વે'છે ધરણિ આ સફળા કરી—
સુ–વનસ્પતિ રોમાંચ શોભિત ગિરિ ચરણ ચુંબન–કરી!!!

* * * * *

આ ચિત્રમાં મુજ ઉક્તિ નબળી કયમ કરી પુરિ વર્ણવે!
સાનંદ આશ્ચર્યથી દૃષ્ટી સ્થળે સ્થળ જ્યાં ઠરી રહે!!!'

એક ચિત્રદર્શન (રા. હરિલાલ હ. ધ્રુવ કૃત).

આવા વચનથી ઓળખી શકાય છે તે, 'મિઝાન યા વઝન'મા રચાતી ઉપરની લીટીઓને કવિતા કહેવામા આવે ત્યાં સુધી કલ્પવું મુશ્કેલ છે.

વધારે ઉદાહરણો આપવાની જરૂર નથી. માહરી અર્જેહના કર્તાથી ગુજરાતી ભાષામાં ઇંગ્રેજી કવિતાની ઉન્નતિ અને સુન્દરતા લાવી શકાયાં નથી અને લાવી શકાય તેમ નહોતું. તેમની રચનાને "ઇંગ્રેજી–સ્કુલ" નું નામ આપવું એ ઉત્તમ ઇંગ્રેજી કવિઓની કીર્તિને અપમાન કરવા બરોબર છે, અને ઇંગ્રેજી કવિતાની ઉમદા પદ્ધતિ અમે ઉપર જેમનાં વચન ઉતાર્યાં છે તે બીજા કવિઓથી જ ગુજરાતી ભાષામાં આણી શકાઈ છે, એમાં કંઈ સંદેહ રહે તેમ નથી. આ કારણથી કવિતાની પદવીનું મહત્ત્વ લક્ષમાં લઈ અમે કંઇક વિષય બહાર ગયા છીએ, અને ચર્ચા માત્ર માહરી અર્જેહના છન્દ કે છન્દના અભાવ સંબંધી છતાં એ પુસ્તકના રચનારની કવિતાની પરીક્ષા કરવાનો પ્રયત્ન કર્યો છે. એ રચનારની પદ્ધતિએ ચાલી ઘણા પારસી લેખકોએ સારો લાગ જોઈ કવિ થવાનો સહેલો

માર્ગ લીધો છે તેથી કવિતાનું અને વિશેષે ગુજરાતી કવિતાનું માન રાખવા સારૂ આમ કરવાની જરૂર પડી છે.

**બાહરી મજેહની** રચના સંબંધે મિ. **મીસ્તરીની** જવાબદારી નથી. પરંતુ 'ઍદીત કરનાર' તરીકે તેમણે એ પુસ્તકનો જે બચાવ કર્યો છે અને છંદ વિશે જે વિચિત્ર વિચાર જણાવ્યા છે તેને લીધે કવિતાના સ્વરૂપની ખરી ચર્ચા ખાતર તેમની પ્રસ્તાવના વિશે ટીકા કરવાની જરૂર પડી છે. અમારી ખાતરી છે કે ગુજરાતી કવિતાના છન્દ વિશે તેમણે વધારે માહીતી મેળવી હોત તો આટલી બધી ભૂલ તેમનાથી ન થાત. **બાહરી મજેહના** કર્તાને પિંગળ નાપસંદ હોવાથી તેમણે છન્દની 'રમુજી નકલો' કરી હતી તેના મિ. **મીસ્તરીએ** ઉદાહરણ આપ્યાં છે.

'વન અઘોર મોટું, ત્યાં દિઠું મેં ઘેટું;
વાર ચાર તેથી દૂર, દિઠો મેં ઉભેલો મ્યૂર;

* * * *

ચિત્ર આ સંપુરણ હું, છન્દની અંદર મેલું છું.'

અને મિ. **મીસ્તરી** કહે છે કે 'ગુજરાતી કહેવાતી કવિતાનો' આ 'આબાદ' નમુનો છે. કોઈ પણ પિંગળનું પુસ્તક મિ. **મીસ્તરીએ** ઉઘાડીને જોયું હોત તો તરત જણાત કે આ લીટીઓમાં એકે છંદ નથી, 'મિઝાન યા વઝન' જ છે.

પિંગળ વિશે આટલી બધી ટીકા કરવાનું માથે લીધા છતાં મિ. **મીસ્તરીને** પિંગળ વિશે એટલું બધું અજ્ઞાન છે કે પિંગળના નિયમોથી કેવી રીતની શબ્દરચના થાય છે એ સંબધે મત આપતાં પણ તેમનાથી હસવા સરખી ભૂલ થઈ છે. કેટલાક ઇંગ્રેજી પદ્યલેખકો માટે ડૉકટર **જોન્સને** કહ્યું છે કે "કવિતા લખવાને બદલે તેઓ પદ્ય લીટીઓ લખતા, અને ઘણી વાર એવી પદ્ય લીટીઓ લખતા કે કાનની નહિ પણ આંગળી પરની ગણતરીની પરીક્ષા

આગળ જ તે ટકી શકે એવી હતી; કેમકે તેમાંનો તાલાનુબન્ધ એવો અપૂર્ણ હતો કે માત્ર અક્ષર ગણતાં જ માલમ પડે કે એ પદ્ય લીટીઓ છે." આ ઇંગ્રેજી વાક્ય ઉતારી મિ. **મી**સ્તરી કહે છે, 'આબાદ હિંદુ-સ્કુલની કવિતાનું આ ચિત્ર સમજવું. લીટીમાના અક્ષરોની આંગળી ઉપર ગણત્રી કરો ત્યારે જ તમોને જણાશે કે તે "કવિતા" છે, બાકી તમારા કાનથી તો કદી તે લીટીની પરખ થઇ શકે જ નહિ.' હવે, આ તદ્દન ખોટું છે. ગુજરાતી ભાષાના (અને સંસ્કૃત તથા તે પરથી થયેલી બીજી ભાષાઓના) પિંગળમાં જ્યાં અક્ષરોની ગણતરી બરોબર હોય ત્યા 'કાનથી લીટીની પરખ' કરવામા કદિ મુશ્કેલી નડતી જ નથી. ભુજંગી, તોટક, નારાચ, વગેરે સર્વ અક્ષરમેળ છંદોમા તાલનો અક્ષરોના માપ પર જ આધાર હોય છે, લઘુ ગુરુ અક્ષરોનો અમુક ક્રમ હોય ત્યારે જ તાલ આવે છે અને ત્યારે તાલ આવ્યા વિના રહેતો નથી, અને તેથી જેને અક્ષરોની ગોઠવણ ખબર હોય તેનાથી તાલની ભુલ થવાનો સંભવ જ નથી. જ્યાં અક્ષરો ભૂલ વિના ગોઠવાયા હોય ત્યાં તાલ બરાબર આવવાનો જ. માત્રામેળ છંદમા તાલની ભુલ થવાનો સંભવ છે ખરો, પણ એવા છન્દને મિ. **મી**સ્તરીની ટીકા લાગુ પડતી નથી કેમકે તેમા અક્ષરોની ગણતરી હોતી જ નથી. અક્ષરો એકસરખા હોવાઃ પર એવા છંદનો આધાર નથી, માત્રા અને તાલ પર આધાર છે, તેથી એકલા અક્ષરો ગણી શકતો હોય તેનાથી માત્રામેળ છંદ થઈ શકે નહિ, અને 'આગળી પર અક્ષરોની ગણત્રી' કર્યાથી તે "કવિતા" છે એમ જણાય નહિ. ખરી રીતે જોતાં, મિ. **મી**સ્તરી પોતે શા વિશે ટીકા કરે છે એ જ ભૂલી જાય છે. કહેવાતી "હિંદુ-સ્કુલ" ના કવિઓને પિંગળ નથી આવડતું અને તાલમાં તેઓ ભૂલ કરે છે એમ તકરાર જ નથી અને એ દોષ તેમની કવિતામા છે જ નહિં. પિંગળના નિયમો પાળવાથી તેઓ ખરી કવિતા નથી કરી શકતા એમ મિ.

**મી**સ્તરીની તકરાર છે. આ વાત મિ. **મી**સ્તરી ભૂલી જાય છે અને કેટલાક ઇંગ્રેજી કવિઓ પિંગળના અજ્ઞાનથી તાલ લાવી શકતા નહોતા એ બાબતની કેવળ સંબંધ વિનાની ટીકા ઉતારે છે. આનું કારણ ઉપર કહ્યું તેમ એ છે કે મિ. **મી**સ્તરીને ખબર નથી કે ગુજરાતી ભાષામાં ઈંગ્રેજી ભાષાથી જુદી જ રીતે તાલ આવે છે. 'કાનની પરખ' તે શું એ જો તેઓ જાણતા હોત તો તેમને ખબર પડયા વિના રહેત નહિં કે ગુજરાતી ભાષાની છેક સાધારણ કવિતામાં પણ એ 'પરખ' તો ખરેખર જ ઉતરે છે.

કવિત્વભાવ કેટલેક દરજ્જે ગદ્યમા પણ પ્રગટ થઈ શકે છે, અને એવું ગદ્ય કવિતાથી ઉતરતું છતાં કવિતાની હદની નજીકનું હોઈ ચમત્કારવાળું હોય છે એ એમ ઉપર કહ્યું છે, તથા તેના ઉદાહરણમાં **ડી ક્વિન્સી** વગેરેના લેખ દર્શાવ્યા છે. પરંતુ એ ધ્યાનમાં રાખવું જોઇએ કે એવાં સારા ગદ્ય અને '**માહરી મજેહ**' જેવાં નઠારા પદ્ય વચ્ચે બહુ ફેર છે. ઉપર પ્રથમ બતાવ્યુ હતું કે એવાં ઉત્તમ ગદ્યોની વાક્યરચના કવિતાના તાલબદ્ધ માપને કંઇક મળતી આવે છે, અને જે ભાવ શુદ્ધ કવિતાને યોગ્ય નથી તે ભાવ કવિતાને મળતા ગદ્યમાં પ્રકટ કરી ગદ્યને સુશોભિત કરે છે અને કવિતાને અકલંકિત રાખે છે. '**માહરી મજેહ**' ની રચના ગદ્યમાં નથી તેથી તેમા એ ખુબી આવતી નથી, અને એ રચના કવિતા હોવાનો દાવો કરે છે તેથી કવિતાને એબ લાગે છે. '**માહરી મજેહ**' ના કર્તાએ પોતાના વિચાર ગદ્યમા જણાવવાનો પ્રયત્ન કર્યો હોત તો કદાચ કંઈ સારી વાક્યરચના થાત. ઉપર દર્શાવ્યું તેવા Impassioned Prose ( રાગયુક્ત ગદ્ય ) કે Prose Potery ( ગદ્યમય કવિતા ) માં છંદ વિના સરસતા આવી શકે છે એવી ચર્ચા વાંચ્યાથી કવિતામાં છંદ જ ન જોઇએ એમ મિ. **મીસ્તરીએ** કલ્પના કરેલી લાગે છે.

હવે, પ્રાસ વિશે વિચાર કરીએ. આ નિબંધના આરંભમાં કહ્યું જ છે કે પુરાતન ભાષાઓની કવિતા પ્રાસ વિનાની છે. એ લક્ષમાં

હેતાં કવિતામાં પ્રાસ સદૈવ આવશ્યક છે એમ કહી શકાય તેમ નથી. તેમ જ વળી અર્વાચીન કવિઓની કૃતિઓમાં પણ કેટલાંક વિશિષ્ટ સુન્દર કાવ્યો પ્રાસ વિનાના છે. પ્રાસ વિનાનાં આ કાવ્યોની ઉત્તમતા નિઃસંદેહ છે. તેથી, આ સર્વથી જણાય છે કે છંદ પેઠે પ્રાસને કવિતાની ઉત્પત્તિ જોડે સંબંધ નથી. કવિત્વભાવના આન્તર સ્વરૂપથી અલગ હોઈ પ્રાસ માત્ર કવિતાની બાહ્ય કલાનો એક પ્રકાર છે અને ભાવનું પ્રકાશન કરવામાં તેની હમેશ જરૂર પડતી નથી. કવિતાના સાહિત્યના ઇતિહાસમાં પ્રાસ પ્રથમથી આવિર્ભૂત થયો નથી, અને તેનો સ્વીકાર થયા પછી પણ કદિ કદિ તેનો ત્યાગ કરવામાં આવે છે, તેનું કારણ આ આન્તર સંબંધનો અભાવ જ છે. પ્રાસ કવિત્વની કલાનો એક પ્રકાર છે અને અર્વાચીન સાહિત્યમાં તેનો ઘણો ઉપયોગ થાય છે, તેથી પ્રાસથી થતી શોભાનું કેટલું મહત્ત્વ છે અને પ્રાસ હોય તથા ન હોય ત્યારે શી શી વિશેષતા હોય છે એટલુ જ પ્રાસ સંબંધે તપાસવાનું છે.

**લી** હન્ટ કહે છે, ' વખતે એમ ધારવામા આવે કે પ્રાસ એવી નજીવી વસ્તુ છે કે તે વિશે કંઈ કહેવાની જરૂર નથી; પરંતુ તેમ નથી. યુરોપમાં અર્વાચીન કાળમાં અને પૂર્વ તરફના દેશોમા સર્વ કાળમા * પ્રાસ સર્વમાન્ય થયો છે અને વીરરસ તથા નાટક સિવાયની બધી જાતની કવિતામા પદ્યબંધની સંગીતમય શોભારૂપ બન્યો છે. દક્ષિણ યુરોપમાં તો વીરરસ કાવ્યોમાં પણ એ શોભાનું સાધન લેવાય છે. પ્રાસથી ઉત્કંઠાનું પોષણ થાય છે અને હર્ષાનુભવની માગણી કાયમ રહે છે. પ્રાસ વાપરવામાં કુશલતા એ છે કે પ્રાસ ખાતર કદિ પ્રાસની રચના કરવી નહિં, અથવા એમ કર્યું છે એવો આભાસ તો થવા દેવો જ નહિં; અને પ્રાસમાં વિવિધતા શી રીતે આણવી, નવીનતા શી રીતે આણવી, તેનું સામર્થ્ય વધતું ઓછું શી રીતે કરવું, ( બબ્બે લીટીઓનો પ્રાસ ન હોય ત્યારે )

* આ ભૂલ છે.

યોગ્ય અન્તરે ભાગ પાડી શી રીતે પ્રાસ ગોઠવવો, સુખોપભોગ અને ઇન્દ્રિયોલ્લાસ માટે જરૂર પડે ત્યાં પ્રાસની શી રીતે ઘણી વાર પુનરુક્તિ કરવી, અસરકારક અથવા ચમકાવનારી વાક્યરચના પ્રાસથી શી રીતે સુદૃઢ કરવી, અને હાસ્યરસની કવિતામા પ્રાસ વડે શી રીતે નવી અને આશ્ચર્યકારક વિનોદોક્તિ ઉમેરવી: એ જાણવું એમાં પ્રાસના ઉપયોગની કુશલતા છે. ' આ વ્યાખ્યાના અંશ જુદા પાડી તે વિશે વિચાર કરીએ.

પ્રથમ તો, પ્રાસથી સંગીતની શોભા વધે છે. છન્દની ચર્ચામા કવિતાનો અને સંગીતનો સંબંધ આપણે જોયો છે. એ સંબંધને લીધે, વિરામ ફરી ફરી એનાએ સ્વરસમુદાયમાં આવવાથી સંગીતમા જે એક પ્રકારની ચારુતા આવે છે તે છન્દ મારફતે કવિતામાં પણ દાખલ થઈ છે. લીટીના વિભાગને છેડે અથવા આખી લીટીને કે લીટીઓને છેડે ફરી ફરી એનાએ આવનાર સ્વર એક નહિં પણ એકથી વધારે હોવા જોઇએ અને પ્રથમનો જે અનુક્રમ હોય તેમા જ ફરી આવવા જોઈએ અને ત્યારે જ આ ચારુતા સિદ્ધ થાય છે. કવિતા તે કેવળ સંગીત નથી પણ માત્ર સંગીતનો અંશ તેમા છે તેથી ચારુતાનું આ સાધન કવિતામા માત્ર બે સ્વર સંબંધે જ ઉપયોગમા લેવાય છે. કવિતામાં સ્વર પ્રધાન નથી પણ વિશેષ મહત્ત્વ શબ્દાર્થનું તથા ભાવનું છે, તેથી સ્વરની આ શોભા આટલી નિયમિત કરી બે સ્વરની જ પુનરાવૃત્તિ કરવામાં આવે છે. ચાર સ્વરની પુનરાવૃત્તિ બહુ લાંબી થઈ જાય, અને જોડાઈ રહેલા યુગ્મમા કંઈ ચમત્કાર છે તેથી ત્રણ નહિં પણ બે સ્વરની જ પુનરાવૃત્તિ લીટીઓને છેડે થાય છે. આ પુનરાવૃત્તિ ઘણુંખરૂં બબ્બે લીટીઓનાં જોડકામા જ લેવાય છે તેનું પણ આ જ માત્ર કારણ છે કે સ્વરશોભા શબ્દાર્થની તથા ભાવની શોભાને ગૌણ કરી ન નાખે એ જરૂરનું છે. આ પુનરાવૃત્તિમાં સ્વર જોડે વ્યંજન એનાએ આવે તો પણ સંગીતમા તો ચાલે, કેમકે સંગીતને મુખ્ય અપેક્ષા ધ્વનિની

છે, અને સ્વર સાથે વ્યંજનના ઉચ્ચારની ચારુતા સંગીતને સાહાય્યકારક છે. પરંતુ, કવિતામા પ્રાધાન્ય શબ્દધ્વનિનું નહિં પણ શબ્દ વડે થતા નિવેદનનું છે તેથી સ્વર અને વ્યંજન બન્ને મળી થતા આખા શબ્દની પુનરુક્તિ થાય તો તે દોષ થઈ પડે અને એનાએ શબ્દ ફરી આવવાથી નવીનતાની ખોટ પડે, અને તેથી ભાવશ્રેણીમાં વિઘ્ન થાય; કેમકે, એનોએ શબ્દ ફરી આવવાથી એનોએ વિચાર પણ ફરી આવે. આ કારણોને લીધે પ્રાસનું એવું ખાસ સ્વરૂપ બંધાયું છે કે વ્યંજનો જુદા હોય પણ સ્વર એનાએ રહે. આને લીધે શબ્દોની પુનરુક્તિ થતી નથી અને સ્વરની પુનરાવૃત્તિમાં જે સંગીતમય શોભા છે તે સચવાય છે. શબ્દ એનાએ છતા અર્થ કેવળ જુદા હોય ત્યા આ દોષનો અવકાશ નથી.

'નથી તો શું ઊણું ? મુજ હૃદયમા ત્હારિ છબિ જે
છપાઈ ચ્હોટી તે સ્થિર રહિ કહી જાય ન બિજે.'

કુસુમમાળા.

અહી 'બિજે' શબ્દ એનોએ ફરી આવે છે પણ અર્થ જુદા હોવાથી પુનરુક્તિનો વાંધો નથી, અને ઉપર કહી તેવી સ્વર અને વ્યંજન બન્નેની પુનરાવૃત્તિવાળી સંગીતની વિશેષ ચારુતા જળવાય છે. આ વિશેષ ચારુતા જાળવવા સારૂ જ જુની કવિતાના પ્રાસમા એવો નિયમ હતો કે પ્રાસમા છેલ્લો વ્યંજન પણ એનોએ જ જોઈએ કે આખા શબ્દની પુનરુક્તિ ન થતા અડધાની પુનરાવૃત્તિથી ચારુતા આવી શકે. 'રહે' જોડે 'વહે' સરખો જ પ્રાસ આવે અને 'ફરે' સરખો નહિં, 'દામ' જોડે 'આમ' સરખો જ પ્રાસ આવે અને 'આજ' સરખો નહિં, એવો એ મતમા આગ્રહ છે. એવા પ્રાસમાં વધારે શોભા છે એ નિઃસંશય છે, પરંતુ કવિતાનું અને સંગીતનું અન્તર ધ્યાનમાં રાખવાથી સમજાશે કે એ નિયમ ન પાળ્યાથી કવિત્વને હાનિ થતી નથી તેમ સ્વરની શોભા સમૂળગી જતી રહેતી પણ નથી.

ઉપરના નિયમો માત્ર શોભાના છે તેથી તેમા સહેજસાજ ફેરફાર કરવાથી બહુ હાનિ થતી નથી. છેલ્લા બેને બદલે છેલ્લા એક સ્વરનો પ્રાસ પણ કદી લાવવામાં આવે છે. તેમ જ છેલ્લા બેથી ન અટકતાં છેલ્લા ત્રણ કે ચાર સ્વરનો પ્રાસ પણ કદિ રચવામા આવે છે. બે લીંટીઓને બદલે કોઈ વાર ચાર લીંટીઓમા એનોએ પ્રાસ યોજવામા આવે છે, અને કોઈ વાર એનીએ આખી લીટી દરેક કડીને છેડે મુકી આખા કાવ્યમા ત્રીજી અને ચોથી લીંટીના પ્રાસમાં એનાએ સ્વર કાયમ રાખવામાં આવે છે. કોઈ વાર આખા કાવ્યમા પ્રાસના સ્વરો દરેક લીટીમા એનાએ રાખવામાં આવે છે. આ રીતે પ્રાસની શોભામાં પુનરાવૃત્તિ ઘણી ઘટાડવામાં કે વધારવામા આવે છે, તેને માટે અમુક નિયમ થઈ શકતો નથી. અલબત્ત, જેમ પુનરાવૃત્તિ વધારે તેમ સંગીતનું અનુકરણ વધારે હોય છે અને રચનારમા કૌશલની ન્યૂનતા હોય તો શબ્દાર્થ ગૌણ થઈ જઈ શબ્દધ્વનિને વિશેષ મહત્ત્વ અપાઈ જાય છે.

કવિતા જેમ પોતાના સંગીતમય અંશ સફળ કરવા સારૂ પ્રાસ રૂપે પુનરાવૃત્તિનો સ્વીકાર કરે છે તેમ સંગીતના અન્તરમાં પણ કવિત્વ રહેલુ હોવાથી તે ઘણી વાર કવિતાના જેવો પ્રાસ ગ્રહણ કરે છે. કવિતા અને સંગીત આમ બહુ નજીક આવે છે અને કેટલીક વાર બે વચ્ચે ભેદ પાડનારી રેખા દોરવી અઘરી પડે છે, પરંતુ તેથી બેના પૃથક્ સ્વરૂપ નષ્ટ થતા નથી; અને પુનરાવૃત્તિની શોભા સંગીતમાં છે તથા પ્રાસની શોભા કવિતામાં છે એ ભેદ ખોટો ઠરતો નથી. કવિતામા સંગીત હોય ત્યા સંગીતનુ સ્વરૂપ પોતાની અસર કરે છે અને સંગીતમા કવિતા હોય ત્યા કવિતાનું સ્વરૂપ પોતાની અસર કરે છે.

વીરરસની (Epic) અને નાટકની કવિતાને પ્રાસ યોગ્ય નથી એવો મત યુરોપના સાહિત્યમાં પ્રચલિત છે. સંસ્કૃત ભાષામા તો વીરરસવાળા મહાકાવ્યોની, નાટકોની અને બીજી બધી કવિતા

ાસ વગરની જ છે તેથી પ્રાસની યોગ્યાયોગ્યતા વિશે સંસ્કૃત ાષાના સાહિત્ય ઉપરથી કંઈ ધોરણ બાધી શકાતું નથી, તેમ ાસ વિશે એ સાહિત્યમા ચર્ચા પણ નથી. યુરોપની Epic વિતામા ફક્ત વીર પુરુષોના ચરિતનું વર્ણન આવે છે એમ થી. વિષય ગમે તે હોય પણ કોઈ મહાપ્રસંગનું વૃત્તાન્ત ઉન્નત લીથી જેમા વર્ણવ્યું હોય તેવા દરેક કાવ્યને Epic Poem કહે . કાવ્યનો વિષય ઉત્સાહથી ભરેલો હોય છે અને વર્ણનપદ્ધતિ ચેત્તોત્કર્ષવાળી હોય છે તેથી આવી કવિતાને Epic કહે છે. આ વિતા iambic * નામે છન્દમાં રચવામા આવે છે વીર પુરુષોના રિત વર્ણવવાને આ છન્દ વપરાયેલો માટે તેને heroic પણ કહે . આ પ્રકારની કવિતામાં ચિત્તોત્કર્ષનો વેગ જોરથી વહો જતો ાય ત્યા પ્રાસથી તે અટકી જાય છે અને પ્રાસથીભાવ ખંડિત થાય છે થા કૃત્રિમતા દાખલ થાય છે, માટે આવી કવિતામાં પ્રાસ જોઈએ હિં એમ કહેવામાં આવે છે.

મિલ્ટનનું મહાન્ Epic કાવ્ય 'પેરેડાઇસ લોસ્ટ' પ્રાસ વગ-નું છે. એ સંબંધે તે ગ્રન્થ વિરુદ્ધ ટીકા થયેલી તેનાં ઉત્તરમા ે પુસ્તકની બીજી આવૃત્તિની પ્રસ્તાવનામા તે લખે છે,

'(આ કાવ્યમાં) પ્રાસ વગરનું heroic વૃત્ત છે, અર્થાત્ ીક ભાષામા હોમરની અને લેટિન ભાષામાં વર્જીલની કવિતા જે ન્દમા છે તે છન્દમા આ કાવ્ય રચ્યુ છે. પ્રાસ તે કાવ્યનું કે સારા ન્દનું આવશ્યક ઉપકરણ અથવા ખરૂં ભૂષણ નથી. લાંબા ગ્રન્થમા ાસ કરીને પ્રાસ આવો (નકામો) છે. વિષય નમાલો હોય અને ન્દની રચના લુલી હોય ત્યારે કૃતિ દીપાવવાનું આ સાધન જંગલી માનામાં બનાવી કાઢેલું છે. કેટલાક આધુનિક પ્રખ્યાત કવિઓએ ઢિના અનુસરણમાં દોરાઈ જઈ પ્રાસનો ઉપયોગ કર્યો છે તેથી

---

* એ છન્દનું માપ આ પ્રમાણે છે.
લગા લગા લગા લગા લગા..

પ્રાસને શોભા મળી છે એ ખરૂ છે, પણ એથી એ કવિઓને પોતાને જ ક્લેશ થયો છે તથા અડચણ થઈ છે, અને પ્રાસ વિના જે ભાવ તેઓ છુટથી દર્શાવી શક્યા હોત તે દર્શાવતા તેઓ સંકડામણમા આવી ગયા છે તથા તેમની શક્તિ એ સંબંધે ઉતરતી જાતની થઈ છે. તેથી, કેટલાક પ્રથમ પંક્તિના ઈટાલિયન તથા સ્પેનિશ કવિઓએ મ્હોટા તેમ જ નાના ગ્રંથમાં પ્રાસનો ત્યાગ કર્યો છે તે કારણ વગરનું નથી; કરુણ રસના આપણાં ઉત્તમ ઇંગ્રેજી કાવ્યોમા પણ એ રીતે ઘણા વખતથી પ્રાસનો ત્યાગ થયો છે, કારણ કે સ્હેલાઅઘરાપણનો વિવેક જાણનાર સર્વને એ વસ્તુ જાતે નજીવી તથા સંગીત વિષયના કંઈ પણ સાચા આનંદ વગરની લાગે છે. (કવિતામા) સંગીતનો આનંદ તે ઘટની સ્વરરચનામા, યોગ્યસમૂહમા અને એક લીટીમાથી વિસ્તાર કરી બીજી લીટીમા જુદી જુદી રીતે અર્થ આણવામા સમાયેલો છે, બે લીટીઓના છેડા સરખા આવી ઝણ ઝણ સ્વર થાય એમા સંગીતનો આનંદ સમાયેલો નથી. વિદ્વાન્ પ્રાચીનો કવિતામા તેમ જ સારા વક્તૃત્વમા આ આ દોષથી દૂર રહ્યા હતા. (આ ગ્રંથમા) પ્રાસ નથી તે પ્રાકૃત બુદ્ધિના માણસોને કદાચ ખામી જણાશે, પરંતુ તે ખામી નથી, પણ, પ્રાસમાં રચના કરવાનું આધુનિક પીડાકર બન્ધન દૂર કરી વીરરસ કાવ્યને પ્રાચીન સમયની સ્વતંત્રતા ફરી પ્રાપ્ત કરાવી છે તેના ઉદાહરણ તરીકે ઉલટી આ પદ્ધતિ માન્ય ગણવાની છે, અને ઇંગ્રેજી ભાષામા એવું આ પહેલું જ ઉદાહરણ છે.'

પ્રાસ વિરુદ્ધનો આ વાંધો હોવો જોઇએ તે કરતા વધારે સખત છે, અને વીરરસ કવિતાને બદલે બધા પ્રકારની કવિતાને આ લગાડવામા મિલ્ટને કંઈ અતિશયોક્તિ કરી છે એમાં શક નથી. મૃદુ ભાવની અને કોમલ લાગણીની કવિતામાં પ્રાસ ખરેખર ઉપકરણ છે અને તેથી સુન્દરતા પ્રાપ્ત થાય છે એ અનુભવગમ્ય છે.

'હું શુ જાણું જે વ્હાલે મુજમાં શુ દીઠું',
વારેવારે સામું ભાળે મુખ લાગે મીઠું.'

દયારામ. ગરબી.

'અસાડોરે ઘન ઉલટયો, માગ્યા વરસેરે મેહ;
વીજલડી ચમકા કરે, વ્હાલે દીધોરે છેહ.'

રત્નો. મહિના.

'લઘુ સ્રોતપટે મળિ એક રસે
શું અનંત કરેણુકુસુમ હસે?
મૃદુ રંગ ગુલાબિ મુખે વિલસે
શિ પ્રભાતરવિદ્યુતિ ત્યાહિં વસે!'

રા. નરસિંહરાવ, કુસુમમાળા.

આવાં રાગધ્વનિ કાવ્યોમાં તો પ્રાસ આવશ્યક છે એ સહુ કોઈ સ્વીકારશે. એક લીટીને છેડે 'દીઠું' વાંચ્યા પછી બીજી લીટીને છેડે 'મીઠું' વાંચ્યા પછી જ પૂર્ણ સંતોષ થાય છે; પ્રાસ આવતા સુધી રમ્યતાની અપેક્ષા બાકી રહે છે; બીજી લીટીમાં 'હસે' વાંચ્યા પછી પ્રથમની લીટીમાના 'રસે' ની ખુબી વધારે સમજાય છે.

જે પ્રકારની કવિતામા સંગીતનો અંશ ઘણો વધારે હોય છે તેમાં પ્રાસ આ રીતે જરૂરનો છે અને તેથી રમણીયતા સંપાદન થાય છે. એ લક્ષમાં રાખવાનું છે કે પ્રાસથી બે લીટીઓનું અલગ જોડકું થાય છે અને જેમ રાગધ્વનિ કાવ્ય ટુકાં હોય છે તેમ તેમાના વિચાર અને વાકયો પણ ટુંકા હોય છે તેથી બે લીટીઓમાં સમાઈ ન રહે એવાં લાંબા વાક્ય એવા કાવ્યમાં બહુધા આવતા નથી. પણ, વીરરસની કવિતામા જ્યા ચિત્તોત્સાહને લીધે વાક્ય અને વિચાર બહુ લાંબા હોય ત્યાં બબ્બે લીટીઓએ વિરામ આણવાની ફરજ રાખવાથી ભાવના સાતત્યમાં ક્ષતિ થાય છે, અને જ્યાં

શૌર્યની, ક્રોધની કે આવેશની જોશભરી વૃત્તિ હોય ત્યાં વિચારના ઉચ્ચારણ વચ્ચે વચ્ચે પ્રાસ આવવાથી ગૌરવ ઓછું થવાનો સંભવ છે એ ખરૂં છે. આવા કાવ્ય સંબંધે મિલ્ટનના વચન ખરા છે. પેરેડાઇસ્ટ લૌસ્ટ વિશે આ સંબંધમા એક ટીકાકાર કહે છે, 'એ પુસ્તકના છન્દની રચનામાં એક બહુ સ્પષ્ટ અને તે છના ઘણું અગત્યનું અંગ એ છે કે તેમા વાક્યના ઉચ્ચય ( Period ) છે ( અર્થાત્ ઉપવાક્યો અને મુખ્ય વાક્યના બંધારણથી કાવ્યમય વિચાર પૂરેપૂરો ભાવપ્રવાહ સાથે દર્શાવાય એવી તેમા રચના છે ). આથી લીટીઓની કદી કદી લાબી પરંપરા ચાલે છે, વિચારનો સંપૂર્ણ ઉલ્લાસ થાય છે અને દૃષ્ટાન્ત સાથે તેનું નિરૂપણ થાય છે, ઉપમાઓથી અને રૂપકોથી વર્ણન રમ્ય થઈ સાક્ષાત્કાર કરાવે છે, આવેગ સાથે થયેલો મનોરાગનો પ્રાદુર્ભાવ પરાકાષ્ઠા સુધી પહોંચે છે, પાત્રોની ઉક્તિમા રહેલી દલીલ બરોબર ગોઠવાય છે; આ બધુ લીટીઓના જોડકા રચવામા કદી પણ થઈ શકે નહિં. જોડકાંથી રચનામા વિચારને સંકડાવી બે લીટીઓની હદમા સમાવી દેવો પડે છે, અથવા કોઈ અમુક વિચાર જ્યાં બે લીટીથી ટુંકો હોય છે ત્યા તે લંબાવી જોઇતી જગા પૂરવી પડે છે. બન્ને સ્થિતિમા ઘણું ખરૂં પરિણામ એ થાય છે કે દરેક વિચાર પોતપોતાના ( બે લીટીના ) જોડકામાં જુદી પોટલી પેઠે બંધાય છે, અને કાવ્યના એક આખા ભાગનો અર્થ ગ્રહણ કરતા મનને સરતના મેદાન પેઠે વચ્ચે વચ્ચે પાડેલા ખાડા તથા ઉભી કરેલી વાડો ઉપર થઈ કુદકા મારી જવું પડે છે. રસ્તો સીધો હોય અને ઘણી વાર સહેલો હોય પણ વચ્ચે પોલાં અંતર હોય છે તે ગણનામાં લીધા વિના ચાલે તેમ નથી હોતું. પ્રાસ વિનાની વાક્યોચ્ચયવાળી ( Periodic ) શૈલીમા આવો પ્રતિરોધ હોતો નથી; પણ, એક પછી એક પગથીએ ક્રમે ક્રમે ચઢના આખરે એવી સ્થિતિએ આવીએ છીએ કે સમસ્તનું સમગ્ર દર્શન આપણે કરી શકીએ છીએ.'

આ ટીકાની સત્યતા સર્વને માન્ય થશે. મિલ્ટનના વાક્યોચ્ચય ( Period ) ની કલ્પના ગુજરાતી ભાષામા બતાવવી બહુ અઘરી છે કેમકે Heroic Verse જેવો ગુજરાતી ભાષામાં છન્દ નથી, અને વળી એ છન્દમા 'લગા' એ ગણ એક લઘુ અને એક ગુરુ અક્ષર કે માત્રાનો યુરોપની પ્રાચીન કવિતામા બનતો તેમ ન હોતા મિલ્ટન વગેરેની રચનામા 'લ' તે અનુદાત્ત અથવા સ્વરાઘાત વગરનો ઉચ્ચાર હોય છે અને 'ગા' તે ઉદાત્ત અથવા સ્વરાઘાતવાળો ઉચ્ચાર હોય છે. ગુજરાતીમા કે સંસ્કૃતમા તેવા સ્વરાઘાત નથી. ( ફકત વેદની ભાષામાં સ્વરાઘાત હતા ). તથાપિ આ પ્રકારના વાક્યોચ્ચયનું ઉદાહરણ આપવાનો એક નિર્બલ પ્રયત્ન કરીશું.

ઉભો છે ત્યા અનિરુદ્ધ એકસ્તંભ આવાસમા,
બારીએથી જોઈ રહ્યો સૈન્ય મ્હોટું બાણનું;
નાદ તેના હોકારાનો સુણી કંપ વ્યાપેલો તે
ચાલી રહ્યો દીસે હજી રાક્ષસોના જૂથમાં;
જેમ વન હલાવીને વાયુ ઉંચે ગયા પછી
પાંદડા ને ડાળીઓનો કંપ લાંબો ચાલતો.

અનિરુદ્ધ બારીએથી જોઈ રહ્યો, હાથમાં તો
ભોગળ લીધેલી ને અળગી કરતો પીઠે
ખેંચતી ઓખાને,–રોતી જે કાલાવાલા કરતી.
તેના ભણી વળી બોલ્યો, 'મહિલા ! તું ઘેલી છે,
ક્ષત્રિયો યુદ્ધમા જતા રોકાયા કદિ સુણ્યા છે ?
ઘનનું ગર્જન થયે કેસરીએ ફાળ ના
ભરી એવું કદિ બન્યું છે ? તથા મૌવર વાગે
ને નાગ ત્યાં ડોલે નહિં એવું કદિ જોયું છે ?
તારા બાપે ચાર લાખ બકરાઓ મોકલ્યાં તે
જોઈ શું સિંહ કોઈ પાછો ફરી નાસી જશે ?'

અહીં મનહર છંદમાં યતિનો નિયમ શિથિલ કરી અને પ્રાસ કાઢી નાખી વિચારનો ઉત્સાહ એક વેગભર્યા વાક્યોચ્ચયથી દર્શાવવા પ્રયાસ કર્યો છે. આવી રચનામા શરૂ થયેલા વિચારને યતિના કે પ્રાસનાં વિઘ્ન નડવાં ન જોઇએ. અને દરેક લીટીને છેડે વાક્ય કે પેટા વાક્ય પુરૂં થવું જોઇએ એ નિયમ પણ દૂર કર્યાથી વાક્યનું અખંડપણું વિચાર જેટલું જ લંબાય છે અને ચિત્ત પર બલવાન અસર થાય છે. ઉપરનો પ્રસંગ પ્રાસવાળી રચનામાં પ્રેમાનંદે કેવી રીતે વર્ણવ્યો છે તે વાંચતાં સરખામણી સહેલાઇથી થઈ શકશે.

" હોકારો અસુરનો સાંભળી, ઉભો થયો અનિરુદ્ધ;
મેઘની પેરે ગાજીઓ, કાપી નગરી રે બદ્ધ."

" અરે સ્વામી તમે ઠાલે હાથે, આયુધ નથી રે એક,
ચાર લાખ વીર પાઠવ્યા, સામા થતા ધરો વિવેક."

" ઓખા તુને શુ કહું રે, તું તો ઘેલી નાર;
તારે બાપે વીર મોકલ્યા, તે તો મારે લેખે ચાર.
અજાતણા ટાહાં જુથ મળીઆ, પંચાએનન મળીઓ એક;
તેનું પ્રાક્રમ કેટલું, તમે કોહોની વિનતા વિશેક."

" એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામીન."

" મોઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સરપને તોલે.
ઘન ગાજે કેસરિ દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન્હોએ પુરૂષ જાણવો વ્યંદળ"

"એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી."

ઓખાહરણ.

'નાર' અને 'ચાર' નો પ્રાસ ગોઠવવા સારૂ એ કડીમાંની પહેલી લીટીમા 'તુંને શું કહું રે' એટલું નિરર્થક વધારી લીટી લાંબી કરવી પડી છે; તથા તેના પછીની કડીમા 'તેનું પ્રાક્રમ કેટલું' એ વાક્યે વિચાર પુરો થયા છતાં આગલી લીટીમાંના 'એક' જોડે પ્રાસ

લાવવા 'તમે કોહોની વિનતા વિશેક' એટલું નિરુપયોગી અને ભાવ-હીન વાક્ય ઉમેરવું પડ્યું છે. આ ઉપરાંત એ પણ જણાઈ આવે છે કે આવેશ દર્શાવનારી જે સ્થિતિનું ચિત્ર આપવાનો હેતુ છે તેને પ્રાસનું લાલિત્ય અનુકૂળ નથી. પ્રાસથી નાના વાક્ય સુંદરાકૃતિમાં છેડેથી વળી જઈ જોડકામાં બંધાય છે તે કૃતિ અન્ય ,પ્રસંગે મનો-હર છતાં ચિત્તના પ્રબળ ઉત્સાહને સમયે રસમા ક્ષતિ કરનારી લાગે છે.

પ્રેમાનંદના પુત્ર વલ્લભની કૃતિમાંથી બે ઉદાહરણ લઈ આ સંબંધે પરીક્ષા કરી જોઇશુ.

" પ્રૌઢી કરૂં પ્રતિજ્ઞા હું, દુઃશાસન જીવ લેવા,
દિન સત્તરની રાત, ન થાય કદી કામિનિ !
ઉનું ઉનું રૂધિર જે, પિઉં પે'લું અરિતણું,
ગાય આ છે ગાય આ છે, ભૂલાવું તેહ ભામિનિ !
વસ્ત્ર વિણ કીધી તને, વસ્ત્ર વિણ હણું એને,
ભીમ નામ તે તો ભાખ, કહૂં છું સત્ય સ્વામિની '
એમ કહી ઉભો થયો, મત્ત શું મયંદ મોટો,
લીધી ગદા હાથ જાણે, ઝબકી શુંય દામિનિ." *

દુઃશાસનરુધિરપાન.

ભીમે દ્રૌપદી સમક્ષ કરેલી પ્રતિજ્ઞાના આ ભાવપૂર્ણ વચનમા પ્રાસ તદન વિસારે પડેલો જણાય છે. અને તેથી જ એ કાવ્યમા

* આ રચના ઘનાક્ષરી છંદમાં છે. એ છંદ મનહર જેવો જ છે, એમાં ફેર એટલો છે કે મનહરમાં એક લીંટીમાં એકત્રીસ અક્ષર આવે છે અને ઘનાક્ષરીમાં બત્રીશ અક્ષર આવે છે, અર્થાત્ મનહરની લીંટીના ત્રણ કકડા આઠ આઠ અક્ષરના અને ચોથો સાત અક્ષરનો હોય છે તેને બદલે ઘનાક્ષરીમાં લીંટીના ચારે કકડા આઠ આઠ અક્ષરના હોય છે. આઠ અક્ષરે યતિ લાવવાનો નિયમ બન્નેમાં શિથિલ થઈ શકે છે. આ બન્ને છંદ વાક્યોચ્ચાર માટે ખાસ કરીને અનુકૂળ જણાય છે.

સસાશ્તા છે તથા વાકયોચ્ચયનું સામર્થ્ય છે. 'કામિનિ,' 'ભામિનિ,' અને 'સ્વામિનિ' એ શબ્દો માત્ર સંબોધન રૂપે આવેલા છે અને વાકયાર્થમા કેવળ નકામા છે. તે બધા એક જ અર્થના છે અને વાકયોચ્ચયની સામટી અસર ચિત્ત પર કરવામાં કંઈ પણ મદદ નથી કરતા. કવિત વાચતા તેમાનો પ્રાસ ધ્યાનમા બહુ ટકતો જ નથી. એ શબ્દોનો પ્રાસ ન હોત અને તે ઠેકાણે બીજા શબ્દો હોત અને અને છેલ્લો 'દામિનિ' શબ્દ વગર પ્રાસે આવ્યો હોત તોપણ આવેશ અને ક્રોધની વૃત્તિનો આવિષ્કાર કરવામા વાકયોચ્ચયનું સામર્થ્ય કોઈ રીતે ન્યૂન થાત નહિં. 'વસ્ત્ર વિણુ' પદ બેવડાયાથી ઉકિત વધારે બળવાન થાય છે. મિલ્ટનના વાકયોચ્ચયમા પણ એ રીતે વાકય અને પદ બેવડાયેલાં જોવામા આવે છે.

પરંતુ એ જ ગ્રન્થમા આવા અર્થનુ બીજું એક કવિત આવું છે:

"દુષ્ટને મારૂં ન આજ, રૂધિરના પાન કાજ
જાન વાન કરૂ તાજ, નર્કમાં જઇ પડું;
વાર વાર વદું કશું, જહુ લિપ્ત હણું પશુ,
ખૂની ખૂની બની ધસું, રે બદન આ વડું;
પાન કરૂં ઉષ્ણુ લોહી, નૃત્ય કરૂં શૂર જોઈ,
વારશે અમોને કોઇ, તેહ જાણવું મડું;
રાજતાજ સુયોધન, સૂતસુત કર્ણ ધન,
શકુનિ રમત રમે, નામ ભીમ જઠ ભડું."

દૂતે દુર્યોધનને ભીમની પ્રતિજ્ઞા કહી સંભળાવી તેના આ વચન છે.

આ રચનામાના બીજા પ્રાસ રહેવા દઇ લીટીને છેડે આવતા શબ્દના પ્રાસની જ પરીક્ષા કરીએ. 'રુધિરપાન સારૂ દુષ્ટને હું ન મારૂ તો જીવ અને વર્ણનો ત્યાગ કરૂં તથા નરકમાં જઈ પડું.' એ અર્થ દર્શાવતા પહેલી લીટીને છેડે પડું" શબ્દ છે તે તો યોગ્ય છે. પણ તે પછીની લીટીઓમાં તેની સાથે પ્રાસ મેળવવા જે શબ્દ

મુકયા છે તે યોગ્ય છે એમ કહી શકાશે? 'વડું' શબ્દની જરૂર છે? 'મારા શરીર પર દુઃશાસનનું લોહી ખરડીશ' એમ કહેવામા પોતાના શરીરને મ્હોડું કહેવામાં કંઈ યોગ્યતા નથી. વળી, 'અમને વારશે તેને મડું જાણવું' એ વચનમા 'મડું' શબ્દ શોભતો જ નથી એટલું જ નહિં પણ તેની ગ્રામ્યતાથી વાકય કથળી જાય છે; 'પડું' જોડે પ્રાસ આણવાનો ન હોત તો કદિ એ શબ્દ વપરાત નહિં. તેમ જ 'સુયોધન, કર્ણ અને રમત રમનાર **શ**કુનિના દેખતા જો હુ જઇને ભડું (યુદ્ધ કરૂં) તો મારૂ નામ **ભીમ**' એ ઉક્તિમા વાકયને છેડે પ્રાસ સારૂ 'ભડું' શબ્દ લાવવા માટે વાકય ટુંકું, અન્વય વગરનુ અને ન સમજાય એવું કરી નાખવું પડયું છે એ સ્પષ્ટ છે, અને વીર નર પોતાની ક્રિયા સંબંધે એ શબ્દ ('ભડું') વાપરે એ ઉચિત પણ નથી લાગતુ. પ્રાસ ખાતર જ એ શબ્દ વાપરવો પડયો છે.

આ કવિતમાં વાકયોચ્ચયનું સામર્થ્ય સિદ્ધ થયુ નથી એ સ્પષ્ટ છે અને તેનું કારણ એ જ છે કે લીટીના કકડાના પ્રાસ સારૂ અને આખી લીટીઓના પ્રાસ સારૂ વાકયોને જલદી જલદી પુરાં કરવા પડયાં છે અને જ્યાં આખું વાકય જોઇએ ત્યા વાકયોની નાની નાની ટુકડીઓ કરવી પડી છે. પ્રાસના શબ્દ ઘણા હોવાથી તે શબ્દો સારૂ અર્થમાં કૃત્રિમતા આણવી પડી છે એ પણ કાવ્યત્વની હાનિનું વિશેષ કારણ છે.

સંસ્કૃત કવિતામા બે શ્લોકનું એક વાકય કરી 'યુગ્મક' બનાવી શકાય છે, ત્રણ શ્લોકનું 'વિશેષક,' ચાર શ્લોકનું 'કલાપક' અને તેથી વધારે શ્લોકનું 'કુલક' બનાવી શકાય છે. વાકયોચ્ચય આ રીતે કરવાનો શ્લોકબન્ધમાં અવકાશ છે.

પ્રાસવાળી રચના હોય ત્યારે પણ એક કે બે લીટી કરતાં લાંબુ વાક્ય કવિતામાં મુકી શકાય છે એમ કદાચ કહેવામાં આવશે. પરંતુ આવાં વાક્યમાં પ્રાસને લીધે રચના કંઇક કલેશકર થવાનો સંભવ રહે છે.

'ગમ્ભીર આ રજનિના કુહરે નિહાળું,
તારાગણે તિમિર મુદ્રિત જ્યાં વિશાળું
ઊંડું, અલૌકિક, અને અતિગૂઢ ગાન
ગાઈ સુણાવતું મ્હને, સુણું ધારી ધ્યાન.'

'નાચે ભુતાવળસમ પ્રતિબિમ્બ તારા,
તે નૃત્યને ધ્વનિ દઈ હૃદયે જનારા,
સિન્ધુ પુરાણ ગજવે કંઇ ઉચ્ચ ગાન,'

હૃદયવીણા.

આ બે શ્લોકમા અન્વય આ પ્રમાણે છે,

'આ રજનીના ગમ્ભીર કુહરમાં હું દષ્ટિ કરૂં છું. જ્યહાં તારાગણથી મુદ્રિત થયેલું વિશાળ તિમિર ઊંડું અલૌકિક અને અતિ ગૂઢ ગાન ગાઈને મ્હને સુણાવે છે; (અને તે) હું ધ્યાન ધારીને સાભળું છું.'

'ભુતાવળસમા પ્રતિબિમ્બતારા (સમુદ્રમા) નાચે છે; તે નૃત્યને હૃદયે જનારા ધ્વનિ દઈ પુરાણ સિન્ધુ કંઇ ઉચ્ચ ગાન ગજવે છે.'

વાક્યોનો આવો સંબંધ સમજતાં કંઇકિ વાર લાગે છે અને મહેનત પડે છે તેનું કારણ એ છે કે પ્રાસ આવવાથી બબ્બે લીટીઓના જોડકાંમાં બે વાકયના જોડકાં છે એવી સ્વાભાવિક કલ્પના ચિત્તમાં થાય છે, તે દૂર કર્યા પછી વાક્યરચના જુદા પ્રકારની છે એવું સમજી શકાય છે. અને વળી, પ્રાસ સારૂ લીટીને છેડે અમુક શબ્દ આવે તેવી જ વાક્યરચના કરવી પડે છે. પ્રથમ શ્લોકમાં 'સુણું ધારી ધ્યાન' એ વાક્ય કંઇક ટુંકું થઇ ગયેલું છે અને પ્રથમના વાકય જોડે સંધાવાને બદલે જુદું પડી ગયેલું છે. 'ગાન' સાથેના 'ધ્યાન' ના પ્રાસને લીધે આ પરિણામ થયું છે. તેમ જ બીજા શ્લોકમાં 'હૃદયે જનારા' એ કોનું વિશેષણ છે એ શોધતાં જરા શ્રમ પડે છે તેનું કારણ એ છે કે 'તારા' જોડેના 'જનારા'ના પ્રાસને લીધે એ વિશેષણ લીટીને અન્તે મુકવું પડ્યું છે. અલબત્ત,

આ વાક્યોના ભાવમા કંઈ ક્ષતિ નથી અને કાવ્યની રમ્યતા જળવાઈ રહી છે, પરંતુ કલા ઉત્તમ હોય ત્યાં પણ લાંબા વાક્યની સુઘટિત રચનાને પ્રાસને લીધે કંઈક હાનિ થાય છે એ સ્પષ્ટ છે.

ઘણાં ઉપવાક્યો અને લાંબા વાક્યનો ઉચ્ચય ન હોય ત્યાં પણ વીરરસની અને Epic કવિતામા પ્રાસરહિત વૃત્તરચના (Blank Verse) વિશેષ અનુકૂલ થાય છે.

'શાને સંત્રાસ પામો ? અધમ કપિગણો ! છોડિ દો ભીતિ સર્વ;
ભેદ્યાં ગંડસ્થલોને મુજ કરથિ છુટી ઇન્દ્રના હાથિકેરાં
જેણે, તે બાણુ મારાં તમ-શરીર વિશે પામતા લાજ ભારે;
સૌમિત્રે ! ઇન્દ્રજિત્ છું, ન જયશ, નથિ તું માહરો કોપપાત્ર;
જેણે ભ્રૂભંગલીલાવશ જલધિ કર્યો, ખોળું તે રામને હું.'

આવા પ્રસંગમા પ્રાસથી થતું બન્ધન ન હોય તથા ભાષાનું સંપૂર્ણ સામર્થ્ય હોય એ જરૂરનું છે.

સંસ્કૃત કવિતામાં વાક્ય શ્લોકની એક કે બે લીટીમા પૂરૂ થતું ક્વચિત જ જોવામા આવે છે તેનું કારણ પ્રાસનો અભાવ છે.

Epic કવિતાની પેઠે સંસ્કૃત સાહિત્યમાં પણ વીરરસનો વિષય બહુ વિસ્તારી છે. એ રસના દાનવીર, દયાવીર, યુદ્ધવીર અને ધર્મ-વીર એવા ચાર પ્રકાર સાહિત્યમાં સાધારણ રીતે ગણવામા આવે છે. તે ઉપરાંત પંડિતરાજ જગન્નાથ રસગંગાધરમાં સત્યવીર, પાડિત્યવીર, ક્ષમાવીર, બલવીર, એ સર્વના ઉદાહરણ આપી દર્શાવે છે કે એવા અનેક પ્રકાર વીરરસના હોય છે. અર્થાત્ જ્યા જ્યાં ઉત્સાહની ભાવના રસરૂપે નિષ્પન્ન થાય છે ત્યાં ત્યાં વીરત્વની વૃત્તિનું પ્રાધાન્ય હોય છે. આ સર્વ પ્રકારની કવિતામાં પ્રાસ વગરની રચના માટે સ્થાન છે.

વીરરસના ઉત્સાહને જીરવી શકે તેવા વૃત્તની ગુજરાતી ભાષામાં જરૂર છે એ કવિ નર્મદાશંકરને સમજાયું હતું. 'વીરસિંહ' નામે એક અપૂર્ણ કાવ્યની પ્રસ્તાવનામાં તે લખે છે;"મને એવો બુટ્ટો ઉઠેલો

કે જિંદગીમાં એક મોટી વીરરસ કવિતા તો કરવીજ. સને ૧૮૬૨ માં 'જિવરાજ' (ગીતિવૃત્તમા) લખવાં માંડ્યો પણ બે વિરામથી જ અટક્યો–વૃત્ત અનુકુળ ન પડવાથી. વિચારોને કવિતામાં મુકતાં વાર લાગવા માંડી ને તેથી રસ ઓછો જણાયો. * * * હવે વિષય જોઇએ. * * * કોઈ યશસ્વી નાયક ન મળે. * * * કોઇ નવો કલ્પિત નાયકજ રાખવો ને નવીજ વાર્તા યોજવી એ સારૂં છે ને તે પછી તેમજ કરવું નક્કી કર્યું. પછી વૃત્તના વિચારમાં પડ્યો. રોલા-વૃત્ત બીજા બધા કરતાં અનુકુળ પડે તેવું છે, પણ એમાં પણ જે-ટલી જોઇએ તેટલી પ્રૌઢતા નથી. અંગ્રેજી વીરરસ કવિતાના વૃત્તને ગુજરાતીમાં ઉતારવાને મથ્યો પણ તેમાં પણ મન માનતી રીતે ફાવ્યો નહિ. અંતે * * * એકદમ જોશમા આવી લખવા બેઠો. હું પણ હાલમા મારી હાલતથી કેદી જેવો છઉં એ વિચારથી બોલાઇ ગયું કે "હું કોણ કહાં હું૦" ને પછી એજ નવું વૃત્ત કાયમ રાખ્યુ ને વૃત્તનું નામ પણ વીરવૃત્ત રાખ્યું. * * * પછી કોશની તડામા-રમાં પડવાથી એ વિષય પડતો મુક્યો છે.' આ વીરવૃત્તનું માપ નર્મ દાશંકરે કોઈ ઠેકાણે બતાવ્યું નથી, પણ તેની લીટીઓ આવી છે,

'હું કોણ કહા હૂં અહીં । કહા મુજ રાજ । દશા શી હાય । જોઇ શૂં પૂઠ?
ચલચલ ઝટ લઇ સજ્જ । શોધ નિજ ધ્વજ્જ । ઇષ્ટ પદરજ્જ । શીર ધરિ ઊઠ;'

'પૂર્ણાહુતિની ઊઠિ જ્વાળ । તરે મુજ આંખ । ગળાયૂં લોહ જેમ થઇ રાતૂં,
ઊઠ વીર હવે શી વાર । શત્રૂને માર । પિતૃને તાર । યશે હાવા તૂં.'

આ વૃત્તરચનામા કોઈ રીતનું વિશેષ સામર્થ્ય જણાતું નથી તેમ એ કાવ્યમા કંઈ ચમત્કાર પણ નથી. એ કવિના બધા 'બુટ્ટા' અને 'જોસ્સા' કવિત્વપૂર્ણ નહોતા, તેથી તેની કવિતામા આવું પરિણામ ઘણી વાર થયું છે, તોપણ કવિત્વના ઉચ્ચ સ્વરૂપની તેને સ્વભાવથી ઝાંખી હતી અને તેથી તેને રસસ્વરૂપનાં કેટલાક સત્ય આપોઆપ સમજાયા હતાં. રોળાવૃત્ત વીરરસને કંઇક અનુકૂળ છે એ ખરૂં છે. 'હિંદુઓની પડતી' નામે આખું કાવ્ય નર્મદાશંકરે રોળાવૃત્તમાં લખ્યું છે.

'જવાય નહિં પરદેશ, ભ્રષ્ટ થાવાને બ્હાને;
કર્યાં સ્વારથી શાસ્ત્ર, બીકણે ને નાદાને.'

'ગાયું તેહને ધંન, ધંન કવિ ચંદ તને છે;
ધંન શૂરવિર રાય, પડ્યા જે લડી રણે છે.'

'મર્દ તેહનું નામ, સમો આવ્યો કે ચાલે,
કનક કામિની તજી, સજી રણમા જઈ મ્હાલે.
મર્દ તેહનું નામ, ડરે નહિં રણે જવાથી;
હોંસે ચ્હડે તોખાર, ડગે નહિં રિપૂ મળ્યાથી.'

આ કાવ્યમાની કેટલીક આવી લીટીઓમા નર્મદાશંકરે ઉત્સાહ દર્શાવવા રોળાનો સફળ ઉપયોગ કર્યો છે. લાવણીનો પણ કેટલીક વાર એ કવિએ આ અર્થે ઉપયોગ કર્યો છે, અને

'સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે.

* * * * *

સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.'

એ ઉત્સાહભરી લાવણીની એ કવિની રચના સુપ્રસિદ્ધ છે. વીરવૃત્તમા આ રોળા કે લાવણીનું સામર્થ્ય નથી, પણ સ્વદેશાભિમાન તથા સ્વદેશોન્નતિના વિચારને ગુજરાતી ભાષામા વીરરસના વિષય પહેલી જ બનાવનાર કવિએ યોજેલું એ વૃત્તનું નામ તથા એવા વૃત્તની જરૂર માટે તેણે કરેલી સૂચના હમેશ જાળવી રાખવા લાયક છે.

નાટકની કવિતા માટે પણ યુરોપના સાહિત્યમા પ્રાસ વગરની રચના ઉચિત ગણાય છે. આનું મુખ્ય કારણ એ છે કે નાટકની કવિતા વિવિધ સ્વભાવનાં પાત્રોના સંભાષણની બનેલી હોય છે. જુદા જુદા પ્રસંગ અને જુદી જુદી ચિત્તવૃત્તિ દર્શાવનારાં પાત્રોનાં વાક્યો એકસરખી લંબાઈનાં નથી હોતાં. શ્રાવ્ય કવિતામાં કવિ જેમ

ભાવ અનુભવ્યા પછી શાન્ત થઈ કાવ્યરચના કરે છે તેવી સ્થિતિ દૃશ્ય કવિતામા નથી હોતી. ચિત્તવૃત્તિનું ઉદ્‌બોધન કરનાર પ્રસંગ જેમ આવી પડે કે એવું ઉદ્‌બોધનવાક્ય જેમ સાંભળવામાં આવે તેમ પાત્ર પોતાના સ્વભાવ પ્રમાણે આચરણ તથા ઉદ્‌ગાર કરે એવું દૃશ્ય કવિતાનું બાહ્ય સ્વરૂપ હોય છે, અને તેથી પાત્રોના સંભાષણનાં વાક્ય લાંબા ટુંકાં, વધતા ઓછા સ્ખલનવાળા તથા એક પછી એક તરત આવતા વિધવિધ વિચારવાળા હોય છે. એક સમાન ગતિવાળા બે સરખાં વાક્યથી બનતી પ્રાસની રચના આવી કવિતામા પ્રતિકૂલ થઈ પડે છે. સમસ્ત નાટકનું સ્વરૂપ સુન્દર છતાં પૃથક્ પૃથક્ વિચારોનું સ્વરૂપ એવી સુઘટિત સુન્દરતાવાળું નથી હોતું કે પ્રાસનું લાલિત્ય તેમા શોભા પામી શકે. દરેક પાત્રનું વાક્ય પ્રાસ આવે ત્યાં જ પુરૂ થાય એમ નિયમ થઈ શકતો નથી, અને બે પાત્રનાં બે ભિન્ન વાક્યની રચના એકઠી કરી પ્રાસ આણતા બહુ જ કૃત્રિમતા આવી જાય છે. અમુક સંભાષણ લાબું હોય ત્યા આ છેલ્લી હરકત નડતી નથી, પણ, સંભાષણોમાં થોડી રચના પ્રાસવાળી અને થોડી રચના પ્રાસ વગરની એમ કરતાં તો ઘણી વિષમતા આવે અને કાવ્ય કઢંગું થાય. વળી, લાંબુ સંભાષણ હોય ત્યા ઘણી વેળા ઉત્સાહનો પ્રસંગ હોય અને તેથી પણ પ્રાસ વગરની રચના વધારે અનુકૂલ થાય. મનુષ્યો ખરેખરા વ્યવહારમાં સંભાષણ કરે તેનું ચિત્ર જ્યા હોય ત્યા પ્રાસની સ્પષ્ટ દેખાઈ આવતી કૃત્રિમતા સાક્ષાત્કૃતિમા વિરોધ કરે એ પણ નાટકની કવિતા પ્રાસવગરની હોવાનું કારણ છે. શેકસપિયરની મહાન કૃતિમાં તો એવી કુશલતા છે કે સંભાષણો સાધારણ રીતે વાંચતા છંદમાં બનાવેલી રચના છે એ હકીકત પણ ભુલી જવાય છે અને તે છતાં છંદના તાલ તથા છંદની આન્દોલનવાળી આવેગપૂર્ણ ગતિ પૂરેપૂરાં ફલવંત થઈ ભાવકથનને સંપૂર્ણ સામર્થ્યવાળું કરે છે.

સંસ્કૃત નાટકોમા બધા સંભાષણ પદ્યમા નથી હોતાં. ચાલુ વૃત્તાન્તના સામાન્ય સંભાષણ ગદ્યમાં હોય છે, અને જ્યાં ભાવની

વિશેષતા હોય છે ત્યા જ પાત્ર પદ્યમા ભાષણ કરે છે તથા સંસ્કારવાળા પાત્રો જ આ રીતે શ્લોકબદ્ધ વાક્ય બોલે છે. એવે પ્રસંગે ભાવપ્રવાહને લીધે છન્દ સ્વાભાવિક થાય છે. સંસ્કૃત કવિતામા પ્રાસ છે જ નહિં તેથી સંસ્કૃત નાટકોની કવિતામાં પણ પ્રાસ નથી, પરંતુ, કૃત્રિમતાનો બાહ્ય આભાસ જેમ બને તેમ ઓછો હોવાનો નિયમ આ ગોઠવણમા પણ સ્વીકારેલો માલમ પડે છે સંસ્કૃત પિંગળમાં એવો કોઈ છન્દ નથી કે જેમા રચના કરતાં છન્દોબન્ધ અન્તર્ગૂઢ રહી શકે.

યુરોપના સાહિત્યમાં પ્રાસ વગરની રચના heroic metre માં જ ઘણુંખરૂં કરવામા આવે છે. આ છન્દમાના ગણુમાં કેટલીક વાર સહેજ ફેરફાર કરવામાં આવે છે. કોઈ વાર પાચ 'લગા' ને બદલે એકાદ ગણ 'ગાલ' કે 'લલ' મુકવામા આવે છે, અને કોઈ વાર એકાદ અક્ષર (ઘણુ કરીને છેડે) વધારવામા આવે છે. ઉત્સાહના પ્રસંગમાં વાક્યનું અને વિચારનું સામર્થ્ય સરખું રાખવા આમ કરવામા આવે છે. પ્રાસ ન હોય ત્યારે આવા ફેરફાર વધારે સહેલાઇથી બની શકે છે કેમકે બે લીટીઓની લંબાઈ સરખી ન હોય ત્યારે તે બેનો પ્રાસ સરખે અંતરે ન આવવાથી સુશોભિત લાગતો નથી, અને બે લીટીઓને છેડે સરખા ગણ ન હોય ત્યારે તો તેમનો પ્રાસ આવી શકે જ નહિં.

પ્રાસ વગરની કવિતામાં ગણરચનામા કોઈ કોઈ સ્થળે ઉપર પ્રમાણે જે ફેરફાર થાય છે તેથી એમ સમજવું ન જોઇએ કે એ રચનામાં છન્દની અવગણના કરી ગદ્ય જ લખવામા આવે છે. જે ગણ બદલીને કે ઉમેરીને મુકવામા આવે છે તે વડે કર્ણપ્રમાણ તાલાનુસાર યોજના થવી જોઇએ અને તેમ થાય ત્યારે જ લીટી પદ્ય ગણાય છે. જ્યા કોઈ કવિઓ આમ કરવામાં ચુકયા છે ત્યાં તેમની લીટીઓને દોષયુક્ત જ ગણવામા આવી છે. ગણના આવા ફેરફારથી પદ્યને બદલે ગદ્ય થતું નથી પણ નવો છંદ જ થાય છે એ સંસ્કૃત

તથા ગુજરાતી પિંગળના કેટલાક છંદની સરખામણી કર્યાથી સહજ લક્ષમાં આવશે. ઉપેન્દ્રવજ્રા અને ઈન્દ્રવજ્રામાં એટલોજ જ ફેર છે કે પહેલો અક્ષર એકમાં લઘુ છે અને બીજામા ગુરુ છે. એ દરેકનો છેલ્લો અક્ષર ગુરુને બદલે લઘુ કરી તે પછી એક ગુરુ અક્ષર ઉમેર્યાથી અનુક્રમે વંશસ્થ તથા ઇન્દ્રવંશા થાય છે. ઇન્દ્રવજ્રામાં ચોથા અક્ષર પછી ત્રણ લઘુ અક્ષર ઉમેર્યાથી વસંતતિલકા થાય છે. મન્દાક્રાન્તાના પહેલા કકડામા એટલે ચોથા અક્ષર પછી એક લઘુ અને બે ગુરુ અક્ષર ઉમેર્યાથી તથા બીજા કકડામા એટલે નવ અક્ષર પછી એક લઘુ અક્ષર ઉમેર્યાથી સ્રગ્ધરા થાય છે. મનહરમા એક અક્ષર ઉમેર્યાથી ઘનાક્ષરી થાય છે. દોહરાનું બીજું પદ પહેલું અને પહેલું બીજું મુકતા સોરઠો થાય છે. એક દોહરો અને એક રોળાના ચરણ એકઠા કર્યાથી કુંડળિયો થાય છે. ઇન્દ્રવજ્રના માપવાળી લીંટીઓમાં વચ્ચે વચ્ચે ઉપેન્દ્રવજ્રા કે ઇન્દ્રવંશા કે વસંતતિલકાની લીંટી મુકી એથી ભાવ-પ્રદર્શનનું સામર્થ્ય વધારી શકાય છે એ સ્પષ્ટ છે. આવી રચનાઓથી છંદની કવિતા માટે અયોગ્યતા નહિં પણ અતિયોગ્યતા સિદ્ધ થાય છે.

ઉપર કહેલા પ્રકાર સિવાયની કવિતામા પ્રાસ ઘણુંખરૂં અનુ-કુલ હોય છે અને ચારુતાની ઘણી વૃદ્ધિ કરે છે. પરંતુ, સ્વાનુભવ-રસિક ( subjective ) અને મનોરાગવાચક (emotional) કાવ્યો પ્રાસ વગરની રચનામા પણ પરકાષ્ઠાએ હોઈ શકે છે. અને તે માટે કાલિદાસના મેઘદૂત અને વર્ડ્સ્વર્થના Lines on Revisting the Banks of the Wye, near Tintern Abbey સરખાં અત્યુત્તમ કાવ્યો લક્ષમા રાખીશું તો બસ થશે.

મિલ્ટન પ્રાસને "જંગલી જમાનામાં બનાવી કાઢેલું સાધન" કહે છે તેનું કારણ એ જણાય છે કે અરબી વગેરે ભાષાના સાહિત્ય પરથી ગોથ લોકોએ યુરોપની અર્વાચીન ભાષાઓના સાહિત્યમાં પ્રાસ દાખલ કર્યો એમ મનાય છે. યુરોપની તેમ જ હિંદુસ્તાનની પ્રાચીન ભાષાઓની કવિતામા પ્રાસ ન છતા તે ક્યારે અને શી રીતે

દાખલ થયો તે બરોબર નક્કી થઈ શકતું નથી. પ્રાસનું મૂળ જડતું નથી, પણ બધી સુશિક્ષિત પ્રજાઓના સાહિત્યમાં પ્રાસનો બહોળો પ્રચાર થયો છે તેથી તેની ઉપયોગિતા સિદ્ધ થઇ છે અને જંગલી જમાનામાં જ તેનું સ્થાન છે એવો મિલ્ટનનો આક્ષેપ ખોટો પડે છે.

મૃદુ ભાવ તથા સંગીતક્ષમતાને લીધે જે જાતની કવિતામાં પ્રાસ ઉચિત હોય છે ત્યાં કાવ્યરચનાને પ્રાસ આ રીતે સહાયતા કરે છે અને સુન્દરતાની વૃદ્ધિ કરે છે, અને એ વિશે સર્વ ભાષાની કવિતા સાક્ષી પુરે છે. એચ. બી. કોટરિલ કહે છે, 'મિલ્ટનનો અભિપ્રાય વિરુદ્ધ છે તો પણ મને લાગે છે કે આપણે માનવું જોઇએ કે પ્રાસનું સ્વરૂપ જાતે સંગીતાનુસારી છે. કવિત્વોચ્ચારના આપણા વાદિત્રમાં પ્રાસ એ પડદા ઉઘાડવા વાસવાનું નવું દ્વાર છે, અને જે કોઇને પોતાના વિચાર દર્શાવતાં તે સહાયકારક થતું હોય તે તેનો ઉપયોગ કરે તે વાજબી છે; અને રાગધ્વનિ કાવ્યોમા વિચાર વિશેષ કરી સંગીતાનુસારી હોય છે તેથી એવાં કાવ્યમાં પ્રાસ ખાસ રીતે ઉપયોગી જણાય છે. * * આર્થર હેલામ કહે છે કે "પ્રાસમાં નિરંતર સ્મૃતિ અને આશાનું ઉદ્દબોધન કરવાની શક્તિ છે એમ કહેવામા આવે છે." આ વાક્ય યાદ રાખવા જેવું છે. જે પ્રાસ આવવાનો હોય છે તેની આશાભરી વાટ આપણે જોઇએ છીએ, અને આવી ગયેલા પ્રાસ સાથે સ્મૃતિ વડે તેને જોડીએ છીએ.' સ્મૃતિ અને આશાનું ઉદ્દબોધન થાય છે એમ કહેવાનો અર્થ એ છે કે

'ઉષઃકાળ દિવસ–નાથને જગાડે,—
કમળ–વૃંદ ખિલવિ, ભ્રમરને રમાડે,—
પ્રકૃતિ પૂર્ણ કળા જાગૃતિમાં ખીલે,—
તેનિ પૂર્વ હૃદય રંગ રસ વું ઝીલે.'

રા. હરિલાલ. કુંજવિહાર.

પ્રાસ આ પ્રમાણે હોવાથી 'જગાડે' સરખો પહેલો પ્રાસ વાંચ્યા પછી અગાડી વાંચતી વેળા, 'આડે' નો બીજો ઉચ્ચાર આવી પ્રાસ

થવાની આપણે આશા રખીએ છીએ અને 'રમાડે' સરખો બીજો પ્રાસ આવી પહોચે છે ત્યારે સ્મૃતિના સંસ્કાર વડે પાછા જઈ આપણે (વચમાંના શબ્દ મુકી દઈ) તેને 'જગાડે' સાથે જોડી દઇએ છીએ અને આમ બનના યુગ્મથી રમ્યતાનો અનુભવ કરીએ છીએ.

અલબત્ત, પ્રાસ ખાતર શબ્દની કે અર્થની કૃત્રિમતા કદી આવવી જોઇએ જ નહિં.

'સુકીર્તનો સ્વાદ સદૈવ ચાખો,
આ લોકમાં નામ અખંડ રાખો,
તો વાગશે નિર્ભયનું નગારૂં,
કરો કરો કાંઇક કામ સારૂં'

દલપતકાવ્ય.

' પ્રથમ મેં પ્રિયા જે કહ્યું હતુ,
સકળ તે હવે થૈ રહ્યુ છતું '
તરુણી શાન્ત થા શોક સૈ તજી '
હૃદયની વિષે હર્ષ લે સજી ''

કાવ્યસરિતા ( રા. મહાસુખ ચુનીલાલ કૃત ).

' ઇચ્છાયોગે હરીની, કુલવધુ મળિ તું, કંથ કલ્યાણકારી;
તારી છે ખૂબિ ન્યારી, નવલ સુનિપુણા, પ્રેમકેરી પથારી;'

કાવ્યકૌસ્તુભ.

અહીં પહેલા ઉદાહરણમાની ચોથી લીટી તે કાવ્યમા દરેક કડીને છેડે આવતી હોવાથી ' સારૂ ' સાથે પ્રાસ લાવવા ' નિર્ભયનું નગારૂ ' વાગવાની કલ્પના કરવી પડી છે. ફત્તેહની નોબત વાગવાની કલ્પના સુપ્રસિદ્ધ છે, પણ અમુક મનુષ્ય નિર્ભય થઈ ગયો એવું જગતમાં નગારૂં વાગવાની કલ્પના કઢંગી અને અરુચિકર છે.

બીજા ઉદાહરણમાં છેલ્લી લીટીમાં ' હર્ષ સજી લેવાની ' ઉક્તિ ભૂલભરેલી છે. હર્ષ હૃદયમા પ્રાપ્ત થાય છે, સજી લેવાતો નથી.

અમુક સ્થિતિ પ્રયત્ન કરી સિદ્ધ કરવાની હોય ત્યારે 'સજી લેવું' એ ક્રિયાથી અર્થ દર્શાવવામાં આવે છે; વસ્ત્ર સજવાની પેઠે હર્ષ સજાતો નથી, કેમકે હર્ષમય સ્થિતિ એ પ્રકારે પ્રાપ્ત થતી નથી.

ત્રીજા ઉદાહરણમાં નાયિકાને 'પ્રેમની પથારી' કહેવાની કલ્પના હસવા સરખી છે, અને તેમાં કંઈ પણ અર્થ રહ્યો નથી. 'કારી' સાથે પ્રાસ લાવવા માટે જ એ વચન વાપરવું પડ્યું છે.

પ્રાસની આવી રચના કૃત્રિમતાથી ભરેલી હોઈ કવિતામા ક્ષતિ કરે છે અને ભાવપ્રકાશનને સામર્થ્ય આપી શકતી નથી.

પ્રાસમાં વિવિધતા અને નવીનતા જાતજાતની દાખલ થઈ શકે છે. બે લીટીઓને બદલે ત્રણ લીટીઓનો પ્રાસ રચી શકાય છે.

'અજાણ્યો છું જો કે અગર,
નથી દીઠું બીજું નગર;
વિચાર કૈં કર્યા વગર ઝૂકાવી છે મેં કિશ્તી.'

રા. મણિશંકર. મારી કિશ્તી.

કાવ્યમા 'ઝુકાવી છે મેં કિશ્તી' એ ધ્રુવ પદ દરેક કડીને છેડે આવે છે અને 'અગર,' 'નગર' તથા 'વગર' એ લીટીઓનો પ્રાસ થઈ રમણીય રચના થાય છે.

વળી, જોડેની લીટીઓના પ્રાસ રચવાને બદલે એકેક લીટી મુકીને પણ પ્રાસ રચવામા આવે છે.

'સંગીતની અધિદેવી હું અલબેલડી
વનમા રાસ રમુ સવિલાસ સમીરશું રે લોલ.
ચંદા, તારાયુગલ, ત્રણે ઊર્મીવેલડી'
ભલે આજ મુજ મંદિર ઊર્મીરસથકી રચ્યું રે લોલ.'

હૃદયવીણા.

અહીં એક એક લીટી મુકી પ્રાસ આવવાથી કંઈ વિશેષ ચારુતા આવે છે. આ કડીમાં એક બીજી વિશેષતા છે. છેલ્લા બે સ્વરને

બદલે છેલ્લા ત્રણ સ્વર સરખા આણી ત્રણ અક્ષરનો પ્રાસ કરેલો છે. 'બેલડી' અને 'વેલડી,' '(સ)મી રહ્યું' અને '(થ)ફી રહ્યું,' એવા પ્રાસની યોગ્યતા એ છે કે લીટીના ઉપાંત્ય અક્ષર ઉપર તાલ ન હોતાં તેની પહેલાંના અક્ષર 'વે,' 'બે,' 'ફી' ઉપર તાલ હોવાથી, એ અક્ષરના સ્વરથી પ્રાસ શરૂ થાય છે ત્યારે તે કાનને વધારે સ્વીકાર્ય થાય છે. એ જ પ્રમાણે હરિગીત છન્દમાં ઉપાત્ય અને અંત્ય અક્ષરો પર તાલ ન હોવાથી તે પહેલાંના તાલવાળા અક્ષરથી પ્રાસ શરૂ થાય છે ત્યારે તે વધારે રુચિકર લાગે છે.

> 'એ જ મુજને પ્રેમભર આલિંગિને કદિ લાડતો,
> કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો,
> ને રુપેરી કોરચનો રૂમાલ ધોળો દે કદી,
> કદિ પાથરે મૃદુ સેજ તેપર ક્ષણભર રહું પડી.'
>
> કુસુમમાળા.

છન્દ વિષમ હરિગીત છે, અને 'લાડતો'મા 'લા' ઉપર, 'બેસાડતો'મા 'સા' ઉપર, 'દે કદી' મા 'દે' ઉપર અને 'રહું પડી' માં 'ર' ઉપર તાલ છે તેથી 'લાડતો' અને 'સાડતો' નો પ્રાસ કાનને પસંદ પડે છે, પણ 'કદી' અને 'પડી' નો પ્રાસ એવો પૂરેપૂરો પસંદ પડતો નથી, કેમકે તે પહેલાંના 'દે' અને 'હું'ના સ્વરથી પ્રાસ થતો નથી. હરિગીતમા ઉપાત્ય પહેલા એક ગુરુ અક્ષરને બદલે બે લઘુ અક્ષર પણ હોઈ શકે છે, અને એવું હોય ત્યારે છેલ્લા ચાર અક્ષરનો પ્રાસ થતો હોય તો તે નાપસંદ નથી પડતો.

> 'પણ હું તો હસતી રમતી ફરૂં ઊપર નભ વિશે,
> ને એહ અસ્થિર મેહુલાશું કદિ ભરાઉ નવ રિસે.'
>
> કુસુમમાળા.

'નભ' અને 'નવ'માંના 'ન' ઉપર છેલ્લા તાલ હોવાથી 'નભ વિશે' અને 'નવ રિસે' નો પ્રાસ ઉચિત લાગે છે.

આ વિષયમા એક દૃઢ નિયમ કદી સ્વીકારવામાં આવ્યો નથી અને સ્થાપન થઈ શકે પણ નહિં. બે કરતા વધારે સ્વરનો પ્રાસ આણવાની જરૂર સાધારણ રીતે માનવામા આવતી નથી, અને છેલ્લા બેને બદલે એક જ સ્વરનો પ્રાસ વર્તમાન સમયમાં

'સાદાઇ બ્હાર થકિ હોય ભલે અતીશે—
સૌંદર્ય, સૌ રસિકતા, બુધિ અંતરે છે.'

કુંજવિહાર.

આ રીતે પ્રચલિત થાય છે ત્યા ત્રણ કે ચાર સ્વરના પ્રાસનો આગ્રહ સર્વમાન્ય થવો પણ કઠણ છે. કવિની સંગીતપ્રિયતા અને કાવ્યની સંગીતક્ષમતા ઉપર આવી બાબતમાં ઘણો આધાર રહે છે.

પરંતુ આટલું તો અવશ્ય હોવું જોઇએ કે એના એ અર્થના એના એ શબ્દથી કદિ પ્રાસ થતો નથી તેથી કોઈ કારણસર જ્યાં બંને લીટીને છેડે એનો એ શબ્દ મુકવો પડતો હોય ત્યાં તેની આગળના બીજા બે અક્ષરના સ્વરનો પ્રાસ હોવો જોઇએ.

'કોણે નિહાળ્યું મધુરૂં રૂપ એમનું છે?
ક્યાં એ પરાગ રસિકે કંઇ ભોગવ્યો છે?'

કુંજવિહાર.

'થાતે પછી શી ભુંડિ હાલતો તે
વર્ણું હવે શૂં ગઇ રે બલા તે.'

નર્મકવિતા.

આવી લીટીઓમાં ખરી રીતે જોતા પ્રાસ જ નથી. બંને લીટીઓને છેડે 'છે' કે 'તે' એનોએ મુકી પ્રાસ આણવો એમા કંઈ કલા કે ચારુતા છે જ નહિં; એમ પ્રાસ થતો હોય તો પછી પ્રાસની કિમ્મત જ રહે નહિં. શબ્દ જુદા હોય ત્યારે જ પ્રાસ હોઈ શકે છે. આ લીટીઓમાં 'છે' અને 'તે' બાજુએ મુકીએ તો તે સિવાય કંઈ પ્રાસ છે જ નહિં. અર્થ કે ભાવને દૃઢતર કરવા માટે કે વાક્યરચનાની રમ્યતા સારૂ કોઈ વાર લીટીઓને છેડે એનોએ શબ્દ આણવાની

જરૂર પડે છે એ ખરૂં છે (ઉપરની લીટીઓમાં તો તેવું કંઈ નથી), પણ તેવે પ્રસંગે

> 'પ્રણયની પણ તૃપ્તિ થતી નથી,
> પ્રણયની અભિલાષ જતી નથી;
> 'સમયનું લવ ભાન રહે નહીં,
> અવધિ અંકુશ સ્નેહ સહે નહીં''

**ચક્રવાકમિથુન.**

આ પ્રમાણે એ ખેવડાયેલા શબ્દો મુકી દઈ તે પહેલાંના શબ્દમા પ્રાસ આણવો જોઇએ. અહીં 'નથી' અને 'નહીં' થી પ્રાસ થતા નથી પણ 'થતી નથી' તથા 'જતી નથી' નો પ્રાસ છે અને 'રહે નહીં' તથા 'સહે નહીં'' નો પ્રાસ છે.

'કામ' તથા 'નામ,' 'વસે' તથા 'હસે' એવા બે સ્વર અને એક વ્યંજનના સાધારણ રીતના પૂરેપૂરા પ્રાસને બદલે જ્યા છેલ્લો વ્યંજન એનો એ આવતો ન હોય અને માત્ર બે સ્વરનો જ પ્રાસ હોય ત્યાં બન્ને લીટીના છેલ્લા વ્યંજન એક જ સ્થાનના હોય તો લગભગ પૂરેપૂરો પ્રાસ ગણી શકાય. 'લઇશું' તથા 'ગઇ છું,' 'બાધ' તથા 'નાથ' સરખા પ્રાસમાં 'શું' તથા 'છું' અને 'ધ' તથા 'થ' એક જ સ્થાનના હોવાથી છેલ્લા વ્યંજન એક જ હોય એવી અસર લગભગ કાન પર થાય છે. 'કાલ' તથા 'આજ', 'મને' તથા 'જશે,' એવા પ્રાસની કિંમત આવી હોઈ શકે નહિં.*

**એનાએ શબ્દથી પ્રાસ મેળવવો એ પ્રાસરચનામાં સહુથી મ્હોટો દોષ છે.**

---

*** ત્રણ કે ચાર અક્ષરના પ્રાસ સંબંધી અને એક જ સ્થાનના જુદા જુદા વ્યંજનના પ્રાસ સંબંધી અહીં જે નિયમ દર્શાવ્યા છે તે રા. રા. નરસિંહરાવ ભોળાનાથે સૂચવેલા છે અને તે માટે આ લખનાર તેમનો આભાર માને છે.**

'ધન આ દેશનું તે થકી જાશે નવ પરદેશ,
સ્વદેશમાં રે'શે સહુ ને પંકાશે દેશ.'

કાવ્યસરિતા.

'દેશ' શબ્દ સાથે પ્રાસ લાવવા ફરી 'દેશ' શબ્દ વાપર્યાથી પ્રાસની ખુબી અને અસર નાબુદ થઇ ગયા છે અને લીટીઓ કૌશલહીન થઈ ગઈ છે.

જ્યાં કાવ્યમા દરેક કડીને છેડે એનીએ લીટી આવતી હોય ત્યા તે લીટીના છેલ્લા શબ્દ સાથે થતો પ્રાસ દરેક લીટીમા જુદા જુદા શબ્દોથી થવો જોઇએ; તે વિના એ લીટી ફરી આણવામા પ્રાસ સંબંધે કંઈ રમ્યતા રહેતી નથી. આ પ્રમાણે 'હે દેવના પણ દેવ તું' ઇત્યાદિ કવિ દલપતરામના હરિગીત છન્દમા દરેક કડીને છેડે 'સુખમા સદા વિક્ટોરિયાને રાખ પ્રભુ આ રાજમાં' એ લીટી આવે છે ત્યાં 'રાજમાં' સાથેનો પ્રાસ 'તાજમા,' 'કાજમાં,' 'આજમાં,' 'સમાજમાં' એ વગેરે જુદા જુદા શબ્દોથી જુદી જુદી લીટીઓમાં થાય છે. આમાનો કોઈ શબ્દ પ્રાસ માટે ફરી વપરાયો નથી,

પ્રાસ જ્યાં એક પછી એક આવતી બે લીટીઓનો ન હોય ત્યા વાક્યોના યોગ્ય અન્તરે ભાગ પાડી પ્રાસ ગોઠવવામાં જાતજાતની રચના થઈ શકે છે. હૃદયવીણામા 'દિવ્ય સુન્દરીઓનો ગરબો' એ નામે કાવ્યમાં જે ગરબો છે તેમા બબ્બે કડીઓની છેલ્લી લીટીઓથી પ્રાસ થાય છે. દયારામના.

'ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે;
તને તારો કાન બોલાવે, તને ઘનશ્યામ બોલાવે,
તને તારો પિયુ બોલાવે, સરસ સમય સાધે સાધે; પ્યારી રાધે;
ચાલ વ્હેલી.

નથી તુજસમા કોઇ અખિલ વિશ્વ વામા;
શચી સાવિત્રી ઉમા રામા,

તે પણ નહિ સમોવડ અવર કોણ કામા;
ત્હારી તુલના, ત્હારી તુલના, એક તુજ, કે વ્રજભૂપ;
તું તદ્રૂપ, ગુણ સ્વરૂપ, વાસ કૂપ, અપ્ય યુપ,
સકૃત રૂપ, એહુ અનુપ, ગતિ અગાધે અગાધે, પ્યારી રાધે; ચાલ વ્હેલી.'

આ સુન્દર પદમા મુખ્ય પ્રાસ 'રાધે,' 'સાધે,' 'અગાધે' એ દરેક કડીને છેડે આવતા શબ્દોથી થાય છે તે છે. એ સિવાય દરેક કડીમા વાક્યોના ભાગ પાડી દરેક ભાગને અંતે 'વામા' તથા 'રામા,' 'કૂપ' તથા 'યૂપ,' 'રૂપ' તથા 'અનુપ' એવા ઉપપ્રાસની રચના કરી છે તેથી રમ્યતા થઈ છે. એ ઉપપ્રાસમા પ્રાસની જ ગોઠવણને પ્રધાન થવા દીધી નથી, પણ કોઈ ઠેકાણે અર્થ દસાવવાની જરૂર ખાતર 'ત્હારી તુલના' જેવા પદને બેવડાવી પ્રાસ પડતો મુકયો છે, કોઈ ઠેકાણે 'રૂપ' પછી છે તેવો પ્રાસ ઘણી વાર આણી ઇન્દ્રિયોલ્લાસ પ્રબલ કરી વાક્યની ગતિ ત્વરિત કરી છે, કોઈ ઠેકાણે 'બોલાવે' જેવો શબ્દ પ્રાસને ઠેકાણે એનો એ વાપરી પ્રાસનું સામર્થ્ય ઓછુ કર્યું છે. અને 'બોલાવે છે' એ હકીકતને એ રીતે મુખ્ય ઉદ્દેશ્ય કરી છે. 'બોલાવે' ના છેલ્લા ઉપયોગમાં પુનરુક્તિથી થતા પ્રાસની ખામી નથી કેમકે પ્રાસ ઉદ્દિષ્ટ જ નથી. ઉપપ્રાસના વાક્ય પુરાં થતા 'રાધે' સાથે 'સાધે' વગેરેના પ્રાસ કડીઓને છેડે આવે છે ત્યાં પ્રાસના સંસ્કાર જાગૃત કરી પ્રાસનું સામર્થ્ય વધારવા 'પ્યારી રાધે' શબ્દની પુનરુક્તિ કરી મુખ્ય પ્રાસ તત્કાળ ગમ્ય થાય એવી યોજના કરી છે. એજ કવિની

'આંખ ભરો માં અલબેલડા રે લાડલી લાવું,
એક મુહુરત પ્હેલી મહારાજ, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.

* . * * *

લાલ લોચન શીદને કરોછ, લાડલી લાવું.
ઉંડા નીશાસા મુકશો મા નાથ, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.
એક વાતડીમા વિહ્વલ કરીને, લાડલી લાવું,

સોપુ હાથ તમારો હેને હાથ, શીદ સંતાપ કરો છો; લાડલી લાવું.'

આ ગરબીમા 'લાડલી લાવું' અને 'શીદ સંતાપ કરો છો' એ વાકયો અને તેથી પ્રદર્શિત થતા વિચારને પ્રધાન પદ આપવા સારૂ એ વાકયોની ઘડી ઘડી પુનરુક્તિ કરી છે અને એ હેતુ પાર પાડવા કડીને છેડે આવતા 'નાથ' તથા 'હાથ' ના પ્રાસને એ પુનરુક્તિઓમા ઢાંકી દઈ એ પ્રાસનું સામર્થ્ય બહુ ઓછું કરી નાખ્યું છે.

પ્રાસ સંબંધી એક બીજી જાતનું કલાનિધાન કવિ દલપતરામના સુપ્રસિદ્ધ ઘોળમાં છે.

'રામ લક્ષ્મણ વનમા સીધાવતા,
સતી સીતાને આવતા સાથ,
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.
નહી તો અહી રહો સસરાના રાજ્યમા,
હેને હળીમળી સાસુ સંગાત,
નહીં તો જોડી હાથ, પધારો પીયર ભણી. ૧.

અમે વસ્તીમા નહી વસીએ વનિતા,
અમે કરશું જઇ વનવાસ,
તમો પામો ત્રાસ, પધારો પીયર ભણી.
સાથે રથ કે ઘોડું નહીં રાખીએ,
નહી રાખીએ દાસી કે દાસ.
કોઇ અમ પાસ, પધારો પીયર ભણી.' ૨.

દરેક કડીમા 'સાથ,' 'નાથ,' 'સંગાત' તથા 'હાથ' એવા એવા ચાર પ્રાસ નિયમિત અંતરે આણ્યા છે, પણ, કડીના અડધા કકડાના આરંભની લીટીઓ પ્રાસ વગરની રહે છે અને દરેક કડીમા પોતપોતાના જુદા જુદા ઉપર પ્રમાણે પ્રાસ છે. પુનરુક્તિ છે તેથી પ્રાસથી સુખોપભોગ લેવાનો અવકાશ વધારે થયો છે,

સંગીતના અંશથી ભરેલાં રાગધ્વનિ કાવ્યોમાં પ્રાસ કેટલો

ઉપકારક થાય છે તે ઉપરના ઉદાહરણોમાં બહુ સારી રીતે જોવામાં આવે છે.

આ સિવાય વાક્ચાતુર્યમાં તથા હાસ્યરસમાં પ્રાસ ઉપયોગી થઈ પડે છે.

'ચોટામા લૂટાણી મહારાણી ગુજરાતી વાણી,
લૂટી અલંકાર કુટી કીધી ગુનેગારશી;
પગેરૂં ચલાવ્યું તે તો ચાલતાં મુબઇમાં પેઠું,
પછી ત્યાં તપાસતાં તો પકડાયા પારશી.

દલપતકાવ્ય.

અહી ચાતુર્ય અને રમુજ 'પારશી' શબ્દ છેલ્લો મુકી તે વડે પ્રાસ મેળવવામાં રહેલા છે. લીટીમાં કોઈ ઠેકાણે એ શબ્દ વચ્ચે આવ્યો હોત તો તે મનમા આ રીતે હસી રહેત નહિ,

'માણસ સાથે માણસ બોલે, દોસ્તી કરે ન રહે મુગા;
દોસ્તી તેરી જહાનમમેં ગઈ, અબ બોલે તો મારૂંગા.'

દલપતકાવ્ય.

મિત્રભાવે કહેલા વાક્યના ઉતરમાં મૂર્ખે કહેલા અકારણ ક્રોધભર્યા વચનથી જે રમુજ છે તે 'મુંગા' અને 'મારૂંગા' ના વિનોદમય પ્રાસના એકાએક આવવાથી પરિપૂર્ણ થાય છે. ગંભીર પ્રસંગે પ્રાસ ખાતર આવી રચના કરી હોય તો અલબત્ત તેથી કાવ્યની ક્ષતિ જ થાય, પરંતુ હાસ્યની વૃત્તિ હોય ત્યા આવો પ્રાસ તેમા ઉમેરો કરી શકે છે.

'ઉટ કહે આ સમામા, વાંકાં અંગવાળાં ભૂંડા,
ભૂતળમાં પક્ષીઓ ને, પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂછડીનો, વાંકો વિસતાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાકા,
ભેંશને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે;

સાભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનુ તો એક વાંકું, આપના અઢાર છે.'

રા. દલપતરામ કૃત ગુજરાતી પિંગળ.

'ઉટના અઢાર વાકાં' એ કહેવત અહી પ્રાસ વડે મનોરંજક કરી છે, અને 'અઢાર' એ શબ્દ પ્રાસરૂપે આવતા ઉક્તિમા રહેલા હાસ્યના અનુભવને તે સંપૂર્ણ કરે છે.

અસરકારક ઉક્તિને પ્રાસ શી રીતે સુદૃઢ કરે છે તેનું એક ઉદાહરણ આપીશું.

'જનની જણજે જગતમાં, કા દાતા કા શૂર,
નહિં તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નૂર.'

વાક્યનો ભાવાર્થ 'નૂર' ના પ્રાસથી પૂરેપૂરો પ્રકટ થાય છે. ઉદ્દિષ્ટ બાહ્ય વાક્ય પહેલી લીંટીમા પૂરૂ થયું હતુ પણ એક અન્તર્વિચાર અનુક્ત હતો. આ અવસરે 'શૂર' નો સંસ્કાર બાકી રહ્યો હતો તેની સહાયતાથી પ્રાસ આણી વિચારની ઉક્તિ પુરી કરી. આ રીતે આખા દોહરાનું તાત્પર્ય 'નૂર' મા રહેલું છે એવી ખાતરી કરાવવા એ પ્રાસરચના સમર્થ થઈ છે.



૪.

# વૃત્તિમય ભાવાભાસ.

## The Pathetic Fallacy.

પૃથુરાજરાસાના અવતરણમાં વૃત્તિમય ભાવાભાસ સંબંધે આ લખનારે જે ચર્ચા કરી હતી તે ઉપર બે વિશિષ્ટ વિદ્વાનોનાં વિવેચન સુદર્શન પત્રમાં પ્રસિદ્ધ થયાં છે. સને ૧૮૯૮ ના જુલાઇ માસના સુદર્શનમા તે પત્રના મર્હુમ તંત્રી રા. રા. મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ પૃથુરાજરાસાનું અવલોકન કરતાં આ વિષય ઉપર કેટલીક ટીકા કરી છે. તથા રા. મણિલાલ વિદેહ થયા પછી હાલના તંત્રી રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવે સને ૧૮૯૯ ના જુલાઈ માસના સુદર્શનમા આ પ્રશ્ન ઉપર ખાસ નિબંધ લખ્યો છે. આ બન્ને વિદ્વાનો આ લખનારના વિચારથી અસંમત થાય છે. પૃથુરાજરાસામાંનું એ ઉદ્દિષ્ટ વર્ણન વૃત્તિમય ભાવાભાસના દોષને પાત્ર છે કે નહિં એ ચર્ચા તેમણે કરી નથી, પણ, તેમને મતે વૃત્તિમય ભાવાભાસ એ જાતે દોષ જ નથી. જે પ્રકારની કલ્પનાને એ નામ આપવામા આવે છે તે દોષમય હોય તો કવિતામાથી એક ઉત્તમ અંશ બાતલ થઈ જાય એમ તેમનું માનવું છે.

Pathetic **Fallacy** એ પદ પ્રસિદ્ધ ઇંગ્રેજ ટીકાકાર જૉન રસ્કિને યોજેલું છે અને 'મોડર્ન પેન્ટર્સ' નામે ગ્રંથમાં આ દોષ વિશે ચર્ચા તેણે પ્રથમ ઉદ્ભૂત કરી છે. આ દોષના સ્વરૂપની વાસ્તવિકતા વિશે વાધો લેવામાં આવે છે તેથી આ સંબંધે નિરૂપણ કરતા પ્રથમ રસ્કિનના એ વિષય પરનાં વચનોનો વિસ્તારથી ઉતારો કરવો જરૂરનો છે. તે કહે છે,

૯. સને ૧૯૦૦ ના ઓગસ્ટ માસના અને તે પછીના જ્ઞાનસુધામાં પ્રસિદ્ધ થયેલો ચર્ચારૂપ લેખ.

'૧. જર્મનોની જડતા તથા ઇંગ્રેજોના દંભને લીધે બે બહુ જ વાંધા ભરેલા શબ્દનો ઉપયોગ હમણાં આપણામા બહુ વધી ગયો છે. તત્ત્વમીમાસકોની પીડાકર વૃત્તિથી આ શબ્દો યોજવામાં આવ્યા છે. આ શબ્દ તે Obejctive (બાહ્યનિષ્ઠ) અને Subjective (આત્મનિષ્ઠ) છે.

આના જેવા બધી રીતે તદ્દન નકામા શબ્દ બીજા કોઈ હોઈ શકે નહિં; અને એ શબ્દો વિશે હું એટલા જ માટે બોલું છું કે મારા માર્ગમાંથી અને મારા વાંચનારના માર્ગમાથી એક વાર અને સદાને માટે એ શબ્દો હું દૂર કરી શકું. પણ તેમ કરવા સારૂ એ શબ્દો સમજાવવા જોઇએ.

કેટલાક ફિલસુફો કહે છે કે "ભૂરૂં" શબ્દનો અર્થ એ છે કે ખુલ્લા આકાશ તરફ અથવા બેલ જેન્શીઅન ( ઘંટના આકારનું ભૂરૂં ફુલ ) તરફ નજર કરતા માણુસની આંખ પર રંગનો જે અનુભવ થાય છે તે.

વળી તેઓ કહે છે કે, આખ જયારે એ પદાર્થ તરફ ફેરવી હોય ત્યારે જ આ અનુભવ થઈ શકે છે અને તેથી એ પદાર્થ તરફ કોઈ નજર કરતું ન હોય ત્યારે તેનાવડે આવો કોઈ અનુભવ ઉત્પન્ન થતો નથી, તે માટે એ પદાર્થ પર કોઈ નજર કરતું ન હોય ત્યારે તે ભૂરો હોતો નથી. તેઓ કહે છે કે આ રીતે પદાર્થોના એવા ઘણા ગુણ છે કે જેનો આધાર પદાર્થો પર છે તેમ જ બીજા પર પણ છે. વસ્તુ ચાખનાર હોય ત્યારે તે ગળી થઈ શકે; તે ચાખવામા આવતી હોય તે જ વેળા ગળી છે, અને જીભમા સ્વાદની શક્તિ ન હોત તો સાકરમા ગળપણનો ગુણ ન હોત.

અને પછી તેઓ એમ ઠરાવે છે કે વસ્તુઓના જે ગુણનો આધાર આ પ્રમાણે આપણા ગુણ ગ્રહણ કરવા ઉપર તથા આપણી માનુષ પ્રકૃતિ પર તેથી થતી અસર ઉપર રહેલો છે તે ગુણને આત્મ-

નિષ્ઠ કહેવા, અને, ગોળાશ, ચોરસપણું વગેરે જે ગુણ બીજા કોઈ સ્વભાવની અપેક્ષા વિના હમેશ રહેલા હોય છે તેમને બાહ્યનિષ્ઠ કહેવા.

આ વિચક્ષણ વિચારોથી સહેજ આગળ પગલું ભરી એવો અભિપ્રાય બાંધવામા આવે છે કે વસ્તુઓ જાતે કેવી છે એ બહુ અગત્યનું નથી, પણ આપણને તે કેવી દેખાય છે એ જ અગત્યનું છે; અને વસ્તુઓ આપણને જેવી દેખાય અથવા આપણા ઉપર તેથી જે અસર થાય એ જ વસ્તુઓ વિશેનું સત્ય છે. ગુહ્યતાનો આભાસ કરવાની અન્તઃકરણમા રહેલી ઇચ્છાથી તથા અત્યંત અહંકાર, સ્વાર્થીપણું, છાલકાપણું, તથા ઉદ્ધતાઇથી ફિલસુફ આથી એટલે સુધી આગળ વધે છે કે તે એમ માને છે અને કહે છે કે તે પોતે જે જુએ કે જે વિશે વિચાર કરે તે ઉપર દુનિયાની વધી વસ્તુઓનો આધાર છે, અને તે પોતે જે જુએ કે જે વિશે વિચાર કરે તે સિવાય બીજું કાઇ હયાતીમા છે જ નહિ.

૨. હવે આ બધા દ્વિઅર્થી અને મુશ્કેલીવાળા શબ્દોને એકદમ દૂર કરવા એમ કહીશું કે "ભૂરૂં" એ શબ્દનો અર્થ જેન્શીઅન ફુલથી માણસની આખ ઉપર **અસર** થાય તે–એવો નથી. પણ–એ અસર ઉત્પન્ન કરવાની **શક્તિ**–એ તે શબ્દનો અર્થ છે. અને એ શક્તિની અસરનો અનુભવ કરવા આપણે પાસે હોઇએ કે ન હોઇએ તોપણ એ વસ્તુમા એ શક્તિ હમેશ રહેલી હોય છે, તથા પૃથ્વી ઉપર એક પણ મનુષ્ય રહ્યો હોય નહિ તો પણ એ વસ્તુમા એ શક્તિ રહેશે.

* * * * *

* જેન્શીઅન ફુલ તરફ આપણે નજર ન કરીએ તો ભૂરાશની અસર તેનાવડે આંખ ઉપર થતી નથી. પણ તે અસર ઉત્પન્ન કરવાની શક્તિ તેમા હમેશ હોય છે. કારણ કે તેના કર્તાએ તેનાં રજકણો સદાકાળને માટે એવી રીતે ગોઠવેલાં છે. અને તે માટે જેન્શીઅન ફુલ અને આકાશ હમેશ ખરેખરાં ભૂરાં હોય છે; ફિલસુફો ભલે તેથી ઉલટું કહે. અને એ પદાર્થો તરફ નજર કરતાં

તે આપણને ભૂરા ન જણાય તો દોષ એ પદાર્થોનો નહિં પણ આપણો હોવો જોઇએ.

૩. * * * *

અને વળી, આપણને જો એમ માલમ પડે કે જે વસ્તુથી બીજા લોકોને અમુક ક્રિયા થતી હોય (ઉદાહરણાર્થ જેન્શીઅન ફૂલ ઘણા ખરા માણસોને ભૂરૂં દેખાતું હોય) તે વસ્તુથી કોઈ પ્રસંગે આપણને તે ક્રિયા થતી ન હોય તો આપણે અવિચારી થઈ એમ ન ધારવું કે તે વસ્તુ તેવી નથી કે તેથી તેવી ક્રિયા થતી નથી, પણ, આપણે એમ જ કહેવું કે આપણને કંઇ થયુ છે (અને એ વાત જલદી માલમ પડ્યાથી આપણને લાભ જ છે); * * * આવા અનુમાનમા કદાચ ભૂલ હોવાનો જુજ સભવ હોય તોપણ વિશેષ ખાતરી કરતા સુધી એકંદરે આ અનુમાન કરવું એ જ સહુથી વધારે ડહાપણભરેલુ છે.

૪. આ કષ્ટ કરનારા તથા અનર્થક શબ્દો આપણા માર્ગમાથી તદ્દન દૂર કરી હવે આપણે સ્વસ્થતાથી પ્રસ્તુત પ્રશ્નની પરીક્ષા કરીશું. પ્રશ્ન એ છે કે આપણને વસ્તુઓના સાધારણ, વાસ્તવિક અને ખરા દેખાવ દેખાય છે તેની અને આપણે અન્તઃક્ષોભ અથવા ધ્યાનયુક્ત કલ્પનાને વશ હોઇએ છીએ ત્યારે આપણને વસ્તુઓના અસાધારણ અથવા ખોટા દેખાવ દેખાય છે તેની વચ્ચે ભેદ શો છે. એ દેખાવ ખોટા એટલા માટે છે કે તે દેખાવને વસ્તુમાં રહેલી કોઈ ખરેખરી શક્તિ કે લક્ષણ સાથે કંઈ સંબંધ હોતો નથી, અને માત્ર આપણે વસ્તુ ઉપર તેનો આરોપ કરીએ છીએ.

* * * * *

પ્રશ્ન અગત્યનો છે. કારણ કે, કલા વિશે આપણે પૂર્વે જે વિચાર કર્યા છે તે સર્વમાં આપણને હમેશ એમ માલમ પડ્યું છે કે અસત્ય હોય તે કદિ સારૂં, ઉપયોગી કે અંતમાં આનંદકર હોઈ શકતું

નથી. પણ લેખમય કવિતામાં આ (ખોટા દેખાવ) એક વસ્તુ આનંદકર છે અને તે છતાં અસત્ય છે અને વળી વિશેષ એ છે કે, આપણી મનપસંદ કવિતા વિશે આપણે વિચાર કરી જોઈશું તો જણાશે કે તે આ જાતના આભાસથી પરિપૂર્ણ છે, અને તે કારણથી તે કવિતા આપણને વધારે રુચિકર લાગે છે.

૫. આ વિશે વિચાર કરતા એ પણ માલમ પડશે કે આ આભાસના મુખ્યત્વે કરી બે પ્રકાર હોય છે. કાતો સ્વેચ્છાપૂર્વક કલ્પના વડે એ આભાસ ઉત્પન્ન કરેલો હોય છે અને તે માનવામા આવશે એવી ધારણા તેને માટે ખરી રીતે રહેલી હોતી જ નથી ‡; અથવા તો લાગણીઓની ઉશ્કેરાયેલી હાલતથી તે આભાસ ઉત્પન્ન થયેલો હોય છે અને એવી ઉશ્કેરાયેલી હાલતમા સમયે આપણે થોડા ગણા વિવેકહીન થયા હોઇએ છીએ

* * * * *

" મોજાનાં ઉછળતા ફીણની પાર તે સ્ત્રીને તેઓ હોડીમા લઈ ગયા—નિર્દય, પેટે ઘસાઇને ચાલતા ફીણની પાર લઈ ગયા. "

ફીણ નિર્દય નથી હોતુ, અને પેટે ઘસાઇને ચાલતું નથી. જીવતા પ્રાણીના આ લક્ષણનો આરોપ ફીણ ઉપર જે ચિત્તાવસ્થામા થાય છે તેમા ખેદને લીધે વિવેકશક્તિ શિથિલ થએલી હોય છે. બધી ઉગ્ર લાગણીઓથી આવું જ પરિણામ થાય છે. બાહ્ય વસ્તુઓથી આપણી ઇંદ્રિયો ઉપર થતી અસરમા ઉગ્ર લાગણીઓ અયથાર્થતા ( ખોટા અનુભવ ) ઉત્પન્ન કરે છે, અને તેને સામાન્ય રીતે હુ ( pathetic fallacy) વૃત્તિમય ભાવાભાસ કહું છું.

‡ આનું ઉદાહરણ રસ્કિને આપ્યુ છે તેનું ભાષાન્તર નીચે પ્રમાણે થઇ શકે.

" ક્રોકસ પુષ્પ હુડાક, ગોરામાંહિથિ ફૂટિયું,
નમ્ર ને ચળકંતું જે હેમ પ્યાલો ધરી રહ્યું. "

વૃત્તિમય ભાવાભાસના કેટલાંક સારાં અને રુચિકર તથા કેટલાક દુઃખકર ઉદાહરણો આપી રસ્કિન કહે છેઃ—

'આ તરંગ બીજાં ઉદાહરણના પ્રસંગે આપણને રુચિકર લાગતા હતા તે પ્રસ્તુત ઉદાહરણને પ્રસંગે આપણને દુઃખકર કેમ લાગે છે?

૭. તેનું કારણ બહુ સાદું છે. એ ઉદાહરણોનો ભાવાભાસ વૃત્તિમય જ નથી. ખોટી મનોવૃત્તિના અન્તરમા એ ઉદાહરણવાળા વાક્યો મુકયાં છે, એવી મનોવૃત્તિને સમયે એવો ઉચ્ચાર થવો સંભવિત જ નથી.

* * * * * *

૮. ઉપર મેં કહ્યું છે તેમ, પોતાની સમક્ષ કે પોતાની ઉપર જે આવી પડે તેને સંપૂર્ણ રીતે વશ રાખી તે સાથે વર્તી શકાય નહિં એવી જ્યાં મનની અને શરીરની કોઈ રીતની નિર્બળતા હોય ત્યાં વૃત્તિમય ભાવાભાસનો પ્રવેશ થવા સરખી પ્રકૃતિ હોય છે. એવી પ્રકૃતિવાળાં મન ચિત્તક્ષોભથી ઘસડાઈ જાય છે કે વાદળ ઘેરાયુ હોય તેમ અંધારામા પડી જાય છે કે પ્રબળ પ્રકાશ પડયો હોય તેમ અંજાઈ જાય છે; અને જે ચિત્તક્ષોભથી આ ચિત્તાવસ્થા ઉત્પન્ન થાય છે તેના બળ પ્રમાણે એ અવસ્થા થોડી કે ઘણી ઉદાર હોય છે. કારણ કે, જે માણસમા લાગણી એટલી પ્રબળ ન હોય કે જેથી તેના ઇન્દ્રિયાનુભવનો વિપર્યય થઈ જાય તે માણસની એ મન્દતાની એવી પ્રશસા થઈ ના શકે કે તેના ઇન્દ્રિયાનુભવમા રોગ સરખી વિકૃતિ કે અયથાર્થતા રહેલી નથી. અને જે માણસના ચિત્તક્ષોભ એવા બળવાન હોય કે તે ચિત્તક્ષોભ બુદ્ધિશકિતનો કંઈક અંશે પરાજય કરી પોતાને પસંદ હોય તે બુદ્ધિ પાસે મનાવે તે માણસે ચૈતન્યપંક્તિમાં ઉચ્ચતર શકિત તથા પદવી પ્રાપ્ત કરેલી હોવાનું સાધારણ રીતે એ ચિહ્ન છે. પરંતુ, એવે પ્રસંગે જો બુદ્ધિશકિત પણ ઉત્કર્ષ પામતી જાય અને આખરે એટલી બળવાન થાય કે પરકાષ્ઠાએ પામેલા મનોરાગના આપાર સાથે કે સામે તે પોતાનો અમલ બેસાડે, અને

માણસનું સર્વાંગ તપેલા લોખંડ પેઠે ઉજ્જ્વલ થઇ રહે, અતિઉષ્ણતાથી શ્વેત બની રહે, અને તે છતાં મજબુત રહે તથા વરાળ થઈ ઉડી જવા માટે નહિ અને પીગળે તોપણ વજનમા જરા પણ ઓછું થાય નહિ, તો પ્રથમ કહેલી અવસ્થા કરતા પણ એ વધારે ભવ્ય અને મ્હોટી અવસ્થા છે.

* * * * * *

૧૦ * * * * *

અતિ તીવ્ર મનોવૃત્તિને સમયે પણ ડેન્ટીને પોતાના ઉપર પૂરેપૂરો અંકુશ રહ્યો છે. જે પોતાની નજરે પડે તે ઉપરની અથવા નીચેની દુનિયાને સારામા સારી રીતે કહી બતાવાય એવી વિચારપ્રતિમા કે એવા શબ્દ શોધી કહાડવા સારૂ તે બધે સમયે શાતતાથી પોતાની આસપાસ દૃષ્ટિ નાખી શકે છે. પરંતુ કીટ્સ અને ટેનિસન તથા ઉતરતા વર્ગના કવિઓ, જે લાગણીઓથી તેઓ લખે છે તેને પોતે જ ઘણુખરૂં વશ થઈ જાય છે, અથવા બીજું કાંઈ નહિ તો તે લાગણીઓને વશ થવાનું પસંદ કરતા હોય તેવી રીતે લખે છે; અને તેથી તેઓ એવી કેટલીક ઉક્તિઓ અને મનોવૃત્તિઓને દાખલ કરે છે કે તે કોઇક પ્રકારે રોગ પેઠે વિકૃતિ પામેલી કે ખોટી હોય છે.

૧૧. હવે જ્યા સુધી લાગણી ખરી છે એમ આપણને જણાય ત્યા સુધી એ લાગણીથી થતા દૃષ્ટિના ગુંચવાડાભરેલા આભાસ માટે આપણે ક્ષમા કરીએ છીએ અને તે આભાસથી પ્રસન્ન પણ થઇએ છીએ. દાખલા તરીકે ઉપર ઉતારેલી કિંગ્સલીની લીટીઓથી આપણે પ્રસન્ન થઇએ છીએ તેનું કારણ એ નથી કે એમા ફીણનું વર્ણન ખોટું આપ્યું છે, પણ તેનું કારણ એ છે કે તેમા દીલગીરીનું વર્ણન ખરૂ આપ્યુ છે. પણ એવા વચન બોલનારનું મન રાગ વગરનુ થાય તે જ ઘડીથી આવું પ્રત્યેક વચન અસત્ય બને છે; કારણ કે બહારની વસ્તુસ્થિતિ કદિ પણ તેવી હોતી નથી. અને આવા અલં-

કારવાળાં વચનો મનોરાગના ઉત્સાહ વિના વાપરવાની ટેવ એ સાહિત્યમા સહુથી મ્હોટી અધમતા છે. મનોરાગના પૂર્ણ વેગથી ઉશ્કેરાયેલો લેખક એમ લખે છે કે "સંક્ષોભથી ઉછળતા સમુદ્રનાં મોજાં ફીણ વડે પોતાની લજ્જા બહાર કાઢતાં હતા" તો તે ડહાપણ ભરેલું અને ખરૂં કહેવાય. પણ જ્યારે જ્યારે સમુદ્ર વિશે કહેવું હોય ત્યારે ત્યારે "સંક્ષોભથી ઉછળતા મોજાં," "નિર્દય પૂર," "ક્ષુધાતુર તરંગ," વગેરે વિશેષણ વાપર્યા વિના જેનાથી રહેવાય નહિ તે લેખક અધમાધમ હોવો જોઇએ; અને વિચારની આવી બધી ટેવો અટકાવવી તથા શુદ્ધ વસ્તુસ્થિતિ ઉપર દષ્ટિ એવી દૃઢતાથી બંધાયેલી રાખવી કે વસ્તુસ્થિતિ ઉપરથી લેખકને કે વાચનારને કાંઈ લાગણી થાય તો તે ખરી છે એમ માલમ પડે, એવી વૃત્તિ તે લેખકમા ઉત્તમોત્તમ શક્તિ હોવાનું ચિહ્ન છે.

મોજાંનું ઉદાહરણ ચાલુ રાખીશું. એક લેખક જેના નામનુ મને સ્મરણ નથી તેણે વર્ણવ્યું છે કે નિરાશામાં આવેલા એક મનુષ્યને એવી ઇચ્છા થઈ કે પોતાનું શરીર સમુદ્રમા ફેંકી દેવામાં આવે,

"જ્યાં ઊર્મિરાશિ બદલાય શીઘ્ર,
ને ફીણ આવે પછિ ચાલ્યું જાય;
તૂ ક્યા પડયો તે પુછનારિ આંખો,
એવે સમુદ્રે ઉપહાસ પામે."

આ પદ્યનું વિસ્તારથી વિવેચન કરી રસ્કિન દર્શાવે છે કે આ પદ્યમાંની પહેલી બે લીટીઓમા રહેલી કલ્પનામાં સર્વથા સત્યતા રહેલી છે.

* * * * * *

'૧૪. * કારણ કે એ સર્વદા સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવું જોઇએ કે કવિનું મહત્ત્વ બે શક્તિઓને આધારે રહેલું છે: લાગણીની તીવ્રતા અને તે ઉપરનો અંકુશ. કવિનું મહત્ત્વ પ્રથમ તો તેના મનોરાગના બળના પ્રમાણમાં રહેલું હોય છે; અને એ બળ હોય તો પછી તેના

ઉપરના કાણુના પ્રમાણમાં કવિનું મહત્ત્વ રહેલું હોય છે. પરંતુ, હમેશ એવી હદ હોય છે કે તે ઉપરાંત જઈ કવિ જો એ કાણુ અગાડી ચલાવે તો એ અવસ્થા અમાનુષ તથા અતિ વિકટ થઈ જાય. અને તેથી એ હદે ચિત્તના જ્વરવત્ નમ્ર તથા ઉન્મત્ત તરંગ વાજબી અને ખરા બને છે.'

ઇસરાયલના એક પેગંબરનું ઉદાહરણ લઈ રસ્કિન કહે છે, 'એ રીતે વિશેષે કરી, પરમાત્માના સન્નિધાનનો વિચાર આવતાં તે સાથે આ મહાન આશ્ચર્યવૃત્તિ થયા વિના રહેતી નથીઃ "તમારી સમક્ષ પર્વતો અને ટેકરીઓ ગાન કરતા પુકારી ઉઠશે અને ખેતરોમાના સર્વ વૃક્ષ કરતાલ વગાડી પ્રશંસા કરશે."

૧૫. પરંતુ, આવી લાગણી ઉત્પન્ન કરનારૂં કારણ હોય છે ત્યારે એવી લાગણી વાજબી હોઈ જે રીતે ઉદાર હોય છે, તે જ રીતે એવી લાગણી માટે જ્યારે પુરતુ કારણ નથી હોતુ ત્યારે એ લાગણી અધમ હોય છે; અને હૃદય કઠણ રાખી એ લાગણીનો માત્ર ઢોગ કરવો એ સહુથી વધારે અધમ છે. ઉપર કહ્યું તેમ, આવા તરંગમય આલંકારિક વચનો જાણે પ્રચલિત નાણા હોય તેમ જ્યા વાપર્યા હોય ત્યા તે ઉપરથી ઘણુંખરૂ હમેશ જણાઈ આવે છે કે લખાણ કેવળ નઠારૂ છે; તથાપિ એવા પ્રકારનાં લખાણ હોયછે કે તે આનાથી પણ નઠારા હોય છે, અને વધારે નઠારા નહિં તો વધારે નુકસાનકારક હોય છે; એ લખાણોમા આવા વચન અજ્ઞાનથી અને લાગણીની સમજણ વિના દાખલ કરી દીધેલાં નથી હોતા, પરંતુ લેખક પ્રવીણ, પ્રયોગકુશલ પણ દાંભિક હોવાથી એ વચનો હૃદયોત્સાહ વિના માત્ર વિચાર કરી ગોઠવેલા કૃત્રિમ તરંગ સાથે રચેલાં હોય છે.'

યંગના એક સારા કાવ્ય સાથે પોપના એક નઠારા કાવ્યની સરખામણી કરી અને વર્ડ્સ્વર્થના એક ખરા હૃદયોત્સાહવાળા કાવ્યની ચર્ચા કરી રસ્કિન કહે છે, 'વૃત્તિમય ભાવાભાસના સંબંધમાં જે મુખ્ય વાત હૂં કહું છું તે સમજાવવા આ ઉદાહરણો બસ છે એમ

ધારૂં છું. તે મુખ્ય વાત એ છે કે જેટલે અંશે એ વૃત્તિમા ભાવાભાસ હોય છે તેટલે અંશે તે આભાસ મનની રોગ સરખી વિકૃત અવસ્થાનું ચિહ્ન છે અને બીજી અવસ્થાઓ સાથે સરખામણી કરતાં તે મનની નિર્બળતા દર્શાવે છે. પ્રેરણાથી પરિપૂર્ણ થયેલા હૃદયવાળા પેગંબરની આ અવસ્થા હોય ત્યા પણ તે એ જ દર્શાવે છે કે તેની માનવ દૃષ્ટિ કે બુદ્ધિ પોતાના સમક્ષ પ્રકટ થયેલું દર્શન ધારણ કરવાને સમર્થ નથી. સાધારણ કવિતામા જો આ વૃત્તિ કવિના પોતાના વિચારમા માલમ પડે તો તે તત્કાળ એ જ દર્શાવે છે કે કવિ ઉતરતા વર્ગનો છે. કવિએ કલ્પેલા પાત્રોના વિચારમા એ વૃત્તિ માલમ પડે તો જે ચિત્તક્ષોભમાથી તે ઉદ્‌ભૂત થઈ હોય તે જો વાસ્તવિક હોય તો તે વૃત્તિ સત્ય હોય છે, નહિ તો અસત્ય હોય છે. તથાપિ આ વૃત્તિ હમેશ એટલું તો અવશ્ય સૂચવે છે કે એ વૃત્તિવાળા (મનના) લક્ષણમા કંઈક અશે નિર્બળતા રહેલી છે '

આ પછી રસ્કિન એક કાવ્ય શેન્સ્ટનનું અને એક કાવ્ય વર્ડ્‌સ્વર્થનું એમ બે કાવ્યની સરખામણી કરે છે. શેન્સ્ટનની નાયિકા જેસી અને વર્ડ્‌સ્વર્થની નાયિકા એલન બન્ને પ્રીતમથી ત્યાગ પામેલી અવસ્થામા છે. પરંતુ, જેસી મનની નિર્બળતાથી એવી કલ્પના કરે છે કે પુષ્પો પોતાની નિષ્કલંક નિર્દોષતાનું ચઢિયાતાપણું બતાવી તેને (જેસીને) ઠપકો દે છે; પણ એલન વધારે મનોબળવાળી અને અને ભાવાભાસથી વધારે વિમુક્ત હોઈ પોતાને છોડી ચાલ્યા ગયેલા પુરુષનું ધ્યાન નિશ્ચલ પ્રેમવાળા પક્ષીના ગાયન તરફ દોરે છે, કે જે પક્ષી જાણે પ્રેમના વિષયમા પોતાની નિશ્ચળતા તરફ લક્ષ ખેંચવા સારૂ ગાય છે.

પ્રકરણને અંતે રસ્કિન કહે છે, 'મને આશા છે કે વાંચનારને આ પ્રમાણે સર્વ રીતે સ્પષ્ટ સમજાયું હશે કે વૃત્તિમય ભાવાભાસ વૃત્તિમય છે (અર્થાત્ મનોરાગવાળો છે) તેટલે જ અંશે તે સબળ છે, તે આભાસમય છે (અર્થાત્ અસત્ય છે) તેટલે અંશે તે નિર્બળ

છે, અને તેથી મનુષ્યના મનની બીજી સ્વાભાવિક તથા યથાર્થ સ્થિતિઓ ઉપર જેવું સત્યનું સામ્રાજ્ય અખંડ છે તેવું આ સ્થિતિ ઉપર પણ તે અખંડ છે. અને જે વિષયના નિરૂપણની તૈયારી માટે આ ચર્ચા પ્રથમ કરવાની જરૂર પડી તે વિષયનું હવે વિવેચન કરીએ; આ ચર્ચા કરવાની જરૂર શાથી પડી તે હવે તરત માલમ પડશે.' *

આ ચર્ચાનો સારાંશ એ છે કે, પ્રબળ ચિત્તક્ષોભથી અસ્વસ્થ અને વિવશ થઇ જઈ તથા મનોરાગ ઉપર વિવેકશક્તિનો છેવટનો કાબુ જાળવી રાખવાને અસમર્થ થઈ પડી જે કવિ પ્રકૃતિમાંના પદાર્થો ઉપર મનુષ્યહૃદયના ભાવનું આરોપણ કરે છે તે વૃત્તિમય ભાવાભાસની ભૂલમા પડે છે, પોતાની વૃત્તિના પ્રબળથી તે એટલો અંજાઈ જાય છે કે જ્યાં તેવો ભાવ છે નહિ અને હોઈ શકે તેમ નથી ત્યા તેવો ભાવ ચાલી રહેલો તે માની લે છે. આ મનોબળની ખામી છે અને તેટલે અંશે દૂષણ છે. કવિ પોતે આ ભૂલ ન કરે પણ પોતાના કોઈ પાત્ર પાસે કરાવે અને તે પાત્ર એ ભૂલ કરે એવું હોય તો જનસ્વભાવના ખરા ચિત્ર તરીકે એ વર્ણન દોષથી મુક્ત છે, પણ, તે પાત્રના મનની નિર્બળતા એ સ્થિતિમાં છે જ. મનની અસ્વસ્થતા તથા વિવશતાને લીધે આવો ભાવાભાસ થયો ન હોય અને માત્ર કવિતામા ચાલતા સંપ્રદાય ખાતર અથવા અમુક જાતનું ચિત્ર ઉભું કરવા ખાતર કવિ સ્વસ્થ મને આવા ભાવાભાસ જોડી કહાડે તથા પ્રકૃતિના પદાર્થો ઉપર મનુષ્યચિત્તના ભાવનું આરોપણ કરે ( અથવા પોતાના પાત્ર પાસે એવી કૃતિ કરાવે ) ત્યાં આ કેવળ દંભ જ છે, ત્યાં એવા આભાસનો કંઈ બચાવ જ થઈ શકે તેમ નથી, અને રસ્કિન એવા લેખને છેક અધમ કહે છે. જ્યા

* 'મોડર્ન પેન્ટર્સ,' વોલ્યુમ ૩ જું, પ્રકરણ ૧૨ મું. 'પેથેટિક ફેલેસિ.' રસ્કિનનું આ પુસ્તક સર્વત્ર સુલભ નથી માટે એમાંથી આટલો લાંબો ઉતારો કરવો પડ્યો છે.

જ્યાં શોકનો કે ખેદનો પ્રસંગ આવે, પછી તે મહાપરાક્રમી વીરના કે મહાપરોપકારી ધર્માત્માના મરણનો શોક હોય, કે લેખકના ખાનગી મિત્રના મરણનો શોક હોય, કે ગામના કોઈ નહાના અમલદારની બદલીનો ખેદ હોય, ત્યા દરેક વેળા સૂર્ય, ચંદ્ર, તારા, વૃક્ષ, સમુદ્ર, નદી, પર્વત, સરોવર, પશુ, પક્ષી, સર્વને મંદાકૃતિ અને શોકમગ્ન કલ્પવા; જ્યા જ્યા હર્ષનો કે આનંદનો પ્રસંગ આવે. પછી તે જુલમી પરરાજ્યના બંધનમાથી છુટનાર પ્રજાની સ્વતંત્રતાનો હર્ષ હોય, કે લેખકના આશ્રયદાતાને ઘેર પુત્રજન્મનો હર્ષ હોય, કે નિશાળમાં વહેંચાતાં ઇનામનો હર્ષ હોય, ત્યા ત્યા દરેક વેળા ઉપર કહેલા સર્વને આનંદથી ઉછળતા અને હર્ષ દર્શાવવા અનેક રીતે ઉત્કંઠિત થયેલાં કલ્પવાં; જ્યા જ્યાં શૃંગારનો પ્રસંગ હોય ત્યાં ત્યા નાયક નાયિકાના મેળાપના સ્થળની આસપાસના સકળ વૃક્ષ, લતા, તારા, નક્ષત્ર, પર્વત, મેઘ, સર્વને સ્ત્રીપુરુષના યુગ્મમાં ગોઠવાઈ જઈ કેલિ કરતા કલ્પવાં; જ્યા જ્યાં વૈરાગ્યનો પ્રસંગ હોય ત્યા ત્યા નાયકની આસપાસના સર્વ સૃષ્ટિપદાર્થોને ખાખ ચોળી વનવાસી થવા નિકળેલા અથવા સંન્યસ્ત લઈ ધ્યાનમગ્ન થઈ બેઠેલા કલ્પવા; આવા સંપ્રદાય ઉતરતી પંક્તિના કવિઓમાં સાધારણ છે અને તેમના કૃત્રિમ ભાવારોપણની અસત્યતા અરુચિ જ ઉત્પન્ન કરે છે. તે જ પ્રમાણે, જ્યા નદીનું વર્ણન આવે ત્યાં તેને સમુદ્રરૂપ પતિને મળવા આતુર થઈ દોડતી કહેવી: જ્યાં બાગનું વર્ણન આવે ત્યાં પવનને પુષ્પોને ચૂમતો કહેવો; જ્યા ચંદ્રપ્રકાશનું વર્ણન આવે ત્યા સમુદ્રને પ્રેમથી પોતાના હૃદયમા ચંદ્રને ધારણ કરતો. કહેવો; આવા સંપ્રદાય ઘણાં વર્ણનોની કૃત્રિમતાનો ખરો ખુલાસો બતાવી આપે છે.

'પડિ સાજ રવી નિરતેજ થયા,
ફરિ શૂધ થવા દુર દેશ ગયા;

મુખ લાલ દિસે રવિરાય તણું,
ઝટ જાય ધરી દિલ દુઃખ ઘણું.'

કાવ્યપ્રભાકર.

'આ બાગ જો સખિ અથાગ ફૂલેથિ ફૂલ્યો,
રે લાગ તે નફ્ટ ફાગણનો ન ભૂલ્યો;
હું રે' અભાગણ સુલાગ ન ભાગ આવ્યો,
આવી વસંત રૂતુ કંથ પરંતુ નાવ્યો.'

મનોરંજક પ્રતાપકાવ્ય.

સાયંકાળના રાતા રવિબિંબને દુઃખચિહ્ન કલ્પવાનો સંપ્રદાય છે અને ફાગણ માસને નફ્ટ કલ્પવાનો સંપ્રદાય છે તે સિવાય આ વર્ણનોમા આ ભાવારોપણનો કંઈ હેતુ નથી. અમુક પ્રસંગના નહિ પણ હમેશ બનતા સૂર્યાસ્તમા દુઃખની કલ્પના એ સમયને કેટલીક વાર દુઃખમય ગણવાની રૂઢિ ખાતર કરેલી હોય કે નિષ્કારણ કરેલી હોય પણ તે અસત્ય જ છે. તે જ પ્રમાણે પતિવિરહને પ્રસગે સ્રીને ફાગણ નફ્ટ લાગવાનું કંઈ જ કારણ નથી.

કોઈ કવિઓએ પ્રથમ કરેલી કલ્પનાનુ માત્ર અનુસરણ આવા વર્ણનમા હોય છે તે જ દર્શાવે છે કે લેખકો કંઈપણ લાગણી વિના, કંઈ પણ ચિત્તોર્મિ વિના, પોતાને પદાર્થોમા કંઈ પણ ભાવનું દર્શન થયા વિના ઠંડે હૃદયે આવી કૃત્રિમ રચનાઓ રચે છે. એવી નીરસ કૃતિથી કંટાળો પામી રસ્કિન તેને દંભમય અને અધમ કહે તેમા શું ખોટું છે?

તેમ જ, અમુક જાતનું ચિત્ર ઉભું કરવા સારૂ, અમુક વ્યક્તિનું અમુક પ્રકારનું વર્ણન આપવા સારૂ, લેખક જ્યા જાણી જોઈ આસપાસના પદાર્થો પર કૃત્રિમ ભાવારોપણ જોડી કહાડે છે ત્યાં પણ ભાવાભાસથી વિરસતા થાય છે.

चिन्ता शशाम सकलापि सरोरुहाणा-
मिन्दोश्च बिम्बमसमां सुषमामयासीत्

अभ्युद्गतः कलकलः किल कोकिलानां
प्राणप्रिये यदवधि त्वमितो गतासि ॥
भामिनीविलास.

' ચિન્તા બધી મટિ ગઈ કમલોનિ સાથે,
ને ચન્દ્રબિમ્બ નવિ સુન્દરતા જ પામ્યુ;
આવ્યો બહાર વળિ કોકિલનાદ ઉંચો;
તુ જ્યારથી પ્રિયતમા ! અહિંથી ગઈ છે.'
ભામિનીવિલાસ

' લટકતો ગોલાબ એક હાથે ધરી,
ચાલતી તે ઝાડોમાં લેહકો કરી.
ગાલો પર બેઠેલો હસતો રતાસ,
જોઇને લજવાતો તે હાથનો ગોલાબ,
ગમીમા ગયેલો તે હેઠલ નમી,
દુખી થઇ ઝુમાયલો જમીન ગમી;
રડી નાખે તે દવના ટીપામા જલ,
જે પાદરીપર ગબડતા પડે હેઠલ.'
માહરી મજેઇ.

આ બન્ને પદ્યમા કલ્પવાની કૃત્રિમતા બહુ દેખાઇતી છે. પ્રથમ પદ્યમા, કવિની પ્રિય સ્ત્રીની સુન્દર આકૃતિ તથા સુન્દર કંઠથી ઝાંખા થઈ ઈર્ષાને લીધે કમળો તથા ચન્દ્રબિમ્બ ચિન્તામાં હતાં અને કોયલોએ પોતાનો સ્વર નરમ કરી નાખ્યો હતો, અને હવે તે સ્ત્રીના મૃત્યુ પછી તે સર્વ પાછા ઉલ્લાસમા આવ્યા છે, એમ કવિનું અંતઃકરણપૂર્વક માનવું નથી. માત્ર તે પ્રિય સ્ત્રીની ખુબસુરતી કમળની અને ચન્દ્રની કાન્તિથી વિશેષ હતી અને તેનો કંઠ કોકિલના સ્વરથી વિશેષ મનોહર હતો એટલું જ તે ભાવપૂર્ણ હૃદયથી માને છે. પ્રિય સ્ત્રીના લાવણ્યનું ચિત્ર તેના મૃત્યુની હકીકત સાથે આપવા સારૂ જ એ પદાર્થો પર ભાવારોપણ તેણે જોડી કહાડયું છે. સ્ત્રીમરણના શોકપ્રસંગે પ્રકૃતિમાં આસપાસ

ઉલ્લાસ પસરેલો દેખાય એવી કવિની ચિત્તસ્થિતિ થવાનું કંઈ કારણ નથી. બીજા પદ્યમાં પણ, ઉદ્દિષ્ટ સ્ત્રીના ગાલ પરની મનોહર રતાશ વર્ણવવા સારૂ ગુલાબના ફુલને લજવાતુ, ગમીમા નમી ગયેલું, દુઃખી થઈ ઝુલી પડેલું અને દવના ટીપાં પાડી રડતું કલ્પ્યું છે તે સર્વ કૃત્રિમ છે. હાથમા ગુલાબનું ફુલ લટકતું રાખ્યુ હોય તો તે જમીન તરફ નમેલું હોય જ અને તેના પરના દવના ટીપા ખરી પડે જ. અને તેમ છતા, ગુલાબના ફુલ ઉપર ઈર્ષ્યા, લજ્જા અને ખેદના ભાવનું આરોપણ કર્યું છે તે ફકત તે સ્ત્રીના ગાલનો રંગ ગુલાબ સરખો કહેવા સારૂ જ કર્યું છે. અન્તરની લાગણીનું એ પરિણામ નથી તે ગુપ્ત નથી રહેતુ. હાથમા ફુલ લઈ ઝાડની ઘટામા ફરતી સ્ત્રીના સૌન્દર્યનું વર્ણન કરતા લેખકને તે ફુલ ખેદ પામેલું અને અશ્રુપાત કરતુ દેખાય એ સ્વાભાવિક નથી.

આ પ્રકારના આરોપણની અસત્યતાને લીધે તે ઉપર અરુચિ થાય છે, અરુચિ થવાનું બીજું કશું કારણ નથી, તે કૃત્રિમ ન હોત તો અરુચિ ન થાત; એ જ દર્શાવે છે કે ભાવારોપણના વિષયમા અસત્યતા એ કવિત્વના રસથી વિરોધી અંશ છે. ઉપર કહેલાં ઉદાહરણોના સરખી રચનામાં જે ભાવાભાસ છે તેને તો 'વૃત્તિમય' એ વિશેષણ પણ વાસ્તવિક રીતે ઘટતું નથી, કેમકે અન્તર્વૃત્તિ વિના સંપ્રદાય કે ઉપાય ખાતર જ તે જોડી કહાડવામાં આવે છે.

જે ભાવાભાસ વૃત્તિમય છે તે દોષયુકત છતા ક્ષન્તવ્ય છે, કેમકે, ક્ષોભથી મન વિવશ થયું હોય ત્યા તે પોતાના ભાવ પદાર્થોમા પેઠેલા કલ્પે એ સ્થિતિ બને તેવી છે, સંભાવ્ય છે, અને તેટલે અંશે એ સ્થિતિનું ચિત્ર સત્ય હોઈ કવિત્વને અનુકૂળ છે, એ અમે પ્રથમની ચર્ચામાં કહ્યું છે. અને તેની સાથે કહ્યું છે કે આ સ્થિતિ હોય ત્યા કવિની શક્તિ ઉત્તમ સ્વરૂપે માલમ પડતી નથી, માત્ર તે સ્થિતિ ક્ષંતવ્ય છે. રસ્કિન દર્શાવે છે તેમ તે ક્ષંતવ્ય એટલા માટે છે કે જે મનુષ્યની લાગણીની શકિત ઉચ્ચ,

હોય તેના જ ચિત્તમા લાગણી એટલા પ્રબળથી વ્યાપી રહે કે તે આસપાસ સઘળું પોતાની વૃત્તિથી ભરેલું દેખે; અને તેના ભાવાભાસ પણ તેના ચિત્તની ઉંચી લાગણી તથા ખરી વૃત્તિ બતાવે છે. આ સ્થિતિમા જે દોષ રહેલો રસ્કિન બતાવે છે તે પણ ખરો છે. કવિના, અને રસિક ભાવના વડે આનંદદાયક રચના કરનાર સર્વ કલાવિધાયકોના, શ્રેષ્ઠત્વનું રહસ્ય એ છે કે જે વેળા લાગણીથી તેમના ચિત્તમા ક્ષોભ થાય છે, અન્તર્ભાવપ્રેરણા થાય છે, તે વેળા તેમનું ચિત્ત મહા ઉન્નત દશામા આવે છે અને તેમને પરમ સત્યોનું દર્શન થાય છે. આવે પ્રસંગે જો લાગણીનું સામ્રાજ્ય એટલું બધું થઈ જાય કે મનુષ્ય વિવશ થઇ જઈ ચિત્તને સ્વસ્થ અને સમતોલ રાખી શકે નહિં, ચિત્તની વિવેકશક્તિનું અંતિમ શાસન ચલાવી શકે નહિં, પ્રત્યક્ષ થયેલું વિરલ દર્શન શુદ્ધ દૃષ્ટિએ જોઈ શકે નહિં, પણ, બધુ લાગણીના રંગ વાળુંજ દેખે, તો એ ધન્ય ક્ષણની પ્રેરણા વ્યર્થ જાય છે અને લાગણીએ જે સત્યનું દ્વાર ઉઘાડ્યું હતું તે સત્યના દર્શનમા લાગણીનો જ પડદો નડે છે. લાગણીનું સ્વરૂપ ઉમદા છતા જે ચિત્તમાં લાગણીથી થતી વિહ્વલતા એટલી બધી વ્યાપી રહે કે બુદ્ધિ અસમર્થ થઈ જાય તેને રસ્કિન નિર્બળ કહે છે. લાગણીથી થતા અન્તઃક્ષોભની સાથે બુદ્ધિ પણ ઉત્કર્ષ પામતી જાય અને આખરે સર્વોપરિ થઈ પોતાનો વ્યાપાર ચલાવે અને સત્યપ્રાપ્તિ કરી લે એમાં જ કવિનું પરમ સામર્થ્ય છે; તત્ત્વચિંતકોના કઠિન પ્રયાસ વિના પ્રેરણા દ્વારા સત્યનું દર્શન સહજ મેળવવાનો કવિનો અધિકાર એમાં જ રહેલો છે.

લાગણીથી થયેલા ક્ષોભથી ચિત્ત જ્યારે અંજાઈ જાય છે અને દોરાઈ જાય છે ત્યારે તે પ્રકૃતિના પદાર્થો ઉપર પોતાના ચિત્તના ભાવનું આરોપણ કરે છે અને પોતાની પેઠે તે પદાર્થોને હર્ષ, શોક, વગેરે વૃત્તિવાળા કલ્પે છે. આ ભાવાભાસ દોષયુક્ત છે કારણકે અમે પ્રથમની ચર્ચામાં કહ્યું હતું તેમ ' મનુષ્યોમાં બનતા બનાવનું જ્ઞાન

જડ પ્રકૃતિને થવું અશક્ય છે, અને મનુષ્યોના સુખદુઃખને સમયે પ્રકૃતિને કંઈ પણ સમભાવ ( sympathy ) થઈ શકતો નથી. ત્યારે સત્યના આવા એક મ્હોટા તત્ત્વની વિરુદ્ધ કલ્પના કરવામાં અકવિત્વ નથી ?'

આ વાક્ય સંબંધે રા. મણિલાલ કહે છે, 'ત્યારે પ્રકૃતિના માન્ય થયેલા સત્ય કરતાં અધિક એવું કાંઇ પણ કહેવું તે સત્યથી વિરુદ્ધ છે અને સત્યવિરોધી વાર્તાનો આશ્રય કરી કાવ્યરચના કરવી તે વાસ્તવિક નથી એમ રા. રમણભાઇના કહેવાનું તાત્પર્ય સમજાય છે આ પ્રકારે જોતા તો અદ્ભુત રસને રસમાં ગણવો કે નહિ એ શંકા ભરેલું થઇ પડે એટલુંજ નહિ પણ પદાર્થમાત્રના નિગૂઢ સત્ત્વને અને સૂક્ષ્મસ્વરૂપને પણ જોવાની શક્તિ ધરાવનાર કવિને પણ પ્રકૃતિને, જે સત્ય આપણને સત્ય રૂપે મનાયાં હોય તેટલીજ મર્યાદામાં નિયંત્રિત કરી રાખી, તેના કવિત્વ ઉપર અંકુશ મૂકવાનો પ્રસંગ આવી પડે. પ્રકૃતિનાં સત્યમાત્ર સર્વ કાલે જણાયલા હોતા નથી. અત્યારે આટલા વિદ્યાવૃદ્ધિના સમયમા પણ પ્રકૃતિના સર્વ રીતે આપણે ધણી છીએ એવું કહી શકાતું નથી, ત્યા પ્રકૃતિના સત્યોને વળગી રહેવાની કવિને ભલામણ કરવી કેટલે અંશે વાસ્તવિક એટલે કવિત્વને પોષક ગણાશે તે વિચારવાનું છે.'

આના ઉત્તરમા પ્રથમ એ કહીશું કે પ્રકૃતિ વિશેના આજ સુધી માન્ય થયેલા સત્યોને જ કવિએ વળગી રહેવું, એ મર્યાદા મૂકીને કવિએ અગાડી જવું જ નહિ, એમ અમારૂ કહેવું છે જ નહિં. પ્રકૃતિ વિશે નવાં નવા સત્ય જડતા જાય છે અને એવા નવા સત્ય કવિત્વમય દૃષ્ટિએ પ્રાપ્ત કરવા એ કવિનો અધિકાર છે એમ અમે પણ માનીએ છીએ. મનુષ્યના સુખદુઃખને સમયે પ્રકૃતિને સમભાવ થાય છે, મનુષ્યના સુખ કે દુઃખથી પ્રકૃતિમાંના પદાર્થો હર્ષ કે શોક પામે છે, એ સત્ય છે એવું જો કોઈ ધન્ય પુરુષને કવિત્વમય દૃષ્ટિએ જણાય તો તેનો સ્વીકાર કરના કાંઈ બાધ નથી. પરંતુ એ કબુલ કરવું જોઇએ કે આજ લગી એવું સત્ય જણાયું નથી. જેને વૃત્તિમય ભાવાભાસ

કહેવામા આવે છે તે અનેક કવિઓની કૃતિમાં વિદ્યમાન હોવા છતાં તેમને એ વિષયમા સત્યની પ્રાપ્તિ થઈ છે એવી પ્રતીતિ વિદ્વન્મંડળમા થઈ નથી. એ સિદ્ધાન્ત સત્ય છે એમ રા. મણિલાલ કે રા. આનંદશંકર પણ કહેતા નથી. વળી, એ સિદ્ધાન્ત ખરો હોવા સામે એક મ્હોટો વાધો એ છે કે એકી વખતે બધા મનુષ્યોમા સુખ કે દુ:ખ અથવા હર્ષ કે શોક વ્યાપે એમ બનતુ નથી. જે વખતે કેટલાક મનુષ્યો સુખી હોય છે તે વખતે કેટલાક મનુષ્યો દુઃખી હોય છે; જે વખતે કેટલાક મનુષ્યો હર્ષમગ્ન હોય છે તે વખતે કેટલાક મનુષ્યો શોકાર્ત્ત હોય છે: જે કેટલાકને મહા હર્ષનું કારણ હોય છે તે જ તેમના વિરોધીઓને મહાશોકનું કારણ હોય છે; તો પ્રકૃતિના પદાર્થોને એમાથી કયા મનુષ્યો સાથે સમભાવ થાય? પ્રકૃતિમાંના પદાર્થોના વ્યાપારોને કયી વૃત્તિવાળા મનુષ્યોના સરખી લાગણીનું રૂપ આપવું? પૃથ્વીમા પ્રત્યેક ક્ષણે સુખ અને દુ:ખના વર્તમાન ચાલ્યા રહેલા હોય છે ત્યા સૂર્યનું સંધ્યાકાળે લાલ થવું કે વાદળાથી ઘેરાવું, વર્ષાદનું પડવું, પુષ્પનું ખરવું, સમુદ્રનું ઉછળવું, પવનનું વહેવું, ઝરાનું પડવું. એ સર્વને પ્રકૃતિનો હર્ષ કહેવો કે શોક કહેવો, પ્રેમવ્યાપાર કહેવો કે વૈરાગ્યચેષ્ટા કહેવી? પૃથુરાજરાસામાના જે વર્ણન વિશે અમે ચર્ચા કરી હતી તે અને તે જાતના બીજાં વર્ણનોથી પ્રકૃતિમાનું એક સત્ય જણાઈ આવ્યું છે એમ કહેવામા આવતુ નથી, સમભાવની એ હકીકત સત્ય છે એવી પ્રતીતિ એ કાવ્યો વાંચી થતી નથી એમ કબુલ કર્યા વિના છુટકો નથી, તો પછી એ કલ્પનામા ભાવ નથી પણ ભાવાભાસ છે, એ રચના દોષયુક્ત છે એમ કહ્યા વિના ચાલશે? સકલ પદાર્થના 'નિગૂઢ સત્ત્વ અને સૂક્ષ્મ સ્વરૂપને' જોવાની કવિમા શક્તિ છે એ ખરૂં છે અને એ શક્તિના વ્યાપાર ઉપર અંકુશ મુકવાની અમે ભલામણ કરતા નથી. અમે માત્ર એટલું જ કહીએ છીએ કે એ શક્તિના વ્યાપારને ઠેકાણે તે વ્યાપારનો આભાસ સ્વીકાર્ય થઈ શકે નહિં. પ્રકૃતિના નિગૂઢ સત્ત્વ અને સૂક્ષ્મ સ્વરૂપને લગતો

કંઈ સિદ્ધાન્ત કવિતામા સૂચવવામા આવે અને તેની ઉક્તિ સાથે જ એવી પ્રતીતિ થાય કે તે સત્ય નથી તો તે કાવ્યની ક્ષતિ કેમ ન કરે ?

અમે વાધો લઈએ છીએ તે માત્ર પ્રકૃતિ ઉપર મનુષ્યની વૃત્તિના સમભાવનો આરોપ કરવા સામે છે. એ આરોપમા મનુષ્ય તથા પ્રકૃતિ વચ્ચેના સંબંધ વિશેની વસ્તુસ્થિતિનો સિદ્ધાન્ત સમાયેલો છે, એ આરોપમાં એક મ્હોટા અંતિમ સત્યનો પ્રશ્ન રહેલો છે, અને એ આરોપમા અસત્ય છે, માટે તે કવિતાના વિષયમાં ત્યાજ્ય છે. આ આરોપને 'વૃત્તિમય ભાવાભાસ' નુ નામ આપી તેના દોષ વિશે આગ્રહ કરવાનું આ જ કારણ છે. પણ કવિતામાના બધા આરોપ સામે, કવિતામાંની બધી કલ્પના સામે, કવિતામાના બધા અલંકાર સામે અમે આ વાધો ઉઠાવતા નથી. એ સર્વમા અંતિમ સત્યના પ્રશ્નનો પ્રસંગ આવવાનુ બનતું નથી. તેથી, અમારા વાંધાથી અદ્ભુત રસને રસપ્રદેશમાથી બાતલ કરવો પડશે, બધી કલ્પિત કથાઓ કાવ્યસાહિત્યમાથી નીકળી જશે, અને કોઈ અમાનુષ પાત્ર કવિતામા પ્રવેશ કરી શકશે નહિ, એમ મનાવાનું કાંઈ કારણ નથી

વળી, રા. મણિલાલ કહે છે કે 'પ્રકૃતિના સત્યને વિરુદ્ધ એવો મનુષ્યલાગણીનો આરોપ જડ પદાર્થોને ન કરવાનો નિયમ સ્વીકારતાં કાવ્યનુ કાવ્યત્વ ઘણે ભાગે અન્યથા થઇ જવાનું ભય રહે છે.' પરંતુ આ ભય નિષ્કારણ છે. કવિતાની પરિસીમામા જડ પદાર્થો ઉપર મનુષ્યલાગણીનો આરોપ કરવા સિવાય બીજો વિષય નથી એમ તો કોઈ કહેશે જ નહિં. પણ, આ આરોપ કલાવિધાનમાં ઉપયોગી છે અને જેટલે સુધી તે ક્ષંતવ્ય છે તેટલે સુધી તે વાપરતાં હરકત નથી. અર્થાત્ કવિ પોતે લાગણીથી દોરાઈ ઉંચી લાગણીવાળા પાત્રો પાસે એ આરોપ કરાવે તો કલાવિધાનનુ પ્રયોજન સર્વ રીતે સફળ થઈ શકે છે. મેઘદૂતમા કાલિદાસે આ જ પ્રમાણે પ્રવૃત્તિ કરી છે. કાવ્યનો નાયક યક્ષ ઉંચી લાગણીવાળો અને રસિકતાવાળો છે. લાગ-

ણીથી વિહ્વલ થઈ તે પોતાની પ્રિયા પાસે લઈ જવાનો સંદેશો મેઘને કહી સંભળાવે છે, તે પહોંચાડવાની મેઘને વિનંતિ કરે છે, અને પ્રકૃતિના પદાર્થો ઉપર મનુષ્યલાગણીના આરોપ કરે છે. પરંતુ, કવિની પોતાની સ્વસ્થતા ગઈ નથી કવિએ પોતાની બુદ્ધિનો અને વિવેકશક્તિનો અંકુશ કાયમ રાખ્યો છે. કાવ્યના આરંભમાં જ કવિ કહે છે,

**धूमज्योतिः सलिलमरुतां संनिपातः क्व मेघः**
**संदेशार्थाः क्व पटुकरणैः प्राणिभिः प्रापणीयाः ।**
**इत्यौत्सुक्यादपरिगणयन् गुह्यकस्तं ययाचे**
**कामार्त्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ॥**

'ધૂમજ્યોતી જળ પવનનો, મેઘ સંવાય તે ક્યાં,
સંદેશાર્થો ચતુર જનથી, માત્ર જાણાય તે ક્યાં!
તે ક્યાં આ ક્યા, ફરક ન ગણી, હોસથી અભ્ર યાચે,
કામે પીડયા કયમજ સમજે, જીવ નિર્જીવ આ છે?'
(રા. **ભી**મરાવનું ભાષાન્તર).

ચેતન અને અચેતનનો ભેદ કવિના ચિત્તમાથી ખસી ગયો નથી, મનુષ્ય ચેતન છે, પ્રકૃતિ અચેતન જડ છે અને મનુષ્યના ભાવ જાણી શકે નહિં, એમ તે પોતે માને છે અને કહી બતાવે છે; પણ તે કહે છે કે ઔત્સુક્યને લીધે, લાગણીના પ્રબળને લીધે, યક્ષને એ ભેદની ગણના રહી નહિં. અને એવી અગણના જેનાથી થાય તેને કવિ પ્રકૃતિકૃપણ, નિર્બળ ચિત્તના, કહે છે. બુદ્ધિશક્તિનું આ નિયંત્રણ કવિએ કાવ્યના અંત સુધી જાળવ્યુ છે. લાગણીથી વિવશ થયેલા યક્ષે મેઘ આગળ સંદેશો કહ્યો એટલું જ કવિના કાવ્યનું વૃત્તાન્ત છે. તે સંદેશો મેઘ સમજ્યો અને મેઘે તે સંદેશો યક્ષની કાન્તાને પહોચાડયો એમ કવિનું કહેવું છે જ નહિ. જેમને કવિની આ મહાશક્તિ સમજાઈ નથી તેમણે કાવ્યને છેડે એવી મતલબના ક્ષેપક ઉમેર્યા છે કે સંદેશો સાંભળી મેઘ અલકાપુરીમાં ગયો અને યક્ષની

ગૃહિણીને સંદેશો તેણે કહી સંભળાવ્યો. કાલિદાસે આ કલ્પના નથી કરી, યક્ષની સ્થિતિથી પોતાની સ્થિતિ અલગ રાખી છે, યક્ષનું ભાવારોપણ પોતાના તરફનું નથી બતાવ્યું, યક્ષના મનની નિર્બળ-તાને માટે અનુકંપા દર્શાવી છે, એ તેના પરમ શ્રેષ્ઠ કવિત્વમાં રહેલો બુદ્ધિબળનો અંકુશ પ્રકટ કરે છે.

આ જ કારણથી અમે કહ્યું હતું કે પૃથુરાજરાસામાંનું ઉદ્દિષ્ટ વર્ણન વિહ્વળ થયેલી સંયુક્તાની વાણીમાં મુક્યું હોત તો તેનો બચાવ થઈ શકત, પણ કવિની પોતાની તરફથી એ ઉક્તિ આવવી જોઇતી નહોતી.

ચર્ચા સમાપ્ત કરતાં રા. મણિલાલ કહે છે, 'કાવ્યનું રચનાર જ મનુષ્ય છે, એટલે તે પોતાના ભાવનો આરોપ કર્યા વિના પ્રકૃ-તિમાથી કાવ્યત્વ ઉપજાવી રસ અનુભવે નહિ તો અન્ય માર્ગે કાવ્યત્વ સિદ્ધ કરવું એમાં બહુ રમણીયત્વ રહે કે નહિ તે શંકા રૂપ છે.' કાવ્ય ઉપજાવવાનો પ્રકૃતિમા અખુટ ભંડાર છે અને કવિને પ્રકૃતિ વિના ચાલે તેમ નથી એ ખરૂ છે, પણ તે પરથી એમ ફલિત થતું નથી કે પ્રકૃતિ ઉપર મનુષ્યચિત્તના ભાવનો આરોપ કર-વામા આવે તો જ પ્રકૃતિમાથી કાવ્યત્વ ઉપજાવી શકાય. પ્રકૃતિ મનુષ્યથી ઇતર છે, પ્રકૃતિ અને મનુષ્ય એ બે જુદી જુદી વસ્તુ છે, બન્ને કવિ સમક્ષ જુદા જુદા પ્રકારનાં કાવ્યમૂળ બને છે, તો તે બેને અયથાર્થ રીતે એક કરી નાખી, પ્રકૃતિને મનુષ્યમાં લીન કરી દઈ એક મ્હોટું કાવ્યમૂળ ખોઈ બેસવામા શો લાભ છે? મનુષ્યના ભાવ એ કાવ્યનું મ્હોટું સાધન છે, પણ પ્રકૃતિનું સ્વરૂપ એથી જુદા જ પ્રકારનું કાવ્યસાધન છે; તે છતાં પ્રકૃતિને મનુષ્ય બનાવી દઈ મનુષ્યના ભાવ તેમાં જોવાનો પ્રયત્ન કરવો એથી કાવ્યત્વનો પ્રદેશ વધારે વિસ્તારી થશે કે સંકુચિત થશે? એવા આરોપથી સત્યપ્રાપ્તિ અને રસનિષ્પત્તિ બન્ને કુંઠિત થાય છે તો કાવ્યત્વનું રમ-ણીયત્વ સંપાદન કરવાનો એ માર્ગ છે એમ શી રીતે કહી શકાશે?

પ્રકૃતિના ખરા સ્વરૂપ પાસે જવાનો અને તે સ્વરૂપના વિલક્ષણ દર્શનથી આનંદ પ્રાપ્ત કરવાનો માર્ગ એથી બંધ થઈ જતો નથી?

આ સત્યવિમુખ ભાવારોપણ ન કરતાં બીજી જ રીતે પ્રકૃતિમાંથી કાવ્યત્વ ઉપજાવી શકાય છે તે મહાન કવિઓની કૃતિઓ બતાવી આપશે.

एते त एव गिरयो विरवमन्मयूरा—
स्तान्येव मत्तहरिणानि वनस्थलानि।
आमञ्जुवञ्जुललतानि च तान्यमूनि
नीरन्ध्रनीलनिचुलानि सरित्तटानि ॥

मेघमालेव यश्चायमारादपि विभाव्यते।
गिरिः प्रस्रवणः सोऽयं यत्र गोदावरी नदी ॥

अस्यैवासीन्महति शिखरे गृध्रराजस्य वास—
स्तस्याधस्ताद्वयमपि रतास्तेषु पर्णोटजेषु।
गोदावर्याः पयसि विततश्यामलानोकहश्री—
रन्तःकूजन्मुखरशकुनो यत्र रम्यो वनान्तः ॥

उत्तररामचरित. अंक २.

'તેજ પ્રિયપરિચિત પૂર્વ નિવાસ,
લહે દિલ કરુણામય ઉલ્લાસ;
તેજ ગિરિ આ જ્યાં વારંવાર;
મોર મળી કરતા ટૂહૂ ટૂકાર;
વળી આ વનથળ તેનાં તેજ,
રમે જ્યાં મત્ત હરિણ ફરી સ્હેજ.
મનહર વંજુલવેલથી છાયેલા ચોપાસ,
નિચુલ વૃક્ષની ઘટા ન ભેદે જે પર સૂર્યપ્રકાશ,
પાસ તે નદીતટનો અવભાસ.— તેજ પ્રિય.

દૂર થકી પણ આ દીસે મેઘમાલસમ શ્યામ,
તે ગિરિવર પ્રસવણ જ્હાં વ્હે નદી ગોદાવરી નામ,
કામ જે મિત્ર વિયુક્ત ઉદાસ.— તેજ પ્રિય.

એજ ગિરિવર અતિ ઉંચે શૃંગ,
વસંતા ગૃધ્રરાજ નિઃશંક;
અમે પણ તેની હેઠળ રહેલ,
પર્ણકુટી પેલી મધ્ય વસેલ;
ગોદાવરી જલમા પડે શ્યામતરુશ્રીભાસ,
જે તરુથડમા મધુર ગાય ખગ–તેથી પૂર્ણ વનાન્ત;
શાન્ત ચોપાસ વિશ્વમૃદુહાસ— તેજ પ્રિય. '

ઉત્તરરામચરિત. (રા. મણિલાલનું ભાષાન્તર).

ભાષાન્તરમા 'લહે દિલ કરુણામય ઉલ્લાસ', 'કામ જે મિત્ર વિયુક્ત ઉદાસ,' તથા 'શાન્ત ચોપાસ વિશ્વમૃદુહાસ,' એ વચનો છે તે કે તેની જાતના વચન મૂળમા છે જ નહિ એ ધ્યાનમા રાખતા માલમ પડશે કે આ સુન્દર અનુપમ ચિત્રમા પ્રકૃતિમાંથી પુષ્કળ કાવ્યત્વ ઉપજાવ્યુ છે અને તે છતાં મનુષ્યના ભાવનું આરોપણ પ્રકૃતિ ઉપર લેશ માત્ર કર્યું નથી રામ અને સીતાએ વનવાસના સાદા વર્નનમા ગાઢ પ્રેમથી કરેલા વિહારનું સ્થાન કવિએ સંપૂર્ણ સાક્ષાત્કૃતિથી વર્ણવ્યું છે, તે છતાં વર્ણનમા કોઈ ઠેકાણે એવી ઝાખી સૂચના સરખી નથી કે રામ અને સીતાના પ્રેમ તથા વિહારના દર્શનથી તેમનો ભાવ ગ્રહણ કરી આસપાસની પ્રકૃતિ આવી રમણીય અને પ્રેમપોષક થઈ હતી. ઉલટું, સમસ્ત વર્ણનનો આશય જ એવો છે કે પ્રકૃતિમા પોતામાં જ પોતાની સ્વતંત્ર સુન્દરતા, રમણીયતા અને પ્રેમપોષકતા રહેલા છે અને મનુષ્ય જો રસજ્ઞ તથા કુશળ હોય તો એ અંશવાળા પ્રકૃતિના સ્થાનોમાં જઈ પ્રકૃતિની સુન્દરતા, રમણીયતા અને પ્રેમપોષકતા સાથે માનવ સુન્દરતા, રમણીયતા અને

પ્રેમપોષકતાનો યોગ કરી વિલક્ષણ આનંદનો અનુભવ કરે; પ્રકૃતિની ખુબીઓ મનુષ્યભાવના પ્રતિબિંબથી ઉત્પન્ન થતી નથી, માત્ર મનુષ્યે તે ખુબીઓ પારખવાની અને તેને અનુકૂલ થઈ તેનો અનુભવ કરવાની જરૂર છે; અને મનુષ્ય તેમ કરે તો મનુષ્યહૃદયમાં રહેલા આનંદ કરતાં જુદી જ જાતનું આનંદધામ તેને પ્રકૃતિમાં જડે તથા ઉભય આનંદનું મિશ્રણ વિરલ પ્રકારે સુખમય થઈ પડે. પ્રકૃતિમાં મનુષ્યના ભાવ પ્રવેશ કરતા નથી પણ પ્રકૃતિ પોતાનું જ સ્વરૂપ ધારણ કરે છે એની પૂરેપૂરી સાબીતી **ભવભૂતિએ** અહી આપી છે. **રામ** અને **સીતા** **દંડકામા** વિહાર કરતા હતાં ત્યારે વનસ્થળમા જે મનોહર ઉલ્લાસ ચાલી રહેલો જણાતો હતો તે **રામ** અને **સીતાનો** વિયોગ થયો છે તથા **રામ** દુઃખમય હૃદયે જ દૃષ્ટિ કરી શકે છે ત્યારે પણ કાયમ છે, **રામની** સ્થિતિથી દંડકામા ફેરફાર થયો નથી, **રામના** ભાવ **દંડકામા** દાખલ થયા નથી, **રામના** વિયોગ અને શોકથી પ્રકૃતિએ પોતાનો ઉલ્લાસ મુકી દીધો નથી તથા ખેદચિહ્ન ધારણ કર્યા નથી. આ આખા પ્રસંગમા **ભવભૂતિએ** વર્ણવેલા **રામના** ઉદ્વેગ અને વનની રમણીયતાના ચિત્રથી એ જ ફલિત થાય છે કે મનુષ્યની સ્થિતિમા અને મનુષ્યના હૃદયમા ગમે તેવા ફેરફાર થયા હોય તોપણ પ્રકૃતિ તે પ્રમાણે ફરતી નથી. અનેક અનેક વર્ણનોથી કવિએ વનસ્થળનું જે સ્વરૂપ બતાવ્યું છે તે મનુષ્યના ભાવથી કોઈ રીતે બનતું નથી, પણ રસજ્ઞના ચિત્તનું આકર્ષણ કરે તેવું છે. **રામનું** દુર્ભાગ્ય છે કે પ્રકૃતિનો ઉપભોગ તેનાથી થઈ શકે તેમ નથી; પરંતુ રસિકતા સાથે **રામમાં** વિવેકશક્તિ એટલી ઉચ્ચ છે કે પોતાના દુર્ભાગ્યનો, પોતાના ખિન્ન ભાવનો, આરોપ તેણે પ્રકૃતિ ઉપર કર્યો નથી.

વૃત્તિમય ભાવાભાસ વિના પ્રકૃતિમાંથી કાવ્યત્વ ઉપજાવવાની આવી જ શક્તિનું ઉદાહરણ **સ્કૉટના** કાવ્યમાંથી રસિકને બતાવ્યું છે:

'And from the grassy slope he sees
The Greta flow to meet the Tees;
Where issuing from her darksome bed,
She caught the morning's eastern red,
And through the softening vale below,
Roll'd her bright waves, in rosy glow,
All blushing to her bridal bed,
Like some shy maid in convent bred,
While linnet lark and blackbird gay,
Sing forth her nuptial roundelay.

Rokeby. Canto II.

' તૃણભૂમિ ઉંચી થકિ ત્યા નિરખે
વહિ જાતિ ગ્રિટા મળવા ટીસને,
તિમિરે વિંટિયા તટથી નિકળી
અરુણોદયનાં કિરણો ઝિલતી;
ઉતરી ખિણમાં સમભૂમિ મહીં
ધરિ રક્ત પ્રભા ઉછળે ઉજળી;
પતિને શયને લજવાતિ જતી,
મઠમા ઉછરી ભીરુ બાલ સમી;
તહિં પક્ષિ સુકંઠ પ્રમોદભર્યા,
ગીત મંગલ ગાય વિવાહતણાં. '

રોકબી. સર્ગ ૨.

રસ્કિન કહે છે, 'હોમર પ્રકૃતિને નિર્જીવ અને કેવળ જડ ગણે છે તેવી દૃષ્ટિએ સ્કૉટ પ્રકૃતિ તરફ જોતો નથી, તેમ જ કીટ્સ અને ટેનિસન પોતાની લાગણીથી પ્રકૃતિને બદલાયેલી ગણે છે તેવી રીતે પણ સ્કૉટ પ્રકૃતિ તરફ જોતો નથી; પણ પ્રકૃતિમાં પ્રકૃતિનો પોતાનો જ ઉલ્લાસ અને રસ છે અને તે મનુષ્યના સામીપ્ય કે ભાવથી સર્વથા સ્વતંત્ર

છે એવી દૃષ્ટિએ તે પ્રકૃતિ તરફ જુએ છે. સજાતીય મનુષ્ય તરફ સમભાવ હોય તેવો સ્કૉટને પ્રકૃતિના આ ઉલ્લાસ તરફ સમભાવ છે અને તે પર તેની પ્રીતિ છે. તે તરફ દૃષ્ટિ કરતાં સ્કૉટ પોતાનું સ્વત્વ તદ્દન ભૂલી જાય છે, અને દૃષ્ટિગોચર દેશમાં જે સામર્થ્ય રહેલું તેને જણાય છે તે આગળ પોતાની મનુષ્યતાને તે દબાવી રાખે છે.' આસપાસના પ્રદેશને પોતાનાં માનવ સુખ દુઃખ પ્રકટ કરતો દર્શાવવાનો પ્રયત્ન ન કરતાં પ્રદેશ હોય છે તેવો જ સ્કૉટ તે ચિતરે છે તે બતાવી ઉપર ઉતારેલા કાવ્ય સંબંધે રસ્કિન કહે છે, 'આ ક્ષણે સ્કૉટ પોતે મુદિત છે કે તેની કથાનાં પાત્રો મુદિત છે? એવું કાંઈ છે જ નહિં. સ્કૉટ કે રિસિંગહામ સુખી નથી, પણ ગ્રિટા નદી સુખી છે; અને આ વેળા ગ્રિટા માટે સ્કૉટના ચિત્તમાં સંપૂર્ણ સમભાવની વૃત્તિ છે.'

'પદાર્થોના નિગૂઢ સત્વનું' દર્શન કરી 'પ્રકૃતિમાંથી કાવ્યત્વ ઉપજાવી રસનો અનુભવ' કરવાનું સામર્થ્ય વર્ડ્સ્વર્થની કવિતામાં વિશિષ્ટ છે. કુદરતને વિશેષ પ્રકાશ સાથે પ્રકટ કરવાની તેની શક્તિ વિશે વિવેચન કરતાં શાર્પ કહે છે, 'વર્ડ્સ્વર્થની ઉત્તમોત્તમ શક્તિ એ છે કે જે ભાવનામય પ્રકાશ તે પ્રકટ કરે છે તે સાચો હોય છે, અને એ પ્રકાશ જેમ વધારે ભાવનામય હોય છે તેમ તે વધારે સાચો હોય છે. સર્વોત્તમ કવિઓ સિવાયના સર્વ કવિઓ વસ્તુઓને મનઃકલ્પિત અથવા વ્યક્તિગત રંગથી અલંકૃત કરવાની વૃત્તિમાં પડે છે; તેઓ વસ્તુઓને વિવિધ ક્ષણના પોતાના આકસ્મિક મનોભાવથી વ્યાપ્ત કરે છે. આને મિ. રસ્કિને "વૃત્તિમય ભાવાભાસ"નું નામ આપ્યું છે. જે ભાવનામય પ્રકાશ વર્ડ્સ્વર્થ પ્રકટ કરે છે તે આવો નથી હોતો, પણ તેથી તો પ્રકૃતિનું ખરૂં અન્તઃસ્વરૂપ વધારે સ્પષ્ટતાથી બહાર પડે છે, પ્રકૃતિમાં ખરેખરો રહેલો અન્તરતમ ભાવ બહાર પડે છે. વર્ડ્સ્વર્થના આત્મા અને પ્રકૃતિ વચ્ચે રહેલી સપિંડતાને બળે તેની દૃષ્ટિથી આ સ્વરૂપ પરખાય છે. આનું કારણ શું

છે એમ પુછવામાં આવે તો હું એટલો જ ઉત્તર આપી શકું કે બાહ્ય જગત્ અને મનુષ્યાત્મા વચ્ચે ગુહ્ય અદ્ભુત યોગ રહેલો છે, અને તેમની એક બીજા સાથે ઘટના શી રીતે થાય છે તે કોઈ તત્ત્વચિંતકે હજી સુધી સમજાવ્યું નથી.' ( સ્ટડીઝ ઈન પોએટ્રી એન્ડ ફિલોસોફી ). પ્રકૃતિનું અન્તઃસ્વરૂપ એટલે શું તે સમજાવતાં શેપ કહે છે કે 'પ્રકૃતિમાના દરેક દેખાવમા એવી શક્તિ રહેલી છે કે લાગણીવાળા દરેક જોનારના ચિતમા તે પોતાની એક જાતની ખાસ અસરનો અનુભવ ઉત્થિત કરે છે, બીજા કોઈ દેખાવથી બરોબર એવી જ અસર થતી નથી. આને તે દેખાવનું અન્તઃસ્વરૂપ કે લક્ષણ કહી શકાય. દરેક મનુષ્યવ્યક્તિની સમક્ષ આવતા આપણા ઉપર જે વિશેષ અસર થાય છે તેના જેવું જ આ છે, પણ કંઈક વધારે અસ્પષ્ટ છે હવે, પ્રકૃતિમાના ઘણા દેખાવોથી ઉત્પન્ન થતી અસરોના સમુદાયને અથવા આપણા ઉપર આવી અસરો ઉત્પન્ન કરવાની પ્રકૃતિમા વિશાલતાથી રહેલી શકિતને મેં પ્રકૃતિનુ "અન્તઃસ્વરૂપ" કહ્યું છે. તે માટે બીજું નામ જડતું નથી.' પ્રકૃતિનું આ અન્તઃસ્વરૂપ પ્રકૃતિ ઉપર મનુષ્યભાવના આરોપથી બનેલું નથી અને તેવો આરોપ કરવાથી એ સ્વરૂપ જણાતુ નથી.

પ્રકૃતિ વિશે જણાયેલાં સત્યોની મર્યાદામા વર્ડ્સ્વર્થ રોકાઈ રહ્યો નહોતો, પ્રકૃતિના સ્વરૂપનું એક નવુ વિશેષ દર્શન તેણે કર્યું હતું અને એ રીતે પ્રકૃતિમાંથી કાવ્યત્વ ઉપજાવ્યું હતું, અને તે છતા તેની કવિતા વૃત્તિમય ભાવાભાસથી દૂષિત નથી. પ્રકૃતિ વિશે સત્યની શોધ કરવામાં એ અસત્ય આભાસથી દૂર રહેવાનો નિયમ તેને નડ્યો નથી.

'થીઓલોજી ઇન ધ ઇંગ્લિશ પોએટ્સ' નામે પુસ્તકમાં રેવરન્ડ સ્ટોપફર્ડ એ. બ્રુક દર્શાવે છે કે વર્ડ્સ્વર્થે કવિત્વમય દૃષ્ટિએ જોયું હતું કે 'પ્રકૃતિને પોતાનું વિશેષ જીવન છે અને તે જીવનના લક્ષણમા અનંત આનંદ તથા મધ્યાધારરૂપ શાન્તિ રહેલાં છે તથા જુદાં

જુદાં જીવનવાળા પ્રકૃતિનાં જુદાં જુદાં રૂપ સ્વાર્થહીન પ્રેમથી એકત્ર જોડાયેલાં છે. પણ આવાં વચનો તો મનુષ્યને પણ લાગુ પડે છે. આપણે એમ કહી શકીએ છીએ કે મનુષ્ય સ્વભાવમાં આનંદ, શાન્તિ અને પ્રેમનો અવકાશ છે, અને વર્ડ્સ્વર્થ એમ કહે છે જ કે પ્રકૃતિમાં આપણા ભાવને મળતા ભાવ આપણે જોઇએ છીએ. પણ એ ભાવ મળતા છે એમ તેનું ધારવું હતું તથાપિ એ બે ભાવ એક જ છે એમ કદી તેનું ધારવું હતું નહિં. * * * ટેનિસન અને કોલેરિજ સરખા કેટલાક કવિઓ પોતાની વૃત્તિઓ અને લાગણીઓનો આરોપ પ્રકૃતિ ઉપર કરે છે. * * રસ્કિન આને "વૃત્તિમય ભાવાભાસ" કહે છે. અને વર્ડ્સ્વર્થે "એકલા પડેલા નિર્ઝર" સરખા કેટલાક વચન વાપર્યા છે, તથા એ પ્રસંગે તેના પોતાના ચિત્તમાં એકલા પડ્યાની વૃત્તિ થવાથી એકાંતમાં આવેલા ઝરાનો જગતે ત્યાગ કર્યો છે એમ તે ધારે છે; પણ તેની પોતાની લાગણીઓ અને બાહ્ય પદાર્થોમાં જે લાગણીઓ છે એમ તેને લાગે છે તે વચ્ચેનો ભેદ સ્પષ્ટ રીતે બતાવવાનો તેનો હમેશ ઉદ્દેશ હોય છે. "પોતે" અને "પોતાથી ઇતર" તે એક જ નથી. કવિ પોતામાનો અંશ પ્રકૃતિને આપી તેને આવી કે તેવી કરે છે એમ બનતું નથી; પ્રકૃતિ પોતાનું સ્વરૂપ કવિને દર્શાવી કવિની વ્યક્તિનો કેટલોક અંશ ઘડે છે. કવિ કોઈ ખાસ વૃત્તિમાં છે તેથી સમુદ્ર તે વૃત્તિમાં છે, અથવા કવિ જે અમુક વસ્તુઓ વિશે વિચાર કરે છે તે વિશે પક્ષીઓ ગાયન કરે છે એમ હોતું નથી, પણ સમુદ્રની પોતાની વૃત્તિઓ હોય છે અને પક્ષીઓ પોતાની ઊર્મિઓ વિશે ગાય છે. "મારી આસપાસ પક્ષીઓ કુદતાં હતા અને રમતા હતાં, તેમના વિચાર હું કળી શકતો નથી." તેમના વિચાર કેવા છે તેની તે વ્યાખ્યા કરતો નથી; તેઓ વિચાર કરે છે અને તેમને પોતાનાં સુખ દુઃખ હોય છે એ વિશે તેની ખાતરી છે એટલું જ. "પણ તેઓ સહેજ પણ ગતિ કરતાં તે મને આનંદના રોમાંચ સમ લાગતું." પુષ્પો, ખડકો, અને

વાદળાં વિશે પણ એ જ વસ્તુસ્થિતિ છે; તેમનું અસ્તિત્વ કેવા પ્રકારનું છે તે તે જણાવી શકતો નહોતો પણ તેમનું અસ્તિત્વ ભાવમય છે એવી તેની ખાતરી હતી. "અને મારી પ્રતીતિ છે કે દરેક પુષ્પ હવાનો શ્વાસ લેતા તે હવામાં આનંદ પામે છે." અલબત્ત, પ્રકૃતિના પદાર્થોના જીવન વિશે કહેતાં આપણા વિચાર અને લાગણી વિશે જે શબ્દો આપણે વાપરીએ છીએ તે તેને વાપરવા જ પડે છે, પણ તેમના અને આપણા વિચાર અને લાગણીઓ એક જ છે એમ તે કહેતો નથી. તે આપણા સરખા છે પણ આપણાથી જુદા પડે છે. કારણ કે તેમનો ઘટનાવ્યાપાર જુદાં ઉપાદાનમાથી ઉદ્‌ભૂત થાય છે. * * * પ્રકૃતિ અને મનુષ્યના જીવનનો આ ભેદ વર્ડ્‌સ્વર્થની કવિતા વાંચતા લક્ષમાં રાખવો જરૂરનો છે. * * * પ્રકૃતિને આપણે જે આપીએ છીએ તે આપણને પાછું મળતું નથી, આપણે આપીએ છીએ તેનાથી કાઇ તદન જુદું જ આપણને પાછું મળે છે.

વર્ડ્‌સ્વર્થની કવિતા પ્રભાત સમી અભિનવ, સુઘટિત અને સુખાવહ લાગે છે તેનું કારણ આ જ છે. વસ્તુઓના સૌંદર્ય, આનન્દ અને જીવનમા તે પોતાને ભૂલી જાય છે. પોતાની વૃત્તિઓના સરખાપણાનો આરોપ કરી પ્રકૃતિને દૂષિત કરવાની તેની ઇચ્છા નથી. * * * મિત્રના નાશથી ટેનિસનનું હૃદય શોકાર્ત થતાં આસપાસ ઘેરાતા તોફાન અને વાદળાના અંધકારમાં "ઉન્મત્ત નિરાશા" વસી રહેલી હોવાની કલ્પના ટેનિસને "ઇન મેમોરીઅમ"મા કરી છે તેવું વર્ડ્‌સ્વર્થ જાણી જોઇ કદી લખત નહિ. તેમ જ, અમુક સ્થળો સાથે માનવ વિચારોના પ્રસંગોનો ગાઢ સમુદાય થવા દઈ તે સ્થળોની સ્વાભાવિક અસર પોતાના ઉપર થતી તેણે અટકાવી નથી. ટેનિસન આવું ઘણી વાર કરે છે. "ઇન મેમોરીઅમ" માંનાં સમસ્ત વર્ણન આમાંના કોઈ કોઇક દોષથી અંકિત છે. આકાશ, પુષ્પો, વાદળાં, વૃક્ષ, સર્વ કવિના સ્વત્વથી અથવા તેના મિત્રની સ્મૃતિઓથી પરિ-

પૂર્ણ છે; અને પરિણામ એ થાય છે કે વાંચનારના મન ઉપર વ્યાધિગ્રસ્તતા જેવી કાંઇક અસર થાય છે; કાવ્યને અંતે જયવંત વચનો છે ત્યાં પણ આવી અસર થાય છે; પ્રકૃતિ ઉપર મનુષ્યસ્વભાવનો જુલમ વર્તી રહ્યો છે, વિશ્વમાં આપણે જ સર્વસ્વ છીએ અને બીજી કોઈ વસ્તુ છે જ નહિં, એવી અસર થાય છે, અને કાવ્યના એ અંશથી મન ખિન્ન થાય છે. આપણા પોતાપણાને આપણે દૂર કરી શકીએ અથવા મનુષ્યજીવન સિવાય બીજા જીવનનો અનુભવ કરી શકીએ તેમ થવાનો જે એક જ માર્ગ છે તે પ્રકૃતિ ઉપર મનુષ્યનો આ રીતે આરોપ કરવાથી બંધ થતો જોઈ દુઃખ થાય છે. વર્ડ્સ્વર્થની પરમ ઉત્કૃષ્ટતા એ છે કે જોકે આ "વૃત્તિમય ભાવાભાસ"થી તે સર્વથા દૂર નથી રહ્યો તોપણ તેને ક્ષણિક અને વ્યાધિગ્રસ્ત અવસ્થા રૂપે જ તે ગણે છે.

તોફાનમાં આવેલા પીલ કેસ્ટલના ચિત્ર વિશેના કાવ્યનો અર્થ કેટલાક એવો કરે છે કે તેથી તેમા વૃત્તિમય ભાવાભાસનું દૃષ્ટાન્ત છે એમ જણાય, પણ તેમાં વર્ડ્સ્વર્થે પોતાના તત્ત્વદર્શનનું જ અવલંબન કર્યું છે.

એ કાવ્યમાં કવિ કહે છે કે (પૂર્વે એક પ્રસંગે) સમુદ્ર તેને શાન્ત દેખાયો હતો, પણ એ શાન્તિ તે પોતાની શાન્તિનું પ્રતિબિમ્બ છે એવું તેને જણાતું નથી. સમુદ્ર પોતાની પ્રકૃતિથી શાન્ત છે, કવિની પ્રકૃતિને લીધે નહિં. આ રીતે ભિન્ન હોઈ સમુદ્ર પોતાની શાન્તિની અસર કવિના હૃદય પર કરે છે. તે અસર આવી મળતાં કવિના મનની શક્તિઓ તે ગ્રહણ કરી લે છે, તે ઉપર પોતાનો વ્યાપાર ચલાવી તેમા "પ્રેરણાસંસ્કાર, અને કવિની સ્વપ્નસૃષ્ટિ" ઉમેરે છે. આ બે વસ્તુઓમાંથી—મન ઉપર આવી પડેલી અસરમાંથી અને તે ઉપર ચાલેલા મનોવ્યાપારમાંથી—એક જુદી જ વસ્તુ ઉત્પન્ન થાય છે; તે કવિનું ચિત્ર હોય છે, કલાવિધાન હોય છે. * * * * વર્ડ્સ્વર્થ કહે છે કે મનુષ્યનું મન અને બાહ્ય વિશ્વ

એક બીજાથી જુદાં હોઈ પોતાના સંયોગથી બન્નેથી જુદી જ જાતની સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, અને તેમા બન્નેનું બળ હોય છે. * * * શાન્ત સમુદ્ર તરફ જોઈ વર્ડ્સ્વર્થ હવે શાન્તિનો અનુભવ કરી શકતો નથી. એવો વૃત્તાન્ત બન્યો છે કે તે આ અનુભવનો નિષેધ કરે છે. સમુદ્રમાં તેનો ભાઈ ડુબી ગયો છે, પરંતુ પોતાના હૃદયમાના ક્ષોભનો સમુદ્રની શાન્તિ ઉપર કવિએ આરોપ કર્યો નથી, અને કાવ્યમા ઉદ્દિષ્ટ કરેલા ચિત્રમાં સમુદ્રનુ તોફાન ચિતર્યું છે તે છતા કવિની વિપત્તિના શોકથી સમુદ્રમા એ ક્ષોભ થયો છે એમ કવિને જણાતું નથી. સમુદ્રમા સંરંભ અને ઉન્મત્તતા છે તે તેના પોતાનાં જ છે.'§

આ રીતે ઉત્તમોત્તમ કવિઓના અનુભવથી આપણને સમજાય છે કે પ્રકૃતિના 'પદાર્થોનું નિગૂઢ સત્ત્વ અને સૂક્ષ્મ સ્વરૂપ' જોવા સારૂ કવિએ વૃત્તિમય ભાવાભાસની ભૂલમા પડવું ન જોઇએ, કેમકે પદાર્થોનું એ સત્ત્વ અને સ્વરૂપ તે મનુષ્યના મનોરાગના પ્રતિબિમ્બથી જુદી જ વસ્તુ છે, અને પદાર્થો ઉપર મનુષ્યના મનોરાગના આરોપ કરવાથી પદાર્થોનું પોતાનું સત્ત્વ તથા સ્વરૂપ ઢંકાઈ જાય છે તથા સત્યને બદલે અસત્યનું દર્શન થાય છે. પ્રકૃતિનાં સત્યો કવિ વધારે ને વધારે જોઈ શકે તથા 'પ્રકૃતિમાથી કાવ્યત્વ ઉપજાવવામાં' કવિ વધારે ને વધારે વિજયવંત થાય તે માટે વૃત્તિમય ભાવાભાસનો ત્યાગ કરવો આવશ્યક છે; એવો ત્યાગ કરનારા કવિઓ ઉંડું દર્શન કરી શક્યા છે અને અદ્ભુત રસનો અનુભવ તેમણે કર્યો છે. પદાર્થોનું અન્તઃસ્વરૂપ ખોળવાને બદલે જેઓ માત્ર પદાર્થો ઉપર મનુષ્ય લાગણીનો આરોપ કરે છે તેઓ મનુષ્યની લાગણી જાણવા ઉપરાત અગાડી વધી શકતા નથી. પદાર્થોનું અન્તઃસ્વરૂપ જોઈ શકતા નથી.

અમારો વાંધો માત્ર વૃત્તિમય ભાવાભાસ સામે ન હોય પણ કલ્પનામય સૃષ્ટિ સામે પણ હોય એમ સ્વીકારી લઈ રા. આનંદશંકરે ચર્ચા કરેલી જણાય છે. પરંતુ, અમારો આશય તેવો નથી

§ Theology In The English Poets. Chapter VI.

અને પૃથુરાજરાસાના અવલોકનમાં અમે કરેલી ચર્ચા ઉપરથી તેવો આશય ફલિત થતો માનવાનું કાંઈ કારણ નથી. કદાચ એમ કહેવામાં આવશે કે વૃત્તિમય ભાવાભાસમાં 'સત્યના આવા એક મ્હોટા તત્ત્વની વિરુદ્ધ કલ્પના કરવામાં' આવે છે તે કારણથી અમે એ ભાવાભાસને 'અકવિત્વ'થી દૂષિત કહ્યો છે તો જ્યાં જ્યાં સત્ય વિરુદ્ધ કલ્પના આવે ત્યાં ત્યાં અકવિત્વ થાય એવો અમારો સિદ્ધાન્ત ફલિત થાય છે. પરંતુ આવું અનુમાન કરવામા એ વાત ભૂલાઈ જાય છે કે અમારો વાધો સત્યના **તત્ત્વ** વિરુદ્ધ કરેલી કલ્પના સામે છે. કવિએ હમેશ ખરી બનેલી હકીકતને વળગી રહેવું જોઇએ અને માત્ર ઇતિહાસમા બનેલી તથા પદાર્થ વિજ્ઞાનમાં સિદ્ધ કરેલી હકીકત કવિતામાં આવવી જોઇએ એવું અમે કહ્યું નથી અને અમારી ચર્ચામા એ વિષય પ્રસ્તુત હતો જ નહિં. મનુષ્યનો અને પ્રકૃતિનો સંબંધ કેવા પ્રકારનો છે એ પ્રશ્ન પ્રસ્તુત હતો. ચિતકો પેઠે કવિઓએ પણ સત્યના "તત્ત્વ" પ્રાપ્ત કરવાના છે તેથી 'સત્યના આવા એક મહોટા **તત્ત્વ** વિરુદ્ધ કલ્પના' કરવી એ અકવિત્વમય છે એ અમારૂં કહેવું હતું; અને તે કારણથી પ્રકૃતિના અને મનુષ્યના સંબંધવિષયમા "મહોટું તત્ત્વ" શું છે અને વૃત્તિમય ભાવાભાસમાં તે વિરુદ્ધ કેવી કલ્પના થાય છે તેની અમે ઉપર વિસ્તારથી ચર્ચા કરી છે.

કવિની સૃષ્ટિને મમ્મટ **'नियतिकृतनियमरहिता'** (પ્રકૃતિના નક્કી કરેલા નિયમોના બંધનથી છૂટી) કહે છે અને બેકન કાવ્યને 'કલ્પિત ઇતિહાસ' કહે છે એ વચનો ઉતારી રા. આનંદશંકર કહે છે કે 'વાસ્તવિકતા એ કાવ્યમા આવશ્યક વસ્તુ નથી' તે સાથે અમે એકમત છીએ. પરંતુ, એ પ્રશ્નનો અહીં અવકાશ નથી. કવિતામાં સમાયેલા અનુકરણ અને કલ્પનાના વ્યાપાર વિશે અમે પ્રથમ ચર્ચા કરી છે અને દર્શાવ્યું છે કે કવિતામાં બન્નેનું સ્થાન છે.* જગતની ઘટનાના સાધારણ નિયમોવાળા ભૌતિક કારણોને બદલે કવિ કલ્પ-

* 'કવિતા' વિશે નિબંધ. બુદ્ધિપ્રકાશ, જાન્યુઆરી સને ૧૮૮૮.

નાના અમીરસથી પોતાની આનંદમય સૃષ્ટિ રચે છે, પરંતુ વિશ્વવ્યવસ્થાના સત્ય તત્ત્વો દર્શાવવાનો કવિનો હેતુ હોય છે તેથી કલ્પના વડે પણ વિશ્વની એ વાસ્તવિકતાનું અનુકરણ ઉપજાવવાનો તેનો પ્રયાસ હોય છે. વિશ્વવ્યવસ્થામાં જે તત્ત્વ નથી તે સૃજવાનો પ્રયાસ કવિ કદિ કરે તો વ્યર્થ છે કેમકે એવી સૃષ્ટિમાં મનુષ્યને કંઈ હિત રહ્યું નથી. વિશ્વ-તે વ્યવસ્થાનાં જે સત્ય તત્ત્વો છે તે જેમાં અન્તર્ભૂત હોય તેવી જ કલ્પનામય સૃષ્ટિથી મનુષ્યને જ્ઞાન, ઉન્નતિ તથા આનંદનો લાભ થાય છે. રા. આનંદશંકર પણ આ મતનો સ્વીકાર કરે છે. અમે જેને 'સત્યનું તત્ત્વ' કહીએ છીએ તેને તેઓ 'ભાવનાત્મક સત્ય' કહે છે અને તે સંબંધે તેઓ કહે છે, 'કવિની "સત્યવિરુદ્ધ" કલ્પનાનો ઉદ્દેશ ભાવનાત્મક સત્યને પ્રત્યક્ષ કરી આપવાનો છે; બીજી રીતે કહીએ તો કવિનું સાધ્ય સત્ય છે, અને એની કલ્પનાનો પાયો પણ ભાવનાત્મક સત્ય ઉપર જ છે, પણ એ સાધ્યનું સાધન, એ પાયા ઉપર ચણેલી ઇમારત એ તો "સત્યવિરુદ્ધ" એટલે કલ્પનાત્મક છે. * * * માત્ર નિયમ એટલો જ છે કે આ સાધનભૂત કલ્પના "સત્યવિરૂદ્ધ" હોવા છતા સત્યસ્વરૂપ કાવ્યભાવનાથી વિરુદ્ધ ન હોવી જોઇએ.' આ રીતે, કવિએ 'ભાવનાત્મક સત્ય' અથવા 'સત્યનાં તત્ત્વ' પ્રત્યક્ષ કરવાનાં છે અને કવિને સત્ય વિરુદ્ધ કલ્પના કરવાની છુટ છે એ બે અંશને વિરોધ નથી, અને સત્યવિરુદ્ધ કલ્પના વાપરવા છતા સત્યના તત્ત્વનું, 'સત્યસ્વરૂપ કાવ્યભાવનાનું,' ઉલ્લંઘન કરવાનો કવિને અધિકાર નથી. વૃત્તિમય ભાવાભાસમાં 'સત્યના મહોટા તત્ત્વનું,' 'ભાવનાત્મક સત્યનું,' 'સત્યસ્વરૂપ કાવ્યભાવનાનું' ઉલ્લંઘન થાય છે તે માટે અમે તેને અકવિત્વથી દૂષિત ગણીએ છીએ, અને એ સિદ્ધાન્તથી કવિતાની સત્યવિરુદ્ધ કલ્પના સામે કોઈ રીતે વાધો ઉઠતો નથી.

દુનિયાના મહાકવિઓનાં નામ ગણાવી રા. આનંદશંકર કહે છે કે એ લેખકો 'સત્ય વિરુદ્ધ કલ્પના કરીને જ અમર કીર્તિ

પામ્યા છે,' તથા તેમની કૃતિમાંના કેટલાક અલૌકિક વર્ણન તથા અમાનુષ પાત્રનાં ઉદાહરણ આપી તેઓ કહે છે, 'એ સર્વ વાસ્તવિકતાના નિયમમાં કેવી રીતે ઉતરી શકે છે તે જાણવા અમે ઉત્સુક છીએ.' પરંતુ, ઉપર દર્શાવ્યું તેમ સત્યવિરુદ્ધ કલ્પના તથા વાસ્તવિકતાના નિયમના અનાદર સામે અમારો વાંધો નથી. 'કલ્પના' શબ્દમાં જ સત્યવિરોધ અને અવાસ્તવિકતાનો સમાવેશ થાય છે. અને કલ્પના તે કવિજનનું મહાન સાધન છે, કલ્પનાની પાંખોવડે જ સાધારણ રસહીન જનસમૂહના સંસર્ગમાંથી ઉંચે ચઢી કવિ અદ્ભુતતાનું દર્શન કરી શકે છે. જ્યાં સુધી સાધન અને સાધ્યના ભેદની વિસ્મૃતિ ન થાય અને કલ્પના તે જ 'ભાવનાત્મક સત્ય' છે એવો ભ્રમ ન થાય ત્યાં સુધી કલ્પનાની ગતિને કંઈ પ્રતિરોધ નથી. દુનિયાના મહાન કવિઓએ કલ્પનાના અનેકાનેક વ્યાપાર દર્શાવ્યા છે પણ તેમણે સર્વત્ર વૃત્તિમય ભાવાભાસનો આશ્રય નથી જ કર્યો, અને કોઈ ઠેકાણે તેનો આશ્રય કરેલો છે તો તેમના કાવ્યનું ઉત્તમત્વ એ ભાવાભાસને લીધે નહિ પણ બીજા જ ગુણોને લીધે સિદ્ધ થયેલું છે. રા. આનંદશંકરે આપેલાં ઉદાહરણની આ સંબંધે થોડી પરીક્ષા કરી જોઈશું તો વસ્તુસ્થિતિ સ્પષ્ટ થશે.

મેઘદૂતમાં અલકાનું વર્ણન કરતાં કાલિદાસે કહ્યું છે કે ત્યા હવેલીઓમાં મણિમય ભૂમિઓ છે, વૃક્ષોનાં પુષ્પ અને પદ્મિનીઓનાં પદ્મ નિત્ય કાયમ રહે છે, મોર બધી ઋતુઓમા કળા કરે છે, રાત્રે હમેશ ચન્દ્રપ્રકાશ હોય છે, આનન્દ વિના બીજાં કારણથી નયનમાં અશ્રુ આવતાં નથી, તારાના પ્રતિબિમ્બવાળી સ્ફટિકથી જડેલી અગાસીઓમાં સ્ત્રીઓ સાથે બેસી યક્ષો મદિરા પીએ છે, બાલાઓ મન્દાકિનીને તટે સુવર્ણની રેતીમાં મણિઓ સંતાડી તે ખોળી કહાડવાની રમત રમે છે, શયનગૃહમાં રત્નના દીવા હોય છે અને લજ્જા પામતી સ્ત્રીઓ તે દીવા પર કુંકુમ વગેરે ચૂર્ણની મુઠ્ઠી ભરી ફેંકે છે, દોરીઓની જાળીઓમાં ગુંથી લટકાવેલા ચન્દ્રકાન્ત મણિ પર ચંદ્રનાં

કિરણ પડતા તે મણિઓમાંથી નિકળતા જલથી સ્ત્રીઓની અંગગ્લાનિ દૂર થાય છે, કલ્પવૃક્ષમાથી અબળાઓને સકળ ભૂષણ મળે છે, ઇત્યાદિ. આ વર્ણન અદ્‌ભુત છે પરંતુ તેમા કોઈ ઠેકાણે વૃત્તિમય ભાવાભાસ નથી. અલકાનો પ્રદેશ જેવો અદ્‌ભુત છે તેવા જ ત્યાં રહેનાર યક્ષો રસિક અને સમૃદ્ધ છે. સમૃદ્ધિવાળા પ્રદેશમા સમૃદ્ધિની શક્તિવાળા જનો વસ્યા છે, અને સમૃદ્ધિનો ઉપભોગ કરવામા તેઓ કુશળ છે, એ આ ચિત્રનું આનંદજનક સ્વરૂપ છે પરંતુ યક્ષોની સમૃદ્ધિ કે રસિકના જોઈ પદાર્થો તેમનો ભાવ ગ્રહણ કરી સમૃદ્ધિવાળા થયા છે એવું કોઇ ઠેકાણે વક્તવ્ય છે જ નહિ.

શાકુન્તલના ચોથા અંકમાં વૃત્તિમય ભાવાભાસથી થયેલા વર્ણન નજરે પડે છે. પણ મેઘદૂતના યક્ષ પેઠે લાગણીના પ્રબળથી દોરાઈ જઈ આવી ભૂલમા પડેલા પાત્રોએ એ વર્ણન કરેલા છે. શકુન્તલાને પતિને ઘેર વળાવતી વેળા વિરહના દુઃખથી કાશ્યપનું હૃદય ઉત્કંઠાથી ભરાયું છે, કંઠ આંસુથી રૂંધાયો છે, દૃષ્ટિ ચિન્તાથી જડ થઈ છે અને ચિતમા વૈકલ્વ્ય થયુ છે. આવી સ્થિતિમા આવી કાશ્યપ તપોવનમા તરુઓને સંબોધન કરી કહે કે શકુન્તલાને જવાની અનુજ્ઞા આપો અને કોયલનો સુર સાંભળી કહે કે તરુઓએ આ ઉત્તર દીધો, એમા શું આશ્ચર્ય! ચિત્તની આવી જ અવસ્થામા આવેલી (અને ઓછા મનોબળવાળી) શકુન્તલાની સખી કહે કે,

'દર્ભકવલ દઇ નાંખી મૃગ ઊભા, મોર નાચતા વિરમ્યા,
પીળા પર્ણ ખરંતી લતા ઢાળતી શું આંસુડા વનમા !'

તો એ ઉત્પ્રેક્ષા લાગણીએ કરેલી વિવશતા વિના બીજા શાથી ઉત્પન્ન થઈ છે? શકુન્તલા પણ આવી રીતે વિવશ થઈ પોતે ઉછેરેલી નવમાલિકા લતાની રજા માગે છે અને છેલ્લા આલિંગનની તેને વિનંતિ કરે છે. આ સર્વ ચિત્ર દર્શાવે છે કે વિહ્‌વળ દશામાં લાગણી પર બુદ્ધિશક્તિનો છેવટ અંકુશ ન હોય ત્યારે મનુષ્યો ભુલી જાય છે કે

પ્રકૃતિ મનુષ્યના ભાવથી રંગાતી નથી. પરંતુ, એથી એમ ફલિત થતું નથી કે કાલિદાસે પોતે ભુલ કરી છે. તેણે માત્ર અમુક પ્રસંગમા આવેલાં અમુક પાત્રોના ચિત્તની સ્થિતિ દર્શાવી છે.

શકુન્તલાએ પુત્ર પેઠે પાળેલો મૃગ આ સમયે તેની પાછળ પાછળ જતો હતો એ વાત મનુષ્યના સહવાસમાં આવેલાં પ્રાણીઓની સાધારણ વૃત્તિ દર્શાવે છે અને એ સ્થિતિમાં કંઈ અયથાર્થ ભાવારોપણ નથી.

શકુન્તલા માટે વનસ્પતિઓ પરથી ફુલ લેવા જતાં વૃક્ષોમાંથી મૂલ્યવાન વસ્ત્રો તથા આભૂષણો નિકળી આવ્યા એવું આ અંકમાં કથન છે અને તેમાં વૃત્તિમય ભાવાભાસનો દોષ છે જ, કારણ કે વૃક્ષો પર સમભાવનો આરોપ કરવાથી જ આ કલ્પના થઈ છે. પરંતુ, એ લક્ષમાં રાખવું જોઇએ કે અલૌકિક બનાવનો અંશ દાખલ કર્યાથી અહિં સ્થિતિ કેટલીક રીતે બદલાય છે. પ્રકૃતિમાના વૃક્ષોની જે હમેશની સ્થિતિ અને વ્યાપાર છે તેમાં સમભાવ પ્રાદુર્ભૂત થતો કવિએ કલ્પ્યો નથી, પણ, વૃક્ષોની એક અસાધારણ અલૌકિક કૃતિ વડે તેમનો સમભાવ જણાઈ આવતો કલ્પ્યો છે. આ બનાવને 'કાશ્યપનો પ્રભાવ' કહ્યો છે, અને સમભાવ કરતા પણ અલૌકિકતાનું મહત્ત્વ વિશેષ લક્ષ્ય છે, પ્રકૃતિ પર અયથાર્થ રીતે સમભાવનો આરોપ કર્યાથી થતા વૃત્તિમય ભાવાભાસને અને અલૌકિક ચમત્કારની કલ્પનાને આવશ્યક સંબંધ નથી.

શાકુન્તલનો સાતમો અંક પણ રા. આનંદશંકરે ઉદાહરણોમાં ગણાવ્યો છે, પરંતુ પ્રકૃતિના પદાર્થો પર સમભાવના આરોપનો તેમા પ્રસંગ નથી. આકાશમાથી ઉતરતા રથના વર્ણનમા ઉંચે જઈ મહાવેગથી ઉતરવાને પ્રસંગે સંસર્ગમા આવતાં વાદળાનું અને નીચે દેખાતી પૃથ્વીનું આબેહુબ વર્ણન છે. મારીચાશ્રમમાંનાં કલ્પવૃક્ષનાં વન, સુવર્ણનાં પદ્મ તથા રત્નની શિલાઓ વર્ણવી છે તેમાં પણ તપ-

સ્ત્રીઓના તપની એ પદાર્થો પર કંઈ અસર થયેલી કલ્પી નથી. સર્વદમનને હાથે બાંધેલું રક્ષાકરંડક પણ અલૌકિક ચમત્કારના વિષયનું છે.

ચમત્કારી અલૌકિક બનાવોના અને કલ્પવૃક્ષ સરખા અલૌકિક પદાર્થોના વૃત્તાન્ત કલ્પિત રૂપક તરીકે નહિં પણ વાસ્તવિક સત્ય તરીકે કવિતામા સ્વીકાર્ય છે કે નહિં એ જુદો જ પ્રશ્ન છે. કવિત્વમય દૃષ્ટિથી જણાયેલા સત્ય તરીકે તે કવિતામાં ઉદ્‌ભૂત થયા નથી, પણ પ્રથમ ધર્મના વિષયમા જેમણે એ બાબતના સિદ્ધાન્ત સત્ય માન્યા છે તેમણે કવિતામાં તે દાખલ કર્યા છે. ધર્મના મત મતાન્તરને કવિતા સાથે સંબંધ નથી, અને અહીં એટલું જ કહીશું કે માનવ અનુભવના ઉચ્ચ અંશ પ્રકટ કરવાનો કવિતાનો પ્રયાસ છે ત્યાં માનવ અનુભવની બહાર રહેલા બનાવો અને પદાર્થો દાખલ કરવાથી કવિતાની સીમાનું ઉલ્લંઘન થાય છે. વળી, સદસદ્ વિશેની યોગ્ય ઘટનાની સાધારણ ઇતિહાસમા રહેતી અપૂર્ણતાથી થતો અસંતોષ શાંત કરવા સારૂ કવિતામા ‘ કલ્પિત ઇતિહાસ ’ રચાતો હોય તો ‘ કલ્પિત ’ છતાં પણ તે ‘ ઇતિહાસ ’ હોવો જોઇએ. જે સાધારણ રીતે બનતો ન છતા બની શકે તેવો ઇતિહાસ હોય તે જ ઇષ્ટ સંતોષ આપી શકે, તે જ પ્રતીતિ કરાવે કે સદસદ્‌ની યોગ્ય ઘટના થવાની પ્રકૃતિમાં શક્યતા રહેલી છે.

બાણનો ગન્ધર્વલોક પણ અલકાપુરી જેવો અલૌકિક સમૃદ્ધિવાળો છે. ચન્દ્રાપીડે ત્યાં ‘કોઈ સ્થલે, બંને કિનારે તમાલ–પલ્લવ રોપીને કરેલી વન–લેખાવાળી, તથા કુમુદ–ધૂલિ રૂપી રેતીથી બનાવેલી પુલિન–માલાવાળી, ચંદન–રસની ગૃહ–નદીઓ વહેતી દીઠી; કોઈ સ્થલે, નિચુલ–મંજરીના રક્ત ચામરવાળા ભીના ચંદરવાની નીચે, સિંદૂરથી રંગેલાં ભૂતલ ઉપર, રક્ત કમલનાં શયન પથરાતાં જોયાં; કોઈ સ્થલે, સ્પર્શથીજ જણાય એવી સુંદર ભીંતો વાળાં સ્ફટિક–ગૃહમાં એલાયચીનો રસ છંટાતો જોયો; કોઈ સ્થલે, શિરીષનાં કેસરથી રચેલી નવતૃણમય ભૂમિવાળાં મૃણાલ–ધારાગૃહનાં શિખર

ઉપર મુકાતા, ધારાકદંબની ધૂળથી ધૂસર થયેલાં યંત્ર-મયૂરોનાં ટોળાં જોયાં; * * * કોઈ સ્થલે, કૃત્રિમ હાથીનાં બચ્ચાંની ક્રીડાથી આકુલ થતી કાંચન-કમલિનીઓ જોઈ; કોઈ સ્થલે, સુવર્ણ રૂપ સુધાના પંકનાં જ્યાં કામ-પીઠ બાંધ્યાં હતાં એવા ગંધોદક ભરેલા કુવાઓમાં, કમલ-પત્રપુટનાં ઘંટી-યંત્ર જોયાં, * * * કોઈ સ્થલે, સ્ફટિકમય વલાકાઓ( નાં મુખ )માંથી નીકળતી જલધારાઓ વાળી તથા ચિત્રેલાં ઇન્દ્રધનુષ વાળી, ફરતી, માયા-મેઘ-માલા જોઈ; * * * કોઇ સ્થલે, યંત્ર-વૃક્ષો એના જોવામાં આવ્યાં, જેમની આસપાસ મોતીના ભૂકાથી કયારા બાંધેલા હતા; ( કાદંબરી. રા. છગનલાલનું ભાષાન્તર ). આવાં વર્ણન ગન્ધર્વોની અપાર દ્રવ્ય-સંપત્તિ દર્શાવે છે, પણ એમાં પ્રકૃતિ ઉપર ભાવનો અયથાર્થ આરોપ નથી કે સત્યનાં તત્ત્વ વિરુદ્ધ કલ્પના નથી. અલબત્ત, કાદંબરીમા કોઇકિ ઠેકાણે આવાં પણ વર્ણન છે, 'આ સમયે સૂર્ય દેવતા પણ જાણે મહાશ્વેતાનો વૃત્તાન્ત સાંભળી શોકાતુર બની ગયા હોય તેમ દિવસ-વ્યાપાર તજી દઈ, અધોમુખ થયા.' પણ એવા ભાવાભાસમાં એ ગ્રન્થની ખુબીઓ સમાયેલી નથી.

एको हि दोषो गुणसंनिपाते
निमज्जतीन्दोः किरणेष्विवांकः ।

**कुमारसंभव.**

'ચન્દ્રબિમ્બમાનો અંક ચંદ્રના કિરણોમાં ડુબી જાય છે તેમ અનેક ગુણના સમુદાયમાં એકાદ દોષ ડુબી જાય છે.' તેથી મહાન કવિઓની કૃતિઓમાં આવો કોઇક દોષ હોવા છતા તેમની રસમયતા અનેક ગુણોથી સંપાદિત થાય છે.

'ભવભૂતિની સરયૂ તમસા વાસન્તી આદિ દિવ્ય કલ્પનાઓનું' ઉદાહરણ રા. આનંદશંકર આપે છે. પરંતુ જ્યાં વન, નદી, વગેરે પદાર્થોને મનુષ્ય રૂપે વિચરતા તથા સંભાષણ કરતા

કલ્પી નાટકના પાત્રોમાં દાખલ કર્યાં છે ત્યાં વૃત્તિમય ભાવાભાસનો પ્રશ્ન રહેતો નથી. મનુષ્ય જેવા ચેતન વિનાના પ્રકૃતિના પદાર્થો ઉપર મનુષ્યચિત્તના ભાવનો આરોપ કરવો એ યથાર્થ છે કે કેમ એ પ્રસ્તુત ચર્ચા છે; પરંતુ પ્રકૃતિના પદાર્થોનુ અચેતનત્વ દૂર કરી તેમને સચેતન મનુષ્ય બનાવ્યા પછી ભાવારોપણનો અવકાશ નથી; પદાર્થો પ્રકૃતિનું રૂપ તજી મનુષ્ય થઈ મનુષ્ય જેવા ભાવ દર્શાવે છે. અલબત્ત, ભવભૂતિનો આશય એવો છે કે ભાગીરથી, ગોદાવરી, તમસા વગેરે નદીઓને તથા વનદેવતા વાસન્તીને રામ તથા સીતા તરફ સમભાવ હતો. પરંતુ, એ સમભાવને લીધે પોતાનો ભાવ પ્રદર્શિત કરવા તેમણે એકાએક માનવ રૂપ ધારણ કર્યા હતાં એવી કવિની કલ્પના નથી. એ સર્વના પદાર્થમય રૂપ સાથે તેમના માનવ રૂપ પણ છે, એ ધારણા સ્વીકૃત ગણી ભવભૂતિએ તેમને નાટકના પાત્ર બનાવ્યા છે. આ ધારણામા કંઇક ધર્મવિષયનો ભાગ છે, પણ જેટલો કવિતાનો ભાગ છે તે કલાવિધાનનો વ્યાપાર છે, અને જે જ્ઞાન, શક્તિ તથા ભાવ મનુષ્યમા નથી અથવા હોય તો બહુ અપૂર્ણ છે તે પ્રકટ કરવા આ મનોહર કલાવિધાનનો કવિતામાં ઉપયોગ થાય છે. મનુષ્યચિત્તમા ઉત્પન્ન થતા જુદા જુદા ભાવથી પ્રકૃતિ રંગાય છે એમ દર્શાવવાનો આ કલ્પનાનો ઉદ્દેશ હોતો નથી.

'હોમરના દેવદેવીઓ'ની કલ્પનાનો પણ એ ઉદ્દેશ નથી. એ દેવદેવીઓ તે પ્રકૃતિના પદાર્થો નથી, પણ મનુષ્યોના વ્યવહારનું નિયંત્રણ કરનારી વિશ્વમા રહેલી શક્તિઓ અને ભાવનાઓ છે. ગ્રીક લોકોની વૃત્તિ એવી હતી કે સૌન્દર્યની નિયત સુઘટિત રેખા તેમને પ્રિય હતી અને તેમની કલ્પનાઓ શિલ્પકલા વડે ઘડાય એવી મૂર્તિમંત આકૃતિઓથી પરિપૂર્ણ છે. ભાવનાઓ અને શક્તિઓને સુસ્પષ્ટ સુન્દર રેખાઓવાળી મૂર્તિ દ્વારા પ્રત્યક્ષ કરવાની આ વૃત્તિને લીધે તેમણે મનુષ્યરૂપના દેવદેવીઓ કલ્પ્યાં છે. પ્રકૃતિના પદાર્થો પર મનુષ્યોની લાગણીઓની અસર થાય છે એવી કલ્પના આ દેવદેવી-

ઓના સ્વરૂપમા નથી. કવિતાના વિષયમાં આ ગ્રીક કલ્પના માત્ર એક સાધનભૂત કલા હતી; અને શક્તિઓનું તથા ભાવનાઓનું સૌન્દર્ય તેમના ખરા અમૂર્ત રૂપમાં જ પારખવાનું હવે આપણે પસંદ કરીએ છીએ તેથી કવિત્વની એ પુરાતન કલાનો ઉપયોગ અપ્રચલિત થયો છે. આ સંબધે કોટરિલ કહે છે, 'ગ્રીક કવિની વૃત્તિ એવી હતી કે પ્રકૃતિથી અતીત રહેલી અલૌકિકતામાંથી આપણે મન ખસેડી મનને દેવો અને ચંડસ્વરૂપ દેવીઓના પરિમિત રૂપ તરફ લઈ જવું, અર્થાત્ મનને નીચે ઉતારી મનુષ્ય અને પ્રકૃતિ તરફ લઈ જવું. ભાવનાને તે કવિ ભૌતિક મૂર્ત રૂપ આપે છે દેવોને તે ભૌતિક રૂપમા દેખાડે છે અને પૃથ્વી સાથે તેમનો સંબંધ કરે છે; પ્રકૃતિથી અતીત રહેલી અલૌકિકતાને મનુષ્ય સાથે શો સંબંધ છે એટલું જ ગ્રીક કવિ કહે છે. આધુનિક કવિ એથી ઉલટું કરે છે. મનુષ્યને એ અલૌકિકતા સાથે શો સંબંધ છે તે એ દર્શાવે છે. આ પરિમિત ચિત્રોથી આપણું મન ઉંચે લઈ જઈ અલૌકિક અનંતતા તરફ તે આપણને લઈ જાય છે. ( એન ઈન્ટ્રોડક્શન ટુ ધ સ્ટડી ઓફ્ પોએટ્રી ).

આ સંબંધમાં છેલ્લું ઉદાહરણ 'શેક્સ્પિઅરનાં એરિઅલ જેવાં તેમજ એનાં મૅક્બેથ હૅમ્લેટ આદિ નાટકોનાં અલૌકિક સત્ત્વો'નું રા. આનંદશંકર આપે છે. આ પાત્રો તથા સત્ત્વોની કલ્પનામા વૃત્તિમય ભાવાભાસ સમાયેલો નથી. મનુષ્યની લાગણીઓ અને પ્રકૃતિના પદાર્થો વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ તે કરાવતાં નથી. વળી, યથાર્થ રીતે આવાં પાત્રો અને સત્ત્વો સાધનભૂત કલ્પના તરીકે જ કવિતામાં પ્રવેશ પામી શકે છે. શેકસપીઅરે આ પાત્રો તથા સત્ત્વોના આપેલાં ચિત્રનું પૃથક્કરણ કરતા એ સર્વની કલ્પનાને વાસ્તવિકતા સાથે કાંઈ આવશ્યક સંબંધ જણાતો નથી. જર્વાઇનસ કહે છે, 'એ સમયમાં બીજા કવિઓ, ચાલાકીની જાત જાતની હિકમતોથી જોનાર લોકોને ખુશી કરવા, જાદુઈ નાટકોનો ઉપયોગ

કરતા, પણ શેક્સપીઅરે ડહાપણ વાપરી ( સુયુક્તિ દાખલ કરવાની તક નકામી જવા ન દેતાં ) ઘણા જ સ્વાભાવિક સંબંધોની સંજ્ઞા માટે જ જાદુનો ઉપયોગ કર્યો છે; વાસ્તવિક જીવનવ્યવહારમાં જાદુ અને માયા અસ્વીકાર્ય ગણાતાં હતા તે જ રીતે કવિતામાં તેને મતે તે અસ્વીકાર્ય હોય એ રીતે તેણે આ ઉપયોગ કર્યો છે. એરિયલના જાદુઈ પ્રયોગથી ફરડિનાન્ડ પોતાના સોબતીઓથી છુટો પડે છે ત્યારે હકીકત એવી છે કે વહાણમાથી તે સહુથી પહેલો કુદી પડયો હતો, અને એમ કહેવામાં આવે છે કે તે બીજા બધા કરતા શરીરે મજબુત હતો તેથી તરીને બચી જવાનો તેણે પ્રયત્ન કર્યો હોય એથી પણ તે સોબતીઓથી છુટો પડયો હોય; એરિયલે બીજા રાજકુમારોને ખલાસીઓથી જુદા રાખ્યા ત્યારે એ રાજકુમારો વહાણમાથી કુદી પડયા અને ખલાસીઓએ તેમ ન કર્યું તેથી પણ એ વાત બની હોય; એરિયલ મંત્રબળથી ખલાસીઓને નિદ્રા પમાડે છે ત્યારે તે પોતે જ કહે છે કે એ લોકોના થાકે મંત્રબળનું અડધું કામ કરી મુકેલું હતું; ભ્રાન્તિમય આકૃતિઓથી રાજકુમારો આડે રસ્તે દોરાય છે ત્યારે "પ્રથમ આપેલા ઝેરની ઘણા વખત પછી અસર થવા માડે તેમ તેમનો મહા અપરાધ તેમના આત્માને હવે દંશ દેવા માડે છે" તેથી પણ એ પરિણામ થયું હોય. એ રીતે આ નાટકમાથી જાદુ આપણે તદ્દન કહાડી નાખી શકીએ છીએ, અને તે પછી સ્વાભાવિક બનાવો રહે તેમ છે. વિલક્ષણ આકૃતિનાં અનેક સત્ત્વો આવા જ સૂક્ષ્મ સંજ્ઞાવ્યાપારવડે નાટકના આન્તર અર્થ સાથે જોડાયા છે; અને આ કુશલતા એવી જણાય છે કે એ કલ્પિત સૃષ્ટિને નિશ્ચિત લક્ષણ, અવિરોધિતા અને નિયમાધીનતા વાળી ચિતરવામાં જે કુશલતા વાપરી છે તેથી પણ તે ઉત્તમ છે; પ્રકૃતિને જાણે પોતાના પદથી ઉંચે આણી છે, વાસ્તવિકતાને શકયતાના પ્રદેશમા આણી છે, અને પ્રકૃતિબાહ્ય વસ્તુના દર્શનથી બુદ્ધિશક્તિની કદી અવમાનના થતી નથી. પ્રોસ્પેરોની સત્તા નીચે જે

સત્ત્વો કવિએ મુકયા છે તે સાધારણ લોકમત પ્રમાણે સૃષ્ટિનાં ચાર તત્ત્વો ઉપર અમલ ચલાવનારાં સત્ત્વો છે; તેમની મદદથી તે સૂર્ય પર અંધકાર ફેલાવે છે, સમુદ્ર પર પ્રહાર કરી તેને તોફાનમા ઉછળાવે છે, પ્રચંડ વાત ઉત્પન્ન કરે છે અને કબરો ઉઘાડે છે; * * એરિયલમા સર્વ તત્ત્વોના સત્ત્વોની શક્તિ છે, એક વેળા તે સમુદ્ર-દેવતા તરીકે દેખા દે છે, અને સમુદ્રમાં તરે છે અને ફરે છે; પછી અગ્નિ–દેવતા તરીક દેખા દેછે, વહાણને આગ લગાડે છે અને ગળી જતી જ્વાલાઓ માફક કૂપદંડ પર ચઢી જાય છે; તે પછી પૃથ્વી-દેવતા તરીકે દેખા દે છે, પ્રોસ્પેરો માટે બરફથી ઠરી ગયેલા પ્રદેશમા એ કામે લાગે છે; પણ તેના નામ પ્રમાણે તેનું પ્રધાન સ્વરૂપ વાયુ-દેવતાનું છે. આ રૂપે તેને પક્ષી કહ્યો છે અને હાર્પી પક્ષીના રૂપમાં તે આવે છે, તે દૂર ઉડે છે, અને પવનો તથા "વાકા વળતાં વાદળાં" ઉપર સવારી કરી બરમ્યુડાની સત્ત્વભૂમિમાંથી તે રાત્રે ઝાકળ લઈ આવે છે; તે અદૃશ્ય થઈ જતો રહે છે, અને દરેક જાતનું દૃશ્ય રૂપ લે છે, માણસોને છેતરે છે, આડે રસ્તે દોરી જાય છે, છુટા પાડે છે, હસે છે, અને દરેક પ્રકારની આભાસમય આકૃતિઓ, અવાજ અને વંચનાથી બીવડાવે છે. લલિત ચેષ્ટા, કોમલતા, ત્વરિત ગતિ, અને વિશેષે કરી સ્વતંત્રતા તથા લઘુતા એ તેના તત્ત્વના ગુણ તેનામાં ખાસ કરીને છે. * * *' ( **શેકસપીઅર કોમેન્ટરીઝ. ધ ટેમ્પેસ્ટ** ). આ રીતે **એરિયલ** અને એના સરખાં સત્ત્વો મનુષ્યોમાં અને પ્રકૃતિમાં બનતા બનાવોનું દર્શન આપવા માટે કલ્પેલાં છે. શેકસપીઅરના સમયમા નાટકોમાં ભૂત અને સત્ત્વ દાખલ કરવામાં આવતાં તે યુકિત બનાવોના એકત્ર સ્વરૂપની અસર બતાવવા કલાવ્યાપાર તરીકે તેણે વાપરી છે.

**મૅકબેથ**માંની ડાકણો વિશે જર્વાઇનસ કહે છે, 'સાધારણ લોક દુર્બુદ્ધિમય તથા વિપરીત થઈ મનુષ્યજાતિને ઉપદ્રવ કરનારાં સત્ત્વો માનતા તેનો ઉપયોગ આ ડાકણોની કલ્પનામા શેકસપીઅરે

કર્યો છે, અને મનુષ્ય જેવા પણ અંધકારથી ઢંકાયેલાં પ્રાણી ઉત્પન્ન કર્યાં છે. * * * નાટકમાં કવિ તેમને ફક્ત અવમાનના ખાતર ડાકણો કહે છે. તેઓ પોતાને ભાગ્યદેવીઓ અને બહેનો કહેવડાવે છે. * * * આ ડાકણોનો આકાર તથા પોશાક જંગલી અને કંગાલ છે. તેમની વાણી સાધારણ છે, તેઓ અર્ધમાનુષ અધમ પ્રાણીઓ છે, દુષ્ટતા જેવી કદરૂપી છે, તેઓ વૃદ્ધ છે, તેઓ સ્ત્રી કે પુરુષ જાતિની નથી. વધારે બળવાન ઉપરીઓના શાસન પ્રમાણે તેઓ ચાલે છે; દુષ્ટતામાં આનંદ માનવાથી જ તેઓ પોતાનાં કામ કરે છે. અને મનુષ્યોના સમભાવ તેમનામા કાંઈ પણ નથી. * * * પુરાતન યુમીનાઈડીઝથી તેઓ ઉલટી જ જાતની છે; આ ભાગ્યદેવીઓ દુષ્કર્મ કર્યા પછી વૈરરૂપ સજા કરનારી નથી, પણ દુષ્કર્મ કરવા લલચાવનારી પાપદૂતિઓ છે. પરંતુ મનુષ્ય ઉપર સત્તા ચલાવી મનુષ્યનુ નિયંત્રણ કરવાની શકિત તેમનામા કવિએ દર્શાવી નથી. લેમ્બ કહે છે કે તેઓ ખૂનના કામ કરાવતી અને મનુષ્યાત્મામા દુષ્ટ આવેગ ઉત્પન્ન કરતી, તે નદન ભૂલભરેલો મત છે. * * * માણસોને લલચાવવાની અને ભૂલાવામા નાખવાની, દ્વિઅર્થી ભવિષ્યવાણીઓથી, ભ્રાન્તિથી અને વંચનાથી ફસાવવાની, અને જોબના ગ્રંથમાં સેતાને કર્યું છે તેમ શોક, વિપત્તિ, તોફાન તથા વ્યાધિથી માણસની પરીક્ષા કરવાની શકિત કવિએ આ પ્રાણીઓને આપી છે, પણ મનુષ્યની કામચારી ઇચ્છાશકિત ઉપર બલાત્કાર કરવાની વિલક્ષણ શકિત તેમનામાં નથી. તેઓ જે વચનો આપે છે અને ભવિષ્યવાણીઓ કહે છે તે જાણ્યા પછી કર્મની સ્વતંત્રતા જોઇએ તેટલી રહે છે; તેમના વ્યાપાર તે " નામ વગરનાં કામ " છે ( માણસના ચિત્તની ) અંદરનાં પ્રલોભનનાં એ માત્ર મૂર્ત રૂપ છે; જેમ શરીરના આવેગ લોહીના ઉકળાટમાંથી ઉત્પન્ન થઈ પાપ અને લોભના પરપોટા આત્મામાં ઉરાડે છે તેમ એ પ્રાણીઓ તોફાનને સમયે આવે છે અને હવામાં અદૃશ્ય થઈ જાય છે; મનુષ્યો પોતાનું ભાગ્ય પોતાના હૃદયની અંદર લઇને ફરે છે તે અર્થમાં તેમને

ભાગ્યદેવીઓ કહી છે. મૅકબેથને તેઓ મળે છે ત્યારે કોઈ બાહ્ય શક્તિ સામે મૅકબેથને વિગ્રહ કરવો પડતો નથી, પણ પોતાના સ્વભાવ સાથે જ તેને વિગ્રહ કરવો પડે છે. તેના સ્વભાવના દુષ્ટ અંશ તેની મુખરેખા પરથી માલમ પડતા નહોતા તે એ પ્રાણીઓ પ્રકટ કરે છે; બહારથી પ્રલોભન પાસે આવે છે તેથી મૅકબેથ ઠોકર ખાઈ રાજ્ય-લોભની યુક્તિઓમા પડે છે એમ નથી; પણ એ યુક્તિઓ ઘણા વખતથી તેના આત્મામાં અન્તર્ગૂઢ રહેલી છે તેથી આ પ્રલોભન તેનામાં જાગ્રત થઈ દેખાઈ આવે છે. ઉચું પદ પામવાના અભિલાષ-વાળા તેના ચિત્તને વિતર્કમા નાખી તેને લલચાવનારાં દુષ્ટ સત્ત્વો તેની અંદર જ રહેલાં છે. ભાગ્યોદય, રાજકૃપા, અને પરાક્રમની પરા-કાષ્ઠાએ તે આવ્યો છે તે વેળા આ સત્ત્વો તેની પાસે આવે છે. તેણે હમણાં જ બંડ સમાવ્યું છે તેથી નિર્બળ ડંકન કરતાં ઉંચી પદવીએ તે આવે છે, ડંકન પોતે પોતાનું રક્ષણ કરી શકે તેમ નથી; થેઇન ઑફ કૅાડરની નવી પદવી મળ્યાથી મૅકબેથની વગ અને સત્તા વધે છે, અને તેને એ વિચાર આવે છે કે જે પદભ્રષ્ટ થયેલા સરદારનો પ્રથમ એ ઇલ્કાબ હતો તેને બદલે તેણે પોતે બંડ કર્યું હોત તો તે જય પામત; તે પછી ડંકન તેને ત્યાં આવી ઉતરે છે તે તક આવે છે, અને મૅકબેથની સ્ત્રી મૅકબેથને દોરી શકે છે એ હકીકતનો ઉમેરો થાય છે. આ સ્વાભાવિક પ્રોત્સાહક કારણો એવાં વજનદાર છે કે તે સર્વ એકત્ર થતાં અસ્વાભાવિક પ્રકૃતિબાહ્ય શક્તિ ઉત્પન્ન થાય છે અને શેકસપીઅરે દંતકથાનુસાર તેનું કવિત્વમય મૂર્ત રૂપ કલ્પ્યુ છે. આ રીતે, મૅકબેથની અન્તર્વૃત્તિને બૅન્કો ડપકો દેતો હોય એમ લાગે છે; ઍન્ટનીની વૃત્તિને સીઝરનો એવો ડપકો લાગ્યો હતો. બંડ સમાવવામાં બૅન્કો સામીલ હતો તેના તરફ ઈર્ષા અને અદેખાઈ સ્વાભાવિક રીતે મૅકબેથના ચિત્તમાં રહેલાં છે અને પછી બૅન્કોના વંશજોના લાભની જે ભવિષ્યવાણી કહેવાય છે

તેથી એ વૃત્તિઓ માત્ર જાગ્રત થાય છે; પણ આ ભવિષ્યવાણી જ નથી; ખરી વાત છે; મૅકબેથને છોકરાં જ નથી. તેને પોતાના બળ પર જે ભરોંસો હતો તેથી જ ( ડાકણોના કહ્યા વિના ) તેને ખબર હતી કે સ્ત્રીને પેટે જન્મેલા કોઈ પ્રાણીથી ડરવાનું તેને કારણ નહોતુ, ડરવાનું કારણ હોય તો ફક્ત મૅકડફથી હતું અને ડાકણોએ તેને ચેતવણી આપી તે પહેલાથી એનાથી તે સંકોચ પામતો હતો. ( બીજી વારના મેળાપ વખતે ) શસ્ત્રસંનદ્ધ શીર્ષ વિશે ડાકણો કહે છે ત્યારે તેના આત્મામા અન્તર્ગૂઢ રહેલા વિચારોને તેઓ ફક્ત જાગ્રત કરે છે. તેના વિચારો તેઓ જાણે છે. ડાકણો પહેલી વાર દેખાઈ ત્યારે મૅકબેથના ચિત્તમા ડંકનનું મૃત્યુ મુખ્યતાથી વસી રહ્યું હતું તેમ આ વેળા મૅકડફનું મૃત્યુ તેના ચિત્તમાં વસી રહ્યું છે. ગાદી મેળવવાનો રસ્તો ખુલ્લો કરી ડાકણોએ બતાવ્યો ત્યારે ફક્ત તેના રાજ્યલોભની તંત્રીના તારનો તેમણે સ્પર્શ કર્યો હતો અને એ જ રીતે આ વેળા મૅકડફથી રાખવાની બીક વિશે અનિષ્ટ સૂચન તેઓ જાગ્રત કરે છે. આ રીતે, મૅકબેથની સ્ત્રીએ તેનો સ્વભાવ અસલથી કેવો છે તેનું ,વર્ણન આપ્યું છે તેવો જ તે ભવિષ્ય કહેનારી આ ડાકણો પહેલી વાર દેખાય છે ત્યારે બની રહે છે. હૅમલેટને પોતાના બાપનું ભૂત દેખાય છે ત્યારે, અર્થાત્ પુત્રની અન્તર્વૃત્તિમાં પૂર્વથી રહેલો અંશ ધીમે ધીમે વૃદ્ધિ પામી નિશ્ચિત મૂર્ત રૂપે જણાય છે ત્યારે આળસુ થઈ પડી રહેલી ઇચ્છાવૃત્તિ જાગ્રત થાય છે, તે પ્રમાણે મૅકબેથને દેખાયેલી ડાકણો, અર્થાત્ તેના રાજ્યલોભની ખોટી મૂર્તિઓ, પ્રથમથી બંધાયેલી તેની ઇચ્છાવૃત્તિને અને આજ લગી અકલંકિત રહેલી તેની પ્રકૃતિને લલચાવે છે. તેને આ પ્રલોભન આવી મળ્યું તે પહેલા કૃતિ કરી પ્રયાસ કરવાને માર્ગેથી આડો જઈ અચકાઈ ઉભેલો તેની સ્ત્રીએ તેને દીઠો હતો ત્યા જ તે એ પ્રલોભન પછી ઉભેલો છે.' હૅમલેટ અને મૅકબેથનાં સત્ત્વો વિશે વિવેચન કરતાં જર્વાઇનિસ કહે છે, 'અમારા વાંચનારાઓએ

કવિના મનમાં વધારે ને વધારે અન્તઃપ્રવેશ કર્યો હશે એમ ધારીએ છીએ, અને તેમને કહેવાની ભાગ્યે જ જરૂર છે કે તેની રચેલી સત્ત્વસૃષ્ટિ તે બીજું કાંઈ જ નહિં પણ તીવ્ર મનોલૌલ્યને લીધે ઉભી થતી તર્કપ્રતિમાઓનાં દૃશ્ય મૂર્ત રૂપ છે, અને જેમનામા આ રીતે ઉદ્દીપ્ત થાય એવી મનઃકલ્પના હોય તેમને એ રૂપનો આભાસ દેખાય છે. ઠંડા સ્વભાવની ગરટ્રુડને હૅમલેટનું ભૂત દેખાતુ નથી, લાગણી વગરની અને સાધારણ ડહાપણવાળી લૅડી મૅકબેથને બૅન્કોનું ભૂત દેખાતું નથી; ભાવહીન તથા ઉપહાસમાં વિપરીત વચનો બોલનાર લિનોક્સને અને તેના સોબતીઓને એ ભૂત અગર ડાકણો દેખાતી નથી; ડાકણો બૅન્કોને દેખાય છે, અને તે રાજ્યલોભથી મુક્ત પણ નથી તેમ તેને વશ પણ નથી, પણ તે એ ડાકણો જોડે બોલે છે ત્યા સુધી તેઓ તેની સાથે વાત કરતી નથી.' (શેક્સપીઅર કોમેનટરીઝ. મૅકબેથ). આ વિસ્તારી પરીક્ષાથી જણાશે કે અલૌકિક સત્ત્વોની કલ્પના આ ઉત્તમોત્તમ કવિએ સાધન તરીકે જ, પ્રકૃતિમાં, મનુષ્યવ્યવહારમાં કે મનુષ્યચિત્તમાં બનતા બનાવોનું સમસ્ત દર્શન આપવા સારૂ કલાવિષયક સાધન તરીકે જ, વાપરી છે. સાધ્ય સત્યતત્ત્વ તરીકે આ સત્ત્વો તેણે પોતાની કવિતામા દાખલ કર્યા નથી. એ કલ્પનાના પ્રયોગમાં આવું અનુપમ કલાવિધાન વાપરવું એ સહેલું નથી.

સાધનભૂત કલ્પના વિષયમાં પણ એ લક્ષમાં રાખવાનું છે કે એવી કલ્પના વડે ઉદ્ભૂત થતા ચિત્રનાં બાહ્ય રૂપમાં એવી કૃત્રિમતા હોવી ન જોઇએ કે તે ચિત્રનાં બીજાં અંગથી જુદી પડી જાય અને મન તે સાથે ટેવાઈ તેનો સ્વીકાર કરી શકે નહિં. ઇન્દ્રનાં સહસ્ર ચક્ષુની કલ્પના, રાવણનાં દસ મુખની કલ્પના, ફિરસ્તાઓની પાંખની કલ્પના, આ સર્વમાં રૂપકમય દૃષ્ટાન્ત (Allegory) થી અમુક ભાવ દર્શાવવાની જે પદ્ધતિ છે તે કૃત્રિમતા ભરેલી છે. કોટરિલ કહે છે કે એવાં ચિત્રનાં અંગ અને તેટલી સાદાઈવાળાં હોવાં,

જોઇએ કે બધાં અંગ મળી થતું રૂપ સ્વાભાવિક છે એમ મન કબુલ કરી શકે, કેમકે કલાવિધાન વડે વિવક્ષિત ભાવની ચિત્તમા પ્રેરણા કરી તે ભાવ દર્શાવવાની ઉત્તમ પદ્ધતિને બદલે આવાં ચિત્રમા રહેલા ભાવની ચિત્ર ઉપર જાણે ચિઠ્ઠી ચોઢવામાં આવે છે, અને પ્રેરણાને બદલે યુક્તિથી દર્શન કરાવવું એમાં કલાનું ઉતરતાપણું છે.

૨ા. આનંદશંકર કહે છે, 'પ્રકૃતિ જડ છે એ વાતની વાસ્તવિકતાને કવિતા સાથે શો સંબંધ છે? વસ્તુતઃ એ સિદ્ધાન્ત ખરે, હો વા ખોટો હો, પણ શું કવિને એ ખોટો માની કલ્પના કરવાનો હક નથી? એ તો સર્વ વિદિત છે * -- કે કવિહૃદયનો રસ જે ક્ષણે વિશ્વમાં પથરાઈ જાય છે તે ક્ષણે આ સિદ્ધાન્તનું એને ભાન થવું પણ અશક્ય છે, અને એની દૃષ્ટિએ તો એક શું પણ અસંખ્ય પ્રકૃતિમાં પણ ન સમાઈ શકે એટલા ચૈતન્યરસસાગરના ઊર્મિઓ પ્રત્યેક અણુમાં નૃત્ય કરી રહે છે.' પ્રકૃતિ 'જડ' છે એમ કહેવાનો આ ચર્ચામાં અર્થ એ છે કે પ્રકૃતિમાં મનુષ્યના મનોભાવ નથી અને પ્રકૃતિ મનુષ્યના મનોભાવ ગ્રહણ કરતી નથી. આ વસ્તુસ્થિતિનો અનાદર કરી કલ્પના કરવામાં અકવિત્વ શાથી છે તે વિશે અમે ઉપર જે કહ્યું છે તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. લાગણીથી કેવલ વિવશ થઈ જતા સત્યના તત્ત્વનું દર્શન તિરોહિત થાય છે, મનોબળની ખામી રહે છે, પ્રકૃતિના અન્તઃસ્વરૂપનું અન્વેષણ થતું નથી, પ્રકૃતિના પોતાના આનંદમય સ્વરૂપનો અનુભવ થતો નથી, એ સર્વ વિશે ઉપર વિવેચન કર્યું છે. હૃદયોલ્લાસમાં આવેલા કવિને ચૈતન્યરસસાગરની ઊર્મિઓ સર્વત્ર નૃત્ય કરી રહેલી જણાય તોપણ તત્ત્વદર્શનનો પ્રસંગ આવે ત્યાં તેની બુદ્ધિનો અંકુશ અવિદ્યમાન ન હોવો જોઇએ. શકુન્તલાનો અસ્વીકાર કર્યા પછી વીંટી જોઈ સ્મૃતિ આવતાં દુષ્યન્ત શોકથી અભિભૂત થઈ વિવશ થઈ જાય છે તે પ્રસંગે હૃદયમાંથી રસ નિકળી 'પથરાઈ' રહેવાની પરમ ક્ષણોમાં પણ કાલિદાસે તેને ઘડી ઘડી વાસ્તવિકતાના ભાનમાં

આણી સત્યતત્ત્વથી તેનો ભ્રંશ થતો અટકાવ્યો છે. શકુન્તલાની સુન્દર કોમલ અંગુલિઓથી પડી જવા માટે ટપકાના વચન વીંટીને કહેતા તરત સ્વસ્થ થઈ દુષ્યન્ત કહે છે अचेतनं नाम गुणं न लक्षयेत् 'અચેતન હોય તે મનુષ્યના ગુણ લક્ષમાં લઈ શકે નહિં.' પોતે કહાડેલા શકુન્તલાના ચિત્રનું નિરીક્ષણ કરતાં તેમાં તલ્લીન થઈ દુષ્યન્ત ચિત્રનો પ્રસંગ વાસ્તવિક રીતે વર્તમાન નથી એ ભૂલી જાય છે ત્યારે વિદૂષક તેને યાદ દેવડાવે છે કે માત્ર ચિત્ર જ સમક્ષ છે. અપુત્રતા વિશે ખેદ કરતાં દુષ્યન્ત મોહ પામે છે ત્યારે માતલિ તેના આત્માને ઉત્તેજિત કરી તેને 'વિક્લવ' દશામાંથી પાછો 'સ્વ મહિમા' માં આણે છે. કવિએ આવે આવે પ્રકારે પરમ રસિક દુષ્યન્તનું ઉચ્ચ ધીરોદત્ત નાયકત્વ જાળવ્યું છે. ધીરોદાત્ત નાયકના લક્ષણમા 'સ્થિર' અને 'મહાસત્ત્વ' એ વિશેષણો છે, સાહિત્યદર્પણકાર વિશ્વનાથે महासत्त्व નો અર્થ हर्षशोकाद्यनभिभूतस्वभावः એવો કર્યો છે. હર્ષ શોક વગેરેની લાગણીથી વિવશ થઈ ન જવાય એ મહાસત્ત્વ ઉચ્ચ મનોલક્ષણમાં આવશ્યક છે.

"પ્રકૃતિની મૃતવત્ જડરૂપે કલાને અપેક્ષા નથી પણ સજીવ રૂપે અપેક્ષા છે * * * વિશ્વ મૃતવત્ જડ હોવાની કલ્પના કલાવિધાયકને પ્રિય નથી, પણ સજીવ હોવાની કલ્પના તેને પ્રિય છે," એ સ્ટૉપફર્ડ એ. બ્રુકનું વચન રા. આનંદશંકર ઉતારે છે. એ વિચારના ખરાપણા સામે અમારે વાંધો નથી. પ્રકૃતિમા પણ એક પ્રકારનું જીવન છે અને તેનો અનુભવ કવિ કરી શકે તો વિલક્ષણ આનંદની પ્રાપ્તિ કરી શકે એ વિશે અમે ઉપર ચર્ચા કરી છે. પરંતુ પ્રકૃતિમાં જીવન છે તેથી એમ ફલિત થતું નથી કે મનુષ્યના વિચાર અને લાગણીઓ પ્રકૃતિમા છે અથવા મનુષ્યના વિચાર અને લાગણીઓના દર્શનથી પ્રકૃતિ તે વિચાર અને લાગણીઓ ધારણ કરે છે. પ્રકૃતિનું પોતાનું સ્વત્વ જુદું જ છે, અને સ્ટૉપફર્ડ એ. બ્રુકનું આ વિશેનું વિવેચન અમે ઉપર ઉતાર્યું છે. વળી

વર્ડ્સ્વર્થના 'The Education of Nature' ('પ્રકૃતિની કેળવણી') નામે કાવ્યનું ઉદાહરણ સૂચવી રા. આનંદશંકર કહે છે, '(એ) વગેરેમાં કલ્પ્યા પ્રમાણે પ્રકૃતિ એક અધિષ્ઠાત્રી દેવી થઈ શકે છે તો તેને મનુષ્ય સાથે સમભાવ થવામાં શો અન્તરાય નડે છે! બન્ને પ્રસંગની નીચે એકજ તત્ત્વ રહેલું છે, અને બન્નેનો સમાન યોગક્ષેમ થવો ઘટે છે.' વર્ડ્સ્વર્થે પ્રકૃતિને મનુષ્યબાલને કેળવતી કહી છે, પણ પ્રકૃતિ તે કેળવણી મનુષ્યશિક્ષક પેઠે આપતી નથી, પ્રકૃતિના સહવાસ અને અભ્યાસથી અમુક મનુષ્યહૃદયોમાં પ્રકૃતિ વિશેનું જ્ઞાન દાખલ થાય અને તે વડે એ મનુષ્યનાં કેટલાંક લક્ષણ બંધાય છે એ વર્ડ્સ્વર્થનો ઉદ્દેશ છે. એ કાવ્યમાં પ્રકૃતિ કહે છે, "મારી પ્રિયતમ બાલિકાને હું જાતે નિયમન કરીશ તથા પ્રેરણા કરીશઃ અને મારી સાથે રહી તે બાલિકાને ડુંગરમાં અને મેદાનમાં, પૃથ્વીમાં અને આકાશમાં, વનમાર્ગમાં અને કુંજમાં વિધિ તથા નિષેધ કરનારી અધિષ્ઠાત્રી શકિત માલમ પડશે." આ શિક્ષણ સમભાવથી જુદી જ વસ્તુ છે. આ શિક્ષણવ્યાપારમાં ભાવ ગ્રહણ કરનાર મનુષ્ય છે, પ્રકૃતિ નથી; અને શિક્ષણક્રમમા પ્રકૃતિની કોઈ એવી કૃતિ થતી નથી કે જ્યાં મનુષ્યના ભાવથી પ્રકૃતિ આચ્છાદિત થાય. મનુષ્યની આસપાસ ફરી વળી પ્રકૃતિ મનુષ્યને શિક્ષણ આપે છે, શિક્ષણ આપવા સારૂ પ્રકૃતિ મનુષ્યના ભાવવાળી બનતી નથી, તેથી આ શિક્ષણનાં અને સમભાવનાં તત્ત્વ જુદાં છે.

મનુષ્યોમાં બનતા બનાવોનું જ્ઞાન પ્રકૃતિના પદાર્થોને થયેલું વર્ણવ્યું હોય એવા 'અસંદિગ્ધ કાવ્યત્વવાળાં' પણ કાવ્ય હોય છે તે દર્શાવવા રા. આનંદશંકર બે ઉદાહરણ આપે છે. પ્રથમ ઉદાહરણ હૃદયવીણામાથી

"આમ મધુરસ્વગાનથી હાલેડાં એ ગાય
સિન્ધુતટે એકાન્તમાં પર્ણકુટીની માંહ્ય.

ગર્જતો અટકી રહે ઘડી ઘડી સિન્ધુ મહાન
ઊંડુ મધૂરૂં નિર્મળું સાંભળવા એ ગાન.”

એ પ્રસંગનું તેમણે લીધું છે. આ વર્ણનમાં સમુદ્રને ગાયન સાંભળવા સારૂ ગર્જનમાંથી અટકતો કહ્યો છે, અને આવાં કેટલાંક વર્ણન હૃદયવીણામાં છે. પરંતુ એ ગ્રન્થનું ઉત્તમ ‘અસંદિગ્ધ’ કાવ્યત્વ આ વર્ણનોમાં સમાયેલું નથી, તે બીજા અંશોમાં છે. મનુષ્યોમા બનેલા હર્ષ શોક વગેરેના પ્રસંગથી પ્રકૃતિના પદાર્થોને હાસ્ય, ઉલ્લાસ, અશ્રુપાત, નિઃશ્વાસ, વગેરેની કૃતિ કરતા હૃદયવીણામાં કોઈ સ્થળે વર્ણવ્યા નથી તોપણ બનેલા બનાવની છાયાથી અંકિત થયેલા પૂર્વોક્ત વર્ણનોમાં વૃત્તિમય ભાવાભાસનો અંશ છે જ. પરંતુ, રા. નરસિંહરાવે બહુધા પદાર્થોને સમભાવની વિશેષ કૃતિઓ કરતા કલ્પ્યા નથી, પણ, કથાનો પ્રસંગ જે ભાવવાળો હોય તે ભાવવાળા સ્થાનમાં કે સમયમાં કથાનો વૃત્તાન્ત બનતો વર્ણવ્યો છે. આપઘાત કરવા તત્પર થયેલી બાળવિધવા જ્યાં

‘ગંભીર ઘર્ઘર રવે સરિતા કુદે છે,
અંધાર સાથ કંઇ વાન ઊંડી વદે છે.’

ત્યાં જઈ ઉભી છે, અને ત્યાં જ તે ‘મલિન નિર્મલ મૂર્તિ બૂડી’ જાય છે. દુરાચારથી જન્મેલા બાળકની ગુપ્ત વ્યવસ્થા કરી દેવા જનારી વિધવા જે સ્થળે અને જે વેળા,

‘અંધારમાં ઉદધિ નૃત્ય કરી રહ્યો છે;
આકાશમાં ઘન બધે પસરી ગયો છે.’

તે સ્થળે અને તે વેળા એ કૃત્ય કરે છે. ‘વાટય જોતી’ સુન્દરી જ્યાં જલધિમાં રાતો સૂર્ય લપાઈ ગયો છે, અને

‘આ અર્ધચક્ર બનીને ઊભું શૈલવૃન્દ,
ને નાલિકેરી તણું ઊભું તળે જ ઝુંડ,’

તથા

‘સિન્ધુ અસીમ પડિયો ધરી ઊંડુ ધ્યાન’

એવા અદૃશ્યના દર્શનની ઉત્કંઠાથી ભરેલા સ્થાનમાં સાયંકાળે જઈ ઉભી છે. આ સૃષ્ટિવર્ણનો કાવ્યના વસ્તુના ધ્વનિ સાથે સમાન રૂપ વાળાં છે, પરંતુ કાવ્યમાંના પાત્રોના મનના વિચાર જોઈ પદાર્થો સમભાવથી એકાએક એવા બન્યા નથી, પણ કવિએ કુશળતાથી કાવ્યનું વૃત્તાન્ત એવા સ્થળમા મુકયું છે કે ત્યા વર્ણન વૃત્તાન્તને પોષણ આપે છે અને વૃત્તાન્ત વર્ણનને પોષણ આપે છે. સૃષ્ટિરચનામાં વિધવિધ ભાવવાળા સ્થળ હોય છે તેમાથી કાવ્યવસ્તુને અનુકૂળ સ્થળ પસંદ કરી અન્યોન્યપોષક ભાવવાળાં પાત્રોનો અને પદાર્થોનો યોગ કરાવવો એ ભાવપરીક્ષક કવિનું કામ છે. એમાં સમભાવ કે અયથાર્થ ભાવારોપણનો દોષ નથી પ્રકૃતિના પોતાના સ્વતંત્ર ભાવનું ચિત્ર આપવાને બદલે મનુષ્યના ભાવનો ઢોળ પ્રકૃતિ પર ચઢાવી તેને પ્રકૃતિના ભાવ રૂપે દર્શાવવા એમા એ દોષ છે.

બીજું ઉદાહરણ 'સર વૉલ્ટર સ્કૉટમાથી' આપવા રા. આનંદશંકર "The death-bell thrice was heard to ring" ઇત્યાદિ લીટીઓ ઉતારે છે એ લીંટીઓવાળું 'બૅલેડ' રૂપ કાવ્ય સ્કૉટનું રચેલું નથી પણ માઇકલનું રચેલું છે, અને સ્કૉટના કૅનિલવર્થ નામે 'નૉવેલ'મા એ કાવ્ય આખું ઉતાર્યું છે ત્યાં ગ્રન્થના અવતરણમાં આ હકીકત દર્શાવી છે. એ 'બૅલેડ'નું કાવ્યત્વ 'અસંદિગ્ધ' નથી જ. સ્કૉટ પોતે જ એ અવતરણમાં કહે છે કે અપરિપક્વ રસિકતાની વયે એ કાવ્ય માત્ર તેની વૃત્તરચનાને લીધે તેને રુચિકર લાગેલું, અને એ કાવ્યમા વિરસતાવાળી કડીઓ અનેક છે એમ તે પોતે કબુલ કરે છે. રા. આનંદશંકરે ઉતારેલી એ કડીઓમા વર્ણવ્યું છે કે કમ્નર હૉલમાં કેદી પેઠે રાખેલી દુર્ભાગ્ય કાઉન્ટેસ ઓફ લેસ્ટરનું ગુપ્ત રીતે ખૂન થયું તે વેળા તે સ્થળની સમીપે મૃત્યુ-ઘંટના રણકા ત્રણ વાર થયેલા સંભળાયા હતા, આકાશમાના એક સત્ત્વની બૂમ સંભળાઈ હતી, રેવન પક્ષીએ પોતાની પાખ ત્રણ વાર ફફડાવી હતી, ગામની ભાગોળે માસ્ટિફ

કુતરો રુદન કરતો હતો, અને મેદાનમાં આવેલાં ઓકનાં ઝાડના ચૂરા થઈ ગયા હતા. આ વર્ણનમા કંઈ વિશેષ રસિકતા નથી, માત્ર અલૌકિક અનિષ્ટ સૂચનથી ચમત્કાર ઉપજાવવાનો પ્રયત્ન છે. અલૌકિક વૃત્તાન્તોનું કવિતામાં કેવું સ્થાન છે તે વિશે અમે ઉપર કહ્યું છે. કલાવિધાનની કુશલતા ( artistic skill ) થી હૃદયદ્રાવકતા ઉત્પન્ન કરવાને બદલે આવા અલૌકિક વૃત્તાન્તમાં માત્ર એકાએક દૃષ્ટિના ચમત્કાર આણવાની યુક્તિ ( artifice ) વાપરવામા આવે છે, અને તેમાં ઉચ્ચા પ્રકારનું કાવ્યત્વ નથી જ. શેકસપીઅરની સત્ત્વસૃષ્ટિ પેઠે વાસ્તવિક ભાવ કે બનાવ એકત્ર કરી મૂર્તિમંત રૂપે બતાવવાનો આ ચમત્કારોમાં પ્રયાસ હોતો નથી.

વળી, રા. આનંદશંકર કહે છે, 'જડ પ્રકૃતિને મનુષ્યોમાં બનતા બનાવનું જ્ઞાન તથા તેમની સાથે સમભાવ ન થઈ શકે, તો તેજ કારણથી પ્રકૃતિમા એક પદાર્થને બીજા પદાર્થ સાથે ચેતન જેવો વ્યવહાર પણ કેમ સંભવે ?' અને આના દૃષ્ટાન્ત માટે તેઓ વર્ડ્સ્વર્થની નીચેની લીટીઓ ઉતારે છે,

'The moon doth with delight
Look round her when the heavens are bare.'

'આકાશ ખુલ્લુ હોય છે ત્યારે ચન્દ્રમા આનંદથી પોતાની આસપાસ નિરીક્ષણ કરે છે.'

મનુષ્યોમાં બનતા બનાવ અને મનુષ્યચિત્તમા થતા વિચાર પ્રકૃતિ જાણી શકતી નથી અને મનુષ્યોના ભાવનો રંગ પ્રકૃતિ ગ્રહણ કરતી નથી, એ અર્થમાં જ પ્રકૃતિને અમે 'જડ' તથા 'અચેતન' કહી છે. અને, પ્રકૃતિમાં પોતાનું જીવન હોય અને પોતાના આનંદ તથા બીજા ભાવ હોય તેને અને આ સિદ્ધાન્તને વિરોધ નથી એ વિશે ઉપર વિવેચન કર્યું છે. સત્યતત્ત્વ વિરોધી ભાવારોપણથી પ્રકૃતિના પદાર્થોને મનુષ્યની લાગણીવાળા બનાવવા સામે વાંધો લેવામાં આવે તે પરથી એમ ફલિત થાય નહિં કે પદાર્થોના

પરસ્પર સંબંધ વિશેની કલ્પના પણ એ વાધાથી દૂષિત થાય છે. એ ભાવારોપણને અને એ કલ્પનાને કંઈ સંબંધ નથી. રા. આનંદશંકર ધારે છે તેમ અમારૂ કહેવું એવું નથી કે કવિતામાં કાંઈ પણ ‘ સત્યવિરુદ્ધ ’ આવવું ન જોઇએ, તથા કેટલીક કલ્પનાઓ કવિતામાં દાખલ થઈ શકે છે તે માત્ર ‘ વાસ્તવિકતના સિદ્ધાન્તના અપવાદ ’રૂપે જ સ્વીકાર્ય છે એમ અમારૂ કહેવું નથી. પરંતુ, કવિતાનો સર્વ સંદર્ભ કલ્પના વડે થાય છે એ અમે સામાન્ય રીતે સ્વીકાર્ય ગણીએ છીએ, અને માત્ર કવિત્વલક્ષ્ય સત્યતત્ત્વોથી વિરુદ્ધ જતી હોય તે કલ્પના અસ્વીકાર્ય છે એમ અમે આગ્રહ કરીએ છીએ. આ આગ્રહ રા. આનંદશંકર પણ યથાર્થ માને છે.

વર્ડ્સ્વર્થની જે લીટીઓ ઉપર ઉતારી છે તેમાં માનવ વૃત્તાન્ત કે વિચારનું જ્ઞાન કોઈ રીતે અન્તર્ભૂત થતું નથી. માનવ જીવન અને માનવ આનંદથી વિલક્ષણ જીવન અને આનંદ પ્રકૃતિમાં છે. તેમની વ્યાખ્યા પુરેપુરી થઈ શકતી નથી અને માત્ર ભાષાસંકોચને લીધે તેમને માનવ જીવન તથા માનવ આનંદના સરખાં નામ આપવા પડે છે, એ વર્ડ્સ્વર્થના મતનું ઉપર નિરૂપણ કર્યું છે.

મનુષ્યોની, ખેદ, હર્ષ, ક્રોધ વગેરેની આકસ્મિક લાગણીઓથી પ્રકૃતિમા સમભાવવડે આકસ્મિક બનાવો ઉત્પન્ન થતા કલ્પવા એમા અકવિત્વ છે એમ કહી અમે પ્રથમની ચર્ચામાં કહ્યું હતુ કે ‘ સૌન્દર્ય, ગાભીર્ય, આનન્ત્ય, આનંદ, ઇત્યાદિ ભાવનાઓ ’ ‘ મનુષ્યના આત્મામાં સ્વભાવથી શાશ્વત છે તેમ જ પ્રકૃતિમા પણ પુષ્પમાંથી સૌન્દર્ય, પર્વતમાથી ગાભીર્ય, આકાશમાથી આનન્ત્ય, પક્ષીના કૂજનમાથી આનંદ, ઇત્યાદિ ભાવનાઓ પ્રાદુર્ભૂત થતી મળી આવે છે, અને મનુષ્યને એ દર્શન થાય છે તે “ વૃત્તિમય ભાવાભાસ ” થી નહિ, પણ, પ્રકૃતિ અને મનુષ્ય બન્નેના કર્તાએ એ ભાવનાઓ ઉભયમા મુકેલી હોવાથી * * થાય છે. ’ આ સંબધે રા. આનંદશંકર કહે છે, ‘ રા. રમણભાઈ “ શાશ્વત ” અને “ આક-

સ્મિક ” ભાવના વચ્ચે ભેદ પાડી, શાશ્વત ભાવનાઓને કાવ્યત્વને અનુકૂલ માને છે, અને આકસ્મિકને પ્રતિકૂલ માને છે, પણ આમ ભેદ ગણવાનું કાંઈ સંતોષકારક કારણ આપ્યું નથી. ’ અમે પ્રથમ કહ્યું છે તેમ, મનુષ્યના આકસ્મિક ભાવનું પ્રકૃતિ ઉપર આરોપણ કાવ્યને પ્રતિકૂલ છે તેનું કારણ એ છે કે મનુષ્યના ભાવથી પ્રકૃતિ રંગાતી નથી, મનુષ્યને ખેદ, હર્ષ, કે ક્રોધ થઈ આવે તે વેળા તે જોઈ પ્રકૃતિને તેવી લાગણી થઈ આવતી નથી. મનુષ્યની શાશ્વત ભાવનાઓ પણ મનુષ્ય પાસેથી પ્રકૃતિ ગ્રહણ કરતી નથી, અમુક મનુષ્યને આનંદનો અનુભવ થતો હોય તે જ વેળા અને તેને લીધે પ્રકૃતિમા આનંદની ભાવના હોય છે કે દેખાય છે એમ બનતું નથી, મનુષ્યની શાશ્વત ભાવનાઓનો આરોપ પ્રકૃતિ ઉપર થઈ શકતો નથી પરંતુ, મનુષ્યમા જે આનંદ વગેરેની ભાવનાઓ વિદ્યમાન છે ( તે નહિ પણ ) તેના સરખી આનંદ વગેરેની ભાવનાઓ પ્રકૃતિમાં વિદ્યમાન છે તેથી એ શાશ્વત ભાવનાઓનું પ્રકૃતિમા દર્શન કરવું એ કાવ્યત્વને અનુકૂલ છે. ‘ પ્રકૃતિ અને મનુષ્ય બન્નેના કર્તાએ એ ભાવનાઓ ઉભયમા મુકેલી હોવાથી ’ એ વચન અમે વાપર્યું છે તેથી રા. આનંદશંકર કહે છે, ‘ પ્રતિકૂલતા–અનુકૂલતા નક્કી કરવા જતાં કાવ્યત્વનો સઘળો આધાર એક અમુક ધર્મસિદ્ધાન્ત પર આવી પડે છે. ’ પરંતુ એમ અમુક ધર્મસિદ્ધાન્ત ઉપર આધાર રાખવાની જરૂર નથી. “ કર્તા ” શબ્દ કહાડી નાખો, ‘ પ્રકૃતિ અને મનુષ્ય ઉભયમા એ ભાવનાઓ રહેલી હોવાથી ’ એમ વ્યાખ્યા કરતા પણ અમારો સિદ્ધાન્ત કાયમ રહેશે. અને ધર્મમતાન્તર નડશે નહિં.

‘ જો આકસ્મિક ભાવના પ્રકૃતિને આરોપવામા દોષ છે તો સમુદ્રમા કોઈ પણ કાળે શાંતિનું વર્ણન કેમ સંભવશે ’ ? એમ રા. આનંદશંકર પુછે છે. પરંતુ અમે જે દોષ કહ્યો છે તે મનુષ્યના આકસ્મિક ભાવનો પ્રકૃતિ ઉપર આરોપ કરવામાં રહેલો છે. પ્રકૃતિમાં

આકસ્મિક સ્થિતિઓ હોય છે, એની અમે ના પાડી નથી. સમુદ્ર કોઈ વાર તોફાની હોય છે, કોઈ વાર શાન્ત હોય છે, વાદળા કોઈ વાર કાળાં અને ભયંકર હોય છે. અને કોઈ વાર રંગબેરંગી અને સુન્દર હોય છે, રાત્રિ કોઈ વાર ચંદ્રિકાવાળી હોય છે, અને કોઈ વાર તારકવાળી હોય છે, એવા પ્રકૃતિના પદાર્થોનાં બદલાતાં રૂપ હોય છે અને તેના ભિન્ન ભિન્ન ભાવ હોઈ શકે છે. પણ તે ભાવ પ્રકૃતિના પોતાના છે, પ્રકૃતિના જીવનવ્યાપારમા ચાલતા કારણોથી થાય છે, મનુષ્યના આકસ્મિક ભાવ સાથે સમભાવથી ઉત્પન્ન થતા નથી.

પ્રકૃતિમા અમુક ભાવનાઓનુ દર્શન થાય છે તેના કારણ સંબધે જ અમે કહ્યું હતુ કે કર્તાએ તે ભાવનાઓ પ્રકૃતિમાં મુકેલી છે. પરંતુ રા. આનંદશંકર ધારે છે તેમ 'લૌકિક વાસ્તવિકતાના સિદ્ધાન્ત ખાતર વસ્તુસ્થિતિ ફેરવી નાખવા' અમે ઇચ્છતા નથી. ભાવનાઓના અસ્તિત્વના કારણનું નિરૂપણ બાજુ પર રહેવા દઈ એ ભાવનાઓનું દર્શન થાય છે એટલું જ પ્રચાપન આ ચર્ચામાં કરી અમે સંતોષ માનીશું. પૂર્વોક્ત ભાવનાઓ 'પ્રકૃતિમા પ્રાદુર્ભૂત થતી મળી આવે છે' એમ કહ્યા પછી શા કારણથી મનુષ્યને એ દર્શન થાય છે તે વિશે કહેતા અમે કહ્યું હતુ કે કર્તાએ એ ભાવનાઓ પ્રકૃતિમાં મુકેલી છે, તેથી અમારો વક્તવ્ય અર્થ સ્પષ્ટ હતો.

પ્રકૃતિમા આ ભાવનાઓ છે તે છતાં 'પ્રકૃતિ જડ' છે એમ કહેવામા વિરોધ છે એમ રા. આનંદશંકર કહે છે, કારણ કે 'ભાવના અમુક ભાવ રૂપે જ એટલે ચૈતન્યના આવિર્ભાવ રૂપે જ કાવ્યમાં દાખલ થઈ શકે છે.' પ્રકૃતિને મનુષ્યવિચારનું જ્ઞાન નથી અને તે સાથે સમભાવ નથી તે માટે અમે તેને 'જડ' 'અચેતન' કહી છે. પ્રકૃતિમા જીવન અને ભાવનાઓ હોવા છતાં તેને 'જડ' કહેવી કે બીજા કોઈ વિશેષણથી મનુષ્યથી તેની ઇતરતા દર્શાવવી એ માત્ર શબ્દોપયોગનો પ્રશ્ન છે. પ્રકૃતિમા 'ચૈતન્ય' છે એવું વચન અમે વાપર્યું નથી તે એટલા જ માટે કે મનુષ્યના માનવભાવ

પ્રકૃતિમાં ન હોવા સંબંધી વિવિક્ષિત અર્થ ઢંકાઈ ન જાય. પ્રકૃતિમાં ભાવનાઓ વાસ્તવિક રીતે રહેલી છે એમ અમે માનીએ છીએ તેથી 'ભાવ રૂપે એ ભાવનાઓ લેવાની છે તે વાત વાસ્તવિકતાના સિદ્ધાન્ત સાથે ઘટાવી શકતા' હરકત નથી, અને સત્યતત્ત્વના અનુસરણ કરતાં વધારે વાસ્તવિકતાની કાવ્યમાં અમે માગણી કરતા નથી.

પૃથુરાજરાસામાનું ઉદ્દિષ્ટ વર્ણન વિહ્વલ થયેલી સંયુક્તાની વાણીમાં હોત તો ક્ષંતવ્ય થાત તેનું કારણ અમે ઉપર કહ્યું છે. રા. આનંદશંકર કહે છે કે કાવ્યના નાયક પૃથુરાજ પ્રતિ કવિનો જે ભાવ છે તેને લીધે નાયકના મરણ સમયે કવિને ચિત્તક્ષોભ થયો છે, તો કવિને 'એ ક્ષમાનો લાભ આપવામા શો બાધ છે?' આનો ઉત્તર એ જ છે કે કવિનું કર્તવ્ય કાવ્યમાંના પાત્ર કરતા વધારે વિશાલ અને ઉન્નત છે. પાત્રોના આચરણથી જે રસિક પ્રસંગો ઉપજેલા હોય તેની સાક્ષાત્કૃતિ કરવા ઉપરાત કવિનું લક્ષ્ય સત્યતત્ત્વ તરફ પણ રહેલું છે. કવિના પાત્ર લાગણીથી વિહ્વલ અને વિવશ થઈ પદાર્થો પર પોતાની લાગણીનો આરોપ કરે તેવાં હોય તો તેમનું તેવું ચિત્ર યથાર્થ છે. પણ કવિનું કર્તવ્ય રસિક સાક્ષાત્કૃતિ કરાવી કાવ્યદ્વારા સત્યતત્ત્વના ધ્વનિ શ્રવણે પાડવાનું છે તેથી, સત્યતત્ત્વના દર્શનમાં અવરોધ કરાવનાર વિહ્વલતા પર કવિનો અંકુશ હોવો જોઇએ.

રા. આનંદશંકરનું કહેવું ખરૂં છે કે રસવિચારમા Idealism અને Realism વચ્ચેના ગંભીર પ્રશ્નમાં Realism ને પુષ્ટિ મળે તે અનિષ્ટ છે. ભાવનાની ક્ષતિ કરી તેને સ્થાને વાસ્તવિકતાનો પ્રકર્ષ વધારવાનો અમારો પ્રયાસ નથી, પણ ભાવનાનુ દર્શન તિરોહિત ન થાય તે માટે અમારો પ્રયાસ છે, એ આ ચર્ચાથી સ્પષ્ટ થયું હશે એમ આશા રાખીએ છીએ.

અન્તે, એ કહેવું જોઇએ કે આ ઉભય વિદ્વાનોએ આ પ્રશ્ન વિષે કરેલી ચર્ચા બહુ મૂલ્યવાન છે અને તેમની ઉચ્ચ વિવેચનપદ્ધતિ આદર્શભૂત છે.

૫.

# કાવ્યાનન્દ.

પરમ આનન્દ એ કવિતાનું મુખ્ય પ્રયોજન છે. કવિત્વવાળી પ્રેરણા ઉત્પન્ન થાય તે સમયે અને કવિતા વાણીમા રચાય તે સમયે કવિને પરમ આનન્દની પ્રાપ્તિ થાય છે, તેમ જ કવિતા વાચતા તથા સાભળતા અને કવિત્વપૂર્ણ નાટક ભજવાતું જોતાં રસિક જનોને પરમ આનન્દની પ્રાપ્તિ થાય છે, એ અનુભવ સર્વમાન્ય છે. કવિતાનો પ્રધાન ઉદ્દેશ પણ પરમ આનન્દની પ્રાપ્તિ કરાવવાનો છે; કવિતાના બીજાં સર્વ ફલ ગૌણ છે; કવિતા કદી જ્ઞાન અને ઉપદેશ આપે છે તો તે પ્રત્યક્ષ રીતે નહિં, પણ, કવિત્વથી થતા પરમ આનન્દનો ઉપભોગ કરાવતા સત્ય અને ઉન્નત વિચારોની સુરસતા તરફ ચિત્તનું આકર્ષણ કરી પરોક્ષ રીતે તે વિચારોનો સ્વીકાર કરાવીને એ કાર્ય કવિતા કરે છે, એ વિશે અમે પ્રથમ કેટલુંક વિવેચન કર્યું છે. તો, આ પરમ આનન્દ તે શું, એ આનન્દનું સ્વરૂપ કેવું છે, એ વિશે કંઇક નિરૂપણ કરવું એ ઉપયોગી છે.

કવિતામા રહેલા આનન્દ વિશે જુદા જુદા કવિઓએ, રસમીમાંસકોએ તથા અલંકારશાસ્ત્રીઓએ શું કહ્યું છે તે એકત્ર કરી જોવાથી આ વિષયના આરંભમાં સુગમતા થશે. કવિતાનાં પ્રયોજન દર્શાવતાં મમ્મટ કહે છે, 'કાવ્યથી યશ મળે છે, ધન મળે છે, વ્યવહારનું જ્ઞાન થાય છે, અનર્થનું નિવારણ થાય છે, સદ્ય પરનિર્વૃતિ મળે છે, અને કાવ્ય કાન્તા પેઠે ઉપદેશ કરે છે.' પરનિર્વૃતિ એટલે પરમ આનન્દ અને તેની વ્યાખ્યા કરતાં મમ્મટ કહે છે કે 'તે આનન્દ સકલ પ્રયોજનમા શિર પર રહેલો મુખ્ય છે, તે રસના

૫ સને ૧૯૦૧ ના તથા તે પછીના જ્ઞાનસુધામાં પ્રસિદ્ધ થયેલો નિબંધ.

આસ્વાદનથી તત્કાળ ઉદ્‌ભૂત થાય છે તથા તે આનન્દના અનુભવની વેળા બીજો કોઈ પણ જ્ઞાનનો વિષય રહેતો નથી..' કવિતાથી મળતા ઉપદેશ વિશે તે કહે છે કે 'પ્રભુસમાન શબ્દપ્રમાણ શાસ્ત્રોથી તેમ જ મિત્રસમાન અર્થતાત્પર્યવાળા પુરાણ ઇતિહાસોથી કાવ્ય જુદા જ લક્ષણવાળું છે, સરસતાના સંપાદનથી કાવ્ય કાન્તા (પ્રિય સ્ત્રી) પેઠે ઉપદેશ તરફ દોરે છે. (કાવ્યપ્રકાશ). વિશ્વનાથ કહે છે કે 'કાવ્યથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગની ફલપ્રાપ્તિ થાય છે, શાસ્ત્રોથી એ પ્રાપ્તિ મુશ્કેલીથી થાય છે, પણ કાવ્ય "પરમાનન્દસન્દોહજનક" (પરમ આનન્દનો રાશિ ઉત્પન્ન કરનાર) હોવાથી કાવ્યથી એ પ્રાપ્તિ સહેલાઇથી થાય છે.' (સાહિત્યદર્પણ). કાવ્યના લક્ષણના વિવેચનમા જગન્નાથ કહે છે, 'રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દ તે કાવ્ય. રમણીયતા તે લોકોત્તર આહ્‌લાદ ઉત્પન્ન કરનાર જ્ઞાનની ગોચરતા. લોકોત્તરત્વ તે આહ્‌લાદનો એક વિશેષ પ્રકાર છે, તે ચમત્કારત્વનો બીજો પર્યાય છે અને અનુભવ જ તેનો સાક્ષી છે. એ વિશેષતા જેનામાં હોય તેનામા ફરીફરી અનુસંધાન પામનારી એક જાતની ભાવના હોય છે તે એ લોકોત્તરત્વનું કારણ છે. "તને પુત્ર થયો," "તને ધન આપીશ" એવા વાક્યના અર્થના જ્ઞાનથી જે આહ્‌લાદ થાય છે તે લોકોત્તર નથી. તેથી એવાં વાક્યમાં કાવ્યત્વ રહેલું નથી.' કાવ્યના પ્રયોજન સંબંધે જગન્નાથ કહે છે કે 'કીર્તિ, પરમ આહ્‌લાદ, ગુરુનો, રાજાનો કે દેવતાનો પ્રસાદ વગેરે કાવ્યનાં અનેક પ્રયોજન છે.' (રસગંગાધર). કવિની વ્યાખ્યા કરતા વર્ડ્‌સ્વર્થ કહે છે, 'કવિના લેખને એક જ સીમા છે, અને તે એ કે મનુષ્યપ્રાણીને તત્કાલ આનન્દ આપવો એ કવિને આવશ્યક છે; કાયદા જાણનાર, વૈદ્ય, નાવિક, ખગોળવેત્તા કે પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી તરીકે માહિતી ધરાવનારને નહિ પણ મનુષ્ય તરીકે માહિતી ધરાવનારને આનન્દની પ્રાપ્તિ થાય એવી કવિની કૃતિ હોવી જોઇએ. (લિરિ-

કલ એલેટ્સની પ્રસ્તાવના ). કવિતાના લક્ષણ વિશે ચર્ચા કરતા કોલેરિજ કહે છે, 'સૃષ્ટિવિજ્ઞાનનો વાસ્તવિક અને તાત્કાલિક ઉદ્દેશ એ છે કે સત્ય પ્રાપ્ત કરવું અથવા પ્રકટ કરવું, કવિતાનો વાસ્તવિક અને તાત્કાલિક ઉદ્દેશ એ છે કે તત્કાલ આનન્દ પ્રકટ કરવો' 'આનન્દમય ચિત્તક્ષોભ એ કવિતાનુ મૂલ અને કવિતાનો ઉદ્દેશ છે: આનન્દના જાદુઈ કુંડાળામા કવિતા આવી રહેલી છે અને કવિએ તે બહાર પગ મુકવાનું સાહસ કરવું જોઇએ નહિં.' (લેકચર્સ ઓન શેક્સપીઅર ). "કવિના તે શુ" એ વિષયનો વિસ્તાર કરતા લી હન્ટ કહે છે, 'વિશ્વમા જે જે સમાયું છે તે સર્વ કવિતાનું સાધન છે, આનન્દ અને ઉત્કર્ષ એ કવિતાના ઉદ્દેશ છે.' 'જ્યા બિનાની હકીકતનું કે સૃષ્ટિવિજ્ઞાનનું સ્વરૂપ પૂરૂં થાય છે અને તેમાથી વિશેષ સત્યનો પ્રકાશ થવા માડે છે ત્યા કવિતાનો આરંભ થાય છે, અર્થાત્ કવિતા ચિત્તોર્મિના મંડળ સાથે જોડાયેલી છે અને કલ્પનામય આનન્દ ઉદ્ભૂત કરવાની કવિતામાં શક્તિ રહેલી છે.' ( ઈમેજીનેશન એન્ડ ફેન્સિ ) કવિતાની વ્યાખ્યાઓની પરીક્ષા કરી ઈ. એસ. ડેલાસ કહે છે કે આનન્દ એ કવિતાનો ઉદ્દેશ છે એ સર્વમાન્ય છે, આનન્દ જાત જાતના છે અને કવિતા તે 'કલ્પનાશીલ આનન્દ' છે. ( પોએસી. એન એસે ઓન પોએટ્રી ). જોર્જ મોઈર અને પ્રોફેસર આયટુન આનન્દની પ્રધાનતા ઉદ્દિષ્ટ કરી આ રીતે કવિતાની વ્યાખ્યા કરે છે, 'કવિતાની વ્યાખ્યા એવી આપીએ તો ચાલે કે માનાસક આનન્દ ઉત્પન્ન કરવાના ઉદ્દેશવાળી એ કલા છે; કલ્પના અને લાગણીઓની ઉશ્કેરાયેલી સ્થિતિમાં સ્વાભાવિક થાય એવી ભાષા વાપરીને કવિતા એ ઉદ્દેશ સફલ કરે છે; કવિતાની ભાષા ઘણુંખરૂં માપના નિયમવાળા ચરણમાં સ્થાયેલી હોય છે, અને કદિ તેવા ચરણમાં નથી પણ હોતી. * * * સૃષ્ટિવિજ્ઞાન આડકતરી રીતે આનન્દ આપે એ જેમ બને, તેમ કવિતા પ્રસંગવશાત્ બોધ આપે એમ બને ખરૂં, પરંતુ, દરેકનો

ઉદ્દેશ તેની ગતિની મુખ્ય દિશા અને તેની સંસ્થિતિ ઉપરથી ગ્રહણ કરવો જોઇએ; અને આ અર્થમા, માનસિક આનન્દનો અનુભવ ઉત્પન્ન કરવો તે કવિતાનો ઉદ્દેશ અને ખરો વિષય છે એમા સંદેહ નથી.' (કવિતા વિશે નિબંધ. એનસાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, આઠમી આવૃત્તિ).

કાવ્યરસના આ સર્વ અનુભવીઓ એક મતે કહે છે કે આનન્દ એ જ કવિતાનું પરમ મુખ્ય પ્રયોજન અને ઉદ્દેશ છે; કવિતાથી, અર્થાત્ કવિતા રચવાથી અને વાંચવાથી, તત્કાળ આનન્દનો જ ઉદ્‌ભવ થાય છે અને કવિતાથી બીજાં જે પરિણામ થતાં હોય તે ફક્ત આડકતરી રીતે થાય છે. આ આનન્દ કંઈ વિલક્ષણ પ્રકારનો છે. દુનિયાના સાધારણ વ્યવહારમાં સુખપ્રાપ્તિથી જે આનન્દ થાય છે તેવો આ આનન્દ નથી, આ આનન્દ કંઈ અલૌકિક છે, કંઈ ચમત્કારવાળો છે. કવિતાથી મળતા કોઈ જ્ઞાનથી કે કવિતાથી થતા કોઈ પરિણામથી આ આનન્દ ઉત્પન્ન થતો નથી, કવિતાથી જ એકદમ આ આનન્દ ઉત્પન્ન થાય છે. કવિતાના રસના આસ્વાદનની અને આનન્દની વચ્ચે બીજું કંઈ પણ જ્ઞાન અન્તરાય કે નડતર રૂપે રહેતું નથી. કવિતા સમજ્યા પછી, કાવ્યનું હાર્દ ચિત્તમાં ઉતર્યા પછી, કંઈ પણ પ્રયાસ કે મુશ્કેલી વિના એ આનન્દ મળે છે. વળી, કવિતાથી કંઈ જ્ઞાન મળે કે માહિતી મળે અને એ જ્ઞાનની ઉત્તમતાથી કે એ માહીતીના ખરાપણાથી આનન્દ થાય એવો પણ ઉદ્દેશ નથી, કવિતાથી જ તત્કાળ આનન્દ થાય એ ઉદ્દેશ છે. કવિતાના લેખમા કંઈ જ્ઞાન કે માહીતી હોય તો તેથી સ્વતંત્ર રીતે કવિત્વથી જ પ્રથમ આનન્દનો ઉદ્‌ભવ થયા પછી એ આનન્દમાં વીંટલાયેલાં જ્ઞાન અને માહીતી રુચિકર થઈ પડે અને ચિત્ત તેથી તેનો સ્વીકાર કરે એટલું જ, પણ કવિતાની પ્રવૃત્તિ એ જ્ઞાન કે માહીતી આપવા સારૂ નહિં પણ આનન્દ આપવા સારૂ જ મુખ્ય રીતે હોવી જોઇએ; એ જ્ઞાન કે માહીતી પ્રકટિત કરવાની કવિએ પસંદ કરેલી રીતમાં જ આનન્દ રહેલો હોય છે

અને કવિત્વનો તો તે જ ઉદ્દેશ છે. જ્ઞાન કે માહીતીનો વિષય ગમે તેવો મહત્ત્વનો કે ઉપયોગી હોય, ધર્મ, તત્ત્વમીમાંસા, સૃષ્ટિવિજ્ઞાન, ઇતિહાસ કે એવો ગમે તે વિષય હોય, પણ તે પ્રકટ કરવાની રીતમા આનન્દ દાખલ થઈ શકતો ન હોય તો કવિતા માટે તે વિષયોના નિરૂપણ નકામા છે. આનન્દના પ્રસંગ લાવવા સારૂ કવિઓ વિચારના, કથાના, વર્ણનના, અનેક પ્રસંગોનો ઉપયોગ કરે છે એ ખરૂં છે પણ એ વિષયો માત્ર આનન્દસાધન તરીકે કવિતામા સ્થાન પામે છે. જ્યા સુધી આનન્દપ્રાપ્તિમા ખામી આવતી ન હોય ત્યા સુધી વિષય કેવો છે અગર તેનું નિરૂપણ યથાર્થ છે કે નહિ એ કવિતા સંબંધે જોવાતું નથી. ચિત્તમા અપ્રમતા કે વિરસતા કરે એવો વિષય હોય, અગર વિષય એવો અસત્યપૂર્ણ હોય કે મનુષ્યજાતિનો સામાન્ય અનુભવ જ તે નાકબુલ કરે તો અલબત્ત એવા વિષય આનન્દની વૃદ્ધિ કરી શકે નહિ પણ ઉલટી હાનિ કરે, અને તેથી એવી રચનાઓ કવિતામા ત્યાજ્ય છે. કવિએ ઇતિહાસની હકીકતમાં કંઈ ફેરફાર કર્યો હોય કે સૃષ્ટિવિજ્ઞાનના સિદ્ધાન્તમાં કંઈ ભૂલ કરી હોય તો તેથી કાવ્યના આનન્દને કાંઈ વિઘ્ન નડતું નથી. તેમ જ વળી, આનન્દને અપ્રધાન કરી જ્ઞાન આપવાનો ઉદ્દેશ જ્યાં મુખ્ય કરવામા આવે છે ત્યા કાવ્યત્વ ઓછું થઈ જાય છે, અને સાક્ષાત્ ઉપદેશ દેવાનો આગ્રહ જેમ વધવા માંડે છે તેમ શુષ્કતા ફેલાતી જાય છે અને રસશૂન્ય થતો જાય છે. આનન્દ એ જ કાવ્યનું પરમ લક્ષ્ય છે.

કવિતાના સ્વરૂપ તરફ નજર કરીશું તો તેના આ ઉદ્દેશ વિષે ખાતરી થશે. ધર્મવિચાર, તત્ત્વજ્ઞાન, ગણિત, પદાર્થવિજ્ઞાન, એ સર્વથી કવિતા જુદી પડે છે તે એ રીતે કે એ સર્વ બુદ્ધિની તીક્ષ્ણતાના વિષય છે અને કવિતા હૃદયના ઉલ્લાસનો વિષય છે. બુદ્ધિના એ વિષયોમાં તત્ત્વગ્રહણ કરવા માટે ઉંડું મનન કરવું પડે છે, શ્રમ કરી ચિંતન કરવું પડે છે, મનને વિચારગ્રસ્ત રાખી મન પાસે ગ્રહણ-

વ્યાપાર કરાવવો પડે છે. પરંતુ, કવિતાના વિષયમા મનને એ પ્રમાણે દોરી શકાતું નથી. સ્વયંભૂ ઊર્મિથી જ મન કવિત્વની વૃત્તિમાં આવે છે. અને એવે સમયે આપોઆપ થયેલા ભાવ હૃદયનો સ્પર્શ કરે છે. બુદ્ધિના વ્યાપારથી પરિણામે જ્ઞાન થાય છે અને ચિત્તને થાક લાગે છે, પરંતુ ઊર્મિના વ્યાપારથી પરિણામે આનન્દ થાય છે, અને ઉલ્લાસથી ઉશ્કેરાયેલી સ્થિતિ કાયમ રહે છે. મનન, ચિન્તન, વિમર્શન, પૃથક્કરણ, એ સર્વ બુદ્ધિવ્યાપારોની છેલ્લી પરમ સ્થિતિ દૃઢ જ્ઞાનની છે. અન્તરાવેગ, ચિત્તક્ષોભ, ભાવપ્રેરણા, એ સર્વ ઊર્મિવ્યાપારોની છેલ્લી પરમ સ્થિતિ અખંડ આનન્દની છે. કવિતા આ ઊર્મિવ્યાપારથી ઉત્પન્ન થાય છે અને તેથી તેનો ઉદ્દેશ આ આનન્દપ્રાપ્તિનો હોય છે.

આ આનન્દનું સ્વરૂપ એવું અલૌકિક છે કે દુનિયાના સાધારણ વ્યવહારમા સુખ, હર્ષ કે સંતોષના જે અનુભવ થાય છે તેથી જુદા જ પ્રકારનો આ આનન્દનો અનુભવ છે. વ્યવહારમા દુઃખ, શોક કે વિષાદનો જે અનુભવ થાય છે, તે પણ આ કાવ્યાનન્દનું સાધન બને છે, અને તેથી કવિતામાં કરુણરસની બીજા રસ જેટલી જ પદવી છે. આનું કારણ એ છે કે રસવિષયોનો પરમ આનન્દ વર્ણવેલી હકીકતનો હોતો નથી પણ હૃદયદ્રાવનો હોય છે. કવિતા, ચિત્રકલા, સંગીત, વગેરે સર્વમાં વસ્તુ કે વૃત્તાન્ત ગમે તે વૃત્તિને જાગ્રત કરનારાં હોય તોપણ તે આનન્દદાયી થઈ શકે છે. કવિતામા રસ શૃંગાર, હાસ્ય, વીર કે કરુણ હોય, કથા હર્ષની કે શોકની, ઉત્સવની કે મરણની, સુખની કે દુઃખની, પરાક્રમની કે પ્રપંચની, પુણ્યની કે પાપની હોય, તોપણ, તેમા હૃદયંગમતા હોય તો કાવ્યથી આનન્દનો ઉદ્ભવ થાય છે. તેમ જ, ચિત્રકારની કૃતિ ગમે તે વિષયની હોય, તેની છબીની રેખામાં ઉત્સાહ વ્યાપેલો હોય કે ખેદ વ્યાપેલો હોય, તેના ચિત્રના રંગમાં ઉજ્જ્વલ પ્રકાશ હોય કે ઘેરી છાયા હોય, તેની આકૃતિથી વક્તવ્ય કર્યાં ઉલ્લાસની હોય કે ગ્લાનિની

હોય, તોપણ, તેમાં ચિત્તગ્રાહકતા હોય તો તેથી આનન્દ થાય છે. એ જ રીતે, સંગીતની સ્વરરચનામાં વિલાસના વિજયવંત ધ્વનિ હોય કે વિલાપના દીન રવ હોય, તેના સંવાદમા સ્નેહના પ્રતિધ્વનિ હોય કે દ્વેષના પ્રતિધ્વનિ હોય, તેની મૂર્ચ્છના પ્રસન્નતાનું ઉદ્‌બોધન કરતી હોય કે ઉદ્વેગનું ઉદ્‌બોધન કરતી હોય, તોપણ, એ સ્વરરચનામાં મધુરતા હોય તો તે આનન્દકારક થાય છે. રસિકતાની ઉદ્દીપ્તિમાં આનન્દ રહેલો છે અને મનુષ્યમા જે જે સ્થાયીભાવ છે તેને હૃદયોર્મિની ધન્ય ક્ષણે છેડયાથી એ ઉદ્દીપ્તિ થાય છે. દુનિયાના વિવિધ અનુભવથી ચિત્તમા વાસનારૂપે રહેલા જે સ્થાયીભાવ હોય છે તેમાં શોકનો પણ સમાવેશ થાય છે. દુઃખ, કલેશ, વિપત્તિ વગેરેના અનુભવથી એ સંસ્કાર ચિત્તમા સ્થાયી રહે છે અને તેના પુનઃ સાક્ષાત્કારથી કરુણરસ નિષ્પન્ન થાય છે. આ સાક્ષાત્કૃતિથી રસાસ્વાદન થતાં જે આનન્દ થાય છે તેમાં દુઃખનો ભાવ પ્રવેશ કરતો નથી. દુઃખથી આનન્દ થતો નથી, પણ દુઃખના ભાવની સાક્ષાત્કૃતિથી, સ્થાયીભાવનો રસ થવાથી, સહૃદયતાનો વિકાસ થતાં આનન્દ થાય છે. હૃદયોર્મિથી કવિ એ સાક્ષાત્કૃતિ કરવા પ્રવૃત્તિ કરે છે, અને સાક્ષાત્કૃતિ સુન્દર કરવામાં કવિની કલા સમાયેલી છે. સાક્ષાત્કૃતિ દુઃખની હોવા છતા હૃદયને થતા સ્પર્શથી આનન્દ થાય છે. કોલેરિજ કહે છે તેમ 'કવિ પોતાની કલાના જાદુથી દુઃખમાંથી આનન્દનો અર્ક કહાડે છે.' શેક્સપીઅરના કિંગ લીઅર નાટકમાંથી

'કૃપા કરીને હસશો ન મૂને,
હું વૃદ્ધ છું ને અતિ મૂર્ખ મૂઢ;
વર્ષો થયાં ચાર વિસીથિ જાદે,
ન વર્ત્તો ઓછી ઘડિ એક તેથી;
સાચું કહું છું, મુજ એહ શંકા,
કે ચિત્ત મારૂં નથિ પૂરૂં સ્વસ્થ.'

એ હીઅરની "અતિ વાસ્તવિક અતિ ખેદકારી" ઉક્તિ ઉતારી લી હન્ટ કહે છે 'આ પ્રકારે કવિતામાં સૌન્દર્ય અને સત્ય એકાકાર થાય છે અને દુ:ખમાંથી આનન્દનો નિષ્કર્ષ કરવામાં આવે છે અથવા બીજું કાંઈ નહિ તો આંસુ પાડતાં પણ આપણને ટાઢક થાય એવો રસ કહાડવામા આવે છે.' કરુણરસ દુ:ખમય હોઈ તેમાં રસત્વ નથી એ શંકાનો પરિહાર કરવા સાહિત્યદર્પણકાર વિશ્વનાથ કહે છે, 'કરુણ વગેરે રસમાં જે પરમ સુખ થાય છે તેને માટે રસિક ચિત્તવાળાજનોનો અનુભવ એ જ પ્રમાણ છે, તેથી દુ:ખ થતું હોય તો કોઈ તે તરફ ઉન્મુખ ન થાય, કોઈ સહૃદય દુ:ખ તરફ પ્રવૃત્તિ ન કરે. સર્વ કરુણ વગેરે રસ તરફ આસક્તિથી પ્રવૃત્તિ કરે છે તેથી તે રસનું સુખમયત્વ જણાઈ આવે છે. કરુણરસથી દુ:ખ ઉત્પન્ન થતું હોય તો રામાયણ વગેરે ગ્રન્થ દુ:ખના હેતુ થાય. રામવનવાસ વગેરે લૌકિક કારણોથી વ્યવહારમાં લૌકિક શોક હર્ષ વગેરે થાય. પરંતુ, લોકવ્યવહારમા જે દુ:ખનાં કારણ કહેવાય છે તેનું કાવ્ય તથા નાટકમાં સમર્પણ થતા તે કારણ તરીકે ઓળખાતાં નથી પણ તે અલૌકિક વિભાવનવ્યાપાર ધારણ કરે છે (અર્થાત્ વાસનાત્મક અનિ સૂક્ષ્મ રૂપમાં રહેલા સ્થાયીભાવને આસ્વાદયોગ્યતામાં લાવે છે, સ્થાયીભાવને રસ બનાવે છે) અને તેથી તે અલૌકિક વિભાવ કહેવાય છે. આ સર્વ વિભાવથી સુખ જ થાય છે. એ રીતે લૌકિક દુ:ખકારણોથી કાવ્યમા સુખોત્પત્તિ થવામાં કાંઈ ક્ષતિ નથી. હરિશ્ચન્દ્ર વગેરેનાં ચરિત્ર નાટકમા જોતા કે કાવ્યમા સાભળતાં અશ્રુપાત વગેરે થાય છે તે ચિત્તની દ્રુતિથી, ચિત્ત પિગળવાથી થાય છે.'

કાવ્યાનન્દના સ્વરૂપનું હવે વિશેષ પૃથક્કરણ કરીશું. ઈ. એસ. ડેલાસ કહે છે કે 'આ આનન્દ તે આત્મામાં ચાલી રહેલો સંવાદમય અને જ્ઞાનથી ગુપ્ત રહેલો વ્યાપાર છે'; અર્થાત્ આ આનન્દ થાય છે ત્યારે આત્માની સર્વ વૃત્તિઓ એકતાન થઇ રહે છે અને એ સર્વની ચેષ્ટામાં મધુરતા વ્યાપી રહે છે; વળી, આ આનન્દ વિચાર પેઠે

બુદ્ધિશક્તિના પ્રયાસથી ઉત્પન્ન થતો નથી કે સમજાતો નથી; તે આપોઆપ આત્મામા ફેલાઈ રહે છે અને અનુભવથી જ સમજાય છે. આ આનન્દ એકદેશી નથી હોતો, આત્માની બધી વૃત્તિઓ તેમાં ભાગ લે છે, બધી વૃત્તિઓ એકએકને અનુકૂલ થઈ ઉછળી રહેલી હોય છે. અને સર્વ એકાકાર થઈ રહે છે. આ આનન્દ શુદ્ધ-સ્વરૂપ હોય છે, દુઃખનો કે અભિલાષની બેદરકારીનો અંશ માત્ર તેમાં હોતો નથી. તેમ જ આનન્દના અનુભવ વેળા કોઈ અમુક મનુષ્ય સુખી કે દુઃખી થયો, કોઈ અમુક મનુષ્યને યોગ્ય બદલો મળ્યો, કોઈ અમુક મનુષ્યે અમુક કૃતિ કરી, તેથી આ આનન્દ થાય છે એવું પણ જ્ઞાન હોતું નથી. વૃત્તિઓને સચેષ્ટ વ્યાપારવન્ત કરવામા આ કારણો સહાયભૂત થાય છે, પણ સર્વ ચેષ્ટાને અન્તે વૃત્તિઓ સંવાદી થઈ જાય ત્યારે આનન્દનો અવકાશ આવે છે. વૃત્તિની ચેષ્ટા અને વ્યાપારથી સ્થાયી ભાવ જાગ્રત થઈ તેનો આસ્વાદ થાય છે, સાક્ષાત્કાર થાય છે, ત્યારે આ સંવાદની અવસ્થા આવે છે. તે સમયનો અનુભવ પ્રાસંગિક કારણોથી સ્વતંત્ર થઈ જાય છે, વાસનારૂપે રહેલા ભાવની ફરી સાક્ષાત્કૃતિની સાથે જ આનન્દ સમકાલીન થાય છે. વૃત્તિઓના વ્યાપાર અને આનન્દના સ્વરૂપ સબંધે કોલેરિજ કહે છે, 'કવિતાની વિશેષતા એ છે કે કવિતા રચતાં કવિને આનન્દમય ઊર્મિ થાય છે, ચિત્ત વિશેષ દરજ્જે ઉશ્કેરાયેલી સ્થિતિમા આવે છે; અને આ સમજવા સારૂ, કવિએ અસાધારણ લાગણીવડે વિચારમા લીધેલા પદાર્થો, ઊર્મિઓ અને બનાવો તરફ અસામાન્ય સમભાવની વૃત્તિ આપણે ધારણ કરવી જોઇએ. અને તે સાથે તરંગ અને કલ્પના સંબંધે અસામાન્ય મનોવ્યાપાર ચલાવવો જોઇએ. આથી પ્રકૃતિના અને મનુષ્યહૃદયના સત્યોનું વિશેષ સ્પષ્ટતાવાળું પ્રતિબિમ્બ ઉત્પન્ન થાય છે, અને તે વેળા એવો સતત વ્યાપાર પ્રવર્તી રહે છે કે આપણા મનના બધી શક્તિઓનો પ્રયાસ ચાલેલો હોવાથી જે અમુક આનન્દમય ઊર્મિ થાય છે તે વડે પ્રકૃતિ તથા

મનુષ્યહૃદય વિશેના એ સત્યોમાં ફેરફાર તથા સુધારો થાય છે; પરંતુ મનની જે શક્તિઓ ઇચ્છાને આધીન નથી પણ સ્વયંભૂ છે તેનો પૂરેપૂરો વ્યાપાર ચાલી રહે ત્યારે જ એ આનન્દમય ઊર્મિનો સંપૂર્ણ અનુભવ થાય છે; તે ક્રિયાનો પ્રયાસ તે આનન્દમય વ્યાપારની વિપુલતા આગળ કંઈ વિસાતમાં નથી. આ ચિત્તાવસ્થા એવી હોય છે કે અતિશય આનન્દદાયક કૃતિ એવી અવસ્થામાં બની શકે છે. તે કૃતિ આખી આનન્દદાયક હોય છે તેની સાથે એ કૃતિનો દરેક ભાગ પણ પોતામા રહેલા વિશેષ આનન્દનું ભાન કરાવે છે; અને એ રીતે આ વ્યાખ્યા હવે સમજાશે કે કવિતા અથવા કાવ્ય તે એવા પ્રકારની રચના છે કે પદાર્થવિજ્ઞાનથી તે ઉલટી જાતની છે, તેનો ઉદ્દેશ માનસિક આનન્દ આપવાનો છે અને આપણે ઉશ્કેરાયેલી સ્થિતિમા હોઇએ તે વખતે સ્વાભાવિક થાય તેવી ભાષા વાપરી તે પોતાનો હેતુ પાર પાડે છે; પણ આ ધોરણમાં જે બીજી જાતની રચનાઓ બાતલ થતી નથી તેનાથી કાવ્યની વિશેષતા એ છે કે આવી કાવ્યરચનાથી આનન્દ થાય તેની સાથે તે રચનાના જુદા જુદા ભાગથી પણ આનન્દ થવાનું ભાન થાય; આવી રચનાથી ઘણામાં ઘણો આનન્દ થતાં વિરોધ ન આવે તેવી રીતે દરેક ભાગમાથી તત્કાળ વધારેમાં વધારે આનન્દ થાય એવી કાવ્યમા સંપૂર્ણતા રહેલી હોય છે.' કવિની ગોચરતામા આવેલા વિષયો સાથે અસાધારણ સમભાવની વૃત્તિ ઉત્પન્ન થાય અને તરંગ તથા કલ્પનાના વ્યાપાર અસામાન્ય બળથી પ્રવર્ત્તિત થાય ત્યારે આનન્દના અનુભવનો સમય આવે છે. કાવ્ય એ કવિત્વનો મૂર્ત્તિમન્ત આવિર્ભાવ છે, તેથી એ સમસ્ત મૂર્તિ આનન્દદાયક હોય છે એટલું જ નહિં પણ એ મૂર્તિનું પ્રત્યેક અંગ પણ આનંદદાયક હોય છે; પરંતુ સમસ્ત કાવ્યથી અતિશય આનન્દ થાય એ મુખ્ય ઉદ્દેશ હોવાથી શક્ય હોય તેટલો વિપુલ આનન્દ સમસ્ત કાવ્યથી થવામા બાધ ન આવે એવી રીતે કાવ્યનાં અંગ બને તેટલાં આનન્દદાયક

હોય છે. વર્ણનની સુન્દરતા, વૃત્તાન્તની મનોહરતા, અલંકારની શોભા, છન્દ-રચનાની ચારુતા, ભાષાની ગુણસંપત્તિ, એ સર્વ અંગથી જે આનન્દ અથવા રુચિ થાય તે સમસ્ત કાવ્યથી થતા આનન્દ-'કાવ્યાનન્દ'-આગળ ગૌણ છે. કાવ્યાનન્દના આધિક્યને વાધો ન આવે, કાવ્યાનન્દનું પોષણ થાય એટલે જ પ્રકારે કાવ્યના અંગ રુચિકર હોવા જોઇએ. કાવ્યનાં અંગની રુચિકરતા એકડી કર્યાથી કાવ્યાનંદ ઉદ્ભૂત થતો નથી, કાવ્યાનન્દ રસનિષ્પત્તિથી થાય છે. કાવ્યના અંગની સુન્દરતા રચવા ઉપર લક્ષ પ્રધાનતાથી પ્રેરાતા કાવ્યાનન્દના મહત્ત્વની અવગણના થાય છે. અલબત્ત, કાવ્ય એ કેવળ કવિત્વ નથી પણ ઉપર કહ્યું તેમ કવિત્વનો મૂર્તિમન્ત આવિર્ભાવ છે, તેથી કાવ્યમૂર્તિનાં અંગ ઉપરના નિયમને અનુસાર સુન્દર અને રુચિકર હોવા જોઇએ.

કાવ્યપ્રકાશકાર મમ્મટનું વચન ઉપર ઉતાર્યું છે કે કાવ્યનો આનન્દ રસના આસ્વાદથી ઉદ્ભૂત થાય છે. આ વચનનો અર્થ એ છે કે વિભાવ, અનુભાવ અને વ્યભિચારીભાવના* સંયોગથી સ્થાયી ભાવનો આસ્વાદ થતા રસનિષ્પત્તિ થાય છે તે વેળા આનન્દનો અનુભવ થાય છે, ચિત્તમાં વાસનારૂપે સ્થાયી રહેલા ભાવને કાવ્યપ્રસંગ જાગ્રત કરી એ ભાવનો ફરી સાક્ષાત્કાર કરાવે છે,

* વિભાવ, અનુભાવ, વ્યભિચારીભાવ, અને સ્થાયીભાવ, એ પદના અર્થ વિશે "કવિતા" ના નિબંધમાં વિવેચન કર્યું છે. અહીં સર્વ રસનાં અને તે દરેકના સ્થાયીભાવનાં નામ ગણાવીશું તો બસ થશે.

| રસ. | સ્થાયીભાવ. | રસ. | સ્થાયીભાવ. |
|---|---|---|---|
| શૃંગાર | રતિ. | ભયાનક. | ભય. |
| હાસ્ય. | હાસ | બીભત્સ. | જુગુપ્સા. |
| કરુણ. | શોક. | અદ્ભુત. | વિસ્મય. |
| રૌદ્ર | ક્રોધ | શાન્તિ. | નિર્વેદ (કે શમ). |
| વીર. | ઉત્સાહ. | ભક્તિ. | શ્રદ્ધા |

આસ્વાદ કરાવે છે, ત્યારે રસની વ્યક્તિ થાય છે, રસનું ભાન થાય છે, અને તે સમયે આનન્દનો અનુભવ થાય છે. સ્થાયીભાવનો રસ શી રીતે થાય છે એ વિશે સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓનું વિવરણ આ સંબંધે લક્ષમાં લેવા યોગ્ય છે. કાવ્યપ્રકાશમા **ભટ્ટ લોલ્લટ, શ્રી શંકુક** અને **ભટ્ટ નાયક**નાં વિવરણનો ઉતારો કરી અન્તે **મમ્મટે આચાર્ય અભિનવગુપ્ત**નું વિવરણ ઉતાર્યુ છે તે જ સંપૂર્ણ અને સ્વીકાર્ય છે માટે તે જ અહીં દર્શાવીશું તો બસ છે. પંડિતરાજ જગન્નાથે રસગંગાધરમાં તે મતનું જ અનુસરણ કર્યુ છે.

રતિ અને શૃંગાર રસનું ઉદાહરણ લઈ **અભિનવગુપ્ત** આ પ્રમાણે વિવરણ કરે છેઃ લોકવ્યવહારમાં સ્ત્રી (વગેરે)ના પ્રસંગથી જેમને રતિ ( અર્થાત્ પ્રેમની ચિત્તવૃત્તિ )ના અનુમાનનો અભ્યાસ થાય છે અને તે બાબતમાં નિપુણતા પ્રાપ્ત થાય છે તેમના ચિત્તમા રતિનો ભાવ વાસના રૂપે રહે છે, તેમના ચિત્તમા રતિનો ભાવ સ્થાયી થાય છે. આવા સામાજિક ( કાવ્ય વાચનાર કે સાભળનાર અથવા નાટક જોનાર ) સમક્ષ કાવ્યમા કે નાટકમા સ્ત્રી ( વગેરે )નો પ્રસંગ આવે ત્યારે આલંબન થનાર અને ઉદ્દીપન કરનાર વિભાવ[1] પોતાના કારણત્વનો ત્યાગ કરે છે, અનુભાવ[2] પોતાના કાર્યત્વનો ત્યાગ કરે છે, વ્યભિચારીભાવ[3] પોતાના સહચારિત્વનો ત્યાગ કરે છે; વિભાવ વિભાવના વ્યાપાર ધારણ કરી સ્થાયીભાવને આસ્વાદયોગ્યતાની સ્થિતિમાં લાવે છે, અનુભાવ અનુભાવન વ્યાપાર ધારણ કરી સ્થાયીભાવને અનુભવનો વિષય કરે છે, વ્યભિચારી ભાવ વ્યભિચારણ

૧. શૃંગારમાં સ્ત્રી પુરુષ તે આલમ્બન વિભાવ હોય છે ચન્દ્રિકા, વસન્ત, ઉપવન, તે ઉદ્દીપન વિભાવ હોય છે. રતિનાં આ કારણ કહેવાય છે.

૨. શૃંગારમાં પ્રેમપાત્રના મુખનું અવલોકન કરવું, તેના ગુણનું અનુકીર્તન કરવું, એ અનુભાવ હોય છે, રતિનાં આ કાર્ય કહેવાય છે.

૩. શૃંગારમાં સ્મૃતિ, ચિન્તા, એ વ્યભિચારી ભાવ હોય છે. રતિનાં આ સહચારી કહેવાય છે.

વ્યાપાર ધારણ કરી વિશેષ કાર્યથી સ્થાયી ભાવનો સંચાર કરે છે અર્થાત્ તેને સ્ફુટ અભિવ્યક્ત (માલમ પડી આવે તેવો) કરે છે; લોકવ્યવહારમાં હર્ષના કારણથી હર્ષ થાય અને શોકનાં કારણથી શોક થાય તેને બદલે અહીં સર્વથી સુખ થાય છે તેથી આ વિભાવ, અનુભાવ અને વ્યભિચારીભાવ અલૌકિક કહેવાય છે; કાવ્ય કે નાટકમા વિભાવ અને અનુભાવ અને વ્યભિચારી ભાવના જે વર્ણન આવે છે, અર્થાત્ સ્ત્રી, ચંદ્રિકા, પ્રેમપાત્રનુ ગુણકીર્તન, સ્મૃતિ, ચિન્તા, વગેરેનાં જે ચિત્ર દૃષ્ટિગોચર થાય છે તેમાના કોઇની પ્રતીતિમા સામાજિકના ચિત્તમા એવા ખાસ સંબન્ધનો સ્વીકાર થતો નથી કે આ મારાં છે કે આ શત્રુનાં છે કે આ ત્રાહિતના છે; તેમ જ આ મારાં નથી કે આ શત્રુના નથી કે આ ત્રાહિતના નથી એ રીતે ખાસ સંબન્ધનો પરિત્યાગ પણ સામાજિકના ચિત્તમાં થતો નથી; એકે તરફનો નિયમ નક્કી થયેલો હોતો નથી, પણ કાવ્ય કે નાટકમા સીતા કે શકુન્તલા આલમ્બન વિભાવ હોય તો કામિનીનું આ વર્ણન છે એવું સાધારણ જ્ઞાન થાય છે, રામ કે દુષ્યન્ત નાયિકાનાં ગુણકીર્તન કરતા હોય તો પ્રેમી પુરુષની આ વૃત્તિ છે એવું સાધારણ જ્ઞાન થાય છે, નાયક કે નાયિકાની સ્મૃતિ કે ચિંતાનું ચિત્ર આપ્યું હોય તો પ્રેમમગ્ન મનુષ્યમાં આવા ભાવ થાય છે એવું સાધારણ જ્ઞાન થાય છે; અમુક પુરુષની અમુક સ્ત્રી છે, ચન્દ્રિકા જોવાનો કે ઉદ્યાનમા ફરવાનો પ્રસંગ અમુક જનને આવ્યો છે, પ્રેમ વગેરે ભાવથી દોરાઇ કરેલી કૃતિ અમુક જન કરે છે કે તે ભાવથી થતી વૃત્તિ અમુક જનને થઈ છે એવી વિશેષતા સામાજિકના મનમાં રહેતી નથી; હું આ વિશેષ પ્રસંગોનો અનુભવ કરૂં છું માટે તે પ્રસંગો મને આવી પડયા છે એવી પ્રતીતિ થતી નથી, તેમ એ પ્રસંગો મને કે કોઇને આવી પડયા નથી એવો ખાસ તેમની સાથેના સંબંધનો ત્યાગ સામાજિકનાં મનમાં ઉત્પન્ન થતો નથી; ખાસ સંબંધનો સ્વીકાર કે પરિત્યાગ હોય તો કવિત્વના સાક્ષાત્કારમાં હાનિ થાય;

મારા પ્રેમનો આ પ્રસંગ છે એવી સામાજિકને પ્રતીતિ થતી હોય તો જાતીકા વૃત્તાન્તમાં તેનું મન ઊતરી જાય અથવા લજ્જાની વૃત્તિ થાય; શત્રુના પ્રેમનો આ પ્રસંગ છે એવી પ્રતીતિ થતી હોય તો રસાસ્વાદને બદલે વિદ્વેષ થાય; ત્રાહિતના પ્રેમનો આ પ્રસંગ છે એવી પ્રતીતિ થતી હોય તો તે તરફ ઉદાસીનતા થાય; આ રીતે વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવની માત્ર સાધારણ સ્વરૂપે જ પ્રતીતિ થાય છે; અને તેમ થાય છે ત્યારે સામાજિકના ચિત્તમાં પૂર્વના અનુભવથી વાસના રૂપે રહેલો સ્થાયીભાવ અભિવ્યક્ત થાય છે. પ્રેમવૃત્તિનો સાક્ષાત્કાર તેને થાય છે, જીવનમાં કુશળતાથી પ્રેમ અનુભવેલો તેવો કાવ્યત્વમાં તેને પ્રેમનો અનુભવ થાય છે. સ્થાયી ભાવ આ રીતે સ્પષ્ટ થાય છે ત્યારે તે રસ બને છે. આ અવસરે, રસાસ્વાદન કરનાર અમુક સામાજિકમા રસ રહેલો છતા, વિશેષ વ્યક્તિ સાથેના સંબંધ વિના જણાતા સાધારણ વિભાગ વગેરે ઉપાયના બલથી આ રસ જાણનાર હું છું એવો પરિમિત ભાવ સામાજિકના ચિત્તમાથી ખસી જાય છે અને તેથી એવો અપરિમિત ભાવ તેના ચિત્તમા પ્રાદુર્ભૂત થાય છે કે તેમાં બીજા કોઈ પણ જ્ઞાનવિષયનો સબંધ રહેતો નથી, કોઈ પણ લૌકિક પદાર્થ કે વિષય ચિત્તમા તે વેળા વસતો નથી. વિભાવ વગેરેનો આ સાધારણ ધર્મપ્રકાર સકળ સહૃદય જનોના ચિત્તમાં સંવાદી જ હોય છે, સર્વ રસિકોને દર્શન થાય તેવા દર્શનની સ્થિતિમાં સામાજિક આવે છે, અને તે સાધારણ્યથી તેને રસ ગોચર થાય છે, રસનો આસ્વાદ થાય છે. ખરી રીતે, સ્થાયી ભાવનો આસ્વાદ તે રસ છે તોપણ જેમ ઘટ સરખો જ્ઞાનનો આકાર ઘટના જ્ઞાનથી ભિન્ન નથી હોતો તે છતાં "ઘટનુ જ્ઞાન થાય છે" એમ કહી શકાય છે તેમ આ આસ્વાદરૂપી રસનો પણ આસ્વાદ થાય છે એમ કહી શકાય છે. આ રસની ચર્વણા (આસ્વાદ) તે જ તેનો પ્રાણ છે, આસ્વાદની દશામાં જ રસ રહે છે. વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવ એ જ રસના જીવનની એ તરફની

સીમા છે, વિભાવ અનુભાવ અને વ્યભિચારીભાવની સ્થિતિ પર્યન્ત જ રસનું અવસ્થાન હોય છે, અને તેથી તેનો આસ્વાદ અનિત્ય હોય છે. આમિક્ષા (ઉકાળેલા તથા આખરેલા દૂધનું મિશ્રણ), મરી, સાકર, કપુર, વગેરે જાતજાતની વસ્તુઓથી બનેલો પાનકરસ જેમ એ પૃથક્ વસ્તુઓના સ્વાદથી જુદો જ હોય છે અને એ વસ્તુઓ સમુદાયમા મિશ્રિત થવાથી વિલક્ષણ જ સ્વાદ થાય છે, તેમ વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવથી જુદા જ વિલક્ષણ, લોકાતીત, અનિર્વચનીય આસ્વાદથી રસની ચર્વણા થાય છે. એ રસ દૃષ્ટિ સમક્ષ જાણે ઝળકી ઉઠે છે, હૃદયમાં જાણે પ્રવેશ કરે છે. સર્વ અંગમા વ્યાપી રહી જાણે આલિંગન કરે છે, બીજા સર્વને જાણે ઢાકી દે છે, બ્રહ્માસ્વાદનો જાણે અનુભવ કરાવે છે. તે રસ અલૌકિક ચમત્કારકારી છે. વળી, વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ તે કારણ[1] અને રસ તે કાર્ય એમ નથી, કારણ કે એ વિભાવાદિનો વિનાશ થાય ત્યારે પણ રસના સંભવનો પ્રસંગ હોય છે; ઘટ બનાવવામા નિમિત્ત કારણ થયેલો દંડ નાશ પામતા ઘટ નાશ પામતો નથી તે પ્રમાણે વિભાવાદિ એ રસનાં નિમિત્ત કારણ હોવાથી વિભાવાદિના જ્ઞાનનો નાશ થાય ત્યારે પણ રસની સ્થિતિ હોય છે. વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ તે જ્ઞાપક[2] અને રસ તે જ્ઞાપ્ય[3] એમ પણ નથી; કારણ કે જ્ઞાપક સામગ્રીથી જે વસ્તુનું જ્ઞાન થાય તે વસ્તુ પહેલાથી સિદ્ધ હોય-સ્થિતિમાં હોય-તો એ સામગ્રી તેને જ્ઞાપ્ય કરી શકે; ઘટની પહેલેથી સ્થિતિ હોય તો પ્રકાશ ઘટનો જ્ઞાપક થાય, અને ઘટ પ્રકાશથી જ્ઞાપ્ય થાય. અર્થાત્ પ્રકાશ પડતાં ઘટનું જ્ઞાન થાય; પણ રસ તો સ્વસંવેદન માત્રથી સિદ્ધ થાય છે, સ્થાયીભાવનો સાક્ષાત્કાર તે રસ છે, અને વિભાવાદિ પહેલાં તે રસ સિદ્ધ હોય એમ બનતું નથી. પરંતુ, રસ વિભાવ, અનુભાવ

---

૧. જનક, નિષ્પાદક, ઉત્પન્ન કરનાર. ૨. જણાવનાર, જ્ઞાન આપનાર, ૩ જેનું જ્ઞાન કરાવવામાં આવે તે.

અને વ્યભિચારી ભાવથી વ્યંજિત થાય છે અને ચર્વણીય થાય છે, અર્થાત્ સ્થાયી ભાવના સાક્ષાત્કાર રૂપે રસ સ્પષ્ટ થાય છે અને આસ્વાદયોગ્ય થાય છે.

કારક અને જ્ઞાપક સિવાય બીજો હેતુ[1] ક્યાં જોવામા આવ્યો છે એમ કદિ કહેવામા આવે તો કંઇ જોવામાં નથી આવ્યો એ અલૌકિક સિદ્ધિનું ભૂષણ છે, દૂષણ નથી; વિભાવાદિનો અને રસનો જે સંબંધ છે તેનો કારણ–કાર્યના[2] અથવા જ્ઞાપક–જ્ઞાપ્યના[3] સાધારણ સંબંધમાં સમાવેશ થઇ શકતો નથી તે વાત બતાવી આપે છે કે રસની સિદ્ધિ કોઇ અલૌકિક રીતે થાય છે. ચર્વણાની ઉત્પત્તિ થાય છે તેથી લોકવ્યવહારની ભાષામા રસની ઉત્પત્તિ થાય છે એમ લાક્ષણિક શબ્દમાં કહેવાય છે તેથી રસને કાર્ય કહેવો હોય તો કહેવાય. સાધારણ લોકને ઇન્દ્રિયોથી જે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે: અપરિપક્વ યોગિઓને[4] ઇન્દ્રિયોના લૌકિક પ્રમાણ વિના ધ્યાનથી જે જ્ઞાન થાય છે: અને પરિપક્વ યોગીઓને[5] બીજા બાહ્ય જ્ઞાનના સંબંધ વિના પોતાના આત્મામા જ પર્યવસાન પામતું જે જ્ઞાન થાય છે; એ ત્રણે પ્રકારના જ્ઞાનથી જુદા જ લોકોત્તર સ્વજ્ઞાનનો વિષય રસ થાય છે (અર્થાત્ વિલક્ષણ રીતે રસ જાતે જ જણાય છે); માટે તેને જ્ઞેય (જાણવા યોગ્ય) કહેવો હોય તોપણ કહેવાય. એ રસને ગ્રહણ કરનારૂં જ્ઞાન નિર્વિકલ્પક (નામ, રૂપ, જાતિ વગેરે વિશેષ વગરનું) નથી કારણ કે વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવનો વિચાર તેમા પ્રધાન હોય છે અને એવા વિશેષ ભેદનો વિચાર જ્યાં સમાયેલા હોય તે જ્ઞાન નિર્વિકલ્પક કહેવાય નહિ; તેમ જ રસને ગ્રહણ કરનારૂં જ્ઞાન એથી ઉલટું સવિકલ્પક નથી કારણ કે રસનો અલૌકિક આનંદમય આસ્વાદ થાય ત્યારે રસ જાતે જ

૧ સિદ્ધિ થવાનું સાધન. ૨ Cause and effect. ૩ Demonstration and proof. ૪ આ યોગી 'યુઞ્જાન' (યોગનો અભ્યાસ કરનારા) કહેવાય છે. ૫ આ યોગી 'યુક્ત' (યોગ પામેલા) કહેવાય છે.

માલમ પડી સિદ્ધ થાય છે, બીજું જ્ઞાન તે વખતે રહેતું નથી, માત્ર રસ જ ચર્વણાનો વિષય હોય છે, અને એવું એક જ વિષયનું જ્ઞાન સવિકલ્પક કહેવાય નહિં. નિર્વિકલ્પક અને સવિકલ્પક એ પ્રત્યેક પ્રકારનો અભાવ હોવાથી પ્રત્યેકથી ઉલટા પ્રકારનું એ જ્ઞાન છે અને તેથી તે નિર્વિકલ્પક પણ છે અને સવિકલ્પક પણ છે એમ ગણવામાં આવે તો પહેલાની પેઠે એ વાતથી રસની લોકોત્તરતા જ જણાય છે, એમા કાંઈ વિરોધ નથી. (શ્રીમદ્ આચાર્ય અભિનવગુપ્તનું વિવરણ, કાવ્યપ્રકાશ, ઉલ્લાસ ૪ થો.)

કવિતાના રસ અને આનન્દની ઉત્પત્તિનું આવું ઉંડું, આવું સંપૂર્ણ, આવું તત્ત્વદર્શિ નિરૂપણ બીજા કોઇ સાહિત્યમાં થયેલું જાણવામા નથી. એ નિરૂપણમા પ્રથમ એવો આગ્રહ કર્યો છે કે રસ અને આનન્દના અનુભવ માટે રસિકતાના સંસ્કાર આવશ્યક છે, અર્થાત્ જીંદગાનીમા બનતા પ્રસંગોથી જેમના ચિત્તમા રસિક વૃત્તિ થઇ હોય, રસનો અનુભવ કરવાની શક્તિ જેમના ચિત્તમા સ્થિર અને દૃઢ થઈ હોય, તે જ કાવ્ય અને નાટકમાંનો રસ ગ્રહણ કરી શકે છે. જીવનમા સ્ત્રીજનના પ્રસંગથી ચિત્તમા પ્રેમની વૃત્તિ બંધાય, પુત્ર મિત્ર વગેરેના મરણથી ચિત્તંમા વૈકલવ્યની વૃત્તિ બંધાય, અલૌકિક વસ્તુના દર્શનથી ચિત્તમાં આશ્ચર્યની વૃત્તિ બંધાય, પરાક્રમ દાન વગેરેની સ્મૃતિથી ચિત્તમાં ઐાન્નત્યની વૃત્તિ બંધાય; આવી આવી ચિત્તવૃત્તિઓ બંધાયાથી મનુષ્યમાં રસિકતાના સંસ્કાર સ્થપાય છે. આ ચિત્તવૃત્તિઓ (અનુક્રમે) રતિ, શોક, વિસ્મય, ઉત્સાહ વગેરે નામથી ઓળખાય છે. ચિત્તમા તે કાયમ રહે છે માટે તેમને સ્થાયીભાવ કહેવામા આવે છે. આ સ્થાયી ભાવના સંસ્કાર અથવા વાસના જેમના ચિત્તમાં ન હોય તેમની આગળ રસિક રચનાઓ વ્યર્થ છે. નાટકગૃહમાં આવેલા વાસના વગરના જનોને અલંકારશાસ્ત્રીઓએ રંગભૂમિનાં મકાન, ભીંત અને પથ્થરની ઉપમા આપી છે. જીવનમા આવતા પ્રસંગોથી ઉપર કહી તેવી ક્ષણિક વૃત્તિઓ તો

સર્વ મનુષ્યોને થાય છે પણ તે વિશેષ કેળવવાની શક્તિ વિના સ્થાયી ભાવ બંધાતા નથી. એ શક્તિ બુદ્ધિવ્યાપારને લગતી નહિં પણ ભાવ તથા લાગણીને લગતી હોવાથી બીજા વિષયમા નિપુણતા પામેલા વિદ્વાનો આ શક્તિને અભાવે કેટલીક વાર કાવ્યરસ ગ્રહણ કરી શકતા નથી, અને તે માટે કેટલાક વેદાભ્યાસ કરનારા, મીમાંસકો અને વૈયાકરણોને સંસ્કારને અભાવે રસાસ્વાદ થતો નથી, એ જડતાનું ઉદાહરણ અલંકારશાસ્ત્રીઓ આપે છે.

આવા સ્થાયીભાવવાળા જનો સમક્ષ કાવ્ય કે નાટકની રસિક કૃતિ આવે છે ત્યારે તેમના હૃદયમા રહેલા સ્થાયી ભાવના સંસ્કાર જાગૃત થાય છે, પોતાના જીવનમા તેમણે પૂર્વે અનુભવેલી વૃત્તિઓ ઉદ્દીપ્ત થાય છે, પોતાના સ્થાયી ભાવનું પ્રતિબિમ્બ તેમની નજરે પડે છે. જીવનના અનુભવથી બંધાયેલા સ્થાયી ભાવનો આ રીતે કવિની કૃતિથી સાક્ષાત્કાર થાય છે, ખરેખરી વસ્તુદ્વારા નહિં પણ કલ્પનાદ્વારા સ્થાયી ભાવનો આસ્વાદ થાય છે ત્યારે સ્થાયી ભાવ રસ કહેવાય છે; રતિ શૃંગારરસ રૂપે ઓળખાય છે, શોક કરુણરસ રૂપે ઓળખાય છે, વિસ્મય અદ્દભુત રસરૂપે ઓળખાય છે. ઉત્સાહ વીરરસ રૂપે ઓળખાય છે; જે સ્થાયી ભાવનો પુનઃ સાક્ષાત્કાર થાય તે એક વિશેષ રસ રૂપે ઓળખાય છે. સ્થાયી ભાવના કાલ્પનિક આસ્વાદથી રસનું પ્રકટ થવું એ જ કાવ્યાનન્દના અનુભવનો પ્રસંગ છે. કાવ્ય કે નાટકમા વર્ણવેલા લૌકિક બનાવનું લૌકિક સ્વરૂપ જ આ અવસરે જતું રહે છે અને એ બનાવોથી કાંઇ અલૌકિક અસર ઉત્પન્ન થાય છે. જે વ્યક્તિઓ પદાર્થો કે બનાવો ચિત્તવૃત્તિને ઉત્તેજિત કરે છે તે સ્થાયી ભાવનાં કારણ કહેવાય છે, પણ આ કાલ્પનિક રસને પ્રસંગે તો એ વ્યક્તિઓ પદાર્થો અને બનાવો એવી સાધારણ કારણરૂપ સ્થિતિમાં રહેતાં જ નથી; ચિત્તવૃત્તિના એ વિષયો અને નિમિત્તો કંઇ અલૌકિક વ્યાપાર ધારણ કરે છે. સાધારણ વસ્તુસ્થિતિમાં ચન્દ્રિકા વગેરેના દર્શનથી નાયિકાને આલંબી રતિનો ભાવ નાયકના

ચિત્તમાં ઉદ્દીપ્ત થાય છે, મૃત બન્ધુના વસ્ત્રાભરણના દર્શનથી તે બન્ધુને આલંબી શોકનો ભાવ ઉદ્દીપ્ત થાય છે, પણ, સ્થાયી ભાવની કવિત્વમય સાક્ષાત્કૃતિને પ્રસંગે તો આ કારણો આનન્દપૂર્ણ આસ્વાદ થાય એવી સ્થિતિમા સ્થાયી ભાવને મુકવાનું જ કામ કરે છે; તેથી રતિ, શોક, નિર્વેદ, ક્રોધ, ઉત્સાહ, વિસ્મય, વગેરે સર્વ કોઈ સ્થાયી ભાવના વિષયો અને નિમિત્તો તે તે સ્થાયી ભાવની સાક્ષાત્કૃતિ કરાવતાં આનન્દનો જ આસ્વાદ કરાવે છે; રતિ, શોક, નિર્વેદ, ક્રોધ, ઉત્સાહ, વિસ્મય ઇત્યાદિ વૃત્તિ ઉત્પન્ન કરવાના કારણ તે બનતા નથી; તે વૃત્તિ તો ચિત્તમા વિદ્યમાન હોવાથી તેને રસરૂપે જગાડવાનુ જ રહેલુ હોય છે. તેથી, આલમ્બન થનાર અને ઉદ્દીપન કરનાર આ વિષયો અને નિમિત્તો (જે વિભાવ કહેવાય છે તે) રસને પ્રસગે પોતાના કારણત્વનો ત્યાગ કરે છે એમ કહ્યુ છે. તેમ જ, સ્થાયી ભાવની ચિત્તવૃત્તિ પછી ઉત્પન્ન થનારી જે વૃત્તિઓ અનુભાવ કહેવાય છે તે આ રસને પ્રસંગે પોતાના કાર્યત્વનો ત્યાગ કરે છે એમ કહ્યું છે; કારણ કે પ્રેમની ચિત્તવૃત્તિ થયા પછી પ્રેમપાત્રના મુખનુ અવલોકન કરવું, વૈકલવ્યની ચિત્તવૃત્તિ થયા પછી અશ્રુપાત કરવો, આશ્ચર્યની ચિત્તવૃત્તિ થયા પછી રોમાંચ અનુભવવો, ઔન્નત્યની ચિત્તવૃત્તિ થયા પછી ભયની અવજ્ઞા કરવી; ઇત્યાદિ પરિણામ (કાર્ય) લૌકિક પ્રસંગોમાં થાય છે ખરાં, પરંતુ એવા અનુભાવ ઉત્પન્ન થઇ ચિત્તવૃત્તિમા ભાવ સ્થાયી થયા પછી કાવ્ય કે નાટકમાં તે વર્ણવ્યા હોય છે ત્યાં સ્થાયી ભાવનો આનન્દમય સાક્ષાત્કાર કરાવવામાં તે સહાયભૂત થાય છે એટલું જ કામ તે કરે છે. આ અલૌકિક વ્યાપાર અનુભાવન કહેવાય છે. મુખાવલોકન, અશ્રુપાત, રોમાઞ્ચ, ભયાવજ્ઞાઃ એ સર્વ અમુક ચિત્તવૃત્તિ પછી બનતી અવસ્થાઓ રૂપે જાણવાજોગ હોય છે ત્યાં સુધી તેમની માત્ર સાધારણ લૌકિક પદવી હોય છે; પણ એ અવસ્થાઓ જોડે જોડાયેલી અને એ અવસ્થાઓ પૂર્વે બનતી ચિત્તવૃત્તિઓ ચિત્તમાં સ્થાયી હોય તેની કલ્પનાદ્વારા પુનરાવૃત્તિ થવાને

વખતે ચિત્તવૃત્તિનાં કાર્ય તરીકે તેમની કિમ્મત રહેતી નથી પણ એ પુનરાવૃત્તિ, એ સાક્ષાત્કાર, કરાવવામા સામીલ થનાર અલૌકિક અંશ તરીકે તે મૂલ્યવાન થાય છે. તે જ પ્રમાણે વળી, સ્થાયી ભાવની ચિત્તવૃત્તિ સાથે સંચાર કરનારા સ્મૃતિ, ચિન્તા, દીનતા, જડતા, હર્ષ, ઉન્માદ, ગર્વ, ત્રાસ, વગેરે જે ભાવને વ્યભિચારી અગર સહચારી કહ્યા છે તે પણ રસને પ્રસંગે પોતાનું એ સ્વરૂપ મુકી દઇ વ્યભિચારણ વ્યાપાર ધારણ કરે છે એમ કહ્યું છે. તેનું કારણ કે, સ્થાયી ભાવની વૃત્તિ સાથે એવા ભાવ સહચારી હોય છે એ વાતનું પ્રધાનપણું રહેતું નથી પણ એ સર્વનું વર્ણન સ્થાયી ભાવનું રૂપાન્તર થઇ રસ સ્ફુટ થવામા અલૌકિક રીતે સાહાય્યકારક થાય છે–એ તેમની ઉપયોગિતા મુખ્યત્વ પામે છે. રસવ્યક્તિ સમયના આનન્દમા આવા કોઈ ભાવનો પ્રવેશ હોતો નથી. એ આનન્દ સર્વત્ર એક જ પ્રકારનો અખંડિત અકલંકિત હોય છે.

કવિતામાં કવિતા પોતાના કે કોઈ પાત્રના ભાવ અને લાગણીઓ દર્શાવેલાં હોય છે અને વર્ણન તેમના સંબંધમાં બનેલા પ્રસંગનું હોય છે. તે છતાં કાવ્ય વાંચનાર કે નાટક જોનાર એવા ચિત્ર સાથે પોતાની વૃત્તિ શી રીતે એકાકાર કરે છે, અને પોતે શી રીતે રસનો અનુભવ કરે છે તે પ્રશ્નનું સૂક્ષ્મ પૃથક્કરણ કરી અભિનવગુપ્ત કહે છે કે કાવ્ય કે નાટકમાં પ્રદર્શિત થતી સ્થિતિ કોઈ અમુક કલ્પિત કે ખરાં સ્ત્રી પુરુષને લગતી છે એવું રસગ્રાહી જનોને ભાન થતું નથી, પણ, અમુક અવસ્થામાં આવેલા અને અમુક ભાવથી પ્રેરિત થયેલા મનુષ્યનું આ ચિત્ર છે એવું ભાન તેમને થાય છે. અને એ રીતે માનવ સ્વભાવની સાધારણ પ્રતીતિ તેમને થાય છે. કોઈ અમુક મનુષ્યનું આ વર્ણન છે એવું ભાન જેમ રસગ્રાહકને થતું નથી તેમ આ મારો પોતાનો જ વિશેષ અનુભવ છે એવું ભાન પણ તેને થતું નથી; પણ, આ ચિત્રમાં આવી રસમયતા રહેલી છે એવો તેને અનુભવ થાય છે. સર્વ રસિક જનોને એ ચિત્રથી એવું જ દર્શન થાય

છે, એ સાધારણત્વ રસિકતાનું છે અને તે સાધારણ્યને લીધે કાવ્ય-માંના ભાવ અને લાગણી વાચક કે પ્રેક્ષક પોતાના ભાવ અને લા-ગણીમા ઉતારી શકે છે, રસિકતા રસિકતાનું આકર્ષણ કરે છે, કાવ્યના પાત્રની અને કવિની વૃત્તિ સાથે વાચકો કે પ્રેક્ષકો પોતાની વૃત્તિને એકાકાર થતી અનુભવે છે.

સ્થાયી ભાવનો ઉપર પ્રમાણે આસ્વાદ થાય તે રસ છે એમ છતા 'રસનો આસ્વાદ થાય છે' એમ શી રીતે કહેવાય?—એ શંકાનો પરિહાર કરવા **અભિનવગુપ્ત** ઉદાહરણ આપે છે કે જેમ અમુક (ઘટ જેવા પદાર્થના) આકારનું જ્ઞાન થાય છે ત્યારે ચિત્તમા તે આકારના જ્ઞાનથી તે આકાર પોતે જુદો નથી હોતો તે છતાં તે 'આકારનું જ્ઞાન થાય છે' એમ કહી શકાય છે તેમ આસ્વાદ તે જ રસ છતા 'રસનો આસ્વાદ છે' એમ કહી શકાય છે.

રસનું ઉત્પન્ન થવું અને ટકવું કાવ્યમાના શબ્દો, પદાર્થો કે પદાર્થોના ચિત્રો ઉપર રહેલુ નથી પણ સ્થાયી ભાવના સાક્ષાત્કાર ઉપર, રસિકતાની ઉદ્દીપ્તિ ઉપર રહેલું છે તે દર્શાવવા **અભિનવગુપ્ત** કહે છે કે ચર્વણ થવું (ચવાવું, આસ્વાદિત થવું), એ જ રસનો એક માત્ર પ્રાણ છે. રસનો અનુભવ થાય એ જ રસ હોવાનો આધાર છે. વિભાગ, અનુભાવ અને વ્યભિચારી ભાવ આવી મળે તે રસનો આસ્વાદ થવાનો પ્રસંગ છે, પણ, તેમનુ સંમિશ્રણ થવાથી જે રસ ઉદ્‌ભૂત થાય છે તે વિભાગથી, અનુભાવથી તથા વ્યભિચારી ભાવથી જુદા જ અદ્‌ભુત સ્વરૂપનો હોય છે. એ રસનો અનુભવ સમસ્ત અંગને પોતાના અલૌકિક ચમત્કારથી ભરી દે છે અને પરમ આ-નન્દથી કમ્પિત કરે છે. બીજા વિચારો, બીજી વૃત્તિઓ, બીજા ભાવ એ રસના અનુભવને સમગ્રે અંજાઈ જાય છે, અને માલમ પડતા નથી.

બુદ્ધિને લગતા વિચારો અને અનુમાનો જેવા મનોવ્યાપારથી થાય છે તેવો મનોવ્યાપાર રસની ઉત્પત્તિમાં સમાયેલો નથી એ

દર્શાવવા અભિનવગુપ્ત કહે છે કે રસ કોઈ કારણનું કાર્ય નથી અને કોઈ જ્ઞાપકનું જ્ઞાપ્ય નથી, અર્થાત્ રસ કોઈ પદાર્થોથી કે વિચારોથી બનતો નથી તેમ જ રસને કોઈ પદાર્થો કે વિચારો પ્રકટ કરે છે તેથી તેનું જ્ઞાન થાય છે એમ પણ નથી. રસ જો ઉત્પન્ન થતો હોય તો ચર્વણાથી ઉત્પન્ન થાય છે (અર્થાત્ રસનો સ્વાદ માલમ પડવાથી રસ હયાતીમા આવે છે) અને એ રીતે તેને કાર્ય કહેવો હોય તો કહેવાય. રસ જો કશાથી જાણવામા આવતો હોય તો પ્રત્યક્ષ પ્રમાણથી જુદા, ધ્યાનથી જુદા, યોગિજ્ઞાનથી જુદા કોઈ વિલક્ષણ પ્રકારે તે સમજાય છે અને એ રીતે તેને જ્ઞાપ્ય કહેવો હોય તો. કહેવાય. ખરી રીતે તો રસ જાતે જ થઈ પોતાની મેળે રસિક જનને સમજાય છે. વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ તે રસનો પ્રસંગ ઉભો કરવાના નિમિત્તમાત્ર છે. રસિકતાના સંસ્કાર હોય તેને એ નિમિત્તો વડે રસ વ્યંજિત થાય છે. રસનું એ જ્ઞાન નિર્વિકલ્પક કે સવિકલ્પ પણ કહેવાય નહિં. જ્ઞાનના એ પ્રકાર આ વિષયને લાગુ જ પડતા નથી. રસજ્ઞાનમા વિભાગ વગેરે અંશનું સ્થાન હોય છે તેથી કાંઈ પણ ભેદ વગરનું તથા વિચારાધાર વગરનું નિર્વિકલ્પક જ્ઞાન તે કહેવાય નહિં, તેમ જ વિભાવ વગેરે અંશનું સ્થાન એવું હોય છે કે રસના આનન્દમય આસ્વાદ વખતે કાંઈ પણ બીજો અનુભવ રહેતો નથી તેથી સવિકલ્પક જ્ઞાન પણ તે કહેવાય નહિં. આ રીતે રસજ્ઞાન વિરોધવાળું જણાશે, પરંતુ એ જ્ઞાન જ એવું અલૌકિક છે કે બીજા જ્ઞાનના પ્રકાર અને પદ્ધતિઓ તેને લાગુ પડતી જ નથી, અને આ વાત રસનું ચમત્કારીપણું બતાવી આપે છે.

આ પૃથક્કરણથી જણાય છે કે કાવ્ય સાથે સમભાવવાળું થઈ શકે તેવું ચિત્ત હોય, અર્થાત્ ચિત્તમાં રસિકતાના સંસ્કાર હોય, ત્યારે જ કાવ્યાનન્દનો અનુભવ થવાનો અવકાશ આવે છે. પદાર્થોમાં, બનાવોમાં, વિચારોમા, વૃત્તિઓમાં,–જડમાં અને ચૈતન્યમા– હૃદયંગમ અંશ જણાયાથી કવિ કવિત્વની વૃત્તિમાં આવે છે, તેથી

કવિની કૃતિ બરાબર સમજવા સારૂ વાંચનારનું ચિત્ત પણ એવું હોવું જોઇએ કે એ હૃદયંગમ અંશના ચિત્રથી તે પીગળે, તેના પર અસર થાય. આવા અંશોથી હૃદય કંઈ પીગળે, હૃદય પર કાંઈ અસર થાય, એવો જીંદગાનીમાં જેને અભ્યાસ થયો હોય તેને રસિકતાના સંસ્કાર બંધાય છે. કવિની કૃતિમા આવેલાં વર્ણનો અને ચિત્રોથી એ સંસ્કાર ઉદ્દીપ્ત થાય ત્યારે રસાનુભવમા પરમ આનન્દ થાય છે. એ આનન્દનો આધાર રસિક સંસ્કારની એ ઉદ્દીપ્તિ ઉપર, રસના એ અનુભવ ઉપર જ છે. બીજું કાંઈ જ્ઞાન એ આનન્દનું પોષણ કરતુ નથી, એ આનન્દથી આત્મા પરિપૂર્ણ થઈ રહે છે; સકલ વિચારો, સકલ વૃત્તિઓ, સકલ સ્પૃહાઓ એ આનન્દના અમૃતથી એકાકાર, એકરૂપ, સંવાદી થઇ જાય છે.

દમયંતીના સ્વયંવરમંડપમાં નળનો પ્રવેશ પ્રેમાનન્દે વર્ણવ્યો છે તેનું આ દૃષ્ટિબિન્દુથી અવલોકન કરીશુ.

'સ્વયંવરમાં વાગી હાક, તે નળ આવ્યો રે;
ભાગા ભૂપ સર્વના નાક, એ નળ આવ્યો રે.
જાણે ઉધ્યો નૈષધ ભાણ, તે નળ આવ્યો રે;
અસ્ત થયા સહુ તારા સમાન, એ નળ આવ્યો રે.
તેજ અનંત અનંગનું અંગ, તે નળ આવ્યો રે;
જાણે કનક કાયાનો રંગ, એ નળ આવ્યો રે;
ઝળકે ઝળહળ જોત, તે નળ આવ્યો રે;
મુગટપર ચળકે ઉદ્યોત, એ નળ આવ્યો રે.

* * * * * *

ચાલતો શારદુલની ગત્ય, તે નળ આવ્યો રે;
નીરાશ થયા નરપત્ય, એ નળ આવ્યો રે.

* * * * * *

કન્યાને થયું તવ જાણ, એ નળ આવ્યો રે;
જેનું હંસે કીધું વીખાણ, તે નળ આવ્યો રે.'

નળાખ્યાન.

આ વર્ણન વાંચતાં ચિત્ત આનન્દપૂર્ણ થાય છે તેનું કારણ શું છે ? નળના પ્રવેશની હકીકત એમાં કહી છે તેથી એ આનન્દ થતો નથી, નળની સ્તુતિ કરી છે તેથી એ આનન્દ થતો નથી, વર્ણનમા સારી ઉપમાઓ વાપરી છે તેથી એ આનન્દ થતો નથી. પરંતુ, પેસતાવાર ઇર્ષ્યાવાન પ્રતિસ્પર્ધિઓને પોતાના પ્રભાવ અને પ્રતાપથી નળે ઝાખા પાડી નિસ્તેજ તથા નિરાશ કરી નાખ્યા; નળની આકૃતિ પ્રત્યક્ષ થતા જ તેનો વીરત્વનો કરબ સબળે પડ્યો; પોતાની 'ઝળહળ જોત'થી નળ બધે તરત ઓળખાયો, રાજાઓએ તેને ઓળખ્યો અને દમયન્તીએ તેને ઓળખ્યો; ' તે નળ આવ્યો, એ નળ આવ્યો ' એવાં વચન સ્પષ્ટ ઉચ્ચારથી બહાર પડ્યા વિના સર્વનાં મુખ સુધી આવી અટકી રહ્યા; આ વર્ણનના આબેહુબપણાથી વાચનારના ચિત્તમાં ઉત્સાહની ભાવના જાગૃત થાય છે અને સંતુષ્ટ થાય છે, ઉત્સાહની ભાવનાનો સાક્ષાત્કાર થાય છે: તેથી એ આનન્દ થાય છે. તેજસ્વી પુરૂષોનો પ્રતાપ જોતાં અને સાભળતા તથા તેમના પ્રતાપ વિશે વિચાર કરતાં ચિત્ત કંઈ કંઈ પ્રસંગે ઉન્નત દશામાં આવેલું અને ઉત્સાહના સંસ્કાર બંધાયેલા, તે સંસ્કાર કવિના આ ચિત્રથી ઉદ્દીપ્ત થતાં પ્રથમના એ અનુભવો એકત્ર થઇ વિકાસ પામી રહેલા લાગે છે તેથી એ આનન્દ થાય છે. વીરરસનો સ્થાયી ભાવ જેમના ચિત્તમાં ન હોય તેમને એવા કાવ્યથી આનન્દ થતો નથી. નળ બીજા રાજાઓ કરતાં કેવો વધારે બળવાન હતો. અથવા નળે દમયંતીના સ્વયંવરમાં કેવાં આભૂષણ પહેર્યા હતાં, અથવા સ્વયંવરના સમારંભ કેવા હોય છે, એ વિશે આ વર્ણનથી જ્ઞાન મળે છે તેથી એ આનન્દ ઉત્પન્ન થતો નથી કે પુષ્ટ થતો નથી. કાવ્યાનંદને સમયે બીજી કોઇ વૃત્તિ કે જ્ઞાન ચિત્ત આગળ આવતા નથી.

કાવ્યાનંદનું સ્વરૂપ તપાસતાં આ રીતે આ વાત સ્પષ્ટ થાય છે કે જ્ઞાન તથા ઉપદેશ કવિતામાં અપ્રધાન છે અને આનન્દ એ કવિતાનો મુખ્ય હેતુ છે. આનન્દ એ કવિતાનું સર્વોપરિ પ્રયોજન

છે અને તે સિદ્ધ થાય તેમાં કાવ્યની ઉત્તમતા છે. જ્ઞાન અને ઉપદેશ જાતે ગમે તેટલાં મહત્ત્વના છતાં કવિતામાં તે ગૌણ છે, કેમકે તેમની પ્રાપ્તિમા ભાવનાનો સાક્ષાત્કાર રહેલો નથી.

'રમત રમતા રીસ ન કરિયે, ભય મારગ ન જઇયે જીરે;
બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઊભા નવ રહિયે.
હુંકારા વિણ વાત ન કરિયે, ઇચ્છા વિણુ નવ જમિયે જીરે:
ધન વિદ્યાનો મદ નવ ધરિયે, નમના સાથે નમિયે.
ગુરૂ જોગી રાજા પંડિતને, હાસી કરી નવ હસિયે જીરે:
હાથી વાઘ સરપ નર વઢના, દેખીને દૂર ખસિયે.
કૂવા કાંઠે હાંસિ ન કરિયે, કેફ કરી નવ ભમિયે જીરે,
વેરો ન કરીયે ઘર વેચીને, જુગટડે નવ રમિયે.'

વીરવિજયકૃત હિતશિક્ષા.

આ પદ્યમા કહેલો ઉપદેશ બહુ સારો છે એમા શક નથી, પણ કવિતામા તે અસ્થાને છે. બે જણ છાની વાત કરે ત્યા ઉભા રહેવાથી કે ધનવિદ્યાનો મદ કરવાથી થતી હાનિ દર્શાવનારી કથા કવિતામાં લખી હોય અને આવા અયોગ્ય વર્તનથી થતાં પરિણામ તેમાં કુશળતાથી સૂચવ્યા હોય તો કરુણ હાસ્ય વગેરે રસની ભાવનાઓ ઉદ્દીપ્ત કરવાના પ્રસંગ તેમાં આવે, અને એવી રસિક કૃતિથી આનન્દ પામતાં વાચનારનું મન પરોક્ષ રીતે કથામાં ગર્ભિત રહેલા ઉપદેશ તરફ દોરાય. એ જ કવિતામા શક્ય છે અને યોગ્ય છે. ઉપદેશનાં સ્પષ્ટ વાક્યોનો કવિતામા ખપ નથી, એવા વાક્યોથી નીરસતા અને શુષ્કતા થાય છે. 'જુગટડે નવ રમિયે' એવા બોધવચનોનો સંગ્રહ કરવાને બદલે જુગારથી થતા માઠાં પરિણામ બતાવવા વ્યાસે પાંડવોનાં અને નળનાં વૃત્તાન્ત મહાભારતમા વર્ણવ્યાં છે. અને બીજા અનેક ઉપદેશ અને જ્ઞાનના વિષયો પણ રસિક કૃતિમાં ગર્ભિત કર્યા છે તે કવિની ખરી વૃત્તિ દર્શાવે છે. કવિનું કાર્ય રસિક

કૃતિઓ અને મૂર્તિઓ ઉત્પન્ન કરવાનું છે, અમૂર્ત વિચારો અને અનુમાનોના સિદ્ધાન્ત કહેવાનું નથી. કવિને જે વિચારો અને અનુમાનો ઇષ્ટ હોય તે અમૂર્ત સૂત્રરૂપમા ગોઠવવાને બદલે મૂર્તિઓ અને કૃતિઓનાં અંગ અને ગુણ રૂપે તે પોતાની રચનામાં દાખલ કરે છે. કવિ સિદ્ધાન્તો કહી બતાવતો નથી પણ પાત્રો અને વૃત્તાન્તોનાં એવાં આનન્દમય ચિત્ર આપે છે કે ચિત્રો ગ્રહણ કરનાર તે ચિત્રોમા રહેલા સિદ્ધાન્તો અનાયાસે અને વગર જાણ્યે ગ્રહણ કરી લે છે. કવિ જો સિદ્ધાન્તોનું કથન કરવા બેસે તો આનન્દમય રચનાનો ત્યાગ કરી તેને બીજા જ પ્રદેશમા જવું પડે. આ માટે કાવ્યપ્રકાશકાર મમ્મટ ઉપદેશ સંબંધે કવિતાને પ્રિય સ્ત્રીની ઉપમા આપે છે અને કહે છે કે સરસતા સંપાદન કરાવી તે ઉપદેશ તરફ દોરે છે એટલું જ એ વિષયમા કવિતાનું કર્તવ્ય છે. અને આ કારણથી મમ્મટ કહે છે કે ઉપરી પેઠે આજ્ઞા કરનાર શાસ્ત્રોથી અને, મિત્ર પેઠે લાભાલાભની સમજણ પાડનાર પુરાણ ઇતિહાસોથી કવિતાનો ઉદ્દેશ જુદો જ છે. જ્યોર્જ મોઇર અને પ્રોફેસર આયટુન કવિતાના આ અંશ સંબંધે કહે છે, 'કવિતા જ્યારે ઘણી જ પ્રત્યક્ષ રીતે ઉપદેશદાયક હોય છે, ત્યારે બોધ કરવાની શક્તિ કવિતામા બહુ જ થોડી હોય છે, અને ઉપદેશક પોતે જે શિક્ષણ આપે છે તે તેની પોતાની જ જાણમાં જ્યારે નથી હોતુ ત્યારે બોધ કરવાના કાર્યમાં કવિતા વાસ્તવિક રીતે ઘણી ફતેહમંદ થાય છે. પરંતુ, બુદ્ધિ દ્વારા પ્રત્યક્ષ ઉપદેશ ન કરતાં કવિતા જ્યારે લાગણી તથા કલ્પના દ્વારા પરોક્ષ રીતે સાર ગ્રહણ કરાવે છે ત્યારે માનસિક ઉન્નતિ સાધવામાં કવિતા બહુ સામર્થ્યવાન થાય છે એ વાતની ના કહેવાય તેમ નથી.' ( કવિતા વિશે નિબંધઃ એન્સાઇક્લોપીડિઆ, બ્રિટાનિકા, આઠમી આવૃત્તિ. ) આ જ અંશ લક્ષમાં રાખી થિયોડોર વોટ્સ કવિતાની વ્યાખ્યા એવી આપે છે કે, 'મનુષ્યનું મન મૂર્તિમન્ત અને કલાયુક્ત રૂપે ભાવમય અને તાલાનુગત ભાષામાં

બહાર પડે તે યથાર્થ કહેવાય.' 'બધી ખરી કવિતા મૂર્તિમન્ત રીતે અને શૈલીમાં પ્રકટ થવી જોઇએ એ સ્પષ્ટ છે, અને પરિણામ એ છે કે ઘણી ઉપદેશદાયક કવિતા આ સિદ્ધાન્તને લીધે "યથાર્થ કવિતા"ની વ્યાખ્યામાથી બાતલ થઇ જશે. અમૂર્ત વિચારો સાથે કવિને એટલો જ સંબંધ છે કે તે વિચારો લઇ તેનાં મૂર્ત રૂપ ઘડવાં, તે સિવાય બીજો સંબંધ નથી.' (કવિતા વિશે નિબંધઃ એનસાઇક્લોપીડિઆ બ્રિટાનિકા, નવમી આવૃત્તિ).

કવિતામાં અમૂર્ત (abstract) વિચારોનું સ્થાન નથી પણ કવિતામાં મૂર્તિમન્ત (concrete) રૂપની રચના હોવી જોઇએ, એમ કહેવાનું તાત્પર્ય ઉદાહરણોથી વધારે સ્પષ્ટ થશે.

" ઇશ્વરભક્તિમાં તલ્લીન થયેલા સાધુજનો નિર્ધનતાથી દીલગીર થતા નથી કે શરમાતા નથી. અને ધનવૈભવની ઇચ્છા કરતા નથી; જેની જરૂર હશે તે ઇશ્વરકૃપાથી મળશે એવી શ્રદ્ધા રાખી સાધુજનો સંસારની પ્રવૃત્તિઓમાં મગ્ન થતા નથી અને નિત્ય આનંદમાં રહે છે; " આ વિચારો અમૂર્ત છે; સાધુ જનોના આચરણ પરથી નિકળતા આ અનુમાન છે એમ આપણે જાણીએ છીએ. એ અનુમાનના કથનમાં જ્ઞાન સમાયેલું છે પણ કવિતા સમાયેલી નથી. આ ગદ્ય વાક્યોને પદ્યમાં ગોઠવીએ તો પણ કવિતા બનતી નથી.

> 'સુખ ન ઇચ્છે સંસારના, સમજે સુપન સમાનજી;
> વાત ગમે એક વૈરાગની, તન સુખ ત્યાગવા તાનજી.'
> 'ખટરસ ખાવા નહિ બોળિયે, જમશું જે મળશે અન્નજી;
> નિરમાને દિન નિર્ગમશું, રેશું મનમા મગનજી.'
>
> વૈરાગ્ય. નિષ્કુલાનંદ.

એવું એ સાધુજનોના આચાર વિચારનું વર્ણન કર્યાથી પણ કવિતા થતી નથી. સાધુજનો અને સાધુજનોનાં કૃત્ય મૂતમન્ત ઉત્પન્ન કર્યા હોય ત્યાં જ કવિતાનો સંભવ છે.

'જૂની વેલ્યને ધૂંસરી વાંકી, સાગી સોટા ભાગીજી;
કોના તળાવા ને કોને પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી.
મહેતોજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંઘાતે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાબાની ડાબડીનો, તેમા બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલ્યની પૂઠે કોથળો બાધ્યો, માહિ ભર્યા વાજીત્રજી;
ગાઠડી એક ગોપીચંદનની, તુલસી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમા, તિલક ને તુળસી માળજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળ હીણા બળદો શું હીડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.'

મામેરૂં. પ્રેમાનન્દ.

સાધુજનનું આ ખરેખરૂં ચિત્ર છે. અને તે કવિત્વમય છે. એ ચિત્રમાં સાધુનાં લક્ષણ મૂર્તરૂપે ઉત્પન્ન કર્યા છે અને તેથી ભાવનાનો સાક્ષાત્કાર થવાનો રસિક પ્રસંગ બન્યો છે. સાધુઓ કેવા હોય છે તે અમૂર્ત વાત કહી ન બતાવતાં સાધુઓ અને સાધુઓની કૃતિ મૂર્તિમંત રચ્યાથી કાવ્ય બન્યું છે અલબત્ત, અમૂર્તને મૂર્તિમંત કરવાની ઇચ્છા એ જ કેવળ કવિતાનું કારણ નથી. અન્તર્ભાવથી પ્રેરિત થઇ કવિ પોતાની લાગણી પ્રકટ કરવા પ્રવૃત્તિ કરે, તેનું ચિત્ત ઉદાર અને ઉન્નત દશાને પ્રાપ્ત થાય, અને કલ્પના તથા કળાની તેને સહાયતા હોય, ત્યારે રસિક મૂર્તિઓ ઉત્પન્ન કરવાની ઇચ્છા સફળ થાય છે. અમૂર્ત વિચારોની સંકલના કરનાર લેખક અન્તર્ભાવ, લાગણી, કલ્પના, કળા, રસિકતા, એ સર્વથી દૂર રહે છે, અને માત્ર અમૂર્ત વિચારોને છન્દમાં ગોઠવ્યાથી તેમનું ખરૂં સ્વરૂપ બદલાઈ કવિતા થતી નથી.

મૂર્તિ એટલે મનુષ્યની કે કોઈ પદાર્થની દશ્યમાન આકૃતિ એટલો જ અહીં અર્થ નથી. જે જે સ્થાનોમાંથી અને સાધનોમાંથી મનુષ્યને અનુભવ પ્રાપ્ત થાય છે તે તે સ્થાનો અને સાધનોના ચિત્ર આપ્યા વિના માત્ર તે અનુભવનો સાર કહેવો એ અમૂર્ત વિચારનું કથન છે. એ સર્વ સ્થાનો અને સાધનોનાં ચિત્ર આપવાં અને તેમાંથી મળતો અનુભવ સ્પષ્ટ કહી બતાવ્યા વિના સૂચિત થાય એવી રીતે રચના કરવી એ મૂર્તિમન્ત રૂપોની ઘટના છે.

'આવો ફૂલડાં મધુરા રે આપણ રંગે રામયે,
દિન એક આનંદે રે ભેળા રહિ નિર્ગમિયે.
મ્હને મુખડું તમારૂં રે સલૂણું લાગે વ્હાલું,
હેમા નિર્મળ પ્રીતિ રે વશી હસતી કાલું.
* * * *
નહિં તમમા કુટિલતા રે, નહીં વળી કુરપાણું,
નહિ વચન કપટના રે, હૃદય પ્રેમાળ ઘણું;
કદિ હાસ કરંતા રે તો નિશ્ચે આનંદભર્યા,
કરમાઈ કદી સૂતાં રે તો સત્યે દુઃખે જ ગળ્યા.'

કુસુમમાળા. રા. નરસિંહરાવ.

ફૂલ કેવા હોય છે તે અહીં કહ્યું છે તેથી આ કાવ્યોમા કંઈ અમૂર્ત વિચારનું કથન નથી, તેમ જ ફૂલના મુખનું, હાસ્યનું અને કરમાવાનુ વર્ણન છે તે મૂર્તરૂપોનું ચિત્ર નથી. કવિ પોતે ટીકામા કહે છે તેમ, 'નિર્દોષ કુસુમ તે મનુષ્યની સમાજના કુસંસ્કારથી અદૂષિત અવસ્થાનું પ્રતિબિમ્બ છે * * * જનમંડળની સ્થિતિ જોવાથી ઉત્પન્ન થતી વૃત્તિને લીધે જ,–મનુષ્યદુષ્ટતાથી ઉત્પન્ન થતા નિર્વેદ તથા ગ્લાનિ કાઢી નાંખી મનને શાન્તિ તથા સમાધાન આપવા–ફૂલની સાથે આનંદખેલમાં દિવસ ગાળવાની ઇચ્છા ઉત્પન્ન થતી દર્શાવી છે,' તેથી સ્વચ્છ સુંદર વસ્તુઓના દર્શનથી મનુષ્યની નિર્દોષતાનું ભાન થાય છે અને જનસમાજની મલિનતાથી કંટાળેલા

મનુષ્યને એ વસ્તુઓ તરફ આકર્ષણ થાય છે એ અમૂર્ત વિચારનો કાવ્યથી ઉદ્દેશ થાય છે. કુસુમોના દર્શનથી અને તે દર્શન વેળા અમુક પ્રસંગે થતી લાગણીથી જે અનુભવો થાય છે તે એ અમૂર્ત વિચારનાં સાધન અને સ્થાન છે. એ અમૂર્ત વિચાર આ કાવ્યમા કહ્યો નથી, તેમ જ એ અમૂર્ત વિચાર ખાસ કરીને કહેવા સારૂ કવિએ આ કાવ્ય રચ્યું નથી. પણ સુન્દર ફુલના દર્શનથી કવિને લાગણી થતા કવિત્વની તત્ત્વગ્રાહી દૃષ્ટિથી કવિ એ અમૂર્ત વિચાર તરફ દોરાય છે અને અનુભવેલી મૂર્તિઓનું, ફુલ જોઈ થતી ઇચ્છાઓનું, ફુલ તરફ થયેલી લાગણીઓનું, ફુલ વિશે થયેલી કલ્પનાઓનુ કવિ રસિક ચિત્ર આપે છે. 'નહિં તમમા કુટિલતા રે ' એ અનુભવજન્ય અમૂર્ત વિચાર નથી તેમ જ ફુલની આકૃતિ કે દેખાવ કે કવિએ ઉત્પન્ન કરેલાં મૂર્તરૂપ નથી.

એક બીજું ઉદાહરણ લઇએ.

'ઓધવજી છે અળગીરે, વાત એક પ્રેમ તણી;
કોઇ અનુભવી જાણે રે, કહેતાં તો નાવે બણી.
પ્રસૂતાની પીડા રે, વંઝા તે શું જાણે'
જાણ્યું કેમ આવે રે, માણ્યાને પરમાણે ?
મૂગે સક્કર ખાધી રે, ગુંગાને સ્વપ્ન થયું;
સરવે મન જાણે રે, બીજાને ન જાય કહ્યું.
ઘાએલનાં દુઃખને રે, કાયર તે શું પ્રીછે;
અજ્ઞાની લ્હે નહીં રે, રતીની ગતી શી છે.
નીમ સરવે નાસે રે, જ્યારે પ્રેમ તે વ્યાપે;
નિદ્રા જેને આવે રે, તે ઉત્તર કેમ આપે.
આશક માશુકમાં રે, રૂપ ગુણ શા દેખે ?
જેવું ભાસે છે તેહને રે, અવર તેવું નવ પેખે.'

પ્રેમપરીક્ષા. દયારામ.

પ્રેમના લક્ષણની તર્કશાસ્ત્ર પ્રમાણે અહીં વ્યાખ્યા આપી નથી. પણ પ્રેમમગ્ન મનુષ્યની અવસ્થાનું કેટલુંક ચિત્ર આપ્યું છે અને

તેથી કવિત્વનો પ્રસંગ આવી શક્યો છે. અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણમાંનો એકે દોષ ન આવે તે પ્રકારે પ્રેમનો અસાધારણ ધર્મ* દર્શાવવાનો કવિએ પ્રયાસ કર્યો હોત તો એવા અમૂર્ત વિચારનું કથન કાવ્યપ્રદેશમા પ્રવેશ કરી શકત નહિ. પરંતુ કવિએ પ્રેમનું એવું શુષ્ક લક્ષણ ન આપતા પ્રેમીની લાગણીનું ચિત્ર આપ્યું છે પ્રેમીજનો વિશેના તથા તેમની લાગણીઓ વિશેના અનુભવ ઉપરથી પ્રેમની અમૂર્ત વ્યાખ્યા કલ્પી શકાય અને તે એ વિષયના શાસ્ત્રીય નિબન્ધમાં ઉપયોગી થાય; પરંતુ પ્રેમમાં મગ્ન થનારને કેવો અનુભવ થાય છે, પોતાની સ્થિતિ બીજાઓથી તેને કેવી જુદી લાગે છે, પોતાના ભાવ યથાર્થ રીતે બીજાને જણાવવા કેવા અશક્ય માલમ પડે છે, અને બીજાઓ જે જાણી શકે છે તે પોતાના 'માણ્યા' ના પ્રમાણમાં કેવું અપરિપૂર્ણ દીસે છે, પસંદગી નાપસંદગીના સાધારણ નિયમોથી પ્રેમીજનોના આચાર–વિચારની તુલના કરવાના બીજાઓના પ્રયાસ કેવા વ્યર્થ ભાસે છે, એ અને એવા સર્વ વાસ્તવિક બનાવોના ચિત્રોથી, એ સર્વ મૂર્તિમંત રૂપોથી પ્રેમ વિશેનું કાવ્ય થાય છે, અને તેવી રચના માટે આ કાવ્યમા કવિએ પ્રયાસ કર્યો છે તેથી તેની કૃતિ ચિત્તાકર્ષક લાગે છે.

અલબત્ત, કાવ્યનાં મૂર્તિમંત રૂપો રસ અને સૌન્દર્યવાળા હોવા જોઇએ પ્રેરણાથી રચાયેલા અને પ્રેરણા ઉત્પન્ન કરી શકે તેવા હોવાં જોઇએ. જેમ

'નવિનપણૂં' ચિજ નથી; જગતમાં, નવિનપણું. ટેક૦
જે કંઇ છે કહેવાય અનાદી; તેનું તેજ મૂળથી. જગતમાં ન૦
એક જ દીસે અનેક રૂપે; રૂપાંતર ભેદથી. જગતમાં ન૦
અસલ નકલમાં ભેદ ન હોયે; દ્વૈત ભાવ ક્યાહથી ? જગતમાં ન૦

* 'दोषत्रयरहितमसाधारणधर्मवचनं लक्षणम्' 'A definition is the exposition of the connotation of a term.'

સ્થાવર જંગમ જડ ચૈતન રાહુ; ભેદ કહું શા કથી ? જગતમાં ન૦
અનુભવસિદ્ધ વસ્તુ છે એકજ, ભેદ માત્ર ભેખથી. જગતમાં ન૦
વિજયવાણી.

આવા અમૂર્ત વિચારદર્શક પદ્યોની શુષ્કતા અને અરમણીયતા કવિત્વની ખામી તરત દર્શાવી આપે છે, તેમ

'આ શેત્રંજ સુબાજી બુદ્ધિબળથી ખેલાડી ખેલો તમો,
બાજી ચોરસ સ્થાન ચોસઠતણી મૂકી રૂણા ગોઠવો;
છેડે હાથી નજીક અશ્વ મૂકીને પાસે મૂકી ઉંટને,
રાજાને જમણા કરે વઝીરને દો સ્થાન ડાબા કરે.'

કાવ્યસરિતા. રા. મહાસુખ વિ. ચુનીલાલ.

આવાં સાધારણ મૂર્તરૂપો સંબંધી નીરસ હકીકત પણ કવિત્વશૂન્ય છે એ એકદમ માલમ પડે છે. પ્રત્યક્ષ રીતે જ્ઞાન આપવું એ કવિતાનું પ્રયોજન નથી, તેમ જ સાધારણ વ્યવહારમા ઉપયોગી થાય તેવા માહીતી આપવી એ પણ કવિતાનું પ્રયોજન નથી. એ લાગણીના વિષયો નથી, અને ઉપરના બે પદ્ય હૃદયને બીલકુલ સ્પર્શ જ નથી કરતાં તેનું એ જ કારણ છે.

જ્ઞાન ઘણું મહત્ત્વનું છે અને વ્યવહાર સંબંધી માહીતી ઘણી ઉપયોગી છે એ નિર્વિવાદ છે, પરંતુ. તેટલા પરથી એ વિષયો કવિત્વપૂર્ણ છે અથવા કવિતાને ઉચિત છે એમ સાબીત થતું નથી. હૃદયભાવ દર્શાવે તેવી અલૌકિક આનંદદાયક મૂર્તિમત કૃતિઓ જ કવિતામાં સ્થાન પામે છે. અમૂર્ત તત્ત્વચિંતન કવિતામાં પ્રવેશ પામી શકતું નથી. તેમ જ મૂર્તરૂપો વિશેની ભાવહીન હકીકત કવિતામા પ્રવેશ પામી શકતી નથી.

'કળા છાપવા તણી, હતી નહિ પૂર્વે જ્યારે;
લહિયા લખતા ગ્રંથ, બધા દેશોમાં ત્યારે.
અક્કડ બેશી રહે, અંગ તો અકડી જાતું;
આંખો કેરૂં તેજ, તેમનું ઓછું થાતું.

તેથી યુક્તિ કરી, ગટનબર્ગે ઝટ છાપ્યું;
રાય રંકને ઘેર, સરસ્વતી મંદિર સ્થાપ્યું.
જે રાજા કે રંક, સર્વને સરખા જાણી;
સરખો આપે બોધ, પ્રેમ પૂરણ મન આણી.

દુનિયાના મોટા શોધ
રા. મહાશંકર પીતાંબર જોશી.

છાપવાની કળા વિશેની માહીતી અલબત્ત ઉપયોગી છે અને તે કળા જડી તે પહેલા કેવી સ્થિતિ હતી તેનું કંઇક મૂર્તિમંત ચિત્ર પણ આ પદ્યમા છે. પણ હૃદયના ભાવ એમાં લેશમાત્ર નથી, ત્યાથી ભાવના સાક્ષાત્કારનો પ્રસંગ આવી રચના વાચતા કદિ આવતો જ નથી. શેત્રંજની બાજી કેમ ગોઠવાય, છાપવાની કળા કોણે શોધી કહાડી, અને તે પહેલાં લહિયા પાસે ગ્રંથો લખાવતા કેટલી મશ્કેલી પડતી, તેનાં વર્ણન ગમે તેટલાં વાસ્તવિક હોય પણ તે વાચતાં હૃદયમાં કોઈ રસિક સંસ્કાર જાગૃત થતા નથી, હૃદયને અલૌકિક આનંદ પ્રાપ્ત થતો નથી. કવિની કલ્પના મૂર્તિમંત રૂપો રચે છે અને વાસ્તવિક રૂપો સરખો દેખાવ તેમને આપે છે એ ખરૂં છે, પરંતુ, પદાર્થોમાં અને બનાવોમા જે રસિક અંશો ગૂઢ રહેલા છે, જે અંશો સાધારણ દૃષ્ટિવાળાને ( અને રસહીન જ્ઞાનીઓને ) મન છે જ નહિં અને હતા જ નહિં, તે પોતાના પ્રભાવથી ગ્રહણ કરી લઈ કવિ તેમને મૂર્તરૂપો દ્વારા દેખાડે છે અને તેથી તે અંશો સમજી શકાય છે. મૂર્તરૂપોનું વર્ણન વાંચતા, વાણીમાં દર્શાવેલા એ મૂર્તરૂપોનો અનુભવ કરતાં, રસિક વાચનારને પોતે મૂર્તરૂપોમાં પ્રથમ અનુભવેલા રસિક અંશનો ફરી અનુભવ થાય છે અને તેથી આનંદ થાય છે. વાસ્તવિક જીંદગાનીમા રસિક અંશોનો અનુભવ મૂર્તરૂપ દ્વારા થાય છે તેથી કવિએ જોયેલા રસિક અંશો મૂર્તરૂપોમાં મૂકયાથી જ તેનો અનુભવ થઇ શકે છે. રસવિહીન સાધારણ દૃષ્ટિને જે અંશો દેખાતા નથી, દુનિયામા મૂર્તરૂપો નિત્ય જોનાર સાધારણ મનુષ્યને જે અંશ તેમાં

હોવાનું ભાન થતું નથી તે અંશ કવિને સહસા જણાય છે, તે તરફ કવિની દૃષ્ટિ ખેંચાય છે તેથી કવિની વૃત્તિ વિચિત્ર, અસાધારણ તથા નરેહવાર આવેશવાળી જણાય છે, મહાન કવિ શેક્સપીયર આ વૃત્તિ બહુ યથાર્થ રીતે વર્ણવે છે.

'The Lunatic, the lover, and the poet,
Are of imagination all compact !
One sees more devils than vast hell can hold,
That is, the madman : the lover, all as frantic,
Sees Helen's beauty in a brow of Egypt·
The poet's eye, in a fine frenzy rolling,
Doth glance from heaven to earth, from earth
to heaven;
And, as imagination bodies forth
The forms of things unknown, the poet's pen
Turns them to shapes, and gives to airy nothings
A local habitation, and a name.'

A Midsummer Night's Dream, Act v, sc. i.

'ગાડો, પ્રેમી અને કવિ; એ (ત્રણ) કલ્પનાથી જ બધી રીતે ભરેલા હોય છે. એકને એટલે ગાંડાને વિશાળ નરકમા સમાય એથી વધારે પિશાચ દેખાય છે. પ્રેમી સર્વથા એવો જ ઉન્મત્ત થઇ મિસરની હબસણની મુખાકૃતિમાં રંભાની ખુબસુરતી દેખે છે. કવિની દૃષ્ટિ રમણીય આવેશથી પરિભ્રમણ કરતી આકાશથી પૃથ્વી સુધી, પૃથ્વીથી આકાશ સુધી નજર ફેંકે છે; અને કલ્પના જેમ જેમ અજ્ઞાત વસ્તુઓનાં મૂર્તિમન્ત રૂપો બહાર કહાડે છે તેમ તેમ કવિની કલમ એ રૂપોની (સુન્દર) આકૃતિઓ ઘડે છે અને હવાઇ શૂન્યતાને સ્થાનિક વાસથી સજ્જ કરે છે તથા તેનું નામ પાડી ઓળખાવે છે.'

આ રીતે કલ્પના, રમણીય આવેશ, સૃષ્ટિમાં સર્વત્ર ફરી વળનારી

દૃષ્ટિ, અજ્ઞાતનું દર્શન કરવાની શકિત, નવીન મૂર્તિમન્ત રૂપની ઘટના: એ સર્વ લક્ષણોને લીધે કાવ્ય આનન્દ આપનારૂં થઇ શકે છે; અને એ લક્ષણોના અભાવને લીધે ઉપર કહેલા ઉપદેશ, જ્ઞાન તથા હકીકત કહેનારા પદ્ય કાવ્યાનન્દની પ્રાપ્તિ કરાવવામાં અસમર્થ થાય છે.

અલંકારથી કાવ્યમા રસિકતા થતી નથી, વ્યંગ્ય અર્થનો અમુક પ્રકારે ધ્વનિ થવાથી સ્થાયી ભાવનો સાક્ષાત્કાર થાય છે તેમાં રસિકતા રહેલી છે, અને વ્યંગ્ય અર્થ વિનાનું અલંકારચિત્ર કાવ્ય તે અધમ છે એમ મમ્મટ, જગન્નાથ વગેરે અલંકારશાસ્ત્રીઓ કહે છે. વ્યગ્ય અર્થ વિનાની એકલી અલંકારમય રચનાને કાવ્યનું નામ જ ઘટતુ નથી—તેમા કાવ્યત્વ જ નથી-એમ વિશ્વનાથ કહે છે, એ વિવેચનની યથાર્થતા ઉપરની ચર્ચાથી સ્પષ્ટ થશે. વ્યંગ્ય તે વાચ્ય અથવા લક્ષ્ય અર્થથી જુદો જ અંદર રહેલો અર્થ છે અને વ્યંજના વ્યાપારથી તે સમજાય છે એ વિશે અન્યત્ર નિરૂપણ કર્યું છે.* જે કાવ્યમા વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતા વધારે ઉત્કૃષ્ટ—વધારે ચમત્કારવાળો હોય તે કાવ્યને અલંકારાશાસ્ત્રીઓ ઉત્તમ પ્રકારનું કહે છે. કવિના હૃદયમાં રહેલા ભાવનો એવા કાવ્યમાં ધ્વનિ થાય છે માટે તેને ધ્વનિકાવ્ય પણ કહેવામા આવે છે. મૂળ કવિત્વ તો કવિના હૃદયમા જ રહેલું હોય છે, અને ઉત્તમ કાવ્યમા તે મૂળ કવિત્વનો આવિર્ભાવ થાય છે. તેનો ધ્વનિ શ્રવણે પડે છે, તેની ઝાંખી થાય છે, માટે "ધ્વનિ" એ નામ ઘણું યોગ્ય છે. ઉપર કહ્યુ છે તેમ અલૌકિક કવિત્વને મૂર્તિમન્ત કરવા કવિતા વાણીમાં રચાય છે, કાવ્યના શબ્દો અને એ શબ્દોથી સમજાતા બહારના અર્થ તે માત્ર કવિત્વમય ભાવના વાહક છે, વ્યંગ્ય–કવિત્વમય ભાવ—માટે જ કાવ્યનું અસ્તિત્વ હોય છે, તેથી કાવ્યની અંદર રહેલો વ્યંગ્ય અર્થ પ્રધાન હોય અને બહારનો વાચ્ય અર્થ તેની આગળ ઉતરતી પંક્તિનો હોય ત્યાં કાવ્ય ઉત્તમ હોય છે. કવિતાની અપૂર્વતા, વિરલતા, અલૌકિકતા એવી

* હૃદયવીણાનું અવલોકન, પરિશિષ્ટ ૧. 'શબ્દોના વાચક.'

હોય છે કે સ્પષ્ટ વાચક શબ્દોમાં કવિતાના ભાવ જણાવી શકાતા નથી, સ્પષ્ટ વાચક શબ્દોમાં તે ભાવ જણાવવાનો પ્રયત્ન કરવામા આવે તો તે નિષ્ફળ જાય છે; કવિતાના ભાવને વ્યંગ્ય રાખી તેની ઝાંખી જ આપી શકાય છે, વાચ્ય અર્થમા તે મુકવા જતા તેની અદ્ભુતતા જતી રહે છે. સ્પષ્ટ વાચક શબ્દમા તો સાધારણ વિચાર જ મૂકી શકાય છે. સામાન્ય ભાષા કવિને થયેલા ભાવ દર્શાવવા કેવી અસમર્થ છે તે અનુભવતા ટેનિસન કહે છે,

'Vague words ! but ah, how hard to frame
In matter–moulded forms of speech,
Or ev'n for intellect to reach
Thro' memory that which I became.'

In Memoriam, XCV.

'(આ વર્ણનના) શબ્દ (કેવળ) મોઘમ છે' પણ અરે, હું જે સ્થિતિમાં આવ્યો હતો તે વાણીનાં જડ ગોચરતાવાળાં રૂપમા ગોઠવવું કેટલું કઠણ છે, અથવા સ્મૃતિ દ્વારા બુદ્ધિવડે તે સ્થિતિના જ્ઞાનને પહોંચવું એ પણ કેટલું કઠણ છે!'

વાણીની આ અસંતોષકારક અપૂર્ણતાને લીધે કવિઓ વ્યંગ્ય કવિત્વનું ધ્વનન જ કરે છે અને વાચક શબ્દને તથા વાચ્ય અર્થને તે ધ્વનનમાં સહાયભૂત તરીકે જ વાપરે છે. જીવન અને મૃત્યુને પરિણામે પ્રાપ્ત થતા અનંત, આનંદમય, નિરંતર ઉત્કર્ષશીલ ધામની ઝાંખી ઉપર સૂચવેલી સ્થિતિમાં ટેનિસનને થયેલી તે તે આવા શબ્દ તથા અર્થમા પ્રકટ કરે છે,

'And East and West, without a breath,
Mixt their dim lights, like life and death,
To broaden into boundless day.'

'(પ્રાતઃકાલે) જીવન અને મૃત્યુના સમાગમ પેઠે, નિરુચ્છ્વાસ રહેલી પૂર્વ અને પશ્ચિમ દિશાઓએ પોતાના અસ્પષ્ટ તેજ સંમિશ્ર કર્યા, અને (એ રીતે) અંતહીન દિવસના વિકાસનો ઉદ્ભવ કર્યો.'

આ વર્ણનના મૂર્ત રૂપથી વ્યંજિત થતો પૂર્વોક્ત અમૂર્ત ભાવ વ્યંગ્ય છે તેથી જ કાવ્યમાં વિશેષ ચમત્કાર રહેલો છે; અને પ્રાતઃકાળના વર્ણનનો વાચ્ય અર્થ અપ્રધાન છે, વ્યંગ્ય કરતાં ઓછા મહત્ત્વનો છે–તેથી વ્યંગ્યની ખુબી હૃદયને પૂરેપૂરૂં ગ્રહણ કરી લે છે, હૃદયનું સર્વથા હરણ કરી લે છે.*

વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતા આ પ્રકારે જ્યાં ઉત્તમ હોય તે કાવ્યને અલંકારશાસ્ત્રીઓ ધ્વનિ કહે છે. ધ્વનિના તેમણે ઘણા ભેદ પાડેલા છે, તે સર્વમાં શ્રેષ્ઠ તે રસધ્વનિ છે. જ્યા વાચ્ય અર્થ વિવક્ષિત હોય (અર્થાત્ વાચ્ય અર્થ પણ જણાવવાની ઇચ્છા હોય) અને તે વાચ્ય અર્થ વ્યંગ્યનિષ્ઠ હોય (અર્થાત્ તે અથ વ્યંગ્યથી ગૌણ હોઇ વ્યંગ્યમાં તાત્પર્ય પામતો હોય) તેવા ધ્વનિકાવ્યમાં જ્યારે વ્યંગ્યનો ક્રમ અલક્ષ્ય હોય ત્યારે તે કાવ્ય રસધ્વનિ કહેવાય છે. વ્યંગ્યનો ક્રમ અલક્ષ્ય હોવાનો અર્થ એ છે કે, વિભાવ, અનુભાવ અને વ્યભિચારી ભાવ તે જાતે રસ નથી પણ તેમના વડે રસ નિષ્પન્ન થાય છે તેથી વિભાવ વગેરેની પ્રતીતિનો અને રસની પ્રતીતિનો ક્રમ અવસ્ય છે, વિભાગ વગેરેની પ્રતીતિ પછી જ રસની પ્રતીતિ થાય છે, તે છતા એક પ્રતીતિ પછી બીજી પ્રતીતિ એટલી શીઘ્રતાથી થાય છે કે એ ક્રમ લક્ષમા આવતો નથી. રસધ્વનિમા રસાદિનો એટલે રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાન્તિ, ભાવોદય, ભાવસંધિ, ભાવશબલત્વ, એટલાનો સમાવેશ થાય છે. આ સર્વમા રસ તે મુખ્ય છે, અને ભાવ વગેરે બાકીનામા રસન ધર્મ ઓછો વધતો રહેલો હોય છે, રસધ્વનિનો આત્મા રસ છે, તેથી ભાવ વગેરેની વ્યાખ્યા માત્ર આપીશું તો અહિં બસ થશે. રસાવસ્થાને નહિં પામેલા સ્થાયી ભાવ અને પ્રધાનપણે વ્યંજિત થતા વ્યભિચારી

* વ્યંગ્ય અર્થ પ્રધાન હોવાનું કાવ્યપ્રકાશમાં જે ઉદાહરણ આપ્યું છે તેવા પ્રકારનો શ્લોક હૃદયવીણાના અવલોકનમાં આપ્યો છે; 'રિપુભટવધકેરી' પરિશિષ્ટ ૧ જુઓ.

ભાવ તે "ભાવ" કહેવાય છે. રસ અને ભાવ અનુચિત રીતે પ્રવૃત્ત થયા હોય તે " રસાભાસ " અને " ભાવાભાસ " કહેવાય છે. ભાવ ઉત્પન્ન થઇ શમી જાય તે " ભાવશાન્તિ " કહેવાય છે. જ્યાં ભાવનો ઉદય થતો વર્ણવ્યો હોય તે " ભાવોદય " કહેવાય છે. એક બીજાને ઢાંકી દે એવી સરખી શક્તિવાળા બે જુદી જાતના ભાવનો સાથે આસ્વાદ થાય તે " ભાવસન્ધિ " કહેવાય છે. એક બીજાનો બાધ કરે એવા અથવા એક બીજા તરફ ઉદાસીન હોય એવા ભાવોનું વ્યામિશ્રણ તે " ભાવશબલત્વ " કહેવાય છે. આ સર્વમાં કંઇ ચમત્કારી વ્યંગ્ય રહેલો હોય છે અને આ સર્વ રસ સાથે જોડાયેલા હોય છે તેથી તેમની રસ સાથે ગણના કરેલી છે.

વાચ્ય અર્થ માત્ર વ્યંગ્ય અર્થના ધ્વનનમા સહાયભૂત હોવાથી તે ગૌણ હોય અને વ્યંગ્ય પ્રધાન હોય ત્યારે વ્યંગ્યનો ચમત્કાર પૂરેપૂરો મનોહર થઈ શકે છે. જ્યાં વાચ્ય અર્થ ગૌણ ન હોય, વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ ચઢિયાતો ન હોય, વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ ગૌણ હોય, તેવા કાવ્યને અલંકારશાસ્ત્રીઓ મધ્યમ અથવા ઉતરતી જાતનું કહે છે. એવા કાવ્યમાં વ્યંગ્ય અર્થ પૂરેપૂરો હૃદયગ્રાહી થઇ શકતો નથી, વાચ્ય અર્થ હૃદય સમક્ષ પ્રધાનપણે આવે છે તેથી કવિત્વમય ભાવ વાચ્યની છાયાથી ઢંકાઇ જાય છે અને કાવ્ય ઉતરતી પંક્તિનું થાય છે. આવા કાવ્યનું કાવ્યપ્રકાશમાં ( બીજા ઉલ્લાસમાં ) ઉદાહરણ આપ્યું છે તે લક્ષમા લેતા તાત્પર્ય યથાર્થ સમજાશે.

'ડાળી નવ વંજુલની લઇ કરમા તરુણ ગામનો ચાલ્યો:
તે જોતાં મલિન બની કો તરુણીની મુખચ્છાયા.'

અહીં વ્યંગ્ય અર્થ એવો છે કે " તે તરુણીએ વંજુલ (નેતર)-ના માંડવામા મળવાનો તે તરુણ સાથે સંકેત કરેલો પણ તે ત્યાં ગઇ નહિ," પણ, વંજુલની ડાળી લઈ તરુણને જતો જોઇ તત્કાલ તરુણીની મુખચ્છાયા મ્લાન થઈ–એ વાચ્ય અર્થ વ્યંગ્ય કરતાં ચિત્તને વધારે આકર્ષક લાગે છે અને ચિત્તનું વાચ્ય અર્થથી પ્રથમ

ગ્રહણ થયા પછી માલમ પડતો ગૌણ વ્યંગ્ય અર્થ પૂરેપૂરો ચિત્ત-ગ્રાહી થતો નથી. વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થની પાછળ અંધારામાં પડી જાય છે. કદાચ એમ લાગશે કે વાચ્ય અર્થમાં ચમત્કાર છે, તરુણીનું મુખ આવા દર્શનથી અકસ્માત્ પડી જતું વર્ણવ્યું છે તે આકર્ષક છે તો કાવ્ય ઉતરતી પંક્તિનું શા માટે ગણાય ? પરંતુ એ લક્ષમાં રાખવું જોઇએ કે તરુણ તરુણીનો પ્રેમ અને મેળાપ માટે તેમણે કરેલો સંકેત એ લાગણીના વિષય છે, તેમનો પ્રેમ અને સંકેત સૂચવવામાં કવિત્વ રહેલું છે. એવું કંઈ વ્યંગ્ય ન હોય અને માત્ર અમુક વખતે અમુક સ્ત્રીની મુખચ્છાયા પડી ગઈ એટલું જ વર્ણન ઉદ્દિષ્ટ હોય તો તેમાં કવિત્વનો કંઈ પ્રસંગ નથી. એવા ચિત્રમાં રહેલો વ્યંગ્ય અર્થ જાણવામાં કવિત્વનો અનુભવ થવાનો અવકાશ છે, પણ અકુશલતાથી વાચ્યને વધારે ચમત્કારી બનાવેલું હોવાથી વ્યંગ્યની કિમ્મત ઘટી જાય છે અને વાચ્યમાં ચિત્ત વિશેષે પરોવાયેલું રહે છે.

જે પદ્યમાં વ્યંગ્ય હોય નહિં અને જે માત્ર શબ્દના કે અર્થના અલંકારથી ચિત્ર લાગતું હોય, જેના વાચક કે વાચ્યમાં જ ચિત્રતા હોય તેને અલંકારશાસ્ત્રીઓ અધમ કાવ્ય કહે છે. અલંકાર સાથે જ્યાં વ્યંગ્ય હોય ત્યાં કાવ્યની કિમ્મત અલંકાર માટે નહિં પણ વ્યંગ્ય માટે છે, તેથી વ્યંગ્ય વિનાની રચનામાં જ્યાં વિશેષતા માત્ર અલંકારની હોય ત્યાં કાવ્યત્વ કેટલું હોય છે એ પ્રશ્ન ઉદ્‌ભૂત થાય છે. કાવ્યનો હેતુ પરમ આનંદ આપવાનો છે, અને એ આનંદના ઉપર કરેલા વિવેચનથી એ સ્પષ્ટ છે કે જ્યાં રસ નિષ્પન્ન થતો હોય અર્થાત વ્યંગ્યનો ધ્વનિ થતો હોય ત્યાં જ કાવ્યાનન્દની પ્રાપ્તિ થઈ શકે છે. વ્યંગ્ય વિનાની રચનામાં કાવ્યાનન્દ પ્રાપ્ત કરાવવાનું સામર્થ્ય નથી હોતું, એવી રચનામાં કાવ્યત્વ નથી હોતુ. શબ્દ અને અર્થ—વાચક અને વાચ્ય તે વ્યંગ્યનો ધ્વનિ કરનાર સાધન તરીકે ઉપયોગી છે, અને શબ્દના કે અર્થના અલંકારથી

પદ્યરચનાને વિચિત્ર કરી હોય તેથી તેમા કાવ્યત્વ આવતું નથી. વળી, અલંકારમા કલ્પનાના પ્રયાસ સિવાય બીજી વિશેષતા હોતી નથી; અને હૃદયોર્મિને બળે પદાર્થો, બનાવો તથા સ્થિતિઓમા કવિને અજ્ઞાતનું દર્શન થાય, વ્યંગ્યનું ભાન થાય, ત્યારે જ કવિત્વ ઉદ્ભૂત થાય છે. તે વિના એકલી કલ્પનાથી કવિત્વ થતું નથી. કવિત્વમય પ્રસંગો તરફ કવિને દોરવામા અને કવિત્વનો આવિર્ભાવ કરાવવામા કલ્પના સહાયભૂત થાય છે એ ખરૂં છે, પણ, કેવળ કલ્પનાથી કરેલી રચનામા કવિત્વનો સમાવેશ થતો નથી. શબ્દાલંકારમાં તો કલ્પનાનો પણ અવકાશ હોતો નથી, અને ચતુરાઇ વડે જ શબ્દોની વિચિત્ર રચનાઓ થાય છે.

'પરભા પરભાતપોરમા, પરભાષાપર ભાવ લાવીયો:
પરભા પરભાસની તજી, પહભાર્યો અહિં કેમ આવિયો.'

દલપતકાવ્ય

જુદાજુદા અર્થના 'પરભા' અક્ષરો અહી એકત્ર કર્યા છે તે સિવાય બીજી કાંઈ વિશેષતા નથી. પરભો એ નામનો માણુસ સવારે ઇંગ્રેજી શીખવા બેઠો અને પ્રભાસપાટણ જવાને બદલે બારોબાર બીજે ઠેકાણે ગયો, એ અર્થમા પણ કાઈ ચમત્કાર નથી, તેમ જ એવા અર્થને યમક અલંકારમા ગોઠવ્યાથી કાંઈ વ્યંગ્ય અર્થનું ભાન થતુ નથી કે હૃદયંગમ આનન્દની પ્રાપ્તિ થતી નથી.

'વા–જે ઈ ભા નિમ છે, તો ઇ ભા નિમ પાળ;
તજી પાળ પર જવાં, ઉલટાં નેટ નિહાળ.'

મોહનવાણી.

આ દોહરામાં પૂર્વાર્ધની લીટી લખી છે તેવી સીધી પણ વંચાય છે, અને છેલ્લો "પાળ" શબ્દ કાઢી નાખતા અવળી પણ વંચાય છે અને 'મનિભાઇ તો છે મનિભાઇ જેવા' એવું વાકય નિકળે છે એ ગતાગત ભેદ અલંકારથી કવિત્વનું અસ્તિત્વ લેશમાત્ર નજરે પડતું નથી.

' સરવર નીર ભરપૂર પૂર તીર પર નરવર હાર,
હાર હાર ફરનાર નર, સાર, નાર તરનાર. '

કાવ્યસરિતા.

અહીં જળભ્રમર પ્રબંધમાં દોહરો ગોઠવી શકાય માટે છેડે 'ર' આવે એવા અનેક શબ્દ વાપર્યા છે, તેની રચનામાં પણ કંઈ રસના સાક્ષાત્કારનો અનુભવ થતો નથી. શબ્દાલંકારના વધારે ઉદાહરણ ન આપતાં એટલું જ કહીશું કે શબ્દો ગોઠવવાની ચતુરાઈને કવિત્વશક્તિ સાથે કે કાવ્યરચનાની કલા સાથે કાંઈ પણ સંબંધ નથી. એ ચતુરાઈ સાથે પિંગળજ્ઞાનનો યોગ થઈ શકે છે અને છન્દમાં એવી શબ્દરચનાઓ ગોઠવવામાં આવે છે તેથી કાંઈ ફેર પડતો નથી, તથા કવિતાના પ્રદેશમાં એવી રચનાઓ પેસી શકતી નથી. શબ્દને પ્રધાન કરી તેની અમુક ગોઠવણ માટે પ્રયાસ કરતાં વાચ્ય અર્થ પણ કેવો ક્લિષ્ટ નિર્માલ્ય અને અસ્વાભાવિક થાય છે તે લક્ષમાં લેતાં સાહિત્યમાં આવી રચનાઓની કિમ્મત જ નથી એમ કબુલ કરવું પડશે. વિચાર માટે ભાષા ન હોય પણ ભાષા માટે વિચાર હોય એવા ભ્રમથી આવા લેખ માટે કવિત્વનો દાવો કરવામાં આવે છે. સંભાષણના પ્રસંગોમાં ક્ષણભર સાધારણ રમુજ અને ગમ્મત માટે આવી ચતુરાઈનો ઉપયોગ કરવામાં આવે તે સામે વાંધો નથી, પણ, તેથી એ કામ કવિનું ઠરતું નથી.

શબ્દનો ચમત્કાર જ્યાં પ્રધાન હોય અને અર્થના ચમત્કારથી તે કાંઈ શોભા પામતો હોય તેવા પદ્યને જગન્નાથ અધમકાવ્ય કહે છે, અને જ્યાં શબ્દના ચમત્કાર ( અર્થાત્ શબ્દાલંકાર ) સિવાય બીજુ કશું ને હોય તેવી રચનામાં કાવ્યત્વ જ નથી એમ તે કહે છે.

અલંકાર જ્યાં શબ્દનો નહિં પણ અર્થનો હોય અને કાવ્યમાં વ્યંગ્ય ન હોય તે કાવ્યને મમ્મટે શબ્દાલંકારવાળા અવ્યંગ્ય કાવ્ય જેવું જ અધમ ગણ્યું છે. જગન્નાથ કહે છે કે અર્થની શોભા સાથે જ્યાં શબ્દાલંકાર પ્રધાન હોય તેવા કાવ્ય કરતાં અર્થાલંકારવાળું કાવ્ય

કંઇક ચઢતી પંક્તિનું છે, પણ વ્યંગ્યવાળા ઉત્તમ કાવ્યોની પંક્તિમા તે નથી જ.

‘ જેવી જળો વળગિ હોય શરીર જાણે,
એવી રીતે સકળ સત્વ પ્રજાનુ તાણે;
પ્રીછે પ્રરાક્રમ ભુપાળ હમેશ પાપી,
એ રાજ્યનો ઉદય કેમ બને કદાપી ? ’

કાવ્યકૌસ્તુભ. ભુલાખીરામ.

અહીં જુલમી રાજાને જળો જેવો કલ્પ્યાથી અને પ્રજાના સત્વને શરીરના રક્ત જેવું કલ્પ્યાથી ઉપમા અથવા ઉત્પ્રેક્ષા અલંકાર થયો છે.* આથી વાચ્ય અર્થનો કાંઇક ચમત્કાર ઉત્પન્ન થાય છે, પણ, તેથી કંઇ વ્યંગ્ય અર્થ સમજાતો નથી, અને વ્યંગ્ય અર્થ આ કાવ્યમાં છે જ નહિં. કુરાજ્યનું વર્ણન તે જાતે જ કવિત્વમય નથી, તે લાગણીનો નહિં પણ વિચારનો વિષય છે. એવા બુદ્ધિવિષયના લેખમાં કલ્પનાની સહાયના લીધાથી પણ કવિત્વ આવતું નથી. કવિત્વ તે જાતે જ સ્વયંભૂ ઉદયથી હૃદયોર્મિમા ઉદ્‌ભૂત થાય છે અને એવી ઊર્મિની ક્ષણે કવિને થયેલું દર્શન વ્યંગ્ય કરી તે પ્રકટ કરવાના પ્રયાસમાં કવિ કલ્પનાનો ઉપયોગ કરે છે ત્યારે કલ્પના ભાવવિષયક થાય છે. તે વિના વપરાયેલા કલ્પના કેવળ વિચારવિષયક હોય છે અને એકલી કલ્પનાના ચમત્કારને કવિત્વની પદવી ઘટતી નથી.

‘ ભુરો ભાસ્યો ઝાંખો, દૂરથી ધુમસે પ્હાડ સરખો,
નદી વચ્ચે ઊભો, નિરભયપણે એક સરખો;
દિસ્યો હાર્યો જોદ્ધો હરિ તણું હૃદયે ધ્યાન ધરતો,
સવારે એકાંતે કબિર વડ એ શોક હરતો. ’

નર્મકવિતા.

કબીર વડને પ્હાડ સરખો વર્ણવવાથી ઉપમા અલંકાર થયો છે અને તેને હારેલા યોદ્ધાનું રૂપ આપવામાં રૂપક અલંકાર રહ્યો છે,

* એ અલંકારનો કાંઇક ગુંચાવડો થઇ ગયો છે. ‘ જેવી—એવી ’ સાથે ‘ જાણે ’ બંધ બેસતું નથી.

અને આ બન્ને પ્રકારની કલ્પનામા ચમત્કાર છે જ, પરંતુ રચનામા કંઈ પણ વ્યંગ્ય અર્થ નથી, કબીર વડને જોઇને તેની સાથે સરખામણી કરવા લાયક ઉપમાન ખોળવામાં ગુંથાયેલું મન માત્ર બુદ્ધિના વ્યાપારમા જ રોકાયેલું છે, કોઇ વ્યંગ્યનું ધ્વનન કરવા માટે એ અલંકારોનો ઉપયોગ થયો નથી.

આ અને આવા સર્વ અર્થાલંકારો શબ્દાલંકારોથી ચઢિયાતા છે, અર્થાલંકારોમા વિશેષ આકર્ષકતા રહેલી છે, કલ્પનાનો પ્રભાવ ઘણોખરો અર્થાલંકારોમા જણાય છે, કવિતામા અર્થાલંકારોનો વિસ્તારી ઉપયોગ થાય છે, અને અર્થાલંકારો ઘણી વખતે વ્યંગ્યને ધ્વનિત કરવામા સહાયભૂત થાય છેઃ એ સર્વ કારણોથી કેવળ અર્થાલંકારમય કાવ્ય ને અધમ કહેતા કોઈને સંકોચ લાગશે પરંતુ, અલંકારશાસ્ત્રીઓનું નિરૂપણ લક્ષમા રાખવું જોઇએ કે વ્યંગ્યથી જ કવિતામા અદ્દ્ભુતતા આવે છે, વ્યંગ્ય વિના રસની કે કાવ્યાનન્દની સિદ્ધિ થતી નથી. કલ્પનાથી કવિત્વ થતું નથી, કલ્પના માત્ર કાવ્યરચનાની કલાનું અંગ છે અને કવિત્વ સાથે કલ્પના જોડાયેલી હોવાથી કલ્પનાનું મહત્ત્વ આપણા ચિત્તમા વસેલું છે. એકલી કલ્પના તે માત્ર સ્મૃતિ તથા વિચાર સરખો બુદ્ધિવ્યાપાર છે. કવિત્વની ઊર્મિથી અને વ્યંગ્યના ભાનથી કલ્પના ગતિમાન થઈ હોય ત્યારે જ તે આહ્લાદકારી થાય છે. અલંકાર બેસતો કરવાના હેતુથી જ જે અર્થાલંકાર રચાયેલા હોય છે તે હૃદયનો સ્પર્શ કરી શકતા નથી.

વિશ્વનાથે તો વ્યંગ્ય વિનાના અલંકારની પદવી જ સ્વીકારી નથી. તે કહે છે કે ' શબ્દના કે અર્થના અલંકારવાળું અવ્યંગ્ય તે અધમ કાવ્ય છે એમ જે કેટલાક કહે છે તે બરોબર નથી. અવ્યંગ્ય હોવાથી એવામા વ્યંગ્યનો અભાવ જ હોય તો તેમાં કાવ્યત્વ જ નથી. એવામાં થોડું વ્યંગ્યત્વ હોય છે એમ કદિ કહેવામાં આવે તો થોડું વ્યંગ્યત્વ એટલે શું ? એવા કાવ્યમાં વ્યંગ્યત્વ જો આસ્વાદ ( સ્વાદથી સમજાય એવું ) હોય તો વ્યંગ્યની પ્રધાનતા-

વાળા અથવા વ્યંગ્યની ગૌણુતાવાળા બે કાવ્યભેદમા તેનો સમાવેશ થઇ જાય છે. વ્યંગ્યત્વ આસ્વાદ્ય ન હોય તો ત્યાં કાવ્યત્વ જ નથી. વળી જે આસ્વાદ્ય હોય તે ક્ષુદ્ર ( નહિ જેટલું, ઘણું થોડું ) ન હોય, જ્યાં ક્ષુદ્રતા હોય ત્યાં આસ્વાદ્યતા ન હોય.' ( સાહિત્યદર્પણ, પરિચ્છેદ ૪ થો. )

અલંકાર પદનો અર્થ જ બતાવે છે કે કશાકને શોભાવે તે અલંકાર છે; અર્થાત્, જેને એ શોભા આપવાની છે, જે એ શોભાથી શોભવાનું છે, તે અલંકારથી જુદી જ વસ્તુ છે. એ શોભાવવા યોગ્ય વસ્તુ તે રસિક કાવ્યત્વ, રસ, છે અને અલંકાર તે કાવ્યત્વ કે રસ નથી પણ કાવ્યાનન્દની. રસની, શોભા છે. અલંકારની વ્યાખ્યા મમ્મટ એવી આપે છે કે કાવ્યમા રસ મુખ્ય હોય ત્યારે કાવ્યના અંગ જે વાચક અને વાચ્ય–શબ્દ અને અર્થ–તે દ્વારા જે કેટલીક વાર તે રસને શોભાવે છે તે શબ્દ અને અર્થના અલંકાર કહેવાય છે. રસ તે કાવ્યનો અંગી એટલે આત્મા છે, શબ્દ અને અર્થ તે એ કાવ્યના અંગ એટલે શરીર છે; અને જેમ મનુષ્યના શરીરને આભૂષણ શોભાવે છે ત્યારે શરીરના ઉત્કર્ષ દ્વારા શરીરીના (આત્માના) દર્શનમાં શોભા વધે છે તેમ અલંકારથી કાવ્યના શબ્દ અને અર્થ વિશેષતાવાળા થાય છે ત્યારે રસના દર્શનમા પણ શોભા વધે છે. જ્યાં રસ નથી હોતો ત્યા અલંકારથી માત્ર ઉક્તિ (વાક્ય)મા વૈચિત્ર્ય આવે છે એટલું જ પરિણામ થાય છે. કેટલીક વાર રસ હોય ત્યા પણ અલંકારથી શોભા થતી નથી. (કાવ્યપ્રકાશ. ઉલ્લાસ ૮ મો.) આ ઉપર ટીકા કરતાં મહેશ્વરચન્દ્ર કહે છે કે અંગ દ્વારા અલંકારો શોભા આપે છે એમ કહ્યું છે તેથી અલંકાર તે રસના ધર્મ નથી એમ ફલિત થાય છે, અને ગોવિન્દ ઠાકુર કહે છે કે અલંકારનાં ત્રણ લક્ષણ છે: તે રસના ઉપકારક ( શોભાવનાર ) છે પણ રસમાં તેમની વૃત્તિ નથી (અર્થાત્ રસમાં તે વસતા નથી ), રસ સાથે હમેશ અલંકાર હોય એમ બનતું નથી, અને અલંકારો અનિયમિતપણે રસને

શોભાવે છે અર્થાત્ અલંકારથી કોઇ વેળા રસને શોભા મળે છે અને કોઈ વાર નથી પણ મળતી. (કાવ્યપ્રદીપ.)

આ રીતે અલંકારમાં રસત્વ રહેલું નથી અને રસને શોભાવી શકે ત્યારે જ અલંકારની કાવ્યમા કિમ્મત હોય છે. શબ્દ અને અર્થ તે કાવ્યનાં અંગ છે, તે અંગની ચારુતા હોય ત્યા કાવ્યને લાભ છે, પણ ઉપર ઉતારેલાં વચનોમા કોલેરિજ કહે છે તેમ આખા કાવ્યથી પરમાનન્દ પ્રાપ્ત થવામાં વાંધો ન આવે એવી રીતની કાવ્યનાં અંગની શોભા હોવી જોઇએ, કાવ્યના અંગની શોભાનો પ્રયાસ પણ એવો હોવો ન જોઇએ કે તેથી સમસ્ત કાવ્યના આનન્દને–કાવ્યાનન્દને–હાનિ થાય. કાવ્યાનન્દ પુષ્ટ થાય તેવી રીતની અલંકારરચના ઉપયોગી છે. હૃદયની લાગણીઓ દર્શાવવામા કોઇકિ વાર શબ્દોની અમુક જાતની રચના સહાયભૂત થાય છે, અને કોઇક વાર વર્ણનમા પરિપૂર્ણતા આણવા શબ્દોની અમુક પરંપરા ઉપયોગી થાય છે.

'ગોર પધારે ધન્ય જાણતા, કરતાં કંસાર કલવા;
અપશકના તું હવે આવજે, મડદા મોક્ષ મોકલવા.
રાજકુંવરને જઈ તું કહેજે, લેજે નામ અમારૂં;
અબળાના અન્તર બાળીશ તો ઉજડ વળશે તારૂં.'

દલપતકાવ્ય. વેનચરિત્ર.

અહીં ગોર ઉપર કુપિત થયેલી સ્ત્રીઓની લાગણીઓના વેગની ગતિ 'ક', 'મ', 'અ', 'બ', 'ળ', વગેરે શબ્દોના અનુપ્રાસ વડે બહુ યથાર્થ રીતે દર્શાવવામાં આવી છે.

'ચુંદડી સાથે છે ચળકતા; સારા શોભે શણગાર,
હીરા મોતીના હાર, ઓઢો ચળકતી ચુંદડી.
ઘુઘરવટનો છે ઘાઘરો; ઘુઘરીનો ઘમકાર,
ઝાંઝરનો ઝમકાર, ઓઢો ચળકતી ચુંદડી.'

દલપતકાવ્ય. માંગલિક ગીતાવલિ.

આ રુચિકર વર્ણનની શબ્દરચનામાં 'ચ', 'શ', 'હ', 'વ', અને ઠ' શબ્દના અનુપ્રાસ આવ્યાથી ઉદ્દિષ્ટ શોભા બરોબર દીપી ઉઠે . પરંતુ જ્યાં શબ્દાલંકાર ખાતર જ શબ્દરચનાની વિચિત્રતા કરમાં આવે છે ત્યાં કાવ્યના વાચ્ય કે વ્યંગ્ય હર કોઈ અર્થને તેથી નિ જ થાય છે.

'રવડતી વડતી નવ તું કદી,
મશકરી શકરી નવ તું વદી;
હબકતી બકતી ન વિવાદ તુ,
વલગની લગતી ગુલ સાથ તુ.'

કાવ્યકૌસ્તુભ. ભાગ ૨.

નાયિકાના શુભ ગુણનું વર્ણન કરવાનો હેતુ 'તું રવડની નથી, ડતી નથી, બકતી નથી,' એ વગેરે વાક્યોથી વ્યર્થ ગયો છે, એવા ચનોથી નાયિકાનું અપમાન જ થાય છે. અને યમક અલંકાર આવા ખાતર આ પરિણામ સહન કરવું પડયું છે'

અર્થાલંકારોમાં કલ્પનાનું પ્રબળ હોવાથી એવો અલંકાર કાવ્યમા નોહરતા આણવામાં વિશેષ સમર્થ થાય છે.

'પળ પળ બદલે સાળુડા મનગમિયા નિજ દેહ,
નૂતન ધનિની સુંદરી કે કો નટનારી તુ છેય ?'

કુસુમમાળા.

પહેલી લીટીમાં અતિશયોક્તિ અલંકારથી સંધ્યાના બદલાના ગનાં વાદળાંને સ્ત્રીના સાળુ કલ્પ્યા છે, બીજી લીટીમા એવા માળુ હેરનાર સંધ્યાને સસન્દેહ અલંકારથી નવી ધનાઢયની સ્ત્રી અથવા નટારી કલ્પી છે, એ અલંકારોથી સંધ્યાનું સુન્દર વર્ણન અપાયું છે ને એક પછી એક નજરે પડતા વિવિધ રંગની અસર સબળ રીતે ર્શાવાઈ છે, એટલું જ નહિ પણ, ધન વૈભવનો આડંબર કરનારની

ક્ષુદ્રચિત્તતા પણ સૂચિત થઈ છે. પરંતુ, ગમે તે પ્રકારના અર્થાલંકાર શોભામા ઉમેરો કરી શકતા નથી. અલંકારો દોષથી કલંકિત હોય અગર વ્યર્થ હોય તો કાવ્યના અર્થને તે મદદ કરી શકતા નથી. 'વિસ્તારી અર્થ રૂપી કિરણવાળો કાવ્યચંદ્ર હું રચું છું,' આવા રૂપક અલંકારમા અસાદૃશ્યનો દોષ છે કેમકે કાવ્ય અને ચન્દ્ર વચ્ચેનું આવું કૃત્રિમ સામ્ય હૃદયમા ઉતરતુ નથી, તેમ જ 'સૂર્યમાથી બળતી જળધારા નિકળે તેમ તેના ધનુષમાથી બાણ નીકળ્યા,' એવી ઉપમામા અસંભવનો દોષ છે કેમકે સૂર્યમાથી જલધારા નિકળે એ અસંભવિત છે. આવા દોષ જણાવી અલંકાર રચવામા તેનો ત્યાગ કરવાની અલંકારશાસ્ત્રીએ સૂચના કરી છે તે યથાર્થ છે. કાવ્યના રસની એવા દોષથી ક્ષતિ થાય છે.

દ્વિઅર્થી શબ્દો ઉપર રચાયેલા અલંકાર બહુ ઉતરતી પંક્તિના છે એ આ ઉપરથી સહજ સમજાશે. સંસ્કૃતમાં તેમને શ્લેષ કહે છે અને ઇંગ્રેજીમાં pun કહે છે. ગતાગત ભેદ, પ્રબન્ધ, અન્તર્લાપિકા, વગેરેની પેઠે શ્લેષમાં પણ શબ્દો ગોઠવવાની યુક્તિ સિવાય બીજો કશો પાયો હોતો નથી.

> 'અહ્લાકેરૂ થાય તો, કબર મિયાની જાય;
> સ્નેહ વિના કવિરાજ તે, શો કરવો ઉપાય.'
>
> કાવ્યકૌસ્તુભ. ભાગ ૧.

'અહ્લા' એટલે 'અજ' અને 'કેરૂં' એટલે 'વાળુ'' એમ અર્થ કરી 'અહ્લાકેરૂ' એટલે 'અજવાળુ'' લેતા, અને 'મિયાની કબર' એટલે 'ઘોર' અને 'ઘોર' એટલે 'અંધારૂં'* એમ અર્થ લેતાં, 'અજવાળું થાય તો અંધારૂં જાય' એવો દોહરાના પ્રથમાર્થનો અર્થ થાય છે આવી રચનામા કંઇ પણ ચમત્કાર વસતો નથી, કવિના હૃદયમાંથી નીકળતો

* અહીં શ્લેષ પણ ભૂલભરેલો છે. 'ઘોર'નો અર્થ 'ભયંકર' છે અને તે શબ્દ અંધકારના વિશેષણ રૂપે વપરાય છે, 'ઘોર' શબ્દનો અર્થ અંધકાર થતો નથી.

અને વાંચનારના હૃદયમાં પહોંચતો કંઈ પણ સંદેશો હોતો નથી, કંઈ પણ ભાવમયતા દેખાતી નથી. જુદા જુદા અર્થ નિકળે એવી રીતે શબ્દો ગોઠવવાની યુક્તિમા જે બુદ્ધિવ્યાપાર સમાયેલો છે તેમા પણ કંઈ ઉંડાણ, ઉન્નતિ કે ગંભીરતા હોતા નથી. હૃદયમા આપોઆપ લાગણી થયાથી નહિ પણ બે અર્થ જોડી કાઢવાના વિચાર કરવા બેઠાથી આવા પદ્ય રચાય છે, અને આ વિચાર જુજ, કૃત્રિમતા ભરેલા અને તાણીતાસીને બેસાડેલા હોય છે. શબ્દના શ્લેષ તરફ જ ચિત્ત દોરાયેલું હોવાથી અર્થનું ગૌરવ પણ સાચવી શકાતુ નથી. અને બે અર્થ થઈ શકે તેવી જ રીતે શબ્દ ગોઠવવાની ફરજ પડવાથી ધારેલા (ભાવમય કે તર્કમય) વિચાર પણ શ્લેષમા દર્શાવી શકાતા નથી, અને શ્લેષ ઉત્પન્ન થઈ શકે માટે ગમે તેવા વિચાર સ્વીકારવા પડે છે.

'કલમ તો રાખતો, ને કલમષ કશું નહિ.
સાહેબ હતો નેં નિત્ય સાહેબને ભજતો;
સરકાર સેવા સમે સરકાર સમવૃત્તિ,
ત્રીજોરી તપાસતો, નેં ત્રીજો રિપુ તજતો;
બદન પેહેરતો, નેં બદ નજરનો નહિ,
પાટ લુણ હક કરી પાટલુન સજતો;
કહે દલપતરામ, ફિન્લાક તો કરૂણાનું,
પાતર હતો, નેં જોવા પાતરને ન જતો.'

દલપતકાવ્ય. ફાર્બસવિરહ.

શ્લેષનો ઉદ્દેશ ન હોય તો ફોર્બ્સ 'બદન પહેરતો' અને 'પાટલુન સજતો' એ હકીકત તેના વિરહના ઉદ્દગારમાં શી રીતે દાખલ થાય? બદનના પહેરવેશને અને બદ નજરને કોઇ રીતે સંબંધ કે વિરોધ નથી, તેમ જ પાટલુન સજવાથી અદાલતની પાટ ઉપરની ફરજો નિમકહલાલીથી બજાવવામા કોઇ જાતની મદદ કે હરકત થતી નથી, બદન અને પાટલુનના વર્ણનમા કોઈ રીતની

ભાવમયતા રહેલી નથી; અને કવિતામા નહિં ઘટતી તથા નહિં શોભતી રચના ફક્ત શ્લેષ ખાતર આણવી પડી છે.

આ દ્વિઅર્થી રચનાને એડિસન ખોટું વાક્ચાતુર્ય ( false wit ) ગણે છે અને તે વિશે તે કહે છે કે ' દ્વિઅર્થી રચના કરવાના બીજ બધા માણસોના મનમા હોય છે, અને વિવેક, વિચાર તથા સારી સમજથી એ અંકુર દબાઈ જાય એમ છે તો પણ અતિ મહાન બુદ્ધિશક્તિ કળાના નિયમોથી ટેવાયેલી અને કેળવાયેલી ન હોય તો તેમા એ અંકુર ફૂટી નિકળે એવો ઘણો સંભવ હોય છે. અનુકરણવૃત્તિ આપણામાં સ્વાભાવિક છે અને તેથી ઉત્કર્ષ પામી મન્દ કવિતા, ચિત્રક્રિયા, સંગીત અથવા એવી બીજી ઉમદા કલાઓ તરફ પહોચતું નથી, ત્યારે ઘણી વાર શ્લેષ અને વાક્છલ રચવામા એ વૃત્તિ બહાર પડે છે.' ( સ્પેક્ટેટર, અંક ૬૧. ) એડિસનના કહેવાનું તાત્પર્ય એ છે કે બે અર્થ કરવાની અને બે અર્થવાળી ઉક્તિ રચવાની વૃત્તિ મનુષ્યસ્વભાવમાની એક નિર્બળતા છે, અને વિવેકબુદ્ધિ, વિચારશક્તિ અને યોગ્યાયોગ્યની પરીક્ષા વાળા જ તેને દૂર કરી શકે છે. ચતુરાઈ ઉત્તમ માર્ગે વાપરવા માણસને મળેલી છે, અને સારા સંસ્કારને અભાવે તેના ખોટા ઉપયોગ થાય છે તેમાનો આ એક છે. વાદવિવાદમાં જેમ મજબુત દલીલને બદલે કેટલીક વાર વાક્છલથી શબ્દોના બે અર્થ કરવામાં આવે છે, તેમ લેખનકલામાં પણ વિચારના ગૌરવ અને ભાવના ચમત્કારને બદલે શ્લેષનો ઉપયોગ કેટલીક વાર કરવામા આવે છે. અતિ મહાન બુદ્ધિશક્તિવાળા લેખકોની કૃતિઓમાં કદિ કદિ આવા શ્લેષ જોવામાં આવે છે તેનું કારણ એ છે કે રસિકતાના, ગુણગ્રહણના, દોષત્યાગના જે નિયમો કલાવિધાનમાં માન્ય છે તેની કેળવણીની તેમનામા ખામી હોય છે. અનુકરણની વૃત્તિ મનુષ્યમા સ્વાભાવિક છે, અને એ સ્વભાવને પરિણામે ચતુરાઇની શકિત મનુષ્યને પ્રાપ્ત થાય છે. આ શકિતનો ઉંચો ઉપયોગ કવિતા, ચિત્રક્રિયા, સંગીત વગેરે રચ-

વામાં થાય છે, પણ એવી કલામય રચનાઓ કરવા જેટલી શકિત જ્યાં નથી હોતી ત્યાં ચતુરાઇનો ખોટો ઉપયોગ થાય છે અને તેથી શ્લેષ તથા વાકૂછળ વાળી રચનાઓ કરવામાં આવે છે. કેટલાક પ્રાચીન ગ્રન્થકારોની કૃતિઓમાં શ્લેષમય રચનાઓ જોવામાં આવે છે અને તે શ્લેષને પ્રાચીન લેખકોએ અલંકાર ગણ્યો છે તથા તેના વિવિધ પ્રકાર પાડયા છે તેનું કારણ એડિસન એ દર્શાવે છે કે તે વેળા કલાના નિયમોની અભિવૃદ્ધિ થયેલી નહિ હતી. ઇંગ્લાડની એક પ્રખ્યાત યુનિવર્સિટીમાં એક વેળા શ્લેષનો પ્રચાર બહુ હતો તે વિશે એડિસન હાસ્ય કરી કહે છે કે એ જગાએ પાણીનાં કાદવ-વાળા ખાબોચીઆં બહુ ભરાઈ રહેતા તેથી કદાચ એ પ્રચાર થયો હશે અને હવે કાંસ કરી એ પાણીનો નિકાલ કર્યો છે તેથી એ પ્રચાર દૂર થયો હશે.

શેકસપીઅરના નાટકોમા કેટલેક ઠેકાણે શ્લેષવાળાં વાક્યો નજરે પડે છે તે સંબંધે ટીકાકાર જર્વાઇનિસ કહે છે કે '(નાટકના પાત્રોમાના) કેટલીક જાતના માણસો જ વાક્ચાતુર્ય અને શ્લેષનો ઉપયોગ કરે છે; અને કવિ માટે જે એમ કહેવામાં આવ્યું છે કે દ્વિઅર્થી વાક્છળ મૃગજલ જેવું છે અને તેને અનુસરનાર કવિ હમેશ ખાબોચીઆમાં જઇ પડે છે તે ઉકિત શેકસપીઅરને પોતાને નહિં પણ વાક્ચાતુર્યનો દાવો કરનારાં તેના પાત્રોને જ લાગુ પડે છે, તેમ જ શેકસપીઅર સાથે એકમત થઇ જે પાત્રો છલમય શબ્દ ખાતર અર્થની અવગણના કરનારાને મૂર્ખ ગણે છે તે પાત્રોને પણ એ ઉકિત લાગુ પડતી નથી.'

કેવળ કલ્પના (અથવા ચતુરાઇ) ના પ્રયાસથી રચેલા અલંકાર જેમ કાવ્યાનન્દની પ્રાપ્તિ કરાવવા સમર્થ નથી, તેમ અલંકાર સિવાય બીજી જાતની કલ્પનામય રચનાઓ પણ વ્યંગ્ય વિના કાવ્યાનન્દની પ્રાપ્તિ કરાવી શકતી નથી. પ્રેરણાબળે વ્યંગ્ય તરફ ચિત્ત દોરાયું હોય ત્યારે તે વ્યંગ્યનું ભાન કરાવતાં કવિને કલ્પના સહા-

યભૂત થાય છે અને તે વિના એકલો કલ્પનાપ્રયાસ કાવ્યત્વ ઉત્પન્ન કરતો નથી એ ઉપર વિસ્તારથી કહ્યું છે. કલ્પનામય લેખમાં વર્ણન, વૃત્તાન્ત અને કથાઓનો સમાવેશ થાય છે; એવા લેખમા ભાવ અને કવિત્વનો કેટલો અવકાશ હોય છે તે વિશે પ્રથમ વિવિધ પ્રસંગે અમે ચર્ચા કરી છે. તેથી તેની પુનરુક્તિ કરવાની જરૂર નથી. ભાવનું ઊંડાણ જેમ સર્વ કાવ્યોમા અને એક કાવ્યના સર્વ ભાગમા એક સરખું હોતુ નથી, તેમ કલ્પનાનો પ્રસાર પણ સર્વત્ર એક સરખો હોતો નથી. કલ્પના એ કવિતાની કલાનું અંગ છે અને તેનું બળ કોઇ કવિઓમા વધારે હોય છે તથા કોઈમા થોડું હોય છે: વિશેષ કલ્પનાબળવાળા કવિઓની કૃતિઓમા કોઈ પ્રસંગે ભાવના વેગ સાથે કલ્પનાપ્રભાવ વધે છે અને કોઈ પ્રસંગે નથી વધતો, ઉતરતી પંક્તિના કવિઓમા કલ્પનાનો વ્યાપાર જ વિશેષ હોય છે અને ભાવની ગાઢતા આકસ્મિક અને અલ્પ હોય છે. આ રીતે ભાવ અને કલ્પનાનું મિશ્રણ વિધવિધ પ્રમાણોમા થયેલું જોવામા આવે છે, અને ભાવ જેમ વિશેષ ઉત્કટ હોઈ કલ્પનાની વિશેષ ભવ્યતાની પ્રકટ થાય છે તેમ કાવ્યાનન્દનો વિશેષ અવકાશ હોય છે. અલંકાર વિનાનાં કાવ્યોની આ વિધવિધતાનાં કેટલાક ઉદાહરણ તપાસીશુ.

'જાગો ભાઇ ભીડ પડી છે, કરે વિનતિ રાવણ રાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કયમ સોય.
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ,
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો છે મર્ણ.
જળ છાંટે નવ જાગે જોદ્ધા, તાપણા કીધાં ચોફેર;
રૂદે ઉપર શિલા પડ મૂકયાં, કાનમાં ફૂંકે મદન ભેર.

* કવિતા, પૃષ્ઠ ૨૯ તથા ૪૧, છન્દ અને પ્રાસ, પૃષ્ઠ ૧૦૮. હૃદયવીણાના અવલોકનમાં 'આલદૃષ્ટિથી' એ શબ્દોથી શરૂ થતી ચર્ચામાં આ વિષયને લગતાં કેટલાંક ઉદાહરણોનું વિવેચન કરેલું છે.

કપાળ ઉપર દુંદભી વાજે, શર્ણાઇ નફેરી ઢોલ;
કો મેઘ સ્વરે સાદ કરે પણ, રાણો નવ આપે બોલ.
સુઈ ભરી નાસિકામા ફૂંકયાં, અજા ચલાવ્યા નાસા માય;
પાછો શ્વાસ મૂકે નિદ્રા માહે, અજામીઢ ઉડયા જાય!
હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વટાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ.
નાના ઔષધ અંજન આંજ્યાં, પછાડયો ઉચળી વાર બે ચાર.
પણ અઘોરીની ઉંઘ ન ઉડે, કીધો ઘુંટણિયાનો પ્રહાર.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બંધાવ્યો લંકારાય.
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ મારગે નિસરી જાય'

રણયજ્ઞ. કડવું ૯ મુ.

પ્રેમાનંદે કલ્પનાબળથી અહી મનોરંજક ચિત્ર ઉભું કર્યું છે; પણ કલ્પના અને જુજ હાસ્ય સિવાય આ વર્ણનમાં બીજી કાંઈ વિશેષતા નથી, હૃદયમાં ઉંડી ઉતરે એવી કાંઈ ગંભીર ભાવમયતા નથી. કુંભકર્ણ શી રીતે જાગ્યો એનું આ પછી ટુંકું વર્ણન છે તેમા આવો કલ્પનાવિસ્તાર નથી તોપણ તે વધારે હૃદયંગમ છે. કુંભકર્ણની રાણીએ આવીને કહ્યું કે—

'કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વા'લા શંકર ભગવાન,
જાગશે સ્વામી મુહુર્ત માત્રમાં, યુકતે કરાવો સંગિત ગાન.'
અને તેવો ઉપાય લેતાં,

' કુંભકર્ણ ડોલ્યો જ્યમ મણિધર, સાંભળતાં ગોવિંદ ચરિત્ર;'

એ ચિત્રમાં આનન્દદાયક ચમત્કાર રહેલો છે તે પ્રથમના વર્ણ-નમાં નથી. પ્રથમ વર્ણનની કલ્પનામાં અને બીજા વર્ણનના ભાવમા અલંકારનો ઉપયોગ છે જ નહિં.

અનુકરણ પણ કલ્પના પેઠે કવિતાની કલાનું અંગ છે અને તે પણ કલ્પના સાથે કવિતામાં દાખલ થાય છે એ વિશે પ્રથમ વિવે-

ચન કર્યું છે.* એ અનુકરણનો પ્રેરણા અને ભાવ સાથે સંયોગ વિધ-વિધ પ્રમાણમા થાય છે અને એકલું અનુકરણ હોય છે ત્યાં કાવ્યાનન્દનો પ્રસંગ બહુ જ ઓછો હોય છે.

'બાવળિયાનાં, ઝાડો ઝાઝાં, છેટે છેટે, ઘાસખેતર, પવન લ્હેરથી, ઘણા નમેલા, પછી દૂરથી, ભરૂચ શહેરને, બહુ શોભીતૂં જોતાં આવ્યો, પૂલ ઉપરથી, એ ટાણે તો, કહૂં વિશેષે, પૂલ થાંભલા, પાણી, વાદળ, કાંઠા હોડી, જોઈ રાચ્યો, ભરૂચ મૂકતા આવ્યાં પાછાં, ચમરી વાળા, ઘાસખેતરા, પીળા ફુલના, આગળ રાનો, જેમા હરણો બહુ તડકામા, દૂર દૂર પણ, પાચ સાતના, જુથમાં ચરતા, નિચી ડોકથી, કોક દોડતા.'

નર્મકવિતા.

આ કટાવમાં અલંકારનો ઉપયોગ નથી, અને કલ્પનાવિસ્તાર પણ નથી. માત્ર સૃષ્ટિરચનાના અનુકરણવાળા વર્ણનથી આગગાડીમાથી નજરે પડતો દેખાવ આપ્યો છે; વર્ણનમા કાંઇ પ્રેરણાબળ કે ભાવનુ અસ્તિત્વ નથી, અને અનુકરણની કલા સિવાય રચનામાં બીજી કિમ્મત નથી.

આવાં ઉદાહરણ પરથી એવું અનુમાન થવું ન જોઇએ કે અનુકરણની કલાંનું મહત્ત્વ અલ્પ છે. ઉપર કહ્યું તેમ કવિત્વમય ભાવ પ્રકટ કરવા સારૂ મૂર્ત રૂપો રચવા એ કવિનું કર્તવ્ય છે અને એ ઉત્પાદનકાર્યમાં કલ્પના જેમ કવિને રમણીય નવીનતા શીખવે છે તેમ અનુકરણ કવિને સૃષ્ટિમાથી સાધન અને નમુના ગ્રહણ કરાવે છે. અનુકરણ દ્વારા વાસ્તવિક સૃષ્ટિની છાપ લીધા વિના કવિ પોતાની નવી સૃષ્ટિ રચવાનો આરંભ કરી શકે નહિં. વાસ્તવિક સૃષ્ટિકાર્યનું રહસ્ય અનુકરણબુદ્ધિમા સમજી લીધા પછી કવિ કલ્પનાબળે અવાસ્તવિક સૃષ્ટિકાર્યમા પ્રવૃત્ત થઈ શકે છે. એ રીતે અનુકરણ અને કલ્પના બેનું બળ એકત્ર થયાથી કવિની કલાનો વ્યાપાર ચાલે છે. સૃષ્ટિમાં મૂર્તરૂપોના

* 'કવિતા' વિશે નિબંધ. પૃષ્ઠ ૮.

ધોરણ અને નમુનાના ભંડાર અખુટ છે, અને જેટલા ભંડાર બહારથી દેખાય છે તેની ગણતરી પણ કવિત્વમય દષ્ટિએ સૃષ્ટિનું અન્તઃસ્વરૂપ જોનાર આગળ ક્ષુદ્ર થઈ પડે છે. આ અસંખ્ય બિમ્બપ્રતિબિમ્બોનું ચિત્ર કવિ પોતાની પ્રતિભાવડે ઉત્પન્ન કરે છે.

**प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता।**
**तदनुप्राणानादूजीवद्वर्णनानिपुणः कविः॥**

'નવા નવા ઉન્મેષ કરી શકે, નવી નવી રમણીય કાન્તિનો વિકાસ કરી શકે, એવા સામર્થ્યવાળી બુદ્ધિશક્તિ તે પ્રતિભા કહેવાય છે એ પ્રતિભાના અનુપ્રાણનથી જીવન્ત કૃતિઓ વર્ણવવામા, સાક્ષાત જીવમય લાગે એવા રૂપો ચીતરવામા નિપુણ હોય તે કવિ છે.'

પ્રતિભાના બળથી આ નવાં નવા રૂપ ઉત્પન્ન કરવામાં કવિને અનુકરણ કલ્પના જેટલું જ સહાયભૂત થાય છે. સૃષ્ટિનું સ્વરૂપ પોતાના શ્વાસમાં કવિ અનુકરણવ્યાપારથી લે છે અને પછી કલ્પનાબળે તેનો ઉચ્છ્વાસ નવીન મૂર્ત રૂપોમા મુકે છે. અનુકરણ વિના કવિ સૃષ્ટિના ચમત્કારોથી અલગ થઈ જાય અને આદર્શ (model) ને અભાવે સૌન્દર્ય ઉત્પાદન કરવાનું કલ્પનાનું કાર્ય અસ્તવ્યસ્ત થઈ જાય. તેથી અનુકરણની કલાનું મહત્ત્વ પણ ભારે છે, અને સુન્દર કૃતિઓમાં અનુકરણ અને કલ્પના બેની પ્રવૃત્તિ થાય છે.

ભાવપ્રેરણાની ઉત્કટતા સાથે કલ્પના અને અનુકરણ બન્ને અંગનો યથેચ્છ ઉપયોગ થયો હોય તેવાં ઉત્તમ કાવ્યોમા કલાનો ઉત્કર્ષ ખિલી રહે છે.

**'आलोके ते निपतति पुरा सा बलिव्याकुला वा**
**मत्सादृश्यं विरहतनु वा भावगम्यं लिखन्ती।**
**पृच्छन्ती वा मधुरवचनां सारिकां पञ्जरस्थां**
**कच्चिद्भर्तुः स्मरसि रसिके त्वं हि तस्य प्रियेति॥**
**उत्संगे वा मलिनवसने सौम्य निक्षिप्य वीणां**
**मद्गोत्राङ्कं विरचितपदं गेयमुद्गातुकामा।**

**तन्त्रीमार्द्रां नयनसलिलैः सारयित्वा कथञ्चिद्**
**भूयो भूयः स्वयमपि कृतां मूर्च्छनां विस्मरन्ती ॥**

**मेघदूत.**

ઉત્કંઠાથી પૂજન કરતી તેહ તુને જણાશે;
કિંવા, કલ્પી કૃશ વિરહથી કહાડતી ચિત્ર મારૂં,
કે, મેના જે મધુરવચની પાંજરે, કહેતિ તેને;
"છે ભર્તાનું સ્મરણ રસિકે–માનિતી તેમની તું?"
કે, ખોળામાં મલિન લુગડાં માલ સારંગિ મૂકી
ગાવા જાતી ગીત રચિયું, જ્યાં નામ મારૂં મૂકેલું,
લૂછી નાખી નયનજલથી તાર ભીના થયેલા,
વારે વારે સુર શુરુ કરી મૂર્છના ભૂલિ જાતી.'

વિયોગદુઃખમાં ઉત્પન્ન થયેલા પ્રેમની ભાવપ્રેરણાથી કાવ્ય રચાયું છે, અને યક્ષની વિરહાકુલ સ્ત્રી કેવી અવસ્થામાં મેઘની નજરે પડશે તે યક્ષ પાસે મેઘને કહેવડાવતા કવિ અનુકરણ તથા કલ્પનાની સહાયતાથી સુન્દર હૃદયંગમ ચિત્ર ઉત્પન્ન કરે છે. વિરહિણી સ્ત્રીના ચિત્તની ઉત્સુકતા અને વ્યાકુલતાનાં વાસ્તવિક વૃત્તાન્ત અનુકરણ વ્યાપારથી ગ્રહણ કરી લઈ કવિ કલ્પનાબળે એવી સ્ત્રીની કેટલીક કૃતિઓ જોડી કહાડે છે. વિરહની ઉત્સુકતા અને વ્યાકુલતામાં સ્વાભાવિક થાય એવી ચેષ્ટાઓ કલ્પે છે, નવીન ચિત્રને વાસ્તવિકતાનું રૂપ આપે છે. વિરહિણી સ્ત્રીનું નવું મૂર્તરૂપ ઉભું કરે છે. પોતાના હૃદયમાં રહેલા પ્રેમાનુભવના રસાયનથી કવિ આ નવીન રૂપનાં સર્વ અંગ સાધે છે અને રસે છે, અને તે જ રસાયનથી સમસ્ત મૂર્તિને ચૈતન્યવંત કરે છે. વિરહમાં આવેલી સ્ત્રીનો નમુનો અને તેની કૃતિનું ધોરણ વાસ્તવિક સૃષ્ટિમાંથી અનુકરણ કરી કવિએ લીધું છે, પણ આ અમુક વિરહિણી સ્ત્રી અને તેની અમુક ક્રિયાઓ કવિએ નવી કલ્પી છે. વિરહાવસ્થાના પ્રેમનું અન્તઃસ્વરૂપ કવિએ કવિત્વમય દૃષ્ટિથી પારખ્યું છે અને તે

વ્યંગ્ય રાખી તેનો ધ્વનિ કરવા કવિ પ્રેમમય ઉત્સુકતા અને વ્યાકુલતાને અનુરૂપ થાય એવું ચિત્ર ઘડે છે. એ ચિત્રમાં પ્રેમના ભાવથી હૃદયસ્પર્શી રમણીયતા આવી છે, કલ્પનાથી વિવિધ નવીનતાવાળાં અંગ રચાયાં છે, અને અનુકરણથી તે ચિત્ર વાસ્તવિક તરીકે સ્વીકારી શકાય એવું થયું છે. એ રીતે ભાવ અને કલાના સંયોગને લીધે શૃંગારરસના આસ્વાદથી કાવ્યાનન્દની પ્રાપ્તિ થાય છે અલંકાર વિના આ સર્વ સિદ્ધિ થઈ છે.

કલ્પના અને અનુકરણ વિના એકલી પ્રેરણાથી રચાયેલી કવિતા કાવ્યસમૂહમાં બહુ થોડી હોય છે, કેમકે કલાવિધાન વિના મૂર્ત રૂપ ઘડી શકાતાં નથી અને આકૃતિની સુન્દરતા આવી શકતી નથી. કાવ્યમાં મૂર્ત રૂપ રચાવું જોઇએ એ આવશ્યક હોવાથી જ્યાં વેગવાળા ભાવની ઉક્તિ કે વેગવાળું સંબોધન આખા ચિત્રના અંગરૂપે હોય ત્યાં તેટલું અંગ એકલું પ્રેરણામય અને કલ્પના તથા અનુકરણ વિનાનું હોઇ શકે, અર્થાત્ કવિના સ્વાનુભવ અથવા કોઇ પાત્રની અમુક પ્રસંગની વૃત્તિ કવિનાં કે પાત્રના ઉદ્‌ગારવાક્યો કહી બતાવ્યાથી દર્શાવવાના હોય અને એવું દર્શન આખું મૂર્ત રૂપ રચવામાં અંગભૂત હોય ત્યાં કેવળ પ્રેરણાવાળી રચનાનો પ્રસંગ હોય છે.

‘ ભાસે દિશાઓ સુનકાર સર્વથા !
આ ચિત્તવૃત્તિ ભમતી ધરે વ્યથા !
થાયે કંઈ કાળજડે, ન જાણું હું !
ગાત્રો નિરુત્સાહ ! ન નૂર દૃષ્ટિનું ! ’

કુંજવિહાર. શૃંગારલહરિ.

‘ એકવાર મેદાન પડ્યા રણ ચડ્યા કે ધુમવું ધુમવું !
અંગ તરંગિત ઉમંગથી શિર શત્રુ ઝઝુમવું ઝઝુમવું !

શૂરા સામદ હો ! એકવાર૦

શરમ શાનિ સ્વદેશ સેવામાં ! મુરવત ત્યાં કામની શી ?
પ્હેલ પેલો કરે, પ્હેલ બિજો કરે, — એ આશા કામની શી ?
શૂરા સામદ હો ! એકવાર૦

કુંજવિહાર શૂરતરંગિણી.

‘ સુખી હું તેથી કોને શું ?
દુખી હું તેથી કોને શું ?
જગતમાં કંઇ પડયા જીવ
દુખી કંઈ, ને સુખી કંઈક '
સહિ એવા તણે કાજે
ન રોતાં પાર કંઇ આવે ' '

સરસ્વતીચંદ્ર. ભાગ ૧.

આમાના પહેલા બે ઉદાહરણ સ્વાનુભવરસિક છે. પ્રથમ ઉદાહરણમા કવિના વેગવાળા ભાવ કવિની પોતાની ઉક્તિમાં વર્ણવ્યા છે, બીજા ઉદાહરણમા કવિએ વેગવાળા ભાવથી અન્ય જનોને કરેલુ સંબોધન દર્શાવ્યું છે. ત્રીજું ઉદાહરણ સર્વાનુભવરસિક છે, અને તેમા કથાના નાયકને પિતાની અપ્રીતિથી થતો વૈરાગ્ય એ સમયે ઉત્પન્ન થયેલા વિચારના કથનથી પ્રકટ કર્યો છે. આ સર્વ કાવ્યો કેવળ પ્રેરણામય છે અને અલંકારનું તેમાં સાધન ન છતા તેમ જ કલ્પના કે અનુકરણની મદદ ન છતાં કવિના અને પાત્રના ઉદ્‌ગાર ભાવની ઉત્કટતાથી જ દીપી ઉઠે છે. આવા કાવ્યો સાદાં જ હોય છે. અને ભાવવેગ તથા સાદાઇમાં જ તેમની આકર્ષકતા રહેલી હોય છે. આવી સાદાઈની વૃત્તિ બહુ વાર ઉત્પન્ન થતી નથી તથા ટકતી નથી, અને એક કાવ્યમાં પણ આરંભથી અંત સુધી કાયમ રહેતી નથી. ભાવ-પ્રેરણા ઉત્પન્ન થયા પછી કલાવિધાન વિના ઝાઝો વખત ચાલતું નથી. ઉપર ઉતારેલા પ્રથમના ઉદાહરણવાળા કાવ્યમાં એ શ્લોક પછી તરત જ—

' વહ્ની વિલાયે કવિતાતણી અરે !
તે કલ્પના તર્કની પાખડી ખરે !'

એમ કહી કવિ કલ્પના અને અલંકારના પ્રદેશમા ઉતરી પડે છે. બીજા ઉદાહરણ પછી પણ ' સ્વર્ગ રણાગણ ડુંકયા ' અને 'હાથીના દંતશળ ઉજ્વળ નિકળ્યા શું પાછા પેસે ? ' એ વગેરે કલ્પના અને અલંકારની સહાયતાવડે પ્રેરણાનો વેગ આગળ ગતિ કરે છે. ત્રીજા ઉદાહરણવાળી ગઝલોમા અંત સુધી શુદ્ધ પ્રેરણા જ છે અને કોઇ સ્થળે અલંકાર નથી કે બીજી રીતનું કલાવિધાન નથી. પરંતુ તે કાવ્ય બહુ ટુંકું છે અને તેમાં બહુ વક્તવ્ય નથી તેથી એવી સ્થિતિ રહી છે. કાવ્યરચનામાં સૌન્દર્ય આવવા માટે કલાનો પ્રયોગ એટલો આવશ્યક છે કે કવિનું ચિત્ત તે તરફ દોરાયા વિના રહેતું નથી. ભાવપ્રેરણા જ્યાં અતીવ ઉગ્ર અને ઉત્કટ હોય ત્યાં તે પ્રથમ તો ઘણુંખરૂં શુદ્ધ સ્વરૂપે જ આવિર્ભૂત થાય છે એમ છતા આવિર્ભાવ આગળ વધતાં થોડી વારમાં કલાનો યોગ થવા માડે છે. પ્રિય જનના મૃત્યુથી શોકનો સખત આઘાત થયો હોય ત્યાં સૌન્દર્યપ્રાપ્તિ કે કલા-પ્રયોગ તરફ પ્રવૃત્તિ કરવાની ઇચ્છા ન હોય એમ કદાચ બાહ્ય દૃષ્ટિથી લાગે, પરંતુ એવા પ્રસંગે પણ રસમય કવિત્વનો આવિર્ભાવ કવિને પ્રેરણાની સાદાઇમાંથી કલ્પના અને અલંકારની રચનામાં લઇ જાય છે.

' हृदये वससीति मत्प्रियं
यदवोचस्तदवैमि कैतवम् ।
उपचारपदं न चेदिदं
त्वमनंगः कथमक्षता रति- ॥

कुमारसंभव.

' " હૃદયે વસિ તું " કહેલું જે
મુજ વ્હાલું બહુ વાક્ય તેં મને,
સમજી હું હતું બધું છલ,

બધિ આડંબર કેરિ સભ્યતા;
નહિં તો, તુજ અંગ ના રહ્યું,
પછિ હું આ રતિ કેમ જીવતી ? '

હૃદયને ઉંડો સ્પર્શ કરનારૂં આ અતિ રમણીય કાવ્ય કાલિદાસે કામ ભસ્મ થયા પછી વિવિશ થઇ વિલાપ કરતી રતિની વાણીમાં મુકયુ છે; શોકોદ્ગારની સાદાઇમાંથી આ તથા આવા વચનોમા ઉતરી આવેલો વિલાપ શોકનો સાક્ષાત્કાર કરી કરુણ રસની પ્રતીતિ પૂર્ણ-પણે કરાવે છે, તથા વાસ્તવિક અનુભવમાં પણ શોકપ્રસંગે વિહ્‌વલ થયેલું ચિત્ત આવી કલ્પનાઓમા દોડતુ માલમ પડે છે એ યાદ દેવડાવે છે.

ઉત્કટ ભાવપ્રેરણાની સાદી ઉક્તિ અને કલ્પના તથા અલંકાર વાળી રચનાનું મિશ્રણ શેક્સપીઅરના એક સુપ્રસિદ્ધ કાવ્યમા બહુ મનોહર રીતે થયેલું છે.

'To be, or not to be,—that is the question —
Whether 'tis nobler in the mind to suffer
The slings and arrows of outrageous fortune,
Or to take arms against a sea of troubles,
And, by opposing, end them?' Hamlet.

' જીવવું કે ન જીવવું,–એ પ્રશ્ન છેઃ–ઉથલાવી પાડનારા નશી-બના પ્રહાર અને બાણ મનમા ખમી રહેવાં એ વધારે ઉદારતા ભર્યું છે, કે દુઃખના દરિયા સામે બાથ ભીડવી અને દુઃખ સામે થઈ દુઃખનો અંત આણવો તે ? '

આ આખા કાવ્યમા ગ્લાનિ, શંકા, ચિંતા વગેરે વ્યભિચારી ભાવ પ્રધાનપણે વ્યંજિત થાય છે અને આ ભાવધ્વનિ ( ભાવપ્રધાન " રસધ્વનિ ") કાવ્ય છે. ઉપરની લીટીઓમાં એ સર્વ ભાવ, ' જીવવું કે ન જીવવું ' ' દુઃખ સામે થઈ દુઃખનો અંત આણવો ' એવી સાદી ભાષામાં કહી બતાવ્યા છે, પણ તે કથનમાં ઉત્પન્ન થતા

સહાયભૂત તર્કો ' નશીબના પ્રહાર અને બાણ,' ' દુઃખનો દરિયો ' ' બાથ ભીડવી ' એવી કલ્પનામય અને અલંકારમય ભાષામાં વર્ણવ્યા છે. અને, અંતરે અંતરે આવતું આ ગુંથણ આખર સુધી ચાલુ રહ્યું છે. ભાવોદ્‌ગાર આગળ ચલાવી હૅમલેટ કહે છે,

' To die,-to sleep;-
No more;-and, by a sleep, to say we end
The heart-ache and thousand natural shocks
That flesh is heir to,- 'tis a consummation
Devoutly to be wish'd '

'મરવું,-ઉંઘવું,-અને પછી કદી નહિં; અને એમ કહેવાય કે હૃદયવેદનાનો તથા મનુષ્યશરીરને વારસામાં મળતા હજારો કુદરતી દુઃખાઘાતનો એ નિદ્રાવડે આપણે અંત આણીએ છીએ,-એ પરિણામ માટે અન્તઃકરણપૂર્વક ઇચ્છા હોવી જોઇએ.' અહીં સર્વત્ર સાદું ભાવકથન જ છે; મૃત્યુને નિદ્રા કલ્પી છે, તથા દુઃખની પ્રાપ્તિને અલંકારમાં ' વારસાનુ ' રૂપ આપ્યું છે તે સિવાય કંઇ પણ કલ્પનામય રચના નથી. અલંકાર કોઇ મુખ્ય કથનમા નથી. ભાવશ્રેણી અગાડી વધતાં મિશ્રણ વધારે થાય છે.

To die;-to sleep,-
To sleep! perchance to dream;-ay, there's the rub
For in that sleep of death what dreams may come,
When we have shuffled off this mortal coil,
Must give us pause; there's the respect
That makes calamity of so long life.'

' મરવું; ઉંઘવું,-ઉંઘવું ! વખતે સ્વપ્ન જોવાં; અરે, એ જ મુશ્કેલી ખટકે છે; કારણ, આ મર્ત્ય કોશ આપણે ફેંકી દઇશું તે પછી મૃત્યુની એ નિદ્રામાં શાં સ્વપ્ન આવશે ( એ વિચારથી ) આપણે અટકવું પડે છે, લાંબી જીંદગાની આવી કષ્ટ ભરી કહાડી છીએ તે એ ગણનાથી.'

પરકાલની અવસ્થાને 'સ્વપ્ન' કહ્યું છે અને જીવનના અવસા-

નને કોશલાગ કહ્યા છે એ કથન કલ્પનામય છે, તે સિવાય સાદું ભાવકથન છે; પરંતુ પ્રથમની પેઠે કલ્પના ગૌણ વાક્યોમાં જ દાખલ થયેલી હોવાને બદલે મુખ્ય ભાવની ઉક્તિના વાક્યોમા પ્રવિષ્ટ થઇ છે. છેલ્લું વાક્ય જ સાદું છે. આ રીતે ભાવ ઘડીમાં સાદી ભાષામાં અને ઘડીમાં અલંકારમય ભાષામાં તથા કલ્પનામય શૈલીમા પ્રકટ કરતા કવિ કાવ્યને અંતે કહે છે કે મૃત્યુ પછીના અજ્ઞાત ભાવિના ભયને લીધે અજાણ્યા દુઃખ તરફ ધસવાને બદલે જે દુઃખ અહીં છે તે આપણે ખમી રહીએ છીએ અને એ રીતે અન્તર્વિચાર આપણુ સર્વને બીકણુ તથા કાયર બનાવે છે. એ સાદી ભાવોક્તિને વળી અલંકારમય ભાષામાં મૂકી કવિ કહે છે કે ' અને એ રીતે નિશ્ચયનો કુદરતી રંગ વિચારની વ્યાધિમય છાપથી ફીકો થઈ જાય છે. '

ભાવપ્રેરણા અને કલ્પના બન્નેના વિવિધ વેગ તથા વિવિધ કથન કાવ્યાનન્દ આપી શકે છે, પ્રેરણાનું જોર ઓછાવધતા દરજ્જાનું હોય છે તેમ કલ્પનાનો વ્યાપાર પણ ઓછોવધતો ચાલે છે અને એ એના જાતજાતના મિશ્રણમાં ચમત્કાર રહેલો છે તે ઉપરનાં ઉદાહરણો પરથી સમજાશે.

ઉપદેશના વાક્યોવાળી ( didactic ) કવિતા રસહીન હોઈ કાવ્યાનન્દ આપી શકતી નથી અને અમૂર્ત જ્ઞાનમય સૂત્રો કવિતામાં અસ્થાને છે એ વિષય ઉપર નિરૂપણ કરતા ભાવની ઉત્પત્તિ, કવિતાના ઉદ્દેશ અને કાવ્યના સ્વરૂપ સાથે બુદ્ધિવ્યાપાર અને જ્ઞાનનો કેવો સંબંધ છે તે ચર્ચા કરી છે. બીજો એક પ્રશ્ન એ છે કે જ્ઞાનથી કવિના મન ઉપર શી અસર થાય છે ? માણસમાં કવિત્વશક્તિ સ્વાભાવિક છે અને તે જ્ઞાનથી ઉત્પન્ન થતી નથી, અર્થાત્ જ્ઞાન સંપાદન કર્યાથી કવિ થવાતું નથી, એ " કવિતા " વિશેના નિબન્ધમા પ્રથમ દર્શાવ્યું છે.* તેથી, જ્ઞાન હોય તો કવિતા બગડે કે

* પૃષ્ઠ ૧-૩.

સુધરે, કવિત્વશક્તિના વિકાસ ઉપર જ્ઞાનસંપાદનની શી અસર થાય, મનુષ્યજાતિમાં જ્ઞાન વધતું જાય તેમ કાવ્યસમૂહ ઉત્તમતા પામતો જાય કે ઉત્તમતા ખોતો જાય, જ્ઞાન કવિત્વશક્તિને ઉત્તેજિત કરે છે કે આચ્છાદિત કરે છે, જ્ઞાનથી કવિને કવિતાવ્યાપારમાં સહાયતા થાય કે અવરોધ થાય, એ સવાલ વિચારવાનો રહે છે. સાધારણ રીતે બધા મનોવ્યાપારમાં જ્ઞાનથી મનુષ્યને મદદ થાય છે, દરેક કાર્ય અજ્ઞાન કરતાં જ્ઞાનવાન વધારે સારૂં કરી શકે છે, ધર્માચરણથી શરૂ કરી રાજ્યતંત્ર, વેપાર, ધંધા, હુન્નર, કારીગરી અને મજુરી સુધીનાં બધાં કામ કેળવણી અને જ્ઞાન પામેલા વધારે નિપુણતાથી અને સફલતાથી કરી શકે છે એ અનુભવ સર્વને માન્ય છે. તો, કવિતાને અને જ્ઞાનને એવો કંઈ ખાસ વિરોધ છે કે તેથી કવિતાની સિદ્ધિની ક્રિયાઓ જ્ઞાનની સિદ્ધિની ક્રિયાઓથી અટકી પડે છે?

કવિતા અને જ્ઞાન વચ્ચે આવો વિરોધ છે એમ મેકોલે માને છે અને તેનું કારણ તે એ કહે છે કે ઇન્દ્રિયગમ્ય છુટક પદાર્થો તરફ લક્ષ દોરાયાથી કવિતાની વૃત્તિ થાય છે, પણ મનુષ્યોમા જ્ઞાન વધતું જાય છે તેમ સામાન્ય વિચારો તરફ ચિત્ત વધારે દોરાય છે અને કવિતા માટે જે વિશેષ જ્ઞાન આવશ્યક છે તે ઓછું થતું જાય છે. મેકોલે પેઠે બીજા કેટલાક લેખકો પણ એમ માને છે કે દુનિયામાં જ્ઞાનવૃદ્ધિ થતી જાય છે તેમ કવિત્વની હાનિ થતી જાય છે, કેમકે, વસ્તુઓનાં જુદાં જુદાં સ્વરૂપ પોતાના વિલક્ષણ દષ્ટિ-બિન્દુથી જોવાની મનુષ્યની વૃત્તિ કવિતાને અનુકૂલ છે, પણ જ્ઞાન અને વિચારની વૃદ્ધિ થાય છે તેમ પદાર્થો, બનાવો અને વિચારોનાં પૃથક્કરણ કરવા તરફ ચિત્ત જાય છે અને તે વૃત્તિ કવિતાના દષ્ટિ-બિન્દુને પ્રતિકૂલ છે. દુનિયા આચારવિચારમાં બહુ સુધરેલી નહોતી ત્યારે જીંદગાની અદ્દભુત વૃત્તાન્તોથી અને સાહસોથી પરિપૂર્ણ હતી અને તેવી સ્થિતિમાં ભય, વિસ્મય, ઉત્સાહ, વગેરેની વૃત્તિઓ ઉત્તે-જિત અને બળવંત થતી હતી, પણ આચારવિચારના સંસ્કાર વધારે

કેળવાયાથી તથા સુધર્યાથી વૃત્તિઓનું ઉદ્દીપન થવાના આ કારણો બંધ પડે છે, અને એ કારણોના પ્રસંગ હોય છે ત્યાં પણ મનના આવા ભાવ હસવા સરખા થશે એ શંકાથી સંકોચ થાય છે. ઓછા સુધરેલા કાળમાં આવો સંકોચ થતો નહોતો. આથી જ્ઞાનવૃદ્ધિને લીધે કવિની લાગણી અને વાંચનારની સહૃદયતા ટંડી પડે છે એમ આ આ લેખકોનું માનવું છે.

જ્ઞાન સામેના આ વાધામાં બે અંશ વિચારમાં લેવાના છે,—કવિતાની ઉત્પત્તિ ઉપર જ્ઞાનની અસર, અને કવિતાના સ્વરૂપ ઉપર જ્ઞાનની અસર. કવિતાની ઉત્પત્તિ ઉપર જ્ઞાન પ્રતિકૂલ અસર કરી શકતું નથી એ સહજ કબુલ થશે. માણસમાં કવિત્વશક્તિ સ્વાભાવિક છે, અને મનુષ્યપ્રકૃતિનો કવિત્વમય અંશ કોઈ કારણથી નાશ પામે એવો છે એમ માનવાનું કારણ જણાતું નથી. મનુષ્યસ્વભાવની અનેક શક્તિઓમાંથી આજ સુધી કોઇ નાશ પામી નથી, અને કવિત્વની શક્તિના અન્તઃસ્વરૂપમા નાશનાં બીજ નથી તે છતાં તે શક્તિ કેમ નાશ પામે? અને વળી જ્ઞાન કવિત્વનો શી રીતે નાશ કરી શકે? વિચારશક્તિ અને કવિત્વશક્તિના પ્રદેશ જુદા છતાં તે શક્તિઓ મનુષ્યજાતિમા સાથે રહેલી છે, અતિપ્રાચીન કાળમા મનુષ્યો વિચાર કરતા તેમ કવિતા પણ લખતા એમ આપણને જણાય છે. જુનામાં જુના લેખોમા કેટલાક જ્ઞાનવાળા અને કેટલાક કવિતાવાળા એમ બન્ને પ્રકાર દેખાય છે. તો, મનુષ્યજાતિનું વય વધતાં અને મનુષ્યનો ઉત્કર્ષ થતાં એકલું જ્ઞાન વૃદ્ધિ પામે અને કવિત્વ ઉલટું ક્ષીણ થાય એમ શાથી બને? સાહિત્યની બાલ્યાવસ્થામાં જેમ વ્યાસ, વાલ્મીકિ હોમર, સરખા મહાન કવિઓ થયા છે તેમ મધ્ય વયમાં પણ ડેન્ટી, શેક્સપિયર, મિલ્ટન, કાલિદાસ સરખા મહાન કવિઓ થયા છે. સાહિત્યની પ્રૌઢ વયમાં પણ વર્ડ્સ્વર્થ, શેલી, કીટ્સ, બાયરન, ટેનિસન સરખા કવિઓ થાય છે અને આ કવિઓની કવિતા જોતાં કવિત્વશક્તિનો ક્ષય થતો જતો જોવામાં આવતો નથી. તેમ જ પ્રેમ,

ભય, વિસ્મય, ઉત્સાહ, શોક, વગેરે ચિત્તવૃત્તિઓ મનુષ્યજાતિમાં તેવીને તેવી જ કાયમ છે. તત્ત્વચિન્તનથી પૃથક્કરણનું કાર્ય વધતું જાય છે અને સૃષ્ટિવિજ્ઞાનથી પદાર્થો વિશે શોધો થતી જાય છે, તો એ પૃથક્કરણ અને શોધોની ક્રિયાના ચમત્કારોમાં અને તેમના અદ્ભુત પરિણામોમાં કવિત્વની ઊર્મિના પ્રસંગો કવિજનોને પ્રાપ્ત થાય છે. પ્રાણિજીવનના ઉત્કર્ષનો ક્રમ, ભાષાઓનું સગપણ, મનુષ્યજાતિમાં ધર્મ અને નીતિ વિશેના વિચારોનો ઉદ્ભવ, દૂરબિન, સૂક્ષ્મદર્શકયંત્ર, મનુષ્યવાણીને દૂર લઈ જનાર તથા ફરી ઉત્પન્ન કરનાર યંત્રો; એ સર્વના જ્ઞાનથી કવિના ભાવાવેશ (verve) ને ઉદ્દીપ્ત થવાના નવા નવા પ્રસંગ આવે છે, કુદરતની અને કુદરત ચલાવનારની નવી નવી ખુબીઓ તરફ કવિનું ચિત્ત દોરાય છે, સૃષ્ટિમાં નવી નવી ગુફાઓ અને નવાં નવાં ઉંડાણ કવિને દેખાય છે. જ્યોર્જ મોઇર અને પ્રોફેસર આયટુન કહે છે તેમ 'જ્ઞાન, વિદ્યા અને યાંત્રિક શોધોમાં કદિ ભાવવાળી લાગણીને દાબી દેવાનું વલણ હોય તોપણ એટલું તો ખરૂં છે કે એ સર્વ વિષયોથી કવિતાને ઉદાહરણોનો મહાન સમુદાય જડી આવે છે અને એ સાધનો જુના કાળમાં નહોતા. વળી, જનસમાજની સ્થિતિના ફેરફારોથી ભાવોર્મિની અને કલ્પનાની શક્તિઓનો બાહ્ય આવિર્ભાવ ગમે તેટલો દબાઇ જાય તોપણ એ ફેરફારોથી એ શક્તિઓ ઉપર કોઈ પણ કાળે કાંઈ વાસ્તવિક અસર થાય એ જ શક ભરેલું છે. વળી, અનંતતા સાથે મનુષ્યનો સંબંધ હોવાની લાગણી, મનુષ્યની આસપાસનાં ગૂઢ અને અગમ્ય બળો, પ્રેમ, દેશવત્સલતા, માનવ જાતના અભ્યુદય માટે ઉત્સાહ, વિચિત્ર અકસ્માતઃ એ સર્વથી કવિત્વની વૃત્તિ હમેશ કાયમ રહે છે. તેમ જ વર્ણન અને ઉદાહરણ માટે બાહ્ય જગતમાંથી મળતાં સાધનો અખુટ છે. કુદરતના દેખાવો એટલા અસંખ્ય છે કે પુનરુક્તિનો ભય નથી.' મનુષ્યચિત્તનું અને સૃષ્ટિનું બંધારણ એનુંએ કાયમ છે તો મનુષ્યચિત્તની શક્તિઓ વધારે બળવાન થાય અને સૃષ્ટિનું બંધારણ મનુષ્યને વધારે સમજાય. ત્યાં સૃષ્ટિ

તરફની મનુષ્યની કવિત્વમય દૃષ્ટિ બદલાવાનો સંભવ નથી. હર્બર્ટ સ્પેન્સર કહે છે કે આ કારણોથી તો એ કવિત્વમય દૃષ્ટિ વધારે તીવ્ર થવી જોઇએ અને થાય છે; 'શિલ્પ, ચિત્ર, સંગીત, કવિતા, એ સર્વમાં સૃષ્ટિવિજ્ઞાન આધારરૂપ છે એટલું જ નહિં, પણ સૃષ્ટિવિજ્ઞાન પોતે કવિત્વપૂર્ણ છે. સૃષ્ટિવિજ્ઞાન અને કવિતા એક બીજાથી વિરુદ્ધ છે એવો જે મત પ્રવર્તમાન છે તે ભ્રમિત છે. એ બેશક ખરૂં છે કે જ્ઞાનગ્રહણ ( cognition ) અને ચિત્તક્ષોભ ( emotion ) એ માનસિક અનુભવો એક બીજાથી જુદા છે અને એકમાં બીજાનો સમાવેશ થતો નથી. અને એ પણ બેશક ખરૂં છે કે ચિંતનની શક્તિઓ બહુ જ પ્રવૃત્ત થાય ત્યારે લાગણીઓ શિથિલ થઈ જાય છે અને લાગણીઓ બહુ જ પ્રવૃત્ત થયાથી ચિંતનની શકિતઓ શિથિલ થઈ જાય છે; અને એ અર્થમાં તો મનની બધી પ્રવૃત્તિઓ એક બીજાથી ઉલટી છે. પણ એ ખરૂં નથી કે સૃષ્ટિવિજ્ઞાનની હકીકતો કવિત્વહીન છે અથવા સૃષ્ટિવિજ્ઞાનની કેળવણી કલ્પનાના વ્યાપારને તથા સૌન્દર્યની પ્રીતિને પ્રતિકૂલ છે. પણ ઉલટું, સૃષ્ટિવિજ્ઞાન ન જાણનારને જ્યાં બધું શૂન્ય દેખાય છે ત્યાં સૃષ્ટિવિજ્ઞાનની માહીતીથી કવિતાના પ્રદેશ દૃષ્ટિ આગળ ઉઘડે છે. સૃષ્ટિવિજ્ઞાનની શોધમાં ગુંથાયેલા જનો દર્શાવે છે કે તેમના વિષયમાં રહેલી કવિતા તેમને બીજા કરતાં ઓછી નહિં પણ વધારે સમજાય છે. * * * ગેટિના જીવનચરિત વિષે વિચાર કરનારને માલમ પડશે કે કવિની અને સૃષ્ટિવિજ્ઞાનશાસ્ત્રીની પ્રવૃત્તિ સરખા બળથી સાથે હોઇ શકે છે. મનુષ્ય સૃષ્ટિનો જેમ વધારે અભ્યાસ કરે તેમ સૃષ્ટિ માટેની તેની પૂજ્યવૃત્તિ ઓછી થાય એમ કહેવું એ કેવળ અર્થહીન નથી ? અને એવા વિચારથી પૂજ્યતાને અપમાન લાગતું નથી ? તમે શું એમ ધારો છો કે જલબિન્દુ જે પ્રાકૃત મનુષ્યની દૃષ્ટિએ જલબિન્દુ જ છે તેમાં ભિન્ન તત્ત્વો અમુક બળથી જોડાઈ રહેલાં છે અને તે બળ એકદમ છોડી દેવામાં આવે તો વિજળીનો ચમકારો થાય એમ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રી

તે જળબિંદુ વિશે જાણે છે તેથી તેની દૃષ્ટિએ તેની કિમ્મત ઘટી જાય છે?' (કેળવણી વિશે નિબંધ). આ વિચારો લક્ષમાં લેતાં એ ખાતરી થાય છે કે જ્ઞાનની વૃદ્ધિથી કવિતાની ઉત્પત્તિમાં હાનિ થતી નથી પણ ઉલટું વિશેષ સામર્થ્ય આવે છે. જ્ઞાનના અને વિજ્ઞાના વિષયો વધતા જાય છે અને વિસ્તાર પામતા જાય છે તેમ જુદા જુદા માણસો એમાના જુદા જુદા વિષયો તરફ દોરાય છે અને કેવળ કવિતાના અભ્યાસકો ઘટતા જાય છે એ ખરૂં છે, પણ, કવિત્વની સ્વાભાવિક શક્તિવાળા જનો તેથી ઘટતા નથી. એ શક્તિ-વાળા વિરલ હોય છે અને પ્રાચીનની પેઠે અર્વાચીન કાળમાં પણ કવિઓ નિત્ય નહિં પણ અંતરે અંતરે જ ઉત્પન્ન થાય છે.

કવિતાના સ્વરૂપ ઉપર જ્ઞાનની શી અસર થાય છે એ વિશે ઉપર કરતા ઓછો મતભેદ હોવાનો સંભવ છે. સ્વરૂપમાં કલાવિધા-નનો ઘણો ભાગ આવે છે અને સર્વ જાતના કલાવિધાનમાં જ્ઞાનસં-પાદન ઘણી સહાયતા કરે છે એમાં સંદેહ નથી. જ્ઞાન કે વિદ્વત્તા મેળવ્યાથી અગર પિંગળ કે અલંકાર શાસ્ત્ર શીખ્યાથી કવિ થવાતું નથી અને ઈશ્વરદત્ત શક્તિથી જ કવિમાં પ્રતિભા આવે છે એ ખરૂં છે, પણ, એ શક્તિ, એ પ્રતિભા જેનામાં હોય તેને જ્ઞાન અને અ-ભ્યાસના સંસ્કારોથી કાવ્યરચનામાં બહુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે એ પણ ખરૂં છે. એ સંસ્કારો મેળવ્યાથી અને વિશેષે કરી કવિતાનો અભ્યાસ કર્યાથી કવિત્વશક્તિ ખીલી નિકળેછે અને તે વિના તે ઢંકાઈ રહેવાનો સંભવ હોય છે એમ ઘણી વાર જોવામાં આવે છે. તેમ જ, કવિતામાં અને જ્ઞાનમાં જનસમાજે ઘણો ઉત્કર્ષ મેળવ્યા પછી, એ વિષયોના ઘણા ગ્રન્થો લખાયા પછી, એ વિષયોના સંસ્કાર પ્રાપ્ત કર્યા વિના કાવ્યરચનાનો પ્રયાસ કરનાર જનસમાજની ઉચ્ચ રસિકતાને પહોચી શકતો નથી. ચિત્રકારને અને ગાયકને પોતાની કલાનો અભ્યુદય કરવા સારૂ ગામડામાં રહે ચાલતુ નથી પણ શહેરમા જવું પડે છે તેમ કવિને પણ જ્ઞાનહીનતા મુકી જ્ઞાનવાન થવું પડે

છે. જ્ઞાનની બાલ્યાવસ્થામાં કાવ્યો રચાઈ ગયાં પછી અને એ બાલ્યાવસ્થા ગયા પછી એ અવસ્થાનાં કાવ્ય વર્ત્તમાન કાળમાં ફરી રચી શકાતાં નથી. એવાં કાવ્યો રચવા જતાં પુનરુક્તિનો અને સંસ્કારહીનતાનો દોષ આવી પડે છે. જનસમાજે વિચાર અને રસિકતામાં ઉન્નતિ મેળવ્યા પછી એ ઉન્નતિને બાજુએ મુકી કાવ્ય રચનાર જનસમાજના હૃદયનો સ્પર્શ કરી શકતો નથી. મમ્મટે કવિત્વશક્તિની સાથે નિપુણતા અને અભ્યાસને કાવ્યના હેતુ કહ્યા છે, તે આ કારણોથી યથાર્થ લાગે છે. તે કહે છે કે 'શક્તિ એ કવિત્વના બીજ રૂપ એક જાતનો સંસ્કાર છે, તે વિના કાવ્ય પ્રસરવા પામે નહિં અને પ્રસરે તો હસવા સરખું થાય. નિપુણતા એટલે સ્થાવર જંગમ સૃષ્ટિ વિશે, છન્દ, વ્યાકરણ, કોષ, કલા, ધર્મ, અર્થ, કામ, મોક્ષ, હાથી, ઘોડા, તરવાર, વગેરેનાં લક્ષણ દર્શાવનારા શાસ્ત્રગ્રન્થો વિશે, મહા કવિઓનાં કાવ્યો વિશે, ઈતિહાસ વગેરે વિશે વિચારપૂર્વક કેળવણી મેળવવી તે. અભ્યાસ એટલે કાવ્ય રચવાનું અને કાવ્યની પરીક્ષા કરવાનું જે જાણતા હોય એવા કાવ્યજ્ઞ જનોના ઉપદેશની મદદથી કાવ્યના કરણ તથા યોજનમાં ઘડી ઘડી પ્રવૃત્ત થવું તે. આ શક્તિ, નિપુણતા અને અભ્યાસ એ ત્રણ કાવ્યના હેતુઓ નથી પણ ત્રણે મળી કાવ્યનો હેતુ બને છે. એ ત્રણ જુદા જુદા હોય ત્યારે તેમાંના ગમે તે એકથી કાવ્ય બનતું નથી પણ ત્રણે એકત્ર થાય ત્યારે કાવ્યનો ઉદ્ભવ થાય છે અર્થાત્ કાવ્યનું નિર્માણ અને કાવ્યનો સમુલ્લાસ થાય છે.' (કાવ્યપ્રકાશ, ઉલ્લાસ ૧ લો.) કવિના કાર્યમાં સફળતા મેળવવા સારૂ અભ્યાસની શી જરૂર પડે છે તે વિશે ચર્ચા કરતાં જ્યોર્જ મોઘર અને પ્રોફેસર આયટુન કહે છે, 'કવિતાના સાધનો મેળવવા માટે તેમ જ તે સાધનો મૂર્તરૂપમાં બીજાઓને દર્શાવવાની ભાષા આવડવા માટે અભ્યાસની જરૂર છે. મનુષ્યનો અને પ્રકૃતિનો —જડ અને ચૈતન્યનો બન્નેનો અભ્યાસ આવશ્યક છે. * * * કલ્પના પણ કેવળ શૂન્યતામાંથી ઉત્પન્ન કરતી નથી. કંઇક બાહ્ય વસ્તુ-

-ઓથી કલ્પના ઉત્તેજિત તથા ગતિમાન થવી જોઇએ. ફેરફાર અને સંમિશ્રણની ક્રિયાઓ કલ્પના ચલાવી શકે તે માટે વિષયોનો ખપ પડે છે.' ભાષા અને શૈલી સંબંધે જ્ઞાન અને અભ્યાસથી લાભ થાય છે તે વિષે તેઓ કહે છે, 'જ્ઞાનની વૃદ્ધિ સાથે ભાષાની રમ્ય વિચિત્રતા ઓછી થતી જાય છે તો ભાષા કવિના કાર્યને વધારે અનુકૂલ થતી જાય છે, ઊદ્દિષ્ટ ભાવ યથાર્થ રીતે પ્રદર્શિત કરવામાં સમર્થ થતી જાય છે. જે વચનો અસલ ભાવમય મૂર્તિનાં દર્શક હતાં તે લાંબા વખતના ઉપયોગને લીધે હવે અલંકારમય રહ્યાં નથી, તો કવિની પ્રતિભાથી નવા પદસંયોગની સદૈવ યોજના થતી જાય છે અને તેનો પ્રચાર થવા માંડે છે.' કવિના કલાવિધાન માટે તેમ જ વાંચનારની રસિકતા માટે જ્ઞાનની જરૂર છે તે સંબંધે હર્બર્ટ સ્પેન્સર કહે છે, 'સ્વાભાવિક શક્તિ સુવ્યસ્થિત જ્ઞાનની સહાયતા વિના ચલાવી શકે તેમ નથી. સહજ ઉપલબ્ધિથી ઘણું થઈ શકે છે, પણ બધું નહિં; વિશેષ બુદ્ધિપ્રભાવ સાથે જ્ઞાનનો યોગ થાય ત્યારે જ મહોટામા મહોટી કૃતિઓ સિદ્ધ થઇ શકે છે. સૌન્દર્ય ઉત્પાદક કલાઓની અતિ કુશળ કૃતિઓ રચવા માટે સૃષ્ટિવિજ્ઞાન આવશ્યક છે એટલું જ નહિં, પણ એ કૃતિઓ પૂર્ણ રસિકતાથી સમજવા માટે પણ તે આવશ્યક છે. એક ચિત્રની ખુબી બાળક કરતાં પુખ્ત ઉમ્મરનો માણસ વધારે સમજી શકે છે તે શાથી? કુદરતનાં અથવા જીંદગાનીનાં જે સત્યો તે ચિત્રમાં દર્શાવેલા હોય છે તે વિશે બાળક કરતાં મહોટા માણસને વધારે જ્ઞાન હોય છે તેથી જ. કેળવાયેલો ગૃહસ્થ રમણીય કાવ્યનો આસ્વાદ અભણ ગામડીઆ કરતાં વધારે સારી રીતે લઈ શકે છે એમ શાથી બને છે?–પદાર્થો અને બનાવો વિશે એવા ગૃહસ્થને વધારે માહીતી હોય છે તેથી કાવ્યમાં તેને એવું દર્શન ઘણું થાય છે તે ગામડીઆને થતું નથી તે સિવાય એનું બીજું કારણ નથી.'

કાવ્યાનન્દના મૂલ્ય અને પોષણ વિશે આટલું વિવેચન કર્યા

પછી કાવ્યાનન્દ સામેના એક મ્હોટા વાંધા ઉપર હવે લક્ષ દઈ શકીશું. પ્રાચીન ગ્રીક ફિલુસુફ પ્લેટોએ કાવ્યાનન્દને આત્માના ઉત્કર્ષ માટે નકામો અને નુકસાનકારક ગણ્યો છે, અને ઉંચા ધોરણોથી કલ્પેલી ઉત્તમોત્તમ રાજ્યવ્યવસ્થાની યોજના ઘડતાં તેણે ઠરાવ્યું છે કે એવા રાજ્યમા કવિઓને વસવા દેવા નહિં અને કવિતાનો અભ્યાસ થવા દેવો નહિં. (રિપબ્લિક, અધ્યાય ૨, ૩, તથા ૧૦) કવિવર્ગને અને કવિતાને દીધેલો આ દેશવટો પ્લેટોને પોતાને ઘણો સાલ્યો છે. કવિતા મનોહર છે તે તે કબુલ કરે છે, પણ સત્યને તે વધારે આદરણીય ગણે છે; કવિતા સત્યનું દર્શન કરાવતી નથી, અને રાજ્યતંત્ર ચલાવનારાના તથા રાજ્યનું રક્ષણ કરનારાના મનને કવિતા બગાડે છે તે માટે કવિતાને રાજ્યમાથી બાતલ કરવાની તે સૂચના કરે છે. મહાન કવિઓને તે વખાણે છે અને કવિતાની ચિત્તાકર્ષકતાનો તે સ્વીકાર કરે છે, પરંતુ, તે કહે છે કે કવિતામા અનીતિમાન દેવદેવીઓનાં અને નાયકનાયિકાઓના વૃત્તાન્ત હોય છે, મનુષ્યસ્વભાવની અધમતા તથા નિર્બળતાનાં ચિત્ર હોય છે, સાધુ પુરુષોનાં દુઃખનાં અને દુષ્ટ પુરુષોના સુખનાં કથન હોય છે, કવિતામાં દેવતાઓનાં તથા વીરપુરુષોનાં ખોટાં વર્ણન હોય છે અને અન્યાયને લાભકારક દર્શાવેલો હોય છે, અને આ સર્વથી રાજ્યના શહેરીઓના મન પર બહુ નઠારી અસર થાય છે તથા રાજ્યવ્યવસ્થા ઉત્તમ રીતે ચલાવવાની તેમની શક્તિ ક્ષીણ થાય છે. કવિતામાં નરક વગેરેનાં ઉગ્ર તથા ભયંકર વર્ણન હોય છે તેથી યુવકોનાં મન અતિશય ઉશ્કેરાઈ શક્તિહીન થાય છે, અને જેમણે સ્વતંત્રતાવાળું જીવન ભોગવવાનું છે અને દાસત્વને મૃત્યુ કરતાં વધારે ભયંકર ગણવાનું છે તેવાએ આવા આકર્ષણને આધીન થવું એ પ્લેટો બહુ અનિષ્ટ માને છે. વળી, કવિતાથી સહુથી ભારે હાનિ પ્લેટો એ બતાવે છે કે કવિતા આત્મસંયમ અને આત્મોત્કર્ષનો ક્ષય કરે છે. સુજ્ઞ પુરુષને પોતાને શોકપ્રસંગ આવે તો તે ધીરજ અને શાન્તિ ધારણ કરે છે, પણ,

કવિતામાં કોઈ વીર પુરુષને એવે પ્રસંગે વિલાપ કરીને આક્રન્દ કરતો વર્ણ-વેલો હોય છે તે તરફ સમભાવ અને આકર્ષણ થવાથી એ સુજ્ઞ પુરુષ પોતાના હૃદયની સ્વસ્થતા ખુએ છે. કવિતાના નાયકની અસહ્-વૃત્તિ વાંચનારમાં પ્રવેશ કરે છે. તેમ જ જે મશ્કરી કરતાં સુજ્ઞપુરુષ પોતે શરમાય તે નાટકની રંગભૂમિ ઉપર સાંભળી અથવા કાવ્યમાં વાંચી સુજ્ઞ પુરુષ તેથી ખુશી થાય છે અને મશ્કરીની અયોગ્યતા તેના ધ્યાનમા આવતી નથી; હાસ્યની વૃત્તિ વિવેકબુદ્ધિથી દાબી રાખ-વામાં આવે છે કેમકે વિદૂષક બનતાં માણસ આચકો ખાય છે. પણ, એ વૃતિ હાસ્યરસ કવિતાથી પાછી બહાર નિકળી આવે છે. કામ, ક્રોધ, વગેરે વિકારોને પણ કવિતા એ રીતે અનિયમિત થવા દે છે. કવિતા વિવેકબુદ્ધિને ક્ષીણ કરે છે તથા લાગણી જે આત્મામાં ઉતરતી જાતનો અંશ છે તેને જાગ્રત કરી પુષ્ટ કરે છે. કવિતાથી આનન્દ થાય છે. એ પ્લેટો કબુલ કરે છે પણ તે કહે છે કે રાજ-તંત્ર હર્ષ શોકને ધોરણે ચલાવી શકાય નહિં પણ મનુષ્યના કાયદા અને વિવેકબુદ્ધિને આધારે જ ચલાવવું જોઈએ. આ કારણોથી બહુ ખેદ સાથે પણ દૃઢતાથી તે કવિઓને અને કવિતાને દેશનિકાલ કર-વાનો નિયમ સ્થાપે છે. આ કઠોર આજ્ઞા માટે અનુતાપ થવાથી તે કહે છે કે દેવતાઓની સ્તુતિનાં અને પ્રખ્યાત પુરુષોની પ્રશંસાનાં કાવ્યો રાજ્યમાં દાખલ થવા દેવાં; અને તે સિવાયની કવિતા પણ પોતાની ઉત્તમતા દેખાડી પોતાનો બચાવ કરી શકે, અને કવિઓ નહિ પણ કવિતાના સમર્થકો એમ દર્શાવી શકે કે કવિતા આનન્દદાયક છે એટલું જ નહિં પણ રાજ્યને ઉપયોગી છે, તો બધી કવિતાનો સ્વીકાર કરવો. પરંતુ તેમ ન થાય તો પ્રેમથી મોહિત થયેલા જનો પ્રેમપાત્રથી પોતાના હિતને નુકસાન થાય તેમ હોય ત્યારે પ્રયત્ન કરીને પણ તેનો ત્યાગ કરે છે તેમ કવિતાનો ત્યાગ કરવો. સદ્‌ગુણી જનોનું જ ચિત્ર પ્રદર્શિત થવાથી શહેરીઓને લાભ છે માટે બીજી જાતનાં નાટક કરનાર રાજ્યમાં આવે અને પોતાના

પ્રયોગ કરવાની તથા પોતાની કવિતા બતાવવાની દરખાસ્ત કરે તો પ્લેટો કહે છે કે તેમને પગે પડવું અને તેમની પૂજા કરવી, પણ તેમને કહેવું કે અમારા રાજ્યમાં તમને પેસવા દેવાની મના છે, અને સુગંધ ચઢાવી તથા હાર પહેરાવી તેમને બીજા રાજ્યમાં મોકલી દેવા. ચિત્રકાર, શિલ્પકાર, વગેરે બીજા કલાવિધાયકોને માટે પણ એ જ નિયમ પ્લેટો દર્શાવે છે. અનીતિ, અવિનય, અમર્યાદા અને ક્ષુદ્રતાવાળાં ચિત્ર, પ્રતિમાઓ, બાંધકામ એ સર્વનો રાજ્યમાં તે નિષેધ કરે છે. તે કહે છે કે રાજ્યના રક્ષકો નીતિની ખામીવાળી મૂર્તિઓ વચ્ચે ઉછરવા ન જોઈએ, કેમકે એવો ખરાબ ચારો ચરતાં નુકસાનકારક ઝાડપાલો ધીમે ધીમે ખોરાકમાં આવે છે અને તેની ઝેરી અસર અજાણ્યે પ્રસરે છે તથા પરિણામે આત્મા ભ્રષ્ટ થાય છે.* આ રીતે, કવિતા અને બીજી કલાઓ આનંદ આપી આકર્ષણ કરનારી હોવાથી જ વિશેષે કરી જોખમ ભરેલી અને તજવાલાયક થાય છે.

કવિતાની પદવી આવી હલકી હોવાનું કારણ પ્લેટો એ બતાવે છે કે તે સત્યથી ઘણી આઘી છે. એ મત તે આ રીતે પ્રતિપાદન કરે છે: જ્યાં અનેક વસ્તુઓનું એક વર્ગનામ હોય છે ત્યાં તે વસ્તુની ભાવના ( idea ) અથવા અમૂર્ત આકૃતિ વિદ્યમાન હોય છે. દુનિયામાં ઘણાં બિછાના અને ઘણાં મેજ હોય છે. ઘણા પદાર્થોને એ બે નામથી આપણે ઓળખીએ છીએ, પણ તેમની ભાવનાઓ તો બે જ છેઃ—બિછાનાની ભાવના અને મેજની ભાવના. જે કારીગર બિછાનું કે મેજ બનાવે છે તે બિછાનાની કે મેજની ભાવના લક્ષમાં લઈ તે પ્રમાણે તે બનાવે છે. ભાવનાઓ તો કોઈ કારીગર બનાવી શકતો નથી. ઈશ્વર ભાવનાઓ બનાવે છે. ભાવના પરથી કારીગરો બિછાનું, મેજ, વગેરે વસ્તુઓ બનાવે છે. અને એ વસ્તુઓ ઉપરથી ચિત્રકારો અને કવિઓ તે વસ્તુઓનાં ચિત્ર અને વર્ણન બનાવે છે. સત્ય

* 'काव्यालापांश्च वर्जयेत्' એ નિષેધનું પણ આવું કાંઈક મૂળ હોવું જોઈએ.

સારભૂત તે ભાવના જ છે અને તેનું જ ખરૂં અસ્તિત્વ છે. ભાવના પરથી જે અમુક વસ્તુ (વ્યક્તિ) કારીગર બનાવે છે તે ભાવનાનો આભાસ જ હોય છે, અને એ વસ્તુ પરથી તેના આભાસરૂપ કાવ્યમય વસ્તુ કવિ બનાવે છે. આ રીતે બિછાનું, મેજ, વગેરે પદાર્થના ત્રણ પ્રકાર થાય છેઃ ભાવનામય, વસ્તુમય (વ્યક્તિ), અને કાવ્યમય; અને તેના ત્રણ જુદા જુદા કર્તા છેઃ ઈશ્વર, કારીગર અને કવિ. આ ત્રણ પ્રકારમાં સત્ય તે ભાવના જ છે, વસ્તુમય વ્યક્તિ તે તેનો આભાસ છે, અને કાવ્યમય રચના તે એ આભાસનો આભાસ છે. આ રીતે કવિતા સત્યથી ત્રણ પેઢીએ આઘી છે અને બીજાઓ જે બનાવે તેનું કવિ અનુકરણ કરે છે. ઈશ્વર પ્રકૃતિમાં એક જ બિછાનું તથા એક જ મેજ (અર્થાત્ ભાવનામય) બનાવે છે અને તે જ ખરૂં બિછાનું અને ખરૂં મેજ છે. કારીગર એવી એક ભાવના પરથી તેની ઘણી વ્યક્તિઓ બનાવે છે, અને કારીગરને બનાવનાર કહેવાય. પણ કવિ કંઈ બનાવતો નથી; તે તો ફક્ત બનાવટનું અનુકરણ કરે છે, માટે તેને અનુકરણ કરનાર જ કહેવાય. અને કવિ સત્યધામ પ્રકૃતિથી અને સત્યના સ્થાપનાર ઈશ્વરથી ત્રણ ગણો દૂર છે. કવિને સત્ય અસ્તિત્વનું કાંઇ જ્ઞાન હોતું નથી, તેને ફક્ત આભાસોની ખબર હોય છે. વસ્તુઓ બનાવનાર કારીગરને ભાવનામય સત્યનું જ્ઞાન હોતું નથી, વસ્તુઓ કેવી રીતે બનાવવી એ વિશે ભૂલ વગરના અભિપ્રાય ફક્ત તે બાંધી શકે છે, અને એ આભાસમય વસ્તુઓ પરથી અનુકરણ કરનાર કવિને તો સત્યનું જ્ઞાન પણ હોતું નથી અને વસ્તુઓ વિશે ખરો અભિપ્રાય પણ હોતો નથી. જુદા જુદા કારીગરોનાં અને તેમની કૃતિઓનાં કવિ વર્ણન આપશે (અને ચિત્રકાર તેમનાં ચિત્ર કહાડશે) પણ એ કારીગરોના હુન્નરની તેને કાંઈ પણ માહીતી હોતી નથી. કવિ પોતાની કલામાં કુશળ હોય તો તેનાં વર્ણનોથી બાળકો અને ભોળા માણસો છેતરાય. કેટલાક જે એમ કહે છે કે કવિઓને બધી કલાઓનું જ્ઞાન હોય છે, સદ્ગુણ અને

દુર્ગુણનું જ્ઞાન હોય છે, માનવ અને દિવ્ય પદાર્થોનું જ્ઞાન હોય છે, તેઓ એવા કોઈ અનુકરણ કરનારાના પ્રસંગમાં આવી તેમનાથી છેતરાઈ ભ્રમમાં પડેલા હોવા જોઈએ. કવિતાનાં વર્ણન સત્યના કંઈ પણ જ્ઞાન વિના રચી શકાય છે એની તેમને વિસ્મૃતિ થઈ હોવી જોઇએ. વળી, હોમર વગેરે મહાન કવિઓ તરફ પૂજ્યવૃત્તિ છતા તેમને પુછીશું કે "તમારી મદદથી કોઇ રાજ્યની વ્યવસ્થા સુધરી છે? કોઈ રાજ્ય સારી રીતે ચલાવવામાં તમારી કવિતા કામ લાગી છે?" કવિઓએ સાર્વજનિક સેવા બજાવી નથી તો ખાનગી જીંદગાનીમા તેઓ કોઇના ગુરુ કે શિક્ષક થયા છે? કવિઓ મનુષ્યજાતિને સુધારી શક્યા હોત, કેળવણી આપી શક્યા હોત, સદ્ગુણી કરી શક્યા હોત, તો હોમર અને હિસિઓડ સરખા કવિઓને કવિતા ગાતા અને ભીખ માગતા ગામે ગામ શા માટે ફરવું પડત? લોકો સુવર્ણ પેઠે તેમને પોતાની સમીપ હમેશ ન રાખત?

કવિતા ઉપરનો આ આરોપ સખત છે, પણ પ્લેટો સરખા મહાન ફિલસુફે આવો બળવાન હુમલો કર્યા છતા કવિતાની ઉચ્ચ પદવી જળવાઈ રહી છે અને પ્લેટો પછી આજ બે હજાર વર્ષે પણ કવિતા મનુષ્યજાતિને તેટલી જ પ્રિય તથા માન્ય છે એ પરમસંતોષનું કારણ છે. અને એથી એ પ્રતીતિ થાય છે કે કવિતા પ્લેટો કહે છે તેવી અધમ નથી. વળી એ ઉપરાંત, પ્લેટોના માગ્યા પ્રમાણે કવિતાનો બચાવ થઇ શકે તેમ છે અને તે અનેક રીતે થયેલો પણ છે. પ્રથમ તો, કવિતા સત્યથી દૂર છે, અને કવિઓ ભાવના જાણ્યા વિના માત્ર બાહ્ય આભાસની નકલ કરે છે—એ આરોપના ખરાપણા સામે વાંધો લઈશું. કવિતા નકલ કરવાની કે નવું જોડી કહાડવાની ઇચ્છાથી પેદા થતી નથી પણ હૃદયમાં લાગણી થયાથી ઉપજેલા જોસ્સાથી ઉત્પન્ન થાય છે એ નિરૂપણ પ્રથમ વિસ્તારથી કર્યું છે.* અનુકરણ અને કલ્પના કવિત્વનાં પ્રેરક નથી, પણ સહાયક છે; અનુ-

* 'કવિતા.' પૃષ્ઠ ૮.

કરણ કરવા માટે કે કલ્પના કરવા માટે કવિ કવિતા રચતો નથી પણ લાગણી બહુ બળવાન થયાથી કોઈ સ્વયંભૂ ઊર્મિની પ્રેરણાથી તે પોતાના અનુભવ પ્રકટ કરવાના પ્રયત્ન કરે છે ત્યારે તે કાર્યમાં અનુકરણ અને કલ્પનાની મદદ તેને ઉપયોગી થાય છે. અનુકરણ કરવું એ કવિનો ઉદ્દેશ હોતો નથી પણ પોતાને થયેલી લાગણી દર્શાવવી એ તેનો ઉદ્દેશ હોય છે, ત્યારે, કવિઓને કેવી લાગણીઓ થાય છે, કવિઓને એવું શું લાગે છે કે જે બહાર પાડવા તેઓ મથે છે?—એ પ્રશ્ન ઉપર આ ચર્ચાનો આધાર રહ્યો છે. કવિઓની લાગણીઓ જો અસત્ય, અધમતા, અજ્ઞાન, અનીતિ, એ સર્વથી ભરેલી હોય તો બેલાશક પ્લેટોએ કરેલી સજા લાયક છે. કવિઓની લાગણીઓમાં કુરૂપતા કે બેડોળપણું હોય છે એવો પ્લેટોનો આરોપ નથી, કવિતામા સૌન્દર્ય અને આકર્ષકતા છે એ તે કબુલ કરે છે. પણ, જે સુન્દર હોય તે સત્ય અને શુભ પણ હોય એમ આવશ્યક છે કે નહિ એ પ્રશ્નનો નિર્ણય અહીં પ્રસ્તુત નથી, તેથી કવિઓની લાગણીઓ સુન્દરતા ઉપરાંત બીજા કયા અંશવાળી હોય છે એ જોવાનું રહે છે. પદાર્થો અને બનાવો જે સાધારણ સ્વરૂપે દેખાય છે તે સ્વરૂપના દર્શનથી કવિને લાગણી થતી નથી, પણ તે સ્વરૂપની અંદર રહેલી કંઈ વિશેષતા કવિને દેખાય છે, પદાર્થો અને બનાવોની પાછળ રહેલી કાંઈ ચમત્કારિતા કવિને દેખાય છે, ત્યારે તેને લાગણી થાય છે એ નિઃસંશય છે. પદાર્થો અને બનાવોના સાધારણ સ્વરૂપનું કવિતામાં ચિત્ર હોતું નથી, અને એ સાધારણ સ્વરૂપનું ચિત્ર હોય છે ત્યારે કવિતાની કિમ્મત હોતી નથી. ઉપર કહી તેવી જે વિશેષતા અને ચમત્કારિતા કવિત્વની વિરલ શક્તિવાળાના હૃદય ઉપર અસર કરે છે અને જેના ચિત્રથી રસિક જનોના હૃદય ઉપર પણ અસર થાય છે તે બાહ્ય આભાસમાં વસતી નથી પણ ભાવનામાં વસે છે. એ વિશેષતા અને ચમત્કારિતા જોવા માટે વિશેષ શક્તિની જરૂર હોય છે એ જ દર્શાવે છે કે સાધારણ દૃષ્ટિથી દેખાતા બહા-

રના દેખાવમાં તેનો વાસ નથી. ઇશ્વરદત્ત શક્તિવાળા કવિઓને પણ ધન્ય ક્ષણે જ એ દર્શન થાય છે અને તે દર્શનથી થતી લાગણીથી તેમને ચિત્તક્ષોભ થાય છે એ હકીકત કવિઓ પોતે જ કહે છે. પદાર્થોને પ્રાણપ્રદ ધર્મ આપનાર તે ભાવના છે, ભાવના તે જ પદાર્થોમાં રહેલું ખરૂં અસ્તિત્વ છે એમ પ્લેટો કહે છે, તો પદાર્થોના અન્તઃસ્વરૂપનું કવિઓને થતું દર્શન તે ભાવનાનુંજ દર્શન છે એમ કબુલ કરવું પડશે. પ્લેટોએ વર્ણવી છે તે પ્રકારની સ્થિતિમાં ભાવનાઓની હયાતી છે કે કેમ એ સવાલ આ વિષયને લગતો નથી તેથી તેમાં ઉતરવાની જરૂર નથી. પરંતુ બાહ્ય જગતનું કવિઓને ઉંડું દર્શન થાય છે, બાહ્ય જગત્ દેખાય છે તે કરતાં વધારે ઉચ્ચ કવિઓને દેખાય છે, એ જે વાત કાવ્યગ્રન્થો બતાવે છે તે કવિદષ્ટિએ થયેલા ભાવનાના દર્શનની જ સાક્ષી પુરે છે. ભાવના સિવાય પદાર્થોમાં વધારે ઉંડું અને વધારે ઉચ્ચ બીજું કાંઈ છે નહિં, અને ‘અજ્ઞાત,’ ‘રહસ્ય,’ ‘ગૂઢ’, ‘વ્યંગ્ય’ ‘રસ,’ એ વગેરે નામથી કવિઓ જેને ઓળખે છે તે ભાવના જ છે. કવિત્વમય દર્શનથી થતી લાગણીઓમાં સત્યના, જ્ઞાનના, નીતિના, ઉન્નતિના, અનુભવો કવિઓને થાય છે અને તેવા અનુભવો પોતાની કવિતામાં તેઓ પ્રકટ કરે છે એ હકીકત કવિઓનું ભાવનાદર્શન સિદ્ધ કરે છે, કારણ કે ભાવના સિવાય અન્યત્ર સત્ય, જ્ઞાન, નીતિ, ઉન્નતિ, એ સવના દર્શનનો અવકાશ નથી. લાગણીના પ્રસંગોનાં મહાન કવિઓએ જે વર્ણન આપ્યાં છે તે આ વાતનું સમર્થન કરે છે.

‘And all at once it seem'd at last
The living soul was flash'd on mine,
And mine in this was wound, and whirl'd
About empyreal heights of thought,
And came on that which is, and caught
The deep pulsations of the world,
Æonian music measuring out

The steps of Time—the shocks of Chance—
The blows of Death.'

In Memoriam, XCV.

'અને ( પછી ) તરત એકાએક એમ લાગ્યુ કે મારા આત્મા ઉપર જીવન્ત આત્માનો જ્વલન્ત પ્રકાશ પડ્યો, અને મારો આત્મા એ આત્મામા વીંટાયો, અને ચિન્મય ઉચ્ચ દિવ્ય પ્રદેશોમા મારા આત્માને ત્વરિત ગતિથી પરિભ્રમણ કરાવ્યુ, અને જે સત્ ( મૂલ સત્ય ) છે તેનું મારા આત્માને દર્શન થયું, અને જગત્‌ની નાડીના ઉડા ધબકારા મારા આત્માએ પારખ્યા, કાળના પગલા–આકસ્મિક યોગના આઘાત–મૃત્યુના પ્રહાર–એ સર્વને માપી રહેલા તથા અનેક યુગમાં ચાલી રહેલા સંગીતનું મેં શ્રવણ કર્યું' (ઇન મેમોરીઅમ, ૯

પદાર્થોનું બાહ્ય દર્શન જોઇ તે પદાર્થોની નકલ કરવાની ઇચ્છાથી ટેનિસને આ અદ્‌ભુત કવિત્વવાળી લીટીઓ રચી નથી, પણ પદાર્થો પાછળ જેનુ ખરેખરૂ અસ્તિત્વ છે જે પદાર્થોની નાડીરૂપ છે, જેના વડે પદાર્થો પોતાના ગુણ અને ધર્મ ધારણ કરે છે, એવા ભાવનામય જગત્‌ના દર્શનથી તેને આ કાવ્ય રચવાની પ્રેરણા થઈ છે. ભાવનાના પરમ નિધાન–ભાવનાના કર્તા પરમાત્માનો પ્રકાશ કવિના આત્મા ઉપર પડ્યાથી અને ઉચ્ચ ચિન્મય દિવ્ય પ્રદેશોનુ કવિને દર્શન થયાથી કવિએ તે અનુભવ પ્રકટ કરવા આ પ્રવૃત્તિ કરી છે. તો, ભાવનાના જ્ઞાન વિના માત્ર પદાર્થોના બાહ્ય આભાસનું જ કવિતામા અનુકરણ હોય છે એમ કેમ કહી શકાશે ? કવિત્વની ઊર્મિના પ્રસંગોને મહા કવિઓએ દિવ્ય દર્શનની ધન્ય ક્ષણો કહી છે તે તેમને થયેલા ભાવનાના જ્ઞાનની જ સાક્ષી પુરે છે. તત્ત્વચિંતકોને અને ફિલસુફોને ભારે બુદ્ધિ-પ્રયાસને પરિણામે જે જ્ઞાન થાય છે તે કવિને સહસા કવિત્વમય દૃષ્ટિથી પ્રાપ્ત થાય છે, પણ તે પ્રાપ્ત થાય છે ત્યારે જ તેને લાગણી થાય છે. વર્ડ્‌સ્વર્થને કુદરતના ચિત્રથી 'aspect more sublime' ( વધારે ઉમદા દેખાવ )નું દર્શન થયું છે, અને તેથી તેનું મન એવી

ધન્ય વૃત્તિ ( blessed mood )માં આવ્યું છે કે અગમ્ય જગતના રહસ્યનો ભાર તેને હલકો થતો લાગ્યો છે; આ પદાર્થોની પાછળ રહેલી ભાવનાનું જ્ઞાન થયાનું જ કથન છે. એક રાત્રિનું વર્ણન કરતા શેલી કહે છે,

" All form a scene
Where musing Solitude might love to lift
Her soul above this sphere of earthliness.'

Queen Mab.

'સર્વથી એવો દેખાવ થાય છે કે આ ચિન્તન કરનાર એકાન્તતા પ્રસન્ન થઈ પોતાનો આત્મા પાર્થિવતાથી ભરેલા આ પ્રદેશમાથી ઉંચે લઈ જાય.'

અહિં પણ પદાર્થોથી વધારે ઉચા અસ્તિત્વનું દર્શન કરવાની–ભાવનાઓ તરફ પહોચવાની–કવિની વૃત્તિ સૂચવી છે. કવિઓએ આપેલા કવિત્વની ઉત્પત્તિના આ અને આવા સર્વ વર્ણન દર્શાવે છે કે પદાર્થોના બાહ્ય આભાસની નકલ કરવી એ તેમનું લક્ષ્ય નથી પણ એ બાહ્ય આભાસો પરથી આન્તર ભાવનાઓ તરફ જઈ પહોચવું અને તે ભાવનાઓની ઝાખી કરી તથા કરાવી આનન્દ પામવો તથા આનન્દ આપવો એ તેમનું લક્ષ્ય હોય છે. આ હેતુ સફળ કરવા પદાર્થોના બાહ્ય સ્વરૂપના વર્ણન કવિઓ અનેક રીતે કરે છે, પરંતુ બાહ્ય સ્વરૂપ જ દર્શાવવા એ તેમની ઇચ્છા હોતી નથી અને બાહ્ય સ્વરૂપ દર્શાવી તેઓ અટકતા નથી. બાહ્ય સ્વરૂપ વર્ણવતાં વ્યંગ્ય ભાવનાનો ધ્વનિ થાય, ત્યાં સુધી તેમનો પ્રયાસ ચાલુ રહે છે. પ્લેટોએ પદાર્થોના ઉદાહરણ માટે બિછાનું અને મેજ એવા છેક સાધારણ પદાર્થ લીધા છે, પણ, જગત્મા રહેલા સર્વ પદાર્થોનાં વર્ણન કવિતામાં આવે છે. પુષ્પ, ફલ, લતા, વૃક્ષ, નદી, સરોવર, સમુદ્ર, પર્વત, આકાશ, તારા, પશુ, પક્ષી, મનુષ્ય, ઇત્યાદિ અનેક પદાર્થો તરફ કવિની નજર જાય છે; અને એવા કોઈ પદાર્થનું ઉદાહરણ ન

લેતા પ્લેટોએ ઘરવાખરાના સામાનના વર્ણનની ચર્ચા કરી છે તેથી કવિતાને બાહ્ય દૃષ્ટિએ પણ ગેરઈનસાફ થાય છે અને જાણે કવિતામાં વધારે ઉંચા, વધારે સુન્દર કે વધારે ગંભીર વિષયો આવતા ન હોય એવો આભાસ થાય છે. પરંતુ, દુનિયામા રચાયેલાં કાવ્યો બતાવી આપે છે કે કવિતામા અનેક અને વિવિધ વિષયોનો સમાવેશ થાય છે અને એ વિષયોનું વર્ણન કરી કવિઓ ચિત્તને કંઈ ઉંચા પ્રદેશમાં લઈ જાય છે. કવિતા સત્યના જ્ઞાન વિના રચાય છે એમ જે પ્લેટો કહે છે તે ખરૂ નથી, કેમકે સત્યનું જ્ઞાન પ્રાપ્ત થયા વિના કવિને કવિત્વની વૃત્તિ થતી જ નથી. પદાર્થોને સાધારણ સ્વરૂપે નિત્ય જોનાર માણસો કવિતા રચી શકતા નથી, પણ પદાર્થોનું અસાધારણ સ્વરૂપ કવિ જોઈ શકે છે ત્યારે જ તેની કવિત્વશક્તિનો વિકાસ થાય છે. કમલ, ભ્રમર, હરણ, ચંદ્રબિમ્બ, સરોવરમાં પડતા પ્રતિબિમ્બ, સમુદ્રનો ઘુઘવાટ, વાદળાના બદલાતા રંગ, રાત્રિ, અંધકાર, શહેરનાં ખંડેર, એ અને એવા સર્વ પદાર્થોને આપણે ભાવનાપૂર્ણ રૂપે ઓળખીએ છીએ, એ સર્વ જોતા કંઈ કંઈ ભાવનાઓ આપણા ચિત્ત આગળ ઉભી થાય છે, તે કવિતાનો પ્રતાપ નહિં તો બીજું શું છે? એ પદાર્થો વર્ણવી ભાવનાઓના ધ્વનિ કવિઓએ ન કર્યા હોત તો સાધારણ જડધર્મ સિવાય બીજું શું આપણે જાણતા હોત! સૌન્દર્ય, ગાંભીર્ય, આનંદ, ઔદાર્ય વગેરે અનેક સત્યો એ પદાર્થોના દર્શનદ્વારા આપણે જેવી રીતે સમજી શકીએ છીએ તે કવિઓના ભાવનામય વર્ણન વિના આપણને સંપાદન થાત?

કવિતાથી જનસમાજને શો લાભ થયો છે એ પ્લેટોના પ્રશ્નનો ઉત્તર ઉપરની ચર્ચામાં આવી જાય છે. ભાવનાના દર્શનને પ્લેટો ઇષ્ટ ગણે છે અને કવિતા જો ભાવનાનું દર્શન કરાવે છે તો કવિતાથી થતો લાભ અકથ્ય છે. મનુષ્યચિત્તને કવિતા ભાવનાથી પરિપૂર્ણ કરે છે, મનુષ્યચિત્તને આનન્દમાં મગ્ન કરી કવિતા સત્ય તરફ લઈ જાય છે એ જ કવિતાથી થતો મહાન લાભ છે. યુધિષ્ઠિર, અર્જુન, રામ,

**સી**તા; વગેરે વ્યક્તિઓના **વ્યાસ** તથા **વાલ્મીકિ**એ આપેલાં ચિત્રથી **ભા**રતવર્ષની પ્રજાએ કેટલી હૃદયોન્નતિ પ્રાપ્ત કરી છે! દુર્યોધન અને **રા**વણના તેમણે આપેલા ચિત્રથી અધમતાનોતિરસ્કાર કરવામા **હિ**ન્દુ પ્રજા કેટલી બધી બળવાન થઈ છે! **શે**કસપીયર અને **મિ**લ્ટનના અભ્યાસથી ઇગ્લાડનું રાજ્ય બંધારણ ઘડનારા રાજકાર્યધુરંધર પુરુષોના જીવન કેવી રીતે પ્રવર્તિત થયા છે! **ચે**ધામ, **બર્ક**, ગ્લેડસ્ટન, એ સર્વનો કાવ્યાભ્યાસ શૂન્ય થયેલો કલ્પો, અને પછી 'ઇતિહાસની આરસી'માં કેવું ચિત્ર દેખાય છે તે જુવો! **પ્લેટો** કવિઓને પુછે છે કે "તમારી મદદથી કોઈ રાજ્યની વ્યવસ્થા સુધરી છે?" તો કવિઓ તરફથી આપણે જવાબ દઈશું કે કવિઓની મદદ વિના રાજ્યવ્યવસ્થાની ભાવના જ ઉત્પન્ન થાત નહિં, કવિઓની મદદ વિના રાજ્યવ્યવસ્થાનો સુધારો કરનાર સંસ્કાર જ કેળવાત નહિં. મનુષ્યવિચારના આરંભથી કવિતાનું પ્રેરક અને સંશોધક બળ મનુષ્યજાતિમાં દાખલ થયેલું છે. અને કવિતા વિના મનુષ્યજાતિ કેવી હોત એ કલ્પવું પણ કઠણ છે. વેદના મંત્રોમા અને બાઇબલના ઉપદેશમા કવિતા ઓતપ્રોત થયેલી છે. સ્વતંત્રતાના સિદ્ધાન્ત સ્થાપનાર લેખકો અને વક્તાઓનાં વચનો પદે પદે કવિત્વથી સંકળાયેલાં છે. ન્યાય, શાન્તિ અને સમૃદ્ધિના નિયમોના સૂત્રો કવિત્વની લાગણીથી પરિપૂર્ણ છે. રાજ્યવ્યવસ્થા સુધારનારા મહાપુરુષો અને રાજ્યવ્યવસ્થાના સુધારાની કદર જાણનાર જનસમાજ કવિતાએ ફેલાવેલી ઉદારતા અને ઉન્નતિ વિના હોત જ નહિં. કવિતાથી થતી આત્માની ઉન્નતિ સર્વને અનુભવગમ્ય છે. ગમે તેવી અવસ્થામા, ગમે તેવા સ્થળમાં, ગમે તેવા પ્રસંગમા કાવ્ય વાચી ગરીબ અને તવંગર, સુખી અને દુઃખી જે આનન્દ તથા આત્મોત્કર્ષ અનુભવે છે તે કોને અજાણ્યા છે? કવિતા વાચી મનુષ્ય તત્કાલ ઉચ્ચ ઉદાર કાર્યોના મનમાં સંકલ્પ કરે છે, આત્માને ઉન્નત માર્ગમા લઈ જવા નિશ્ચય કરે છે, નિરંતર ભાવનામય રહેવા ઉત્કંઠિત થાય છે, એની કોણ ના કહી શકશે?

કવિઓ દરિદ્રી કેમ રહ્યા છે એ પ્લેટોના પ્રશ્નનો ઉત્તર એ જ છે કે કવિઓએ કવિતા માટે વધારે દરકાર રાખી છે અને ધનપ્રાપ્તિ માટે ઓછી દરકાર રાખી છે. ધનપ્રાપ્તિનો પ્રયાસ કવિતાપરાયણ જીવનને સદૈવ અનુકૂલ નથી, અને કવિત્વમાં મગ્ન રહેનારને બીજા વ્યવસાયની અનુકૂલતા બહુ રહેતી નથી. કવિઓની દરિદ્રતા એ અપરાધ નથી અને કવિતાની કિમ્મતને તેથી હાનિ લાગતી નથી. પરંતુ, પ્લેટોના સમય પછી ધનવાનો અને રાજ્યકર્તાઓ તરફથી તથા સમસ્ત જનસમાજ તરફથી કવિઓની વધારે ગણના કરવામાં આવે છે અને તેમના તરફ પૂજ્યભાવ અનેક રીતે દર્શાવવામાં આવ્યો છે. પ્લેટોનો આ આક્ષેપ દલીલમાં કંઇ મહત્ત્વનો નથી

કવિતા પ્રત્યક્ષ રીતે જ્ઞાનનાં વચનો કહી સંભળાવતી નથી એ ખરૂં છે, પણ તે છતાં કવિતામાં ઘણું જ્ઞાન સમાયેલું હોય છે. એ જ્ઞાન કવિતા પરોક્ષ રીતે આપે છે, ભાવનાઓનું દર્શન કરાવી આનન્દમગ્ન ચિત્તને કવિતા જ્ઞાન તરફ પ્રેરે છે. કવિઓએ મનુષ્યસ્વભાવ, પ્રકૃતિ, આત્મસ્વરૂપ, મનુષ્યનો જગત્ અને પરમાત્મા સાથેનો સંબંધ, મનુષ્યની સંસારમાંની ફરજો, એવા અનેક વિષયો વિશે ઉચ્ચ જ્ઞાન આપ્યું છે. ફક્ત એ જ્ઞાન આપવાનો પ્રકાર કવિતાનો ઉપદેશમય નથી પણ ઉપદેશ કવિતામા અન્તર્ભૂત હોય છે, તેથી કવિઓ જનસમાજના "ગુરુ અને શિક્ષક" થયા છે. કાર્લાઇલ કહે છે કે કવિની અને પેગંબરની પદવી સમાન છે, અને કેટલીક જુની ભાષાઓમાં તો કવિ અને પેગંબર માટે એક જ કે એક સરખા જ શબ્દ છે. 'મૂળ તત્ત્વ જોતાં તો ખરેખર તેઓ હજી એક જ છે, અને ખાસ કરીને આ અગત્યની બાબતમાં, કે તે બન્નેએ જગતના પવિત્ર રહસ્યમાં અન્તઃપ્રવેશ કર્યો છે; ગેટિ એને "ખુલ્લો ગૂઢાર્થ" કહે છે. કોઈ પુછશે કે કયો ગૂઢાર્થ ? ઉત્તર દઇશું કે ખુલ્લો ગૂઢાર્થ-જે બધાથી દેખાય તેવો ખુલ્લો છે, અને જે ઘણું ખરૂં કોઈ જોઈ શકતા નથી. એ દિવ્ય રહસ્ય છે, તે સર્વત્ર બધા ભૂત પદાર્થમાં વસે છે;

ફ્રિફ્રિટ કહે છે તેમ "જગતની એ દિવ્ય ભાવના આત્માઓના અધિષ્ઠાન રૂપે રહેલી છે;" તારકમય આકાશથી માંડીને ખેતરમાંના ઘાસ સુધીના બધા આભાસ, અને ખાસ કરીને મનુષ્યરૂપ અને મનુષ્યકૃત્યરૂપ આભાસ તે એ દિવ્ય ભાવનાનું પરિવેષ્ટન છે, તેનું મૂર્તરૂપ છે, અને તે વડે તે ભાવના દૃષ્ટિગોચર થાય છે.' (હીરોસ એન્ડ હીરો-વરશિપ.) જગતના આભાસોની અધિષ્ઠાનભૂત દિવ્ય ભાવનામા ઉંડો પ્રવેશ કરનાર કવિઓ જ્ઞાન આપનારા ગુરુઓ છે એમા સંદેહ નથી.

પ્લેટો કવિતાના આનન્દને હાનિકારક ગણે છે તે આક્ષેપ દૂર કરવા એચ. બી. કોટરિલ કહે છે કે કવિતાનો (અને બધી કલાઓનો) હેતુ આનન્દ આપવાનો નથી પણ ભાવના પ્રકટ કરવાનો છે. અને તે કહે છે કે આનન્દ એ કલાનો હેતુ હોય તો નકલ કરી પદાર્થો હોય તેવા બતાવવા એ કલાનું કાર્ય ઠરે છે, પણ ભાવના પ્રકટ કરવી એ કલાનો હેતુ હોય તો સત્ય અસ્તિત્વવાળી સૃષ્ટિ ઉત્પન્ન કરવી એ કલાનું કાર્ય ઠરે છે. અને તે ઉદાહરણ આપે છે કે દ્રાક્ષ એવી ચીતરી હોય કે પક્ષીઓ ભૂલાવામા પડી તે ચિત્ર પર ચાંચ મારે અગર ઘોડો એવો ચીતર્યો હોય કે તે જોઈ ઘોડો ખોંખારો કરે, એવી આભાસજનકતામાં ચિત્રનું ખરૂં મૂલ્ય રહેલું નથી, પણ પદાર્થોને નવા જીવનથી ભરપૂર કરી ભાવનાનું દર્શન ચિત્ર કરાવી શકે તેમાં તેનું ખરૂં મૂલ્ય રહેલું છે. કેવળ નકલ કરવી એ કવિતાનું અને કલાઓનું કાર્ય નથી એ ઉપર દર્શાવ્યું છે અને ભાવનાદર્શનમાં અનુકરણ માત્ર સહાયભૂત અંગ તરીકે કામનું છે, એ, વિશે પણ ઉપર વિવેચન કર્યું છે. કવિતાનું કાર્ય શું છે એ વિશેનો કોટરિલનો મત સ્વીકાર્ય છે; પણ, ભાવનાદર્શનને ને આનન્દને વિરોધ છે, અનુકરણ હોય ત્યા જ આનન્દ હોય, એ તેનો મત કબુલ થઈ શકે તેમ નથી. સૃષ્ટિમાથી સાધન તથા નમુના લેવાના કાર્યમા પણ એકલા અનુકરણમા કલાવ્યાપારની સમાપ્તિ થતી નથી એ ધ્યાનમા રાખવું

જોઇએ. ભાવનાદર્શન માટે પદાર્થોના કયા અંશનું અનુકરણ અનુકૂલ છે એ વિવેક પણ કવિએ કરવાનો છે. મિ. હેનલિ કહે છે તેમ 'કલાનો ગુણ અને વિશેષતા આ છે; વાસ્તવિકતા કરતાં વધારે વાસ્તવિક થવું, પ્રકૃતિ થવું નહિ પણ પ્રકૃતિનો સાર થવું. નકલ કરવી એ કલાવિધાયકનું કાર્ય નથી; પણ તેનું કાર્ય એ છે કે ગ્રાહ્ય અંશો એકઠા કરવા; વાસ્તવિકતામા સાર અસાર અંશો સેળભેળ હોય છે તે કાચી સામગ્રી લઈ તેમા જે જે આકસ્મિક, નિસ્તેજ અને નકામું હોય તે કહાડી નાખી જે ઉપપન્ન અને અક્ષય્ય હોય તેને જ પસંદ કરી જાળવી રાખવું એ તેનું કાર્ય છે'. ( વયુઝ એન્ડ રિવ્યુઝ. ) આ રીતે ભાવનાદર્શનના ઉદ્દેશથી જ કવિ અનુકરણ કરે છે. માત્ર અનુકરણ ખાતર અનુકરણ કરવામા આવ્યું હોય તેવી રચનાની કિમ્મત નથી જ હોતી. પણ અનુકરણ ભાવનાદર્શનથી વિરુદ્ધ નથી. વળી, કેવળ અનુકરણ આનન્દ આપી શકતુ નથી, અનુકરણથી માત્ર ગમ્મત કે રમુજ થાય છે. આનન્દ એ ગમ્મત, રમુજ, ઇન્દ્રયસુખની તૃપ્તિ, હર્ષ, એ સર્વ કરતા વધારે ઉચ્ચ વધારે ગંભીર અને વધારે રસમય સ્થિતિ છે. કાવ્યાનન્દનું ઉપર પૃથક્કરણ કર્યું છે તે પરથી જણાય છે કે આત્માની બધી વૃત્તિઓ અને બધી ચેષ્ટાઓ સંવાદી થાય ત્યારે એ આનન્દનો વ્યાપાર ચાલી રહે છે અને તેમાં કંઈ એવી અલૌકિકતા રહેલી હોય છે કે સંસ્કૃત અલંકારશાસ્ત્રીઓ તેને બ્રહ્માસ્વાદ સરખો કહે છે. આ આનન્દ પરમ સત્યના જ્ઞાનથી વિરોધી નથી પણ આનન્દ એવો મુખ્યતાથી વ્યાપી રહે છે કે સત્યજ્ઞાન તેનાથી જુદું હોઈ શકતું નથી, આનન્દના અનુભવની વેળાએ બીજું કાંઈ પણ જ્ઞાન પૃથક્ હોઇ શકતું નથી. તેથી સત્યજ્ઞાન અને ભાવનાદર્શન પણ કવિતામા આનન્દમય થઇ જાય છે. કવિતાને સાધ્ય વસ્તુ આનન્દ છે. અને એ આનન્દના અનુભવમા સત્ય અને ભાવના સમાયેલાં હોવાથી તે આનન્દ સાથે સમજાઈ જાય છે. કવિતાનો (અને કલાનો) હેતુ તો આનન્દ સિવાય બીજો હોઈ શકતો નથી પણ કવિને સત્ય

અને ભાવનાનું દર્શન થયું હોય ત્યારે જ તેની શક્તિ ઉલ્લાસ પામે છે અને તેથી કાવ્યાનન્દ પરોક્ષ રીતે સત્ય અને ભાવના તરફ ગતિ કરાવે છે. આનન્દ પોતે સત્યથી, જ્ઞાનથી, કે ભાવનાથી વિરુદ્ધ નથી. સત્યના, જ્ઞાનના, ભાવનાના સંપૂર્ણ સ્વરૂપમા સત્ અને ચિત્ સાથે આનન્દનો યોગ છે તો કાવ્યમા એ અંશોનો યોગ હોવામા બાધ કેમ હોઈ શકે ?

વળી, એ ધ્યાન રાખવાનું છે કે કવિતાનું સ્વરૂપ ઉપદેશપ્રધાન હોવું જોઇએ એવું પ્લેટોનું કહેવુ નથી ( અને મિ. કોટરિલનું પણ તેમ કહેવું નથી ). કવિતાથી પરિણામે થતી અસર વિશે જ પ્લેટોની ફરિયાદ છે. અને કાવ્યાનન્દથી મનોબળ ક્ષીણ થતું ન હોય તો એ આનન્દ જાતે ખોટો છે એમ પ્લેટોની દલીલ નથી. ઉચ્ચ આદર્શભૂત જીવનના વૃત્તાન્તવાળા કાવ્યથી પુરવાસીઓ આનન્દ પ્રાપ્ત કરે તેમા પ્લેટોની સંમતિ છે. પણ બીજી જાતના વૃત્તાન્ત તથા વર્ણનથી લાગણીઓ ઉશ્કેરાઈ મન નિર્બળ થાય છે અને આત્મસંયમની ક્ષતિ થાય છે એ તેનો વાંધો છે. લાગણીઓ ઉશ્કેરાય તે સમયે મનોબળ અને આત્મસંયમ કવિએ કેવે પ્રકારે જાળવી રાખવા જોઇએ એ વિશે વૃત્તિમય ભાવાભાસના લેખમા વિસ્તારથી ચર્ચા કરી છે. લાગણીઓના ઉશ્કેરાવાથી જે આનન્દ થાય તે સત્યદર્શનનું આચ્છાદન કરે કે આત્માના કોઇ ઉત્તમ અંશની ક્ષતિ કરે એ સંભવિત નથી, કેમકે, આત્માના સર્વ વ્યાપારોના સંવાદથી જ, સર્વની પરસ્પર અનુકૂલતાથી જ એ આનન્દ થાય છે. જ્યાં સત્યનું દર્શન થવામાં વિરોધ થાય અગર આત્માની કંઈ અવનતિ થાય ત્યા કાવ્ય કાંઈ દોષવાળું હોવું જોઇએ અગર કવિમાં કંઈ ખામી હોવી જોઇએ. જ્યાં આત્માને દિવ્ય દર્શન ન થાય, આત્માની ઉન્નતિ ન થાય, ત્યા કાવ્યાનન્દને પ્રતિકૂળ કંઇ અંશ હોય છે. આત્મપ્રભાવના ઉત્કર્ષ સાથે જ કાવ્યાનન્દ પ્રાપ્ત થઈ શકે છે.

**किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः।**
**परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः॥**

'કવિનું તે કાવ્ય શા કામનું (અને) ધનુષવાળાનું તે બાણ શા કામનું-કે જે પારકાના હૃદયમા લાગ્યા પછી શીર્ષને ધુમાવે નહિ ?'

આ વચનમા સત્ય એટલું જ છે કે કાવ્યની પ્રબળ અસર હૃદયમા થતાં અપૂર્વ ચમત્કારનો અનુભવ થાય છે. કાવ્ય વાંચ્યાથી માથું ધુમે અને ચિત્તની સ્વસ્થતા રહે નહિં એવો અર્થ હોય તો એ વચન ખરૂં નથી. આત્માનો પ્રભાવ ક્ષીણ થાય અને વિવેકબુદ્ધિનો કાબુ જતો રહે એ કાવ્યાનન્દના અનુભવની અવસ્થામા બનતુ નથી. કાવ્યના અભ્યાસથી આત્મબળ ઘટે એવુ હોય તો તે સામે પ્લેટોનો વાંધો યથાર્થ છે, પણ, કાવ્યથી આત્મામા ઉત્કર્ષ જ થાયછે, કોઈ રીતની અવનતિ થતી નથી. સત્યના દર્શન અને ઉચ્ચ આનન્દની પ્રાપ્તિના સમયમાં આત્માની શાન્તિ કે આત્માનો પ્રભાવ નષ્ટ થાય એમ બની શકે નહિં.

કરુણ રસની કવિતાથી સુજ્ઞ વાંચનાર પોતાના હૃદયની સ્વસ્થતા ખુવે છે, અને વીર પુરુષને વિલાપ તથા આક્રન્દ કરતો જોઈ તેની અસદ્ વૃત્તિ એવા વાચનારમાં પ્રવેશ કરે છે, એ પ્લેટોનું કહેવું ખરૂં નથી. કરુણ રસની કવિતા વાચનારને શોકના સ્થાયી ભાવનો સાક્ષાત્કાર થવાથી આનન્દ થાય છે અને એવો આનન્દ આત્મોત્કર્ષ સાથે જોડાયેલો હોવાથી તે આનન્દને પ્રસંગે રસિક જનને અસ્વસ્થતા થતી નથી. શોકમાં જેટલો રસિક અંશ છે તેટલાનો જ કવિતામાં અવકાશ છે, અને તેટલા અંશમાં ગંભીરતા રહેલી છે, નિર્બળતા રહેલી નથી. આ કારણથી ઉચ્ચ પાત્રોને કવિઓ વિલાપ તથા આક્રન્દ કરતા વર્ણવતા નથી પણ ધીરજથી દુઃખ સહન કરતા વર્ણવે છે. અને એવું વર્ણન કોઈ રીતે આત્માની સ્વસ્થતાનો નાશ કરતું નથી. સેનેકા કહે છે તેમ આપત્તિ સામે વિગ્રહ કરતા સદ્‌ગુણી

પુરુષનું દર્શન એવું છે કે તેથી દેવતાઓને પણ આનન્દ થાય. શોક-પ્રસંગે મનુષ્યો વિહ્વલ અને વિવશ થઇ જાય છે એમ પણ બને છે અને તેથી તે વર્ણવવા યોગ્ય છે, પણ તેવા પાત્રોમા મનોબલની ખામી છે એમ કુશલ કવિઓ તેમના વિલાપ સાથે સૂચવે છે અને તેથી સુજ્ઞ વાંચનારના મનમા શોકપ્રસંગે ઘટતી ગંભીરતાનું ભાન થાય છે. શેક્સપીઅરે લીઅર રાજાને દુ:ખ અને શોકથી વિહ્વલ થઈ ગાડો થયેલો કલ્પ્યો છે, પણ તેથી વાચનારમા તેના ઉપર દયાની વૃત્તિ ઉત્પન્ન થાય છે અને પરિણામે ગંભીરતા તરફ ચિત્ત દોરાય છે, લીઅર જેવા ઉન્મત્ત થવાની વૃત્તિ થતી નથી. શોક સાથે મનુષ્ય-સ્વભાવમા જોડાયેલી ઉચ્ચ રસિકતા કરુણ રસના કાવ્ય વાચી જાગ્રત થાય છે અને તેથી મનમાં ધૈર્ય તથા ઔદાર્યના સંસ્કાર બંધાય છે. એડિસન કહે છે, 'કરુણરસ કાવ્યો તરફ મન દોરાવાથી આપણા વિચારોમાથી સર્વ અધમ અને ક્ષુદ્ર અંશો ઘસાઈ જાય છે. આપણા સ્વભાવમા જે માનવતા ભૂષણરૂપ છે તે એવાં કાવ્યોથી ઉલ્લાસ પામે છે અને કેળવાય છે. એવા કાવ્યોથી ઉદ્ધતતા નરમ પડે છે, દુ:ખનુ આશ્વાસન થાય છે, અને ચિત્ત નમ્ર થઇ ઈશ્વરેચ્છાને આધીન થાય છે.' ( સ્પેક્ટેટર, અંક ૩૯.) વળી, શોકપ્રસંગોમાં ભાવનાના દર્શનના પ્રસંગ અનેક કવિઓને પ્રાપ્ત થાય છે એ પ્લેટોના ધ્યા-નમાં રહ્યું નથી. ઐહિક સુખ અને ક્ષણિક ચપલતાનો મોહ એવે પ્રસંગે ઉતરી જવાથી ચિત્ત સ્વસ્થ તથા ગંભીર થઈ લાગણીની ગતિથી ભાવના તરફ જઈ પહોંચે છે અને સત્યની પ્રાપ્તિ કરે છે. ટેનિસનના વિરલ બુદ્ધિપ્રભાવવાળા મિત્ર આર્થર હેલમના અકાળ મરણથી થયેલા ભારે શોકપ્રસંગે વિલાપની અવસ્થામાથી ક્રમશઃ નિકળી ગંભીરતા પ્રાપ્ત કરતા તેને થયેલુ ઉચ્ચ ભાવનાનું દર્શન 'ઇન મેમોરિઅમ'માના ઉપર આપેલા ઉતારામાં દૃષ્ટિગોચર થાય છે. તે જ પ્રમાણે કીટ્સના અદ્ભુત અનુપમ કવિત્વને મૃત્યુએ યુવાવસ્થામાં સહસા ધ્વસ્ત કર્યું તે પ્રસંગે રચેલા શોકનિમિત્ત કાવ્યને અંતે શેલીને ભાન થયું છે કે

'The breath whose might I have invoked in song
Descends on me; my spirit's bark is driven
Far from the shore, far from the trembling throng
Whose sails were never to the tempest given.
The massy earth and spherèd skies are riven!
I am borne darkly, fearfully, afar!
Whilst burning through the inmost veil of heaven,
The soul of Adonais, like a star,
Beacons from the abode where the Eternal are.'

Adonais.

'જે પ્રાણના પ્રભાવનું ગીતમાં મેં આવાહન કર્યું છે તે મારા ઉપર ઉતરી આવે છે; મારા આત્માની નૌકા કિનારાથી બહુ દૂર ધસડાય છે, જે કમ્પતા ટોળાના સઢ કદિ તોફાનમા ઝંપલાયા નથી તેનાથી બહુ દૂર મારી નૌકા ધસડાય છે, ગુરુ પૃથ્વી અને ગોળ આકાશ ફાટે છે! અંધકારમા ભયભર્યો હું દૂર વહ્યો જાઉં છું! અને સ્વર્ગના અન્તરતમ પડદાની અંદરથી એડોનેઇસનો જ્વલન્ત આત્મા તારક પેઠે અનંતતાના ધામમાથી મને પ્રકાશમય દેખા દે છે.'

કરુણરસ કાવ્યોમાં દિવ્ય ધામ તરફ થતી આ ગતિ, ઉંડા સત્ય તત્ત્વનું થતું આ દર્શન, અનંતતાના પ્રકાશની થતી આ ઝાંખી જોઈ પ્લેટો કહી શકશે કે એવા કાવ્યો અનિષ્ટકર છે અને આત્માની અધોગતિ કરે છે?

શૃંગાર, હાસ્ય, રૌદ્ર, ભયાનક, વગેરે રસ સામે પ્લેટોના વાધાનો એ ઉત્તર છે કે એ સર્વની રસમયતા ઉદારતા અને ઉન્નતિથી વિરુદ્ધ નથી. જે હલકું અને અધમ હોય તે રસમય નથી, તે આત્માનો ઉત્કર્ષ કરનાર કાવ્યાનન્દ આપી શકતું નથી માટે કવિતામા સ્વીકાર્ય જ નથી. એ સર્વ રસ જાતે અધમ નથી, અને એ રસની કવિતા રચવાના પ્રયાસમાં જ્યાં કોઈ કવિના દોષથી અધમતાનો પ્રવેશ થયો હોય ત્યા તે કવિતાને પ્લેટો ત્યાજ્ય ગણે તેમાં વાધો નથી.

લાગણીથી ચિત્તક્ષોભ થતાં કવિજનને સત્યપ્રાપ્તિ અને ભાવનાના દર્શનના પ્રસંગ ઉપર પ્રમાણે આવે છે, તેથી, લાગણી આત્મામા ઉતરતી જાતનો અંશ છે એ પ્લેટોનું વચન કબુલ થઈ શકશે નહિં. કાવ્યસાહિત્યમાં લાગણીથી થયેલી યશસ્વી સિદ્ધિ મનુષ્યજાતિની અનુપમ સંપત્તિ છે અને તે મુકી દેવા કોઈ તૈયાર થશે નહિં. વાણીમય કવિતા ઉપરાત મનુષ્યના જીવનમય કાવ્યમા પણ લાગણીથી મહાન કાર્યો થયા છે. વીર પુરુષોના પરાક્રમ. સ્વદેશવત્સલ જનોએ કરેલા સ્વાર્થત્યાગ, પરરક્ષણ માટે પરોપકારી જનોએ વેઠેલા સંકટ, ધાર્મિક જનોએ જુલમ સામે બતાવેલુ ધૈર્ય. એ સર્વ લાગણીની ઉત્કટતાથી થયેલાં કૃત્ય છે. આ સર્વ લક્ષમા લેતા લાગણીને આત્માનો ઉતરતી જાતનો અંશ કોઈ કહેશે નહિં. લાગણી વિના આત્માના આવા ઉત્કર્ષ પ્રદર્શિત થઈ શકે એમ નથી. વળી, બુદ્ધિ જેમ વિચાર કરી સત્ય પ્રાપ્ત કરી શકે છે તેમ લાગણી પણ વેગવાન થઈ સત્યને પહોચી શકે છે.

રાજ્યતંત્ર હર્ષશોકને ધોરણે ચલાવી શકાય નહિં પણ મનુષ્યના કાયદા અને વિવેકબુદ્ધિને આધારે ચલાવવા જોઇએ એ પ્લેટોના વચન સામે કાંઈ વાંધો નથી, પણ કાવ્યનો આનન્દ હર્ષ અને શોક બન્નેથી જુદી વસ્તુ છે અને એ આનન્દ વિના જેમ મનુષ્યવ્યક્તિને ચાલતું નથી તેમ રાજ્યસમષ્ટિને પણ ચાલતું નથી. જનસમાજને આનન્દ આપી ઉત્કર્ષ પમાડનાર કવિતાને આશ્રય આપવાની રાજ્યકર્તાઓ ફરજ સમજે છે અને ચિત્ર, સંગીત, શિલ્પ વગેરે કલાઓને ઉત્તેજન આપે છે એ દર્શાવી આપે છે કે રાજ્ય સામર્થ્યવાન હોવું જોઇએ તેમ આનન્દપૂર્ણ પણ હોવું જોઇએ. જ્યાં આનન્દની વૃદ્ધિ ન હોય ત્યા રાજ્યનું સામર્થ્ય ખંડિત અને ન્યૂન હોય છે.

કવિતામાં સાધુ પુરુષોનાં દુઃખનાં અને દુષ્ટ પુરુષોનાં સુખના કથન હોય છે અને અન્યાયને કોઈ વાર લાભકારક જણાતો દર્શાવેલો હોય છે એ ખરૂં છે, પણ તેટલા કારણથી કવિતાને દેશવટો

દેવા તૈયાર થતાં પ્લેટો એ વાત ભૂલી જાય છે કે ભાવનાના કર્તા ઈશ્વરની સૃષ્ટિમાં પણ આવું કેટલીક વાર જોવામા આવે છે, અને એવા બનાવ મનુષ્યના ભાવનાદર્શનમા ક્ષતિ કરતા નથી પણ વૃદ્ધિ કરે છે, ઈશ્વરની નીતિપ્રિયતા અને ન્યાયકારિત્વ અનુભવથી મનુષ્યના ચિત્તમાં હમેશ ઠસતાં જાય છે. સૃષ્ટિકર્તાનું અગાધ ડહાપણ મનુષ્યને પૂરેપૂરૂં સમજાતુ નથી પણ તેની રચના મંગલમય છે એ નિઃસંદેહ છે. ટેનિસન કહે છે તેમ મનુષ્યજાતિની દૃઢ પ્રતીતિ છે કે 'Somehow good will be the final goal of ill,' 'અશુભ દેખાય છે તેનું પણ આખરે પરિણામ આવતા શુભ થશે.' સૃષ્ટિઘટનાના થોડા ભાગ ઉપર દૃષ્ટિ જવાથી મનુષ્યને અશુભની શંકા થાય છે, પણ આખી ઘટના (pile complete) આનંદમય અને અમૃતમય છે, નીતિ અને ન્યાય એ સનાતન નિયમો છે, તથા જાતજાતના શુભ અશુભ બનાવ એ તરફ ગતિ કરે છે તેથી, સૃષ્ટિની ઘટના જેવી ચાલે તે તેવી દર્શાવવામાં કવિતા કોઈ રીતે સત્ય વિરુદ્ધ જતી નથી તેમ જ ભાવનાનો ભંગ કરતી નથી. કેટલીક વાર થતાં દુઃખ અને અન્યાય જગતના ચિત્રમાં આકસ્મિક અને વ્યર્થ નથી, પણ જીવનતંત્રમાં કેવી કેવી મુશ્કેલીઓ વેઠી અને કેવા કેવા પ્રસંગો વચ્ચે થઈ સમસ્ત મનુષ્યજાતિ પોતાનો ઉત્કર્ષ સિદ્ધ કરતી જાય છે તે ફલિત કરવામાં એવા બનાવનાં વર્ણન સહાયભૂત થાય છે. અલબત્ત, કેટલાકે એવો મત દર્શાવ્યો છે કે કવિતામા તો સુકૃત્ય કરનારને લાભ જ થવો જોઇએ અને દુષ્કૃત્ય કરનારને શિક્ષા જ થવી જોઇએ, અને આને Poetic Justice ( કવિકલ્પિત ન્યાય )નો નિયમ કહેવામાં આવે છે. બેકન આ નિયમને ઉચિત ગણે છે. તે કહે છે, 'દુનિયા આત્મા કરતાં પ્રમાણમાં ઉતરતી છે, તેથી વસ્તુસ્થિતિમાં માલમ પડી શકે તે કરતાં વધારે વિશાળ મહત્તા, વધારે યથાર્થ સાધુતા, અને વધારે સંપૂર્ણ વિચિત્રતા મનુષ્યના સ્વભાવને રુચિકર લાગે છે. એ કારણથી, માણસના મનને સંતોષ મળે એવું મહત્ત્વ ખરા ઇતિહા-

સના કાર્યો કે બનાવોમાં ન હોવાથી કવિતા વધારે મ્હોટા અને વધારે વીરત્વ ભરેલાં કાર્યો અને બનાવો કલ્પે છે. ખરા ઇતિહાસમા કાર્યોના જે ફળ અને પરિણામ દર્શાવવામાં આવે છે તે સદ્ગુણ અને દુર્ગુણની યોગ્યતા પ્રમાણે યથેચ્છ રીતે હોતાં નથી, તેથી કવિતા કર્મના ફળને વધારે ન્યાયાનુસાર કલ્પે છે, શાસ્ત્રમા દર્શાવેલી ઇશ્વર-નીતિને વધારે અનુસાર થાય એવાં કર્મફળ કવિતા રચે છે.' (એડવાન્સમેન્ટ ઓફ લર્નિંગ અધ્યાય, ૨ પ્રકરણ ૪.) પદાર્થો કરતા ભાવના વધારે ઉચ્ચ છે અને તેનું દર્શન કવિતામા થવું જોઇએ એ વિશે પ્રથમ કહ્યું છે. ન્યાયની ભાવના કવિતામાં પુષ્ટ થવી જોઇએ, કવિતામા ન્યાયની ભાવનાની ક્ષતિ થવી ન જોઈએ, એ પણ ખરૂં છે. પરંતુ ઉપર કહ્યું તેમ, સંસારવ્યવહારમાં કોઈ કોઈ વાર ન્યાય વિરુદ્ધ વૃત્તાન્ત બને છે તે વર્ણવ્યાથી ન્યાયની ભાવનાને હાનિ થતી નથી. એવા વૃત્તાન્ત બનતા છતાં વિશ્વમા ન્યાય વિજયવંત છે એમ પ્રતીતિ થાય છે, તે જ પ્રમાણે કવિતામા એવાં ચિત્ર આપીને કવિઓ એમ દર્શાવતા નથી કે વિશ્વનું નિયંત્રણ અન્યાયમય છે. ન્યાયના સ્થાન સદૈવ ઇહજીવનમાં જ હોતા નથી. વળી, વ્યવહારના કાર્યોમા અને જડ પદાર્થોના વ્યાપારોમા સિદ્ધિ અને ફળના નિયમોમા ઘણી વાર ન્યાય અન્યાયનો અવકાશ જ હોતો નથી એ કોઇકિ વાર ભૂલી જવામા આવે છે. વેપાર કરવામાં કુશળ હોય તે વેપારમાં ફતેહ પામે, દોડવામા કુશળ હોય તે સરતમા આગળ નિકળી જાય, અગ્નિમાં પડે તે દાઝે; એવા બનાવોમાં ન્યાય કે અન્યાયનો અંશ નથી. ધાર્મિક મનુષ્યને વેપારમાં ખોટ ન જવી જોઇએ; સરતમાં તે હારવો ન જોઇએ, અગ્નિથી તે દાઝવો ન જોઇએ, એમ કદિ કહી શકાશે નહિં. ધાર્મિકતા અને સદાચરણના ફળ યથાયોગ્ય પ્રકારે પ્રાપ્ત થાય છે, પણ વ્યવહારના નિયમો અને પદાર્થોના ગુણ સાધુ પુરુષો માટે જુદા હોતા નથી. તેથી સત્પુરુષોને પણ જીંદગાનીમાં નિષ્ફળતા, નાઉમેદી, અકસ્માત વેઠવા પડે છે અને અસત્પુરુષોને કેટલીક બાબ-

તોમા ફતેહમંદ થતા જોવા પડે છે; એ વેઠયા અને જોયા છતા તેમના સદ્દગુણ અચલ રહેવા જોઈ એ: એ સર્વ કવિતામા વર્ણવવા તથા સૂચવવા યોગ્ય છે. વળી, સત્પુરુષો જ્યાં ભૂલ કરે ત્યા ભૂલના પરિણામ તેમણે ખમવા જોઇએ એ પણ કવિતામા દર્શાવવા યોગ્ય છે. નલ રાજા ગુણવાન છતા તે જુગાર રમ્યો તેને પરિણામે તેને દુ:ખ ખમવાં પડયા એ વર્ણનથી અન્યાયનું પોષણ થતું નથી. તેમ જ હરિશ્ચન્દ્રે અનિર્દિષ્ટ દાન આપવાનું વચન આપ્યું, શું આપવું પડશે તે જાણ્યા વિના જે માગવામા આવે તે આપવાનું કબુલ કર્યું, તો એના પરિણામ તેને વેઠવા પડયા એને પણ અન્યાય કહી શકાશે નહિં. પોતાના અને પોતાના કુટુંબના સુખની ખાતર વધારે વિવેકવાળા થવાનો આથી મનુષ્યોને બોધ થાય છે. તેથી કવિતાએ કલ્પિત ન્યાયનું ધોરણ દાખલ કરવું જોઇએ અને જીવનની સમવિષમતા દર્શાવવી જ ન જોઇએ એ નિયમ ગ્રાહ્ય નથી. એડિસન આ સંબંધે બહુ યથાર્થ રીતે કહે છે કે, 'કવિકલ્પિત ન્યાયનો આ નિયમ પ્રથમ કોણે સ્થાપ્યો તે મને ખબર નથી, પણ મારી ખાતરી છે કે પ્રકૃતિમા, વિવેકબુદ્ધિમા કે પ્રાચીન સંપ્રદાયમાં તેને માટે આધાર નથી. આપણને માલમ પડે છે કે સ્મશાનભૂમિની આ બાજુએ શુભ અને અશુભ સર્વ માણસોને સરખી રીતે પ્રાપ્ત થાય છે, અને કરુણરસ નાટકનો મુખ્ય હેતુ શ્રોતાના મનમા અનુકંપા તથા ત્રાસ ઉત્પન્ન કરવાનો હોય છે, અને આપણે જો સદ્દગુણને તથા નિર્દોષતાને હમેશ સુખી તથા વિજયવંત બનાવીશું તો એ મહોટો હેતુ નિષ્ફળ જશે. સારા માણસને કરુણરસ નાટકના મધ્ય ભાગમાં ગમે તેટલા વિઘ્ન અને આશાભંગ સહન કરવાં પડતાં હોય, તોપણ જ્યારે આપણે એમ જાણતા હોઇએ કે નાટકના છેલ્લા અંકમાં તેને પોતાની ઇચ્છાઓ અને અભિલાષાઓ સંપાદન થશે તો આપણા મન ઉપર કરુણરસની અસર નહિં થાય. સંકટોના ઉંડાણમાં તેને પડેલો આપણે જોઇશું ત્યારે તે એમાંથી નિકળી આ-

વશે એવી ખાતરી હોવાથી આપણે મન વાળીએ છીએ; અને આપણે માનીએ છીએ કે હાલ તેનો શોક ગમે તેટલો ભારે છે તો પણ થોડીવારમા તે પૂરો થઈ હર્ષનો વખત આવશે. આ કારણથી કરુણરસના પ્રાચીન કવિઓ માણસોના સંસારમા જેવા હેવાલ બને છે તેવા નાટકોમાં રચતા હતા, એટલે પસંદ કરેલી પુરાણ કથામા હોય તે પ્રમાણે તેઓ સદ્ગુણને કેટલીક વખત સુખી અને કેટલીક વખત દુઃખી બનાવતા હતા અથવા શ્રોતાજનો ઉપર યથેચ્છ અસર થાય તેવી રીતે સુખ દુઃખની યોજના કરતા હતા. * * * ત્રાસ તથા અનુકંપાથી મનમા શોકની આનન્દદાયક છાપ રહે છે; અને શ્રોતાઓ ગંભીર તથા શાન્ત થઈ વિચારવંત વૃત્તિમા આવે છે, ક્ષણિક હર્ષ કે તૃપ્તિના ઉભરા કરતા એ વૃત્તિ ઘણી વધારે ટકે છે અને ઘણો વધારે આનન્દ આપે છે.' (સ્પેક્ટેટર, અંક ૪૦.) 'આપણી સાધુતા બીજાના પ્રમાણમા જ મૂલ્યવાન હોય છે, સંપૂર્ણ અને ઉત્તમોત્તમ સાધુતા આપણામા હોતી નથી, તેથી એવો કોઈ હોતો નથી કે જેને ખરેખરી રીતે સદ્ગુણી મનુષ્ય કહી શકાય દરેકમા સ્વભાવથી કંઈ મિશ્રણ હોય છે, જો કે એક કરતા બીજામાં મલિનતા ઓછી હોય, આ કારણથી, સપૂર્ણ અને દોષરહિત માણસ નાટકની રંગભૂમિ ઉપર દાખલ કરવો એ મને વાજબી લાગતુ નથી, આવા પાત્રથી અનુકંપા ઉત્પન્ન થાય નહિ એટલા જ કારણથી નહિ, પણ એટલા માટે કે પ્રકૃતિમા આવું કંઈ છે જ નહિ * * * સકલગુણસંપન્ન મનુષ્યમા પણ એવા દુર્ગુણ હોય છે કે તે સજાને લાયક થાય છે, અને તેને જે દુઃખ પડે તે એ કારણથી ઈશ્વરના ન્યાય પ્રમાણે યોગ્ય હોય છે. આ કારણથી મને એમ લાગ્યા વિના રહેતું નથી કે જે મનુષ્યનાં મુખ્ય લક્ષણ સદ્ગુણવાળાં હોય છે તેને સુખી અને વિજયવંત દર્શાવ્યો હોય તેના કરતા તે દુઃખમાં પડે અને કરુણરસ નાટકને અંતે નશીબના પ્રહાર નીચે દબાઈ જાય તો બોધ અને સાર વધારે ઉત્કૃષ્ટ હોય છે. આવાં દૃષ્ટાન્ત મનુષ્યસ્વભા-

વની ઉદ્ધતતાને સુધારે છે, જોનારના મનને દયા અને અનુકંપાના ભાવથી નરમ કરે છે, તેને તેનાં પોતાના સંકટમાં દિલાસો આપે છે અને એવો બોધ કરે છે કે મનુષ્યો ફતેહમંદ થાય છે કે કેમ તે ઉપરથી તેમના સદ્‌ગુણનું અનુમાન કરવું ન જોઈએ. સમસ્ત પ્રાચીન કાળમાં એવો કોઈ એક પણ વીર પુરુષ થયેલો મારા ધારવામાં આવતો નથી કે જે માનવ નિર્બળતાથી એટલો ઉંચો હોય કે કરુણરસ નાટકમા તેને વિપત્તિઓ અને સંકટોમાં ડુબેલો વર્ણવવો એ અસ્વાભાવિક થાય. નાયક ગમે તેવો હોય પણ તેના લક્ષણમાં વસતો કોઈ પ્રકારનો મનોરાગ કે અવિચારિતા કવિને જણાઈ આવે અને કવિ તે દૂષણ એવે પ્રકારે બતાવી શકે કે તેને દુખ પડે તેમાં દૈવ અન્યાયથી મુક્ત થાય, કારણ કે હોરેસ કહે છે તેમ સારામાં સારો માણસ પણ દૂષણવાળો હોય છે, જો કે જેમને આપણે સાધારણ રીતે દુર્ગુણી કહીએ છીએ તેટલે બધે દરજ્જે તેના દોષ ન હોય. કવિકલ્પિત ન્યાય કેટલાક આગ્રહ કરે છે તેવી સખ્ત રીતે આ કલામા પાળવાનો હોય તો કરુણરસ કાવ્ય પેઠે વીરરસ કાવ્યમા તે શા માટે પાળવો નહિં તેનું કાંઈ કારણ નથી. પણ હોમરની કૃતિમાં એ ન્યાયનો નિયમ એટલો ઓછો પળાયો છે કે તેણે કલ્પેલો એકિલિસ નીતિને ધોરણે દુર્ગુણી છે અને ફક્ત “કવિતાને ધોરણે” સારો છે તે છતા તેને અતીવ કીર્તિમંત અને વિજયવન્ત સ્થિતિમાં હોમરે મુકયો છે. * * * કરુણરસ કાવ્યમા સત્પુરુષો પરિણામે દુઃખી થાય, પણ એમ કહેવાનો હેતુ નથી હોતો કે દુષ્ટ પુરુષો સજા વિના બચી જાય. આ ભેદનું કારણ બહુ ખુલ્લું છે, કેમકે બહુ સારા માણસોમા પણ એવા દોષ હોય છે તેમને વિપત્તિ સંકટ પડે તે સૃષ્ટિનિયંતાના ન્યાય અનુસાર થાય, પણ ઘણા માણસો એવા ગુનેહગાર હોય છે કે સુખ માટે તેમનો કંઈ પણ હક કે દાવો હોતો નથી. સારામાં સારા માણસો સજાને લાયક હોય, પણ નઠારામાં નઠારા માણસો સુખને લાયક હોઇ શકતા નથી.’ (સ્પેક્ટેટર, અંક ૫૪૮.)

કવિતા નીતિની પોષક અને ઉત્તેજક હોવી જોઇએ એ પ્લેટોનું કહેવું સર્વથા ખરૂં છે. જે પરમ આનન્દ કવિતાનો સર્વોપરિ ઉદ્દેશ છે, જે પરમ આનન્દ માટે કવિતા મનુષ્યજાતિને પ્રિય છે, તેનો આત્માના ઉત્કર્ષ સાથે-સત્ય જ્ઞાનની પ્રાપ્તિ સાથે-ભાવનાના દર્શન સાથે એવો નિકટ સંબન્ધ છે કે નીતિની ખામી એક ખૂણે પણ કવિતામા ટકી શકે તેમ નથી, અનીતિથી એ સર્વ ઉત્તમતાનો ધ્વંસ થઈ જાય તેમ છે. જે કવિઓએ દેવોને તથા વીર પુરુષોને અનીતિમાન વર્ણવ્યા છે ( અને એ વીર પુરુષોની અનીતિ ત્યાજ્ય છે એમ દર્શાવ્યુ નથી ) તેમણે કવિતાનો ભારે અપરાધ કર્યો છે. એવાં લખાણને ઉત્તમોત્તમ રાજ્યવ્યવસ્થામાથી પ્લેટો બહાર કહાડે તેમાં કાંઈ વાધો નથી, કવિતાને તેથી કાંઈ હાનિ નથી, કેમકે ખરી કવિતા અનીતિમય છે જ નહિ. જ્યોર્જ મોઇર અને પ્રોફેસર એઇટુન કવિતાની નીતિપરાયણતા બહુ યથાર્થ રીતે દર્શાવે છે, ‘ મનુષ્યના સુસંસ્કારી માનસિક આનન્દને તેના નીતિમય ગુણો સાથે એવો ગાઢ સંબંધ છે, મનુષ્યને કલ્પનાના ઉંચા આધ્યાત્મિક આનન્દનો આસ્વાદ થાય તે માટે પ્રથમ નીતિનો પાયો સુસ્થ અને આરોગ્યવાળો હોવાની એવી આવશ્યકતા છે, અને વળી કલ્પનાના વ્યાપારને તથા હૃદયની લાગણીઓને ઉદ્દીપ્ત કર્યાથી તથા જાગ્રત રાખ્યાથી નીતિની આ ઉચ્ચ સ્થિતિને એવુ પોષણ તથા ઉત્તેજન મળે છે, કે કવિતા પ્રત્યક્ષ રીતે બોધ આપવાના કાર્યથી દૂર રહે છે તે છતા કવિતા નીતિમય શિક્ષણની બહુ ઉપયોગી સેવક અને સહાયક છે એમ કહેવું એ યથાર્થ છે; સંસારના વ્યવહારમા જે વૃત્તિઓ મંદ અને શિથિલ થઈ જાય એવી છે તેમને જગાડી, તથા જીંદગાનીની નિ સ્વાર્થતાવાળી પૂર્વાવસ્થામા જે વિશેષ શુદ્ધતા તથા વિશેષ ઉત્સાહવાળી લાગણીઓનો આપણને સંસર્ગ થયો હોય છે તે લાગણીઓનુ પુનરુજ્જીવન કરી કવિતા નીતિશિક્ષણમા મદદ કરે છે. * * * ઉત્તમોત્તમ રાજ્યવ્યવસ્થામાથી કવિઓને બહાર કહાડવાની પ્લેટોની યોજના પાર પડી હોત તો નીતિને કંઈ પણ લાભ થાત નહિ એમાં

-શક નથી.' અનીતિમય કવિતા કોઇક વાર કેટલાક મંડળોમા લોકપ્રિય જણાય છે તે વિશે આ લેખકો કહે છે કે 'અનીતિમય સ્વરૂપવાળી કોઈ કવિતા હમેશ લોક પ્રિય રહેતી નથી. જે ઝરણમાથી નિર્મલ તથા આશ્વાસન આપનારૂં પાણી નિકળવું જોઇએ તે ઝરણોને અનીતિવાળી કવિતા વિષમય કરે છે.' હોમર વગેરે કવિઓએ દેવ દેવીઓને અનીતિમાન કલ્પી હાનિ કરી છે, એવી કવિતાથી વાચકોના મન બગડે છે એ પ્લેટોની ફરિયાદ ખરી છે. જેમના ચરિત્ર મનુષ્યોએ પૂજવા લાયક તથા નમુના રૂપ હોવાં જોઇએ તેમને દુરાચારી વર્ણવ્યાથી વાચકોની નજરમા નીતિની કિમ્મત હલકી પડે છે. જેમને મનુષ્યજાતિ કરતા ઉંચા, મનુષ્યની નિર્બળતાથી મુક્ત, મનુષ્ય કરતા ઘણી વધારે શકિત, સિદ્ધિ તથા આધ્યાત્મિક સંપત્તિવાળા કલ્પ્યા છે તેમના આચરણમા અનીતિનો છાંટો પણ હોવો ન જોઇએ, કેમકે મનુષ્ય કરતાં ઉંચી અવસ્થામા હોવા છતા દેવો જો અનીતિમાન હોય તો નીતિ વિના ઉચ્ચતા પ્રાપ્ત થઈ શકે છે અને દિવ્ય અવસ્થામાં પણ અનીતિ વસે છે એવો આભાસ થાય છે, અને જે ભાવનામય માનસિક ઉન્નતિ કાવ્યાનન્દ સાથે જોડાયેલી છે તે આવા આભાસથી ઉલટી છે. દેવો અનીતિમાન છે માટે નિરસ્કારપાત્ર છે એવું કવિઓએ સૂચિત કર્યું નથી અને તેવું સૂચિત થઈ શકે તેમ નથી, કેમકે એમ હોય તો દેવત્વની કલ્પના જ નકામી છે. દિવ્ય વાસ તરફ તિરસ્કાર વૃત્તિ ઉત્પન્ન કરવાની હોય તો દિવ્ય વાસ કલ્પવાની જરૂર જ નથી. તિરસ્કારપાત્ર મનુષ્યની નિર્બળતાથી ઉંચા વર્ગનું દર્શન કરાવવા માટે દેવતાઓની અને દિવ્ય વાસની કલ્પના ઉદ્ભૂત થાય છે. પરંતુ, કેટલાક કવિઓએ અનીતિમાન દેવોની કથાઓ વર્ણવી છે અને દુર્વિકારોની ઉશ્કેરણી કરી છે માટે સમસ્ત કવિવર્ગ અને કવિતાનું સાહિત્ય દેશનિકાલ ને લાયક થતુ નથી કવિતા જાતે એ અનીતિથી મુક્ત છે.

મનુષ્યોની અનીતિ દર્શાવવામા નીતિની ઉત્તમતા વ્યંગ્ય રહેલી હોય

તેવી રચના કવિતામાં સ્વીકાર્ય છે. અનીતિનું અનુસરણ કરનાર કેવી અન્તર્વેદના ભોગવે છે અને પરિણામે કેવા દુઃખી થાય છે તે સૂચવવા સારૂ તેઓ કેવી લાલચોથી લલચાય છે અને કેવા જીવન ગાળે છે એ વર્ણવવાની જરૂર પડે છે. તેમ જ, બુદ્ધિશાળી અને સામર્થ્યવાન મનુષ્યો પણ કોઇક વાર કેટલીક બાબતોમા વિવેક તથા મનોબળની ખામીને લીધે દુર્વિકારોને વશ થાય છે એ સૂચવવા સારૂ વીરત્વ સાથે અનીતિનો યોગ વર્ણવવાની જરૂર પડે છે, પણ અનીતિના આવા સર્વ વર્ણનોમા બાહ્ય આભાસની અંદર નીતિનો ધ્વનિ રહેલો હોય છે, અનીતિ કોઇક વાર કેવી દયાપાત્ર હોય છે, કોઇક વાર કેવી તિરસ્કારપાત્ર હોય છે, અને સદૈવ કેવી ત્યાજ્ય હોય છે એ ફલિત કરવાનો જ કવિનો પ્રયાસ હોવો જોઇએ અને તેમ થઈ શકે તે વિના કાવ્યથી આનન્દ મળતો નથી. અનીતિની મઝાહ બતાવવાનો જ જ્યા પ્રયાસ હોય અગર અનીતિથી પરિણામે આત્માને હાનિ નથી, એવું જ્યા સૂચન થતું હોય ત્યા હૃદય ઉલ્લાસ પામી શકતું નથી અને કાવ્યાનન્દનો અવસર આવતો નથી. કવિતા જ્ઞાન અને આત્મબળ અપાવે છે અને આત્માને સુગતિએ લઈ જનાર હોઈ જનસમાજને પ્રિય હોય છે એ લક્ષમાં લઇ કવિતાની નીતિમયતા કવિ દલપતરામે બહુ યથાર્થ રીતે બતાવી છે:

'બાળક પીએ તો તેને જ્ઞાનબળ બહુ વધે,
જુવાન પીએ તો છક ઉતરે જુવાનીનો;
વૃદ્ધ જો પીએ તો તેને હિંમત ને જોર વધે,
ઉપજાવે અંતરમાં રસ સોળે આનીનો;
સતીઓ પીએ તો તેને સતનો મારગ સૂજે,
સુધારસ સમ નારી મોટી અને નાનીનો;
સુકવિતા કોઇને ન હોય અવગુણકારી,
દોષ ન દેખાય જેમાં જરિએ નાદાનીનો.'

'બાળક વાંચે તો તેની બુદ્ધિમાં બિગાડ થાય,
જુવાન વાચે તો તે જરૂર વહી જાય છે;
વૃદ્ધ જન વાચે તો તે લાગે તેને વિષ જેવી,
થૂ થૂ કહી જે કવિતા ઉપર થુંકાય છે,
ભગીનીઓ સાંભળતા, ભાઇથી ભણાય નહી,
લાજવાળાં માણસો તો વાચતા લજાય છે;
કોણ એવી કવિતાને કહેશે જે કવિતા છે,
કવિતા તો સૌને સુખકારક ગણાય છે.'

દલપતકાવ્ય.

અને તે માટે તેઓ કહે છે કે 'સુકવિની કવિતા તે નીતિનું પોષણ કરે' અને 'કુકવિની કવિતા * * અનીતિ ભરેલી ઝાઝા ઝેરની સમાન છે.' કવિતામા મનુષ્યના મનોરાગ અને લાગણીઓનો સમાવેશ થાય છે એ ખરૂં છે, પણ મનોરાગ અને લાગણીઓના ઉત્તમ અંશો જ કવિતામાં સ્થાન પામે છે. કોલેરિજ કહે છે તેમ, 'કવિતા તે સર્વ માનવ જ્ઞાન, માનવ વિચારો, માનવ મનોરાગ, લાગણીઓ, ભાષા, એ સર્વનો પલ્લવ અને સુગંધ છે.'

ઉપર કહ્યું તેમ નીતિ ફલિત કરવા સારૂ તથા અનીતિની ખરેખરી કટુતા દેખાડવા સારૂ અનીતિના વર્ણન કવિતામાં આપી શકાય છે, પણ ઉત્તમ કલા વિના આ કાર્ય થઇ શકતું નથી. પ્રસક્ષ બોધ કવિતામાં અસ્થાને છે, તેથી જ્યા અનીતિના વર્ણન પછી નીતિનો સ્પષ્ટ વચનોથી બોધ માત્ર કરેલો હોય છે ત્યાં કાવ્યત્વ રહેતું નથી; પ્રત્યક્ષ બોધ જુદો પડી શુષ્ક જણાય છે અને અનીતિનું ખોટું ચિત્ર જ મોહક રહે છે. નિર્બળ મનને એ મોહથી નુકસાન થાય છે, પણ એ મોહમાં રસ કે આનન્દ હોતો નથી. હૃદયના ઉત્કર્ષ વિનાના ચિત્રથી રસિકનું મન પાછું હઠે છે. કલાવિધાયકના ચિત્રમા સર્વ અંશો એકાકાર હોવા જોઇએ, સર્વ અંશો મળી સમગ્રથી એક સંવાદી અસર થાય તેમ હોવું જોઇએ. કાવ્ય અનીતિમય અને બોધ

નીતિમય એવા બે વિભાગ કલાની ન્યૂનતા બતાવે છે અને તે કવિત્વને અનુકૂલ જ નથી. અનીતિથી ભરેલું કાવ્ય લખી લેખક છેવટે એક અધ્યાય બોધનો લખે, તેમા એવી અનીતિથી થતા ગેરફાયદા ગણાવે અને એવી અનીતિથી દૂર રહેવાનો ઉપદેશ કરે એ વ્યર્થ છે. એવી રચનામા કવિતા તરીકેની કિમ્મત હોતી નથી અને તેના બોધમા ચમત્કાર હોતો નથી. 'સુડાબોત્તેરી,' 'વ્યભિચાર ખંડન નાટક,' અને એવી જાતના લેખ સારા ઉદ્દેશથી લખાયેલા અને બોધવાળા છતાં નીતિનું પોષણ કરી શકતા નથી, રસજ્ઞને આનન્દ આપી શકતા નથી, અને અનીતિમાનનુ જ આકર્ષણ કરે છે, તેનું આ કારણ છે. અનીતિના વર્ણનમા જ નીતિ ગર્ભિત હોય ત્યારે કાવ્યત્વનો અવકાશ હોય છે. મનુષ્યસ્વભાવની અધમતા અને નિર્બળતાના ચિત્રમાં ઉન્નતિ અને સામર્થ્યનો ધ્વનિ થઇ શકે છે.

અવિનય અને અમર્યાદાવાળાં ચિત્રથી તેમ જ કાવ્યથી ઝેરી અસર થાય છે અને આત્મા ભ્રષ્ટ થાય છે એ પણ પ્લેટોનું કહેવું ખરૂ છે. જેથી ચિત્તમા લઘુતા લાગે તેથી કદિ ઉત્કર્ષની વૃત્તિ થઈ શકે નહિં. શૃંગાર રસને બહાને કવિતામા ઘણી વાર નિર્મર્યાદા અને અશ્લીલતા દાખલ કરવામાં આવે છે, પરંતુ એ યાદ રાખવું જોઇએ કે શૃંગાર રસનો સ્થાયી ભાવ તે રતિ છે અને રતિ તે પ્રેમની ચિત્તવૃત્તિ છે. પ્રેમમાં લઘુતા કે ક્ષુદ્રતા નથી પણ ઉદારતા અને ઉન્નતિ છે, તેથી પ્રેમના સાક્ષાત્કારમા કંઈ હલકું કે લજ્જાભર્યું આવી શકતું નથી અને આવે તો પ્રેમના સાક્ષાત્કારને હાનિ થાય છે. પ્રેમની વૃત્તિ ચિત્તને સામર્થ્યવાન કરે છે, પ્રેમ ઉમદા કામ કરવા હૃદયને પ્રેરે છે. પણ પ્રેમના વર્ણનમા જ્યા અવિનયથી ચિત્ત વિષયાવેશને વશ થાય છે ત્યા ચિત્ત બળહીન થાય છે. સ્ત્રીપુરુષના પ્રેમવર્ણનમાં કે પુરુષના પ્રેમને ઉદ્દીપ્ત કરનાર સૌન્દર્યવર્ણનમા કેટલું વિનય અને મર્યાદાવાળું છે અને કેટલુ વિનયરહિત અને નિર્મર્યાદ છે એના અતિ સ્પષ્ટ નિયમ થઈ શકના નથી. કવિ દલપતરામે ઉપરના ઉદાહરણમાં જે

નિયમ આપ્યો છે કે 'ભગીનીઓ સાભળતા ભાઇથી ભણાય નહીં' તેવું કવિતામા આવવું ન જોઇએ એ કદાચ સર્વાંશે માન્ય થશે નહિ; રંગભૂમિ ઉપર નાટકમા ભજવી બતાવવું યોગ્ય લાગે નહિં એવું વર્ણન કાવ્યમા હોવું ન જોઇએ એ નિયમ કદાચ વધારે માન્ય થશે. એમાં થોડો જ ફેર છે પણ સ્પષ્ટતા એકેમા નથી. રસિક જનોના ઉચ્ચ સંસ્કારથી આવા વિષયમા નિર્ણય થઈ શકે છે. જેથી હૃદયને સંકોચ લાગે અને જ્યાં અધમતાનો ભાસ થાય એ સર્વ તે ત્યાજ્ય હોવું જ જોઇએ.

કવિતા વિશેના પ્લેટોના વિચારની પરીક્ષા કર્યા પછી પ્લેટોના ગ્રન્થોના સમર્થ ભાષ્યકાર જોવેટની એ વિચાર વિશેની ટીકાનો સારાંશ અહી આપીશું તો ઉચિત થશે. જોવેટ કહે છે' પ્લેટો પોતે એક વાર કવિતા લખતો અને તેના સંભાષણરૂપ લેખો તે કાવ્યો અને નાટકો છે. તે આખા કવિવર્ગની અને ખાસ કરી નાટક લખનાર કવિઓની વિરુદ્ધ શા માટે થયો હશે; સત્ય ગદ્યમા દાખલ થઈ શકે છે તેમ પદ્યમા પણ દાખલ થઇ શકે છે, અને મનુષ્યજીવનમા પ્રકાશ અને છાયાના કેટલાક અકથ્ય પ્રકાર એવા હોય છે કે તે કવિતામાં પ્રદર્શિત કરી શકાય તેમ છે–કલ્પનાના કેટલાક અંશ એવા છે કે વિવેકબુદ્ધિ સાથે તે હમેશ ગુંથાયેલા હોય છે, એ તેને કેમ સમજાયું નહિં હોય; જુની ગ્રીક પુરાણ કથાઓમા જે અશુદ્ધતા હતી તે વીરરસ કવિતાથી જુદી પડે એવી નથી અને એવી અશુદ્ધતા કવિતા સાથે હમેશ જોડાયેલી હોવી જોઇએ એમ તેણે શા માટે ધાર્યું હશે; હોમર અને હીસિઓડની પરીક્ષા ઉપયોગિતાના ગેરવાજબી અને રસહીન ધોરણથી તેણે શા માટે કરી હશે, એ પ્રશ્નો વિશે પ્લેટોના અભ્યાસકોમાં હમેશ વિવાદ ચાલ્યો છે. એ પ્રશ્નોનો સંપૂર્ણ ઉત્તર આપી શકાય તેમ નથી, તોપણ એટલુ બતાવી શકીશું કે તેના જમાનાની સ્થિતિ પરથી તેના વિચાર થયા હતા, અને એના વિચારોમાં જે સત્ય છે અને જે ભૂલભરેલું છે તે આપણે શોધી

કાઢી શકીશું. પ્લેટો કવિઓનો શત્રુ છે તેનું કારણ કે તેના જીવનના સમયમા કવિતાની અધોગતિ થતી હતી, કરુણરસ નાટક લખનાર યુરિપિડિસ જુલમી રાજ્યકર્તાઓનો મિત્ર તથા બચાવ કરનાર હતો અને ખોટી દલીલો કરનાર સુફી હતો, હાસ્યરસની જુની કવિતા લગભગ નાબુદ થઇ ગઇ હતી અને નવી હજી ઉદ્‌ભવ પામી નહોતી. નાટકની અને સંગીતમય કવિતા ગ્રીસના સાહિત્યની બીજી શાખાઓ પેઠે વક્તૃત્વની સત્તા નીચે જતી હતી. વર્તમાન કુકવિઓ પ્લેટોને તિરસ્કારપાત્ર તથા અસહનીય લાગ્યા હશે. વળી, નાટક ભજવવાના ધંધાથી મનુષ્યસ્વભાવ અધમ થાય છે એમ તે ગણતો હતો, કારણ કે, તેના મત પ્રમાણે એક માણસ પોતાની જીંદગાનીમાં ઘણા વેશ ભજવી શકે નહિં, પાત્રોના વેષ ભજવવાથી ભજવનારના પોતાના સ્વભાવલક્ષણ નાશ પામતાં જણાય છે, તેનામા પોતાપણુ રહેતું નથી, નાટકની કાવ્યશક્તિવાળામા મનોબળ ભાગ્યે જ હોય છે અને ઘણી વાર તેની ચાલ અનીતિવાળી હોય છે. વળી, કવિ ફક્ત નકલ કરનાર હોય છે એમ પ્લેટો કહે છે, પણ, હાલના સમયમા તો કલાની વ્યાખ્યા આપણે એવી આપીશું કે ઇન્દ્રિય ગમ્યરૂપમાં ભાવના પ્રકટ કરવી એ કલાનું કાર્ય છે. પ્લેટો બીછાના અને મેજના હલકા ઉદાહરણ લે છે અને તેથી તેની દલીલમાં કંઇ મજબુતીનો આભાસ થાય છે, પણ, આપણે કહી શકીશું કે બીછાના ઉપર ઝુલતા વસ્ત્રનાં પડનું ચિત્ર આપી અથવા ગૃહસુખની લાગણી ચિત્રમા દાખલ કરી બીછાનાને પણ કલાવિધાયક ઉમદા બનાવી શકે. સુથારની કોડને અથવા લુહારના કારખાનાને પણ કેટલાક આધુનિક ચિત્રકારોએ ભાવનાવાળાં ચીતર્યા છે. કલાની મ્હોટી કૃતિઓમાં દિવ્યતાના મૂર્તિમંત આકાર હોઇ શકે છે. કોઈ ગ્રીક દેવ દેવી વિશે પુછતાં પ્લેટોને કબુલ કરવું પડત કે તે નકલની નકલ નથી અને માનવ આકાર કરતાં એમાં કાંઈ વધારે છે, અને તેમની આકૃતિમાં રહેલા પ્રમાણનો નિયમ ભૂમિતિ કે ગણિતમા બતાવી શકાય તેમ નથી. વળી, અનુકરણ કર-

નાર કલાઓ ચિત્તક્ષોભને પ્રદર્શિત કરે છે એ સામે પ્લેટો વાંધો લે છે. કરુણરસ કાવ્યોથી દયા અને ભયવડે મનોરાગનો આવેશ આપણામાથી સાફ થઈ નિકળી જાય છે એ એરિસ્ટોટલનો અભિપ્રાય તેને સંમત નથી. પણ એ કબુલ કરવું જોઇએ કે કોઈ વાર અસ્વસ્થ થયેલા ચિત્તક્ષોભને બહાર પાડયાથી આપણે તેની શાન્તિ કરી શકીએ છીએ. આપણા હૃદયની અંદર ખાલી થયાથી એવા ક્ષોભ ઘણીવાર સામર્થ્ય મેળવે છે. લાગણીઓમા આસક્ત થવું એ હમેશ ખોટું હોતું નથી, ઉચી લાગણીઓની તૃપ્તિ અનિષ્ટ નથી. જે વિચારો એટલા ઉંડા કે શોકમય હોય કે આપણે તે જણાવી શકીએ નહિં તેમનું કવિના વચનોમા ઉચ્ચારણ થઈ શકે છે. સુન્દર સંગીતથી અથવા ભવ્ય શિલ્પકૃતિથી અથવા કુદરતી દેખાવની શાન્તિથી હૃદયને આશ્વાસન તથા ઉન્નતિ મળે છે એ અનુભવ સર્વ કબુલ કરશે. કલાઓ આનન્દ આપે છે તેથી પ્લેટો તેમને ઉપયોગી ગણતો નથી. કવિતા અને ફિલસુફી વચ્ચે વિરોધ છે એમ તે માને છે, એ વિરોધ આપણને વિચિત્ર લાગે છે કેમકે એ બેમા ઘણા સમાન અંશ છે. પણ પ્લેટોના મતે કવિતાનો પ્રદેશ માત્ર ઇન્દ્રિયગોચરતામા છે અને ફિલસુફીનો પ્રદેશ વિચાર અને સામાન્ય તત્ત્વની પ્રાપ્તિમાં છે, ઇન્દ્રિયોથી થતું ભાન ભૂલભરેલું નિકળે એમ છે. અમૂર્ત ભાવનાઓ જ વાસ્તવિક છે એ પ્લેટોનો પરમ ઉદ્દેશ હતો તેથી તેને કવિતા તુચ્છ લાગતી હતી, અને કવિઓ સુફીઓ જેવા તિરસ્કારપાત્ર લાગતા હતા. ઇન્દ્રિયગમ્ય વિશેષ જ્ઞાન પ્લેટોને ખોટું અને અનિષ્ટ લાગતું હતુ એ ભૂલ જ હતી; કેમકે પૃથક્ માણસ, ઘોડો, બીછાનું એ ખોટાં હોય અને સર્વની સામાન્ય જાતિઓ ખરી હોય એમ હોવાનું કારણ નથી, અને ભાવનાઓ દ્વારા જણાતા સત્ય કરતા વિશેષ વ્યક્તિઓમાં જણાતા સત્યમાં ઓછી નિઃસંશયતા હોય એમ બનવાનું કારણ નથી. પદાર્થોની સામાન્ય જાતિઓ ઉપર પ્લેટો વાસ્તવિક તત્ત્વનું જે આરોપણ કરે છે તે કલ્પિત અને ખોટું

છે. વળી, કવિતા ચિત્તને ક્ષુબ્ધ કરે છે એ સામે પ્લેટો વાંધો લે છે, પણ એ વાત તેના ધ્યાનમાં આવી જણાતી નથી કે ચિત્તક્ષોભ જાતે સારા કે ખોટા નથી, અને તે નિર્મૂલ કરવાના પ્રયત્ન કર્યાથી તે નિયંત્રિત થાય એમ નથી, પણ માફકસર તેમા મગ્ન થયાથી તે નિયત્રિત થાય એમ છે કલા વિચારને લાગણીના રૂપમા પ્રકટ કરે છે, લાગણીને વિવેકબુદ્ધિની સહાયક બનાવે છે, તત્ક્ષણે હિમ્મત અને ધૈર્યની પ્રેરણા કરે છે. અનંતતા અને અમરત્વનુ એવી રીતે ભાન કરાવે છે કે કેવળ વાણીથી તેમ બની શકે નહિ. અલબત્ત, કલાનો ખોટો ઉપયોગ પણ થઈ શકે છે અને અયોગ્ય વર્ણનો આપવામા એ શક્તિ વાપરી શકાય છે. પણ તેથી એટલું જ જણાય છે કે કલા એ બાહ્ય અંગ છે. અને વળી મૂર્ત રૂપમા ભાવનામય સત્ય પ્રકટ કરવા સારૂ તે સત્યનો થોડો ભાગ મુકી દેવો પડે છે, તેમ જ ભાવનામય સત્ય ખાતર મૂર્ત રૂપના પૂરેપૂરા ખરાપણામાં ખામી રહેવા દેવી પડે છે. તોપણ કલાની કૃતિઓ કાયમ કિમ્મતવાળી થાય છે. પણ કોઈ ફીલસુફી ભરેલા મનને કલામય મૂર્ત રૂપોમા ભાવનામય સત્યનો ખોટો અને અપૂર્ણ આવિર્ભાવ લાગે એ માની શકાય તેમ છે. તથાપિ, કવિતામા અને કલામા ઉંચામા ઉંચા સત્ય અને શુદ્ધમા શુદ્ધ ભાવનું કથન હોઇ શકે છે. કલ્પનાને સમૂળગી દેશપાર કરવી એ કાર્ય આત્મઘાતક તથા અશક્ય છે. કારણ કે, કુદરત પણ એક જાતની કલા છે અને તાજી હવાની એક લહેર આવ્યાથી અથવા મેદાન પરની વિચિત્ર રચના પર એક વાર દૃષ્ટિ પડયાથી કવિતાનો હોલવાઈ ગયેલો ચણગારો મનુષ્ય હૃદયમા તત્કાળ ફરી સળગી ઉઠી પ્રકાશિત થાય એમ છે. કલાને દેશપાર કર્યાથી વિચાર દેશપાર થાય છે, ભાષા દેશપાર થાય છે, સર્વ સત્યની ઉક્તિ દેશપાર થાય છે. લાગણી અને વિચાર એ ખરેખરી રીતે એક બીજાથી વિરુદ્ધ નથી; કારણ કે વિચાર કરનારને લાગણી થાય ત્યારે જ તે વિચારનો અમલ કરી શકે, અને ઉંચામા ઉંચા વિચારો આપણને પરિચિત થયા પછી હમેશ

લાગણીના રૂપમાં ઘડાવા માંડે છે. કવિઓને જનસમાજમાંથી કહાડી જ મુકવા એમ પ્લેટોના મનમાં નથી; પણ તેમના લખાણના ખોટાપણાથી તેને બાહુ ખોટું લાગે છે. મનુષ્યજાતિ પોતાની આખી જીદંગાની હોમરને આધારે બાધવા જાય એ વિચાર કેવળ અયુક્ત છે તે પ્લેટો જાણે છે. તેમ જ હોમર કાઈ જાણવા જોગ બાબતનો બોધ કરી શકતો હોત તો તેને ભીખ માગતા ફરવું પડત નહિં એ દલીલ ખોટી છે અને પ્લેટોની વિવેચનપદ્ધતિથી ઉલટી છે. ( રિપબ્લીક, અધ્યાય ૧૦ માનું અવતરણ. )

કવિતાના યથાર્થ અભ્યાસમા મદદ થાય તે માટે કવિતાનું ધોરણ નક્કી કરવાનો પ્રયત્ન હવે સમાપ્ત કરી શકીશું. કવિતાના વિવિધ અંશો વિશે અનેક પ્રકારે કરેલી ચર્ચાના સારાશ રૂપે કવિતાના લક્ષણ આ પ્રમાણે ગણાવીશું:

સ્વાભાવિક પ્રતિભા (દિવ્ય શક્તિ) જેનામાં વિશેષ હોય તે જ કવિ થઈ શકે છે. એવા કવિને અલૌકિક ચમત્કારનું ભાન થાય તેવે ધન્ય પ્રસંગે લાગણી થયાથી ઉપજેલા ચિત્તક્ષોભના બળથી પ્રેરાઈ કવિ પોતે દીઠેલો ચમત્કાર અને તેથી થયેલા ભાવ વાણીમા પ્રકટ કરવા પ્રયાસ કરે ત્યારે કવિતા સ્વયંભૂ ઊર્મિથી ઉદ્ભૂત થાય છે. ચમત્કારનું દર્શન તથા કવિત્વમય ભાવ વાણીમાં પ્રકટ કરતાં આવેગથી ડોલતા હૃદયની અસરને લીધે કવિની વાણી પણ આન્દોલન અને આવેગવાળી થઈ છન્દ સરખી રચનામાં ઘડાય છે. કલ્પના અને અનુકરણની કલાઓ કવિતાને સફળ તથા સુશોભિત કરે છે, કવિતામા સૌન્દર્ય આણે છે, અને કવિતાને જગતની સૃષ્ટિનો નમુનો બતાવી નવા નવા માર્ગમાં ગતિ કરાવે છે. કવિના ભાવ વ્યંગ્ય રાખી મૂર્ત રૂપોમાં માત્ર તેનો ધ્વનિ કરી વિરલ ચમત્કાર તથા ભાવ કવિતામાં દર્શાવવામા આવે છે. કવિતાના એ સર્વ પ્રયાસનો હેતુ કવિને થયેલો પરમ આનન્દ ચાલુ રાખી જનસમાજને તે આનન્દના અનુભવમા સામીલ કરવાનો હોય છે. એ પરમ આનન્દ સાથે પ-

રોક્ષ રીતે સત્ય, જ્ઞાન, અને ભાવનાની પ્રાપ્તિ થાય છે પણ તે કવિતાના પ્રત્યક્ષ હેતુ હોતા નથી. કવિત્વનો વ્યાપાર વિચાર–વિષયક નહિં પણ ભાવ–વિષયક હોય છે. પણ ભાવને લીધે કવિનું આત્મબળ ઘટતું નથી. કવિત્વની ઊર્મિ કવિને સત્યનાં પરમ તત્ત્વોની ઝાંખી કરાવે છે, અને કવિતા એ તત્ત્વોથી વિરુદ્ધ હોતી નથી. કવિતા આત્માની ઉન્નતિ કરે છે અને આત્માને સામર્થ્ય આપે છે. કવિતા સર્વ રીતે નીતિમય અને નીતિપોષક હોય છે. આ લક્ષણો જે લેખમા હોય તે કવિતા ગણાવાને યોગ્ય છે.

# પરિશિષ્ટ ૧.

( પૃષ્ટ ૨૮૦ જુવો )

( 'હ્રદયવીણાનું અવલોકન' એ લેખમાંથી ઉતારો. )

' શબ્દોના વાચક, લાક્ષણિક અને વ્યંજક એવા ત્રણ પ્રકાર સંસ્કૃત અલંકારશાસ્ત્રીએ પાડે છે. એ શબ્દોના અર્થને અનુક્રમે વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય કહ્યા છે. માણસોનો જે અર્થ માટે સાક્ષાત્ સંકેત હોય તે અર્થ બતાવે તે શબ્દ વાચક કહેવાય છે; એટલે, હિમાલય, ગોવિંદ, ગાય, ઘોડો, ઝાડ, રાતો, ધોળો, દોડવું, ઉગવુ, એ નામ, વિશેષણ, ક્રિયાપદ, વગેરે શબ્દો જે અર્થ દર્શાવે છે તે સાધારણ રીતે માન્ય છે, એ શબ્દોના એવા અર્થ સ્વીકારવા એવો મનુષ્યોમા સંકેત ચાલે છે. એ શબ્દો બોલતાં તેમના એ અર્થ સમજાય છે, તેથી એ અર્થને વાચ્ય કહે છે અને એ અર્થ દર્શાવનાર તરીકે એ શબ્દ વાચક કહેવાય છે. વાચ્ય અર્થ તે શબ્દોના મુખ્ય અર્થ છે અને એ અર્થ દર્શાવનારો શબ્દોનો વ્યાપાર કે શક્તિ તે અભિધા કહેવાય છે. સર્વ શબ્દોને અભિધા શક્તિ દ્વારા મુખ્ય વાચ્ય અર્થ તો હોય છે જ. એ મુખ્ય વાચ્ય અર્થ ઉપરાત શબ્દોને કેટલીક વાર લક્ષ્ય અથવા વ્યંગ્ય અર્થ હોય છે, અને કેટલીક વાર લક્ષ્ય તથા વ્યંગ્ય બન્ને અર્થ હોય છે; શબ્દો કેટલીક વાર એવી રીતે વાપરેલા હોય છે કે તેમનો વાચ્ય અર્થ સમજવાનો નથી હોતો પણ વિશેષ ધારેલો લક્ષ્ય અર્થ કે અંદર રહેલો વ્યંગ્ય અર્થ સમજવાનો હોય છે.

શબ્દનો મુખ્ય ( વાચ્ય ) અર્થ લેતાં બાધ આવતો હોય, તેવો અર્થ બેસતો ન હોય, ત્યારે કા તો રૂઢિને લીધે અથવા તો કંઈ ખાસ પ્રયોજનને માટે એ વાચ્ય અર્થના સંબંધમાં આવેલો બીજો અર્થ લક્ષ્ય થાય છે અને શબ્દની તે ક્રિયા લક્ષણા કહેવાય છે. 'ગુજરાત વેપારમાં આગળ છે,' એ વાક્યમાં 'ગુજરાત' શબ્દનો સાધારણ સંકેતિત અર્થ 'એક દેશ' એવો લેવાનો નથી. પણ, 'ગુજરાતના લોક' એવો એ શબ્દનો અર્થ ઉદ્દિષ્ટ છે. મુખ્ય વાચ્ય અર્થ

સમજતાં અહીં બાધ આવે છે, કેમકે, દેશભૂમિ કંઇ વેપાર કરી શકતી નથી. પણ, આવા વાક્યમા 'દેશ' શબ્દ વાપર્યાથી ' દેશના લોક ' એમ સમજવું એવી રૂઢિ છે, અને વાચ્ય અર્થ 'દેશ' જોડે 'દેશના લોક' એ અર્થ સંબંધમા જોડાયેલો છે જ, તેથી, આ લક્ષ્ય અર્થ છે. વળી, 'નદી ઉપરનું ઘર' એ પદથી 'નદીને કિનારે આવેલું ઘર' એ અર્થ સમજાય છે. 'નદી ઉપર' એટલે 'નદીના પાણી ઉપર' એવો વાચ્ય અર્થ લેતા બાધ આવે છે. કેમકે, પાણી ઉપર ઘર હોઈ શકતું નથી. તથા, હવા, ઠંડક, સ્વચ્છતા, વગેરે ઘરની સ્થિતિની જે હકીકત દર્શાવવાનું પ્રયોજન છે તે 'નદીને કિનારે ઘર' એ પદ વાપર્યાથી બરાબર સમજાય તેમ નથી. નદીથી થતા ફાયદા સૂચવવાનો હેતુ છે. નદીના કિનારાથી એ ફાયદા થતા નથી. હવા, ઠંડક, સ્વચ્છતા, વગેરે ઘરની સ્થિતિની જે હકીકત દર્શાવવાનું પ્રયો-યોજન છે તે જ ' નદીને કિનારે ઘર ' એ પદ વાપર્યાથી બરાબર સમજાય તેમ નથી. નદીથી થતા ફાયદા સુચવવાનો હેતુ છે. નદીના કીનારાથી એ ફાયદા થતા નથી. હવા, ઠંડક, સ્વચ્છતા વગેરે ધર્મ નદીમા રહેલા છે. તેનો ફાયદો જેમ કિનારાને મળે છે તેમ ઘરને પણ મળે છે. તેથી પ્રયોજન સંપૂર્ણ રીતે દર્શાવવા ' નદી ઉપરનું ઘર ' એવું પદ વપરાય છે. તેથી, આ પણ લક્ષ્ય અર્થ છે. વાચ્ય અર્થ સાથે આ અર્થ જોડાયેલો છે જ, પરંતુ, આ પદનો આવો અર્થ સમજવાની રૂઢિ નથી. વળી પ્રયોજનનું બીજું ઉદાહરણ લેતા, 'દેવદત્ત ગધેડો છે' આ વાક્યનો અર્થ એવો લક્ષ્ય થાય છે કે 'દેવદત્ત ગધેડા જેવો મૂર્ખ અને જડ છે' 'ગધેડા' શબ્દ-નો વાચ્ય અર્થ અહી લઈ શકાય તેમ નથી, કેમકે, દેવદત્ત પશુ નથી. અને, 'દેવદત્ત ગધેડા જેવો છે' અથવા 'દેવદત્ત ગધેડા જેવો મૂર્ખ અને જડ છે' એમ કહ્યાથી લક્ષ્ય અર્થ પણ બરાબર યથેચ્છ પ્રકટ થઇ શકે તેમ નથી. તેથી ધારેલો અર્થ સંપૂર્ણ રીતે પ્રકટ કરવા 'દેવદત્ત ગધેડો છે' એમ કહેવામા આવે છે. 'ગધેડા' શબ્દનો આ અર્થ તેના વાચ્ય

અર્થના સંબંધમાં જ રહેલો છે પણ તેનાથી ભિન્ન છે. 'ગધેડા' શબ્દથી આવો અર્થ સમજવાની રૂઢિ નથી પણ આ વાક્યમાં ખાસ પ્રયોજનને લીધે તેનો આવો અર્થ લક્ષ્ય કર્યો છે. આ રીતે રૂઢિમૂલક અને પ્રયોજનમૂલક બે પ્રકારના અર્થને લક્ષ્ય કહે છે, અને જે શબ્દોના આવા અર્થ છે તેમને લાક્ષાણિક કહે છે; અર્થાત્ જ્યારે કોઈ શબ્દ કોઈ લક્ષ્ય અર્થનો આશ્રયભૂત હોય છે ત્યારે તે શબ્દ તે અર્થ સંબંધે વાચક નહિં પણ લાક્ષણિક કહેવાય છે. આ અર્થને 'લક્ષ્ય' કહેવાનું કારણ એ છે કે શબ્દ વાપરતાં એ અર્થ વિશેષે કરી લક્ષમા રાખેલો હોય છે.

ઉપર પ્રમાણે જ્યારે કોઈ પ્રયોજન માટે લક્ષણાવ્યાપાર થાય છે ત્યારે લક્ષણા સાથે વ્યંગ્ય અર્થ હોય છે; રૂઢિથી લક્ષણા થાય ત્યારે વ્યંગ્ય અર્થ હોતો નથી. એ વ્યંગ્ય વ્યંજનાવ્યાપારથી જણાય છે. જે પ્રયોજનની પ્રતીતિ કરાવવા લક્ષણા સાથે શબ્દ વાપરવામા આવે છે તે પ્રયોજન એ લાક્ષણિક શબ્દથી જ જણાય છે, અને એ રીતે પ્રયોજન જણાય છે એમા વ્યંજનાવ્યાપાર હોય છે, શબ્દનો બીજો કોઈ વ્યાપાર કે બીજી કોઈ ક્રિયા નથી હોતી. 'નદી ઉપરનું ઘર' એમ કહેવામાં ઠંડક, હવા, સ્વચ્છતા વગેરે હકીકત સૂચવવાનું પ્રયોજન છે, પણ ઠંડક, હવા, સ્વચ્છતા વગેરે ' નદી ઉપરનું ' શબ્દના વાચ્ય અર્થ નથી તેથી એ પ્રયોજનના બોધનમા અભિધાવ્યાપાર નથી. તેમ એમાં લક્ષણાવ્યાપાર પણ નથી, લક્ષણા માત્ર લક્ષ્ય અર્થ દર્શાવે, પણ તે લક્ષણાનો વ્યાપાર અગાડી ચાલતો નથી. ' નદી ઉપર ' શબ્દનો લક્ષ્ય અર્થ ' નદીતટ ઉપર ' એવો થયો, મુખ્ય અર્થ લેતાં બાધ આવતો હતો તેથી આવો લક્ષ્ય અર્થ થયો. પણ આ લક્ષ્ય અર્થ તે મુખ્ય અર્થ નથી કે તે પરથી બીજો લક્ષ્ય અર્થ થાય. એ લક્ષ્ય અર્થ લેતાં કંઈ બાધ આવતો નથી, ' ઠંડક ' વગેરે લક્ષ્ય 'તટ' સાથે જોડાયેલા નથી ( તે તો 'નદી' સાથે જોડાયેલા છે ) કે જેથી, 'તટ' ના સંબંધમાં ' ઠંડક ' લક્ષ્ય થાય. લક્ષ્ય

સમજવાનું જેમ પ્રયોજન હોય છે તેમ આ પ્રયોજન સમજવાનું કંઈ પ્રયોજન હોતું નથી, 'ઠંડક' વગેરે સમજાવવાના પ્રયોજનને લીધે 'નદી'થી 'નદીતટ' લક્ષ્ય થાય છે, પણ એવું કંઈ પ્રયોજન નથી કે જેથી 'ઠંડક' વગેરે લક્ષ્ય અર્થ થાય, તથા 'નદી'થી 'નદી-તટ' સમજાતા જે પ્રકારે શબ્દની ગતિ સ્ખલિત લાગે છે તેમ 'ઠં-ડક' વગેરે સમજાતા કંઇ સ્ખલિતતા લાગતી નથી, શબ્દની એવી જાતની અસમર્થતા લાગતી નથી, અર્થાત્ શબ્દ સમજવાની એવી મુશ્કેલી વિના બીજી જ રીતે પ્રયોજન સમજાય છે. લક્ષ્ય અર્થ સમ-જાય છે તે એવા પ્રયોજનવાળો જ લક્ષ્ય અર્થ સમજાય છે એમ પણ નથી; કેમકે, માત્ર લક્ષ્ય અર્થ જ લક્ષણાથી થતા જ્ઞાનનો વિષ-યભૂત હોય છે; પ્રયોજન તો તે જ્ઞાનનું ફલ છે. તે જ્ઞાન થયા પછી પરિણામ રૂપે ધારેલુ પ્રયોજન સમજાય છે, તે ફળ લક્ષણાજ્ઞાનથી ભિન્ન જ છે; 'નદી' થી 'નદીતટ' અર્થ સમજાય છે, પણ 'ઠંડક-વાળો નદીતટ' એવો 'નદી' શબ્દનો લક્ષ્ય અર્થ થતો નથી. સર્વથા, લક્ષ્ય અર્થથી જુદી જ રીતે પ્રયોજન સમજાય છે, 'નદી'થી 'નદી-તટ' સમજાય છે એ વ્યાપાર લક્ષણા છે, પણ 'નદી'થી ઠંડક, હવા, સ્વચ્છતા સમજાય છે એ વ્યાપાર લક્ષણા નથી, એ વ્યાપાર કંઈ જુદો જ છે. આ વિલક્ષણ વ્યાપારને વ્યંજના કહે છે. આ લક્ષ-ણામૂલ વ્યંજના છે. લક્ષણાના પ્રયોજનમા વ્યંગ્ય અર્થ રહેલો હોય છે, લક્ષણા થતા જોડે વ્યંજના પણ થાય છે. 'નદી'થી ઠંડક વગેરે જે 'નદી' શબ્દમા રહેલો અર્થ સમજાય છે તે વ્યંગ્ય અર્થ કહે-વાય છે, અને તે અર્થને સંબંધે ' નદી ' શબ્દ વ્યંજક કહેવાય છે.

આ સિવાય અભિધામૂલ વ્યંજના પણ હોય છે. શબ્દોના ઘણા અર્થ હોય છે તોપણ આસપાસના સંયોગ, અર્થ, પ્રકરણ વગેરેથી શબ્દના અમુક અર્થ નિશ્ચિત થાય છે. સંસ્કૃતમા 'હરિ' શબ્દના 'વિષ્ણુ,' 'ઇન્દ્ર,' 'વાનર' વગેરે અનેક અર્થ છે પણ 'હરિ શંખ ચક્ર સાથે આવ્યા,' ' હરિ શંખ ચક્ર વગર આવ્યા' એવા વાક્યમાં

'હરિ' શબ્દનો અર્થ વિષ્ણુ છે એમ તરત સમજાય છે. 'દેવનો' અર્થ 'રાજા' પણ થાય છે, પરંતુ જે સંબંધમાં 'દેવ' શબ્દ વપરાયો હોય તે જોતાં અર્થ શો છે તે એકદમ માલમ પડે છે. શબ્દોનું વાચકપણું આ રીતે નિયંત્રિત થયેલું હોવા છતાં પણ વાચ્ય નહિં એવો અર્થ ક્વચિત્ જણાય છે. જે વ્યાપારથી આ અર્થ જણાય છે તે વ્યાપાર વ્યંજના કહેવાય છે.

'એક મહાનદ રવ ગંભીરે ઘૂમતો,
વિકટ અરણ્ય મહીં વહિ જાતો એકલો,
અથડાતો વળિ શિલા વિશાળી સંગમાં,
તે ઓળંગી આગળ વ્હેતો ટેકિલો.
* * * * * *
એક નદી વળી ન્હાનકડી મીઠે રવે
ગાન કરતી ઝીણું, નાચે મંદ જે,
મંદ હસંતાં મેદાનોમાં મ્હાલતી
જાએ ધીરે ધરિ ધીરો આનંદ એ,

'નદનદીસંગમ.' કુસુમમાળા.

અહીં વાચ્ય અર્થ નદ અને નદીનો અને તે બન્નેના પ્રવાહમાર્ગના સ્થળનો જ છે, બીજો કશો વાચ્ય અર્થ થતો નથી. 'નદ,' 'નદી,' 'અરણ્ય,' 'શિલા,' 'હસતાં મેદાનો,' એ શબ્દોના મુખ્યાર્થ લેતાં કંઈ બાધ આવતો નથી તેથી તેમનો કંઈ લક્ષ્ય અર્થ નથી. તે છતાં 'નદ' તે કઠણ પ્રસંગોથી ભરેલું જીવન જીવનાર પુરુષ છે, 'નદી' તે સરળ આનંદમય જીવન જીવનાર સ્ત્રી છે, 'અરણ્ય' અને 'શિલા' તે પુરુષજીવનમાં આવી પડતાં વિઘ્ન અને વિપતિ છે, 'હસંતાં મેદાનો' તે સ્ત્રીજીવનના આનંદપ્રસંગ છે, એ અર્થ જે પ્રતીત થાય છે તે વ્યંજનાનો વ્યાપાર છે; એમાં અભિધા કે લક્ષણાનો વ્યાપાર નથી. આ અર્થ વ્યંગ્ય કહેવાય છે અને તે દર્શાવનાર તરીકે એ અર્થવાળા શબ્દ વ્યંજક કહેવાય છે. આ વ્યંજના અભિધામૂલ છે.

શબ્દોના વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય અર્થ ઉપરાંત વાક્યમાં પદાર્થોના સમન્વયથી વિશેષ તાત્પર્યાર્થ પણ થાય છે. તે આખા વાક્યના અર્થરૂપ હોય છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે જેમ શબ્દોના વ્યંગ્ય અર્થ થાય છે, તેમ દરેક પ્રકારનો અર્થ પણ કોઈ કોઈ વાર બીજો વ્યંગ્ય અર્થ દર્શાવે છે. અર્થાત્ વાચ્ય, લક્ષણ અને વ્યંગ્ય અર્થ પણ કોઈ વેળા વ્યંજક બની વિશેષ વ્યંગ્ય અર્થની પ્રતીતિ કરાવે છે.

> રિપુભટવધકેરી વાત છે જૂઠિ સર્વ;
> અસિ પર નથિ એકે રક્ત કેરો કલંક;
> વ્રણ સહુ તુજ પીઠે કંટકોથી થયા છે,—
> અરિ અભિમુખ આવે, ના તને કો મળ્યા છે.

અહીં વાચ્યાર્થ તો એવો છે કે 'તેં માર્ગમાં રિપુઓને હણ્યા એ બધી વાત જુઠી છે; કારણ કે તારી તરવાર પર લોહીનો એકે ડાઘ નથી, તારી પીઠ ઉપર જે ઘા છે તે બધા કાંટાથી થયા હોવા જોઇએ કેમકે ઘા કરનાર મનુષ્ય તો સામે આવીને મારે; માટે માર્ગમાં તને કોઈ મળ્યું જ નથી.' પરંતુ, આ અનુમાન કરવાનું યોગ્ય કારણ નથી, માણસો પીઠ પર પણ ઘા કરે અથવા કોઇએ ઘા ન કર્યો હોય તથા તેં કોઇ પર તરવાર વાપરી ન હોય તોપણ માણસો માર્ગમા મળ્યા હોય એમ બની શકે. તેથી, વિપરીત લક્ષણાથી વાક્યનો એવો લક્ષ્ય અર્થ થાય છે કે 'તને માર્ગમાં માણસો મળ્યા છે.' આ લક્ષ્ય અર્થ વળી એક વ્યંગ્ય અર્થનો વ્યંજક બને છે, 'તને માર્ગમાં માણસો મળ્યા છે.' એ અર્થ ઉપરથી વ્યંજિત એવું થાય છે કે 'તને માર્ગમાં શત્રુઓ મળ્યા છે અને તું તેમનાથી હારીને નાસી આવ્યો છે, તેં તારી તરવાર વાપરી જ નથી અને નાસતાં તને પીઠ પર તેમના ઘા થયા છે.' લક્ષ્ય અર્થ વ્યંજનાવ્યાપાર વડે

આ અર્થ દર્શાવે છે. વાચ્ય અને વ્યંગ્ય અર્થ ઉપરથી પણ આ જ રીતે વ્યંગ્ય અર્થ નીકળે છે.*

વાચ્ય અર્થ કરતા વ્યંગ્ય અર્થ વધારે ચમત્કારિ હોય એમાં કાવ્યનું ઉત્તમત્વ છે. અને, વ્યંજનાના ઉપર પ્રમાણે અનેક પ્રકાર હોય છે. શબ્દનો માત્ર વાચ્ય અર્થ હોય ત્યાં અભિધાવ્યાપારને આધારે વ્યંજના થાય છે, શબ્દના વાચ્ય અર્થ ઉપરાત લક્ષ્ય અર્થ પણ હોય ત્યા લક્ષણાવ્યાપારને આધારે વ્યંજના થાય છે, અને વળી શબ્દોના વાચ્ય, લક્ષ્ય, વ્યંગ્ય અને તાત્પર્ય અર્થ પરથી વ્યંજના થાય છે. તે છતા, કવિએ કાવ્યરચનામા નિશ્ચિત વાચ્યાર્થવાળા શબ્દોનો જ ઉપયોગ કરવો જોઇએ (અર્થાત્ શબ્દો કોઈ લક્ષ્ય કે વ્યંગ્ય અર્થમાં વાપરવા ન જોઇએ) એમ સુદર્શનકાર શા કારણથી કહે છે તે જણાતુ નથી. નિશ્ચિત વાચ્ય અર્થ ઉદિષ્ટ ન હોય ત્યા પણ વ્યંજના થઈ શકે છે. ચન્દ્ર, શુક્ર અને બીજા એક તારાને ગિરિના શિખરથી થોડે ઉંચે પાસે પાસે દેખાતા જોઈ એ સર્વ દિવ્ય સુન્દરીઓ વનદેવી સાથે ક્રીડા કરવા આવી છે એવી કલ્પના કરી રચેલું 'દિવ્ય સુન્દરીઓનો ગરબો' નામે કાવ્ય હૃદયવીણામાં છે તે વિશે તે ઉપર ચર્ચા કરી છે. એ તારકોની સુન્દર સમુજ્જ્વલ આકૃતિના દર્શનથી મનુષ્યહૃદયમાં થતા ઉચ્ચ ભાવનાના ઉદીપનને સુન્દર કંઠથી નિકળતા ગાયનના શ્રવણસમ અસરકારક થતું દર્શાવવાના હેતુથી એ કાવ્યમાં સુન્દરી શબ્દનો આવો લક્ષ્ય અર્થ કર્યો છે તેથી વ્યંજના થવામાં લેશ માત્ર પ્રતિરોધ નડતો નથી. એ લક્ષણા કર્યાથી જ તેમના ગાયનની અને તેમને આરોપેલા ગુણધર્મના કથનની કલ્પના થઈ શકી છે. મનુષ્ય અને પ્રકૃતિ વચ્ચે નિકટ સંબંધ છે એ વ્યંગ્ય અર્થ આ લક્ષણા અને કલ્પનાના સાધનદ્વારા પ્રકાશિત થઈ શક્યો છે. લક્ષણા વિના સ્પષ્ટ શબ્દોમાં એ અર્થ પ્રકટ કરતાં વ્યંગ્યને અભાવે કાંઈ ચારુતા રહેત નહિ અને કાવ્યત્વની

* શબ્દોના અર્થ વિશેનું આ વિવેચન બહુધા કાવ્યપ્રકાશમાંથી લીધું છે.

હાનિ થાત. રસમય અર્થ વ્યંગ્ય હોવામાં કાવ્યનો ચમત્કાર છે. એ જ પ્રમાણે 'એ સ્વપ્નદર્શન' નામે કાવ્યમાં 'કિનારા' શબ્દનો લક્ષ્ય અર્થ કર્યાથી પરકાલનું આનંદમય ધામ 'ભવસાગર' ની પાર ગયા પછી આવે છે તથા એ ધામ અમૃતત્વસિંધુથી વેષ્ટિત છે એ પર્યાપ્ત રીતે દર્શાવી શકાયું છે. ઇહજીવન અને પરકાલ વચ્ચેના અંતરના તથા પરકાલની અવસ્થાના ચિત્રમા વ્યંગ્ય અર્થની જે રમણીયતા દાખલ થઈ છે તે આ 'કિનારા' શબ્દની આવી લક્ષણા કર્યાનું પરિણામ છે. 'સુન્દરી' અને 'કિનારા' શબ્દના નિશ્ચિત વાચ્ય અર્થ સિવાય બીજા અર્થ લેવાનો પ્રતિબંધ હોત તો ઉપર કહેલા પ્રકારની વ્યંજના થઈ શકત નહિં. એ કાવ્યોમા જે રસિકતા રહી છે તેનું મૂળ કારણ લક્ષણાવ્યાપાર છે, 'પોતાનુ હૃદય વાચકના હૃદયમા ઉતારવાના' પ્રયત્નમા સફલતા કવિને એ લક્ષણાવ્યાપારથી જ પ્રાપ્ત થઇ છે એ શબ્દોના નિશ્ચિત વાચ્યાર્થવાળા અર્થો જ વાપરવાનો કે શબ્દોના નિશ્ચિત વાચ્ય સિવાય કોઈ પણ બીજા અર્થ નહિં વાપરવાનો આગ્રહ કર્યાથી કદિ એ ફળ અધિગત થાત નહિં. રૂઢિ ન હોય ત્યા પણ ખાસ પ્રયોજનને ઉદ્દેશી લક્ષણા થઇ શકે છે અને એવી લક્ષણાથી જ પ્રયોજનની વ્યંજના થાય છે, રૂઢિથી લક્ષણા હોય ત્યા વ્યંજના હોતી નથી એ ઉપર દર્શાવ્યું છે; તેથી અરૂઢ 'નવી ભાષા' યોજતા કાવ્ય 'અરણ્યરુદિત' થાય એ દલીલ કેવળ વ્યર્થ છે.' નવી ભાષામાં રહેલો અર્થ વ્યંગ્ય તો હોય જ, સર્વથા સ્પષ્ટ ન હોય, પરતુ એ વ્યંગત્વમા જ કવિતાની ખુબી છે. કવિતા અને સાહિત્ય, ૧ લી આવૃત્તિ પૃષ્ટ ૪૦૫ થી ૪૧૨



# સૂચિપત્ર.

